અહેવાલે ખાનદાને

# દાદીશેઠ

احوال خاندان دادي سيت

યાને

## શેઠ દાદીભાઇ નોશીરવાનજી દાદીશેઠ તથા તેમના વંશજોની તવારીખ.

(૭૫ ચિત્રો સહીત.)

—:૦:—

"કોઇ તમારૂં માઠું કરે તોબી તમે તેનું ભલુંજ કરજો; હુમજાત સાથે હેતપ્રિત રાખજો"—શેઠ દાદીભાઇ નોશીરવાનજીએ પોતાનાં ૧૭૯૪ માં કીધેલાં છેલ્લાં વસીયતનામા મધે પોતાનાં દીકરા અરદેશર દાદીને કીધેલી નસીહત.

(મી૦ નશરવાનજી દાદી ન. દાદીશેઠની ફરમાશથી.)

કર્તા:

રૂસ્તમ બરજોરજી પેમાસ્તર,
બી. એ., એલ. એલ. બી.
તે "પારસી પ્રકાશ"ના હાલના કર્તા.

ઇ. સ. ૧૯૩૧; સને ૧૩૦૦ યઝ.

મુંબઇ.

# HISTORY

OF

# THE DADYSETT FAMILY

*(with 75 photographs)*

WRITTEN AT THE REQUEST

OF

Mr. Nusserwanji Dady Dadysett

BY

Rustam Barjorji Paymaster, B.A., LL.B.

*Editor "Parsi Chronicles."*

——:o:——

"If anybody does you harm, still do you return good for it. Be kind and loving to your fellow-men." *Dadybhai Nusserwanji's advice to his son Ardeshir Dady in his last Will of 1794.*

---

1931 A. D. 1300 Yezd.





દાદીભાઇ નોશીરવાનજી (મોટા દાદીશેઠ) ની પોતાની સહી.

જનમ—૧૭૩૪

મરણ—તા૦ ૭ મી એપ્રીલ ૧૭૯૯

આ પુસ્તક લખાવનાર તથા પ્રસિદ્ધ કરનાર.



**મી૰ નશરવાનજી દાદી દાદીશેઠ.**

જન્મ—તા૰ ૨૪ મી જુલાઇ ૧૮૭૨.

(રોજ ૭ મો, માહ ૧૨ મો કદમી સને ૧૨૪૧.)

## અર્પણ પત્રિકા

ફ્રવષ્યો ક્ષ્નુનાઓ અયન્તુ અહમ્ય ન્માને,
ક્ષ્નુતાઓ વીચરેન્તુ અહમ્ય ન્માને.
ક્ષ્નુતાઓ ઓફ્રીનેન્તુ અહમ્ય ન્માને,
વંઘઉહીમ અષીમ ખાપરામ,
ક્ષ્નુતાઓ પારયન્તુ હચ અહ્માત ન્માનાત,
સ્તઓમાચ રાજરેચ બરેન્તુ દથુષો
અહુરહે મજદાઓ અમેષનામ સ્પેન્તનામ.

**અર્થ:**—ઓ અશોઓનાં ફરોહરો! ખુશનુદી સાથે અત્રે પધારો, ખુશનુદ થઇને અત્રે આમદને રફ્ત કરો, ખુસ્નુદ થઇને અત્રે ભલી અશોઇના સુખી આશીરવાદો ઉતારો, અહિંથી ખુશનુદી સાથ પાછા ફરો, દાદાર અહુરમઝદ તથા અમેષાસ્પન્દોની હઝુરમાં આ અમારી સેતાયશ અને ભક્તિ-ભજનો પોતાની સાથે લઇ જાઓ!!
(ફ્રવરદીન યશ્ત ક૦ ૧૫૬-૭)

---

# દાદીશેઠ ખાનદાનના

## તે ભલા અશો નરનારીઓ

**જેઓએ કોમ પ્રત્યેની અનેક અનુપમ ધાર્મીક અને સખાવતી સેવાઓ બજાવી છે તેમનાં પાક અશો ફરોહરોની યાદમાં**

## આ પુસ્તક

અતી માન તથા પ્રેમ સાથ તેમના એક કમીના નબીરા

**નશરવાનજી દાદી દાદીશેઠે**

**અર્પણ કર્યું છે.**

# બે બોલ

---

આજ કાલ આપણી ભલી કોમ પોતાના વડવાઓની ભુલાતી જતી તવારીખને વેળાસર પાછી તાજી કરીને તે હંમેશ માટે જાળવી રાખવાના અનેક ઉપાયો લેવાને સ્તુતીપાત્ર કોશેશ કરતી રહી છે તે જોઇ સંતોષ ઉપજે છે. 'પારસી પ્રકાશ' જેવું કોમી તવારીખની નોંધ જાળવનારૂં પુસ્તક કાંઇ નહી તો આ હિંદ દેશમાં તો આપણી કોમ સિવાય બીજી કોઇ પણ કોમ ધરાવતી હોય એમ માલમ પડતું નથી, બલ્કે કોઇ પણ કોમને મરહુમ ખા. બા. બહમનજી બહેરામજી પટેલ માફક આવી કોમ–સેવા બજાવવાનો વિચાર સુજ પડતો નથી. હાલ આપણાં અનેક જાણીતાં ખાનદાનો જેવાં કે શેઠના, લાલકાકા, દાદાચાનજી, કરકરયા વિગેરે એ પોતાની તવારીખ છપાવવાને ઉલટ બતાવી છે, ત્યારે કાંઇપણ અહંકાર વગર કહુંં તો અમારા દાદીશેઠ જેવા એક પુરાણા ખાનદાન, જેણે દયાળુ સખી અને ધરમી તબેહનાં અનેક સ્ત્રી પુરૂષો પુરાં પાડયાં છે, તેમની તવારીખ હજી અંધારામાં પડી રહે એ વાજબી નહતું. એ ખાનદાનની તવારીખ લખનાર કોઇ ઉત્સાહી ગ્રહસ્થ નહી મલવાથી આ કામ આજ વેર બજાવી શકાયું નહતું, પણ સારાં ભાગ્યે હાલના પારસી તવારીખના પ્રકાશક તે મરહુમ ખા. બા. બહમનજી પટેલના વિદ્વાન જાયનશીન અને કોમ–સેવક મી. રૂસ્તમ બરજોજી પેમાસ્તર બી. એ. એલએલ. બી. ને અમારાં દાદીશેઠ ખાનદાનનો હેવાલ બાહેર પાડવાને માટે ઇશારો થતાંજ એવણે એક બોલે એ કામ ઉપાડી લઇ અમારાં આખાં કુટુંબ ઉપર નહી ભૂલાય તેવો ઉપકાર કીધો છે. મી૦ પેમાસ્તરે આ આગમજ દાદીશેઠ ધામીર્ક તથા સખાવતી ત્રસ્ટો ("Dadysett Religious and Charitable Trusts) ની જાણુવાજોગ તવારીખ ઇંગ્રેજીમાં પ્રગટ કરી અમારાં ખાનદાનની સેવા બજાવી હતીજ તેમાં હાલ એવણે આ "અહેવાલે ખાનદાને દાદીશેઠ" નું પુસ્તક બાહેર પાડી અમારાં દાદીશેઠ ખાનદાન ઉપરના ઉપકારમાં ધરખમ વધારો કીધો છે જે માટે આ તકે મારી પોતાની તેમજ અમારા ખાનદાન તરફથી મી૦ પેમાસ્તરનો અંતકરણ-પુર્વક આભાર માનું છું.

અમારાં ખાનદાનના નબીરાંઓની તવારીખની નોંધો કમનસીબે જેવી જોઇએ તેવી રીતે જળવાઇ રહી ન હતી અને કેટલીક માત્ર છુટી છવાઇ દસ્તાવેજોમાં પથરાયલી હતી, પણ ખાસ કરીને 'પારસી પ્રકાશ' માં તેને જેમ તેમ કાંઇક ઇનસાફ આપેલો હતો. મી૦ રૂસ્તમ પેમાસ્તરે ભારે મહેનત લઇ પોતાથી બને તેટલી અનેક વિગતો મેળવી અત્રે રજુ કરી છે. એવણુ જેવા અનેક રોકા-ણુવાળા ગ્રહસ્થ આટલું મોટું પુસ્તક અમારાં જેવાં એક અદના ખાનદાનને લગતું કેમ તૈયાર કરી શકયા હશે એજ એક અજાયબીની વાત લેખાશે, છતાં જો તેમાં કાંઇક અધુરૂં જણાય તો તે અમારા ખાનદાનનાંજ કેટલાંક સાહેબોએ પોતાના હાથમાં પડેલી વિગતો પુરી પાડવા માટે બતાવેલી સુસ્તીનેજ આભારી છે એમ મારે અત્રે કાંઇક દિલગીરી સાથ જણાવવું જોઇએ છે. વલી કેટલાંક કુંટુબીઓએ પોતાના ફોટો નહી આપવાથી તેમની સબી અત્રે બિરાજમાન થતી નથી. ફરીથી આ ભારે ઝેહમતનું કામ પાર પાડી હમારા દાદીશેઠ ખાનદાન ઉપર આ મારા ભલા અને સાદા મિત્ર—અને મારા પોતાના એકવારના ખાનગી શિક્ષકે જે ભારે ઉપકાર કીધો છે તેનો અત્રે સ્વીકાર કરૂં છું. મારે પોતાને માટે તો એટલોજ સધ્યારો લઇ શકું કે આ પુસ્તક લખવાનું કામ લાયક અને કસાયલા હાથોમાં મેલવાને હું ભાગ્યશાળી થયો છું.

**નશરવાનજી દાદી દાદીશેઠ**

તે 'અહેવાલે ખાનદાને દાદીશેઠ'ના પ્રસિદ્ધ કરનાર.

---

# કર્તા તરફનો દીબાચો

આ કેતાબના સંબંધમાં '**બે બોલ**' તેના લાયકીવાળા ઉત્સાહી પ્રગટ કરનાર દાદીશેઠ ખાનદાનના ભલા અને શરમાલ નબીરા મી૰ નશરવાનજી દાદી દાદીશેઠે લખી તેનો દીબાચો લખવાનું મારે માટેનું કામ ઘણું સહેલ કરી નાખ્યું છે. જો હું ખુલ્લે ખુલ્લું કહું તો એ માત્ર 'બે બોલ' નથી પણ તેમાં કાંઇક વધુ અને અતી માયાળુ શબ્દો જોવામાં આવે છે કે જે મારા પોતાના માટેના એમના અતી ઉદાર સખુનો છે અને જે એ પ્રિય ભાઇનો ઉમદા અમીરી ખવાસ બતાવી આપે છે. પોતાના ખાનદાનની આ તવારીખ રચવા માટે આગેવાની લેવામાં મી૰ નશરવાનજી દાદી દાદીશેઠે પોતે કેટલી ભારે જંજાલ માથે હોરી લીધી હતી તેનો ખ્યાલ શરૂઆતમાં તો આવ્યો નજ હશે! પણ જ્યારે એવણ ઉંડાણમાં ઉતર્યા ત્યારેજ એમને જણાયું છે કે એમને લગભગ દર અઠવાડીયે તેની પાછળ કેટલુંક માથાદુખણ કરી પેલા કહે તેમ "સહેતા જીવને સંતાપમાં નાખવો" પડયો છે. આ 'અહેવાલ'ને માટે પોતાને બને તેટલાં સાંધનો ખોળી કાઢી પુરાં પાડવામાં ભાઇ સાહેબ નશરવાનજીએ વખત અને મહેનતની કશી મના કરી નથી. તેમની પોતાનાં વહાલાં ખાનદાન તરફની આ ફિદાગીરી ખરેજ નકલ કરવા જોગ છે. જે ફરજ આજ દાહેકાઓ વેર વગર બજાવવે પડી રહી હતી તે મી. નશરવાનજીએ માથે ઉઠાવી પોતાના ખાનદાનની અનુપમ સેવા બજાવી છે, એટલુંજ નહી પણ જે તેમના વડીલોનાં કેટલાંક ભલાં બોધકારક સખી અને ધામીંક કાર્યો ભુલાતાં જતાં હતાં તેમને તાજાં કરી એવણે તે ન્યાગાનોના ખરા આશિષ મેલવ્યા છે, અને તેમનાં અશો ફરોહરો એમને માટે સારીજ દુઆ દેતાં હશે.

આ કુટુંબી તવારીખને લગતી વિગતો મેલવવામાં જે મુશ્કેલીઓ નડી છે તેનો આશા છે કે સુજ્ઞ વાંચનાર તરફથી ઘટતો સ્વીકાર કરવામાં આવશે. કેટલાક પારસીભાઇઓ ખુદ પોતાને લગતી વિગતો પુરી પાડવાને કાંઇ અજબ જેવાં કારણથી આનાકાની કરે છે. એવી વાસ્તવીક વિગતોની

ગેરહાજરીમાં બાહેરથી મેળવેલી ખબરમાં ભુલચુક થવાનો ઘણો સંભવ રહે એ દેખીતું છે, અને તેજ ખામીઓ આ પુસ્તકમાં જો નજરે પડે તો નવાઇ નથી. એ ખામીઓ ઉપર તેના પ્રસિદ્ધ કરનારનું ધ્યાન ખેંચવાની તસ્દી લેવાથી ભવિષ્યની આવૃત્તિમાં તે દુર કરી શકાશે.

આ પુસ્તકનો મુખ્ય આધાર, જેમ બીજાં જરથોસ્તી ખાનદાનોની તવારીખ માટે લેવામાં આવે છે તેમ, 'પારસી પ્રકાશ'ના અત્યાર સુધી બહાર પડેલાં દફતરો તથા મરહુમ શેઠ રતનજી ફરામજી વાછાના "મુંબઇનો બહાર"નો લીધો છે એ ઉપરાંત કોર્ટ મધ્યે ચાલેલા મુકદમાઓમાં રજુ થયલાં તેમજ બીજા હાથ લાગેલાં કેટલાંક ખાનગી દસ્તાવેજોની તપાસ લેવી પડી છે. દાદીશેઠ કુટુંબને લગતી વંશાવલીઓ અત્રે આપી છે તે સંબંધ પણ દલગીરી સાથ જણાવવું પડે છે કે એ ખાનદાનના કેટલાક હૈયાત નબીરાઓએ તે આપવાની પણ દરકાર ન કરવાથી તે અત્રે જેટલી જોઇએ તેટલી સંપૂર્ણ થઇ શકી નથી. આ પુસ્તક ધારવા કરતાં વધુ મોટું થયું છે; તે મધ્યે જે જે ભૂલચુકો માલમ પડે તે વાંચનારે મોટા દિલથી દરગુઝર કરવી.

ચનીંવાડી, મુંબઇ.<br>
જાનેવારી ૧૯૩૧

લી૦ સેવક,<br>
**રૂસ્તમ બરજોરજી પેમાસ્તર.**

# અહેવાલે ખાનદાને દાદીશેઠ.

## સાંકળ્યું.

## પૂરવણીઓ.

## વંશાવલીઓ.

# સાંકળચું.

## આ પુસ્તક મધેનાં ચિત્રો

# અનુક્રમણિકા.

## દાદીશેઠ ખાનદાનના શખ્સોના નામો.

પાનું.

# શુદ્ધ-પત્રિકા.

| પા. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૨૪ | તેમનો ખુલાસો | તેમના દુબાશો |
| ૨૧ | ૨૮ | મનજીશાહે | મનજીશાહ તે |
| ૨૬ | ૧૫ | ભાઇજી | " ભાઇજી |
| ,, | ૧૯ | પડેલા છે | પડેલા છે." |
| ૨૭ | ૨૪ | કે હાલે | નેહાલે |
| ૨૮ | ૨ | હન્દ | નેહાદ |
| ૨૯ | ૬ | મુ | ચું |
| ૩૦ | ૧૪ | સન | સને |
| ,, | ૧૫ | ૧૧૫૩ | જુમલે ૧૧૫૩ |
| ૩૨ | ૨૬ | ગવરનર | રીકોર્ડર |
| ,, | ૨૭ | ,, | ,, |
| ૩૩ | ૨૭ | ,, | ,, |
| ૩૪ | ૧૨ | ના નીભાવ માટે | નો નીભાવ |
| ૩૬ | ૧૩ | | (ઉમેરો) મહેરવાનજી ફરામજી પાંડે. |
| ૪૬ | નાકે | ૨૮–૪ | ૨૭–૪ |
| ,, | | ૧૫–૧૧ | ૧૫–૧ |
| ૯૮ | ૧૨,૧૭ | દસ્તુર | પંથકી |
| ,, | ૧૪ | દસ્તુર | એરવદ |
| ૧૩૭ | ૧૨ | અંત | મત |
| ૧૬૬ | ૧૯ | અફીસ | અફીણ |
| ,, | | પેઠી | પેટી |
| ૧૬૬ | ૭ | ૧૮૦૩ | ૧૮૩૦ |
| ૧૮૩ | ૩,૪ | ૨૬–૧૦–૧૮૩૭ | ૨૪–૧૦–૧૮૩૬ |
| ૧૮૬ | ૨ | કાવશાહ | કાવસજી |
| ૨૦૨ † | ૧૬ | નબીરા | દોતરા. |

† મી૦ દાદી ખરશેદજી અ. દાદીશેઠના દીકરી સુનાબાઇ ખરશેદજી ફરદુનજી પારખનાં બેટી આઇમાય, પેપર કરંસીવાળા નાનાભાઇ બરજોરજી બાટલીવાળાનાં ધણયાણી થાય છે.

| પા. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૨ | ૧૬ | માતાજી | ધણ્યાણી. |
| ,, | ,, | બેટીના | (કાઢી નાખજો) |
| ૨૦૫ | ૧૪ | ખરશેદજી | નશરવાનજી |
| ૨૩૬ | ૬ | ૧૨૨૮ | ૧૨૨૮ |
| ,, | ૭ | ૧૮૫૮ | ૧૮૪૮* |
| ૨૫૦ | ૮ | ૧૯૧૩ | ૧૯૧૪ |
| ,, | ૯ | ૧૯૨૯ | ૧૭-૧૨-૧૯૨૮ |
| ૨૬૩ | ૮ | મહેરવાનજી | સોહરાબશાહ |
| ૨૭૨ | ૧૪ | ૧૮ | ૧૬ |
| ૨૭૯ | ૨૧ | ૧૨૩૪ | ૧૨૩૫ |
| | ૨૨ | ૧૮૬૪ | ૧૮૬૫ |
| ૨૮૦ | ૭ | ૨૭ મી (ક) | ૨જી (શે.) |
| ૨૮૧‡ | ૫ | તા૦ ૫ મી | તા૦ ૭ મી |
| ૨૮૫ | ૨૮ | ૧૨૯૩ | ૧૨૯૨ |
| | ,, | ૧૯૨૩ | ૧૯૨૨ |
| ૩૦૯ | ૨૮ | ૧૭૭૦-૧૮૧૮ | ૧૭૬૯-૧૮૧૯ |
| ૩૨૬ | ૨૭ | ૧૮૬૦ | ૧૮૬૧ |
| ૩૩૩ | ૨૯ | ૧૨૫૨ | ૧૨૫૦ |
| ૩૩૫ | ૨૩ | ૨૧ મી ઓગસ્ટ ૧૮૭૯ | ૧૨ મી સપ્ટેમ્બર ૧૮૮૧ |
| ૩૩૮ | ૫ | એક કરોડ | દોઢ કરોડ |
| ૩૪૪ | ૭ | ૧૮૪૫ | ૧૮૪૬ |
| ,, | ૮ | ૧૨૧૪ | ૧૨૧૫ |
| ૩૪૯ | ૨૫ | જમશેદજી ખ. | જમશેદજી ન. ખ. |
| ૩૬૯ | ૨જી | અંકેસર | એકસર † |
| ૫૦૯ | ૧૩ | સો વર્ષ | પચાસ વર્ષ |
| ,, | ,, | એક | અરધી |

* આ તારીખ મુંબઇના બહારમાંથી લીધી હતી. તે અશુદ્ધ જણાવાથી સુધારવી પડી છે. શેઠ હીરજીની ઉમર હાલ ૮૧ વરસની છે.

‡ પાને ૨૮૧ મે તથા ૨૮૦ ઘ ના ફોટોમાં મી૦ જહાંગીર જી. ગઝ્ઝરની જન્મ તારીખ તા૦ ૫ મી જણાવી છે તે તા૦ ૭ મી વાંચવી.

† પાને ૪૭૩ (ડાયરી)માં શીરીનબાઇ તે જમશેદજી નશરવાનજી દાદી શેઠનો જન્મ દીવસ રોજ ૯ મો માહ ૧૧ મો લખેલો છે તેને બદલે રોજ ૮ મો માહ ૧૨ મો (ક) વાંચવો.

# THE DADYSETTS.

( BY—R. B. PAYMASTER, B. A., LL. B. )

How great a privilege to homage pay
To simple-hearted guileless soul of yore,
Who lustre lent to Dadybhai's proud name;
By acts of lasting great munificence
Sett's title earned as nature's noblemen;
No less to his son Ardeshir renowned,
Who vied with his loved sire in charity,
Relieving wants of ill-starred hapless wights—
Victims of famine, drought and dire distress;
To Cursetji and Jehangir Ardeshir,
Who honour of the family maintained,
No less to scions theirs, of happy names—
Ardeshir, Nusserwanji and Homji,
And then to Dady Naushirwan Dady,
Who toiled so hard to have a trust-deed made
Of his illustrious forbears' charity.

The worthy ladies of the family
No less deserve a mention here in verse—
Bachubai, consort wise of Ardeshir,
And Bhikhaiji of his son Cursetji,
Her namesake wife of Dady Nusserwanji,
Good daughter of Sir Dinshaw Petit famed
(Who with his kindred freely gave away
A crore and half in service of the Lord.)
Her husband's mother prudent Hamabai,
And Jivanbai the wife of Homji Dadysett,
Whose prize for budding poets is well known.
These chosen souls dropped once an acorn seed
On soil congenial, that at length there grew
Proud oaks of lasting strength and cooling shade.
Well-being made they motive of their life,
Well-doing practice and their principle,
Thus spreading fragrance all around in life,
And leaving perfume after death behind.

How simple, unsophisticated these
Led sturdy life well-knowing purpose high
Of Providence All Wise that rules the world,
For progress of humanity, as taught
By Zoroaster Prophet of Iran!
Where are now simple souls of sterling worth
Whose creed was service of their ancient faith,
Whose duty to uplift their fallen race?
Where, where the Camas, Pandays, Dadysetts.
The Wadias; Tatas and Sir Jamsetjees,
Who served their co-religionists betimes,
Whose good was held by them to their own heart,
And progress deemed the progress of themselves,
Befriending those in need through thick and thin,
In storm and sunshine, or weal or woe?
They toiled with sweat of brow from morn to eve,
In hopes ere life would end, t'acquire wealth,
With which as trustees of the poor and weak,
Through them God's purpose in their life fulfil.

They sought not honours, titles—baubles mere,
But found their earthly prize and true reward
In consciousness of doing what they could,
In service of God's creatures here on earth,
Whose agents and whose deputies they were.
With hope of happiness in after life
They shared in their own life-time what they had,
With luckless starving men of their own faith,
That sought their help in dire calamity—
Surrendering not what death from them would wrest
But stretched their hand of help without a groan
T'wards those down-trodden and oppressed.
Their princely heart went out to all their kind
Earning the blessings of their fellow-men
Their deeds full well did glory bring to God,
No less than good to His own creatures here,
And last, brought happiness to their own selves.
They crowned their life by kindly acts sublime
And left their names on earth till end of time!

ઈંતેખાબે

# અહેવાલે ખાનદાને દાદીશેઠ.

**AN EPITOME**

**OF**

***THE HISTORY OF***

# The Dadysett Family.

દાદીશેઠ ખાનદાનના નબીરાઓનો વેપાર, પરમાર્થ અને સાહાસકર્મો તથા તેઓએ સ્થાપેલાં ધાર્મિક તથા સખાવતી ખાતાંઓની સંક્ષિપ્ત તવારીખ.

(મી૰ નશરવાનજી દાદી દાદીશેઠની ફરમાશથી)

કર્તા:—

રૂસ્તમ બરજોરજી પેમાસ્તર, બી.એ., એલએલ.બી.,

તે "પારસી પ્રકાશ"ના હાલના કર્તા.

૧૯૩૧.

# ઇંતેખાબે

# અહેવાલે ખાનદાને દાદીશેઠ.

## પ્રકરણ ૧ લું.

### છેલ્લી સદીના અને તેની આગમજના ઝમાનામાં શોધખોળો તથા સુખ સગવડનાં સાધનોની ખુટ.

એક દેશ કે કોમના ચોકસ ઝમાનાની તવારીખનું બરાબર રીતે તોલ કરવા માટે તે ઝમાનો કેવો હતો, તે વેળા સગવડ તથા સુધારા વધારાનાં કેવાં સાધનો મોજુદ હતાં, તે દેશની તથા તેની આસપાસના દેશોની હાલત કેવી હતી, તે સઘળાંને ગણત્રીમાં લેવાની જરૂર છે. એક માણસ એક ઝમાનામાં જેવી રીતે વર્તે છે તેથી જુદી રીતે તે બીજા ઝમાનામાં વર્તે છે.

આગલાં સો બસેં વરસ ઉપર એક શખ્સ કેમ વર્ત્યો હતો તેનું બરાબર રીતે તોલ કરવાને તેના ઝમાનાની તેમજ તેના સમકાળીઓની હાલતનો વિચાર કરવો જોઇએ છે. માણસ પોતાના સંજોગોને હમેશ આધીન હોય છે. સંજોગ એ તેની આસપાસનું વાતાવરણ છે. આસપાસની હવા આપણા ઉપર કાંઇ થોડી અસર કરતી નથી. તેમજ સંજોગો અને ઝમાનાની અસર જાણવી. એજ ધોરણ ઉપર આ દાદીશેઠ ખાનદાનના વડીલોની જીંદગીના બનાવોનું તોલ આપણે કરવું જોઇએ છે. આજ સો સવાસો વરસના ઝમાનામાં કાંઇ આજની કેળવણી કે આજના વિદ્યા હુનરો કે મુસાફરીનાં કે યંત્રકળા વિગેરેનાં સાધનો ન હતાં. દાખલા તરીકે, આજે મુસાફરી જે સુખ સગવડ અને ઝડપથી થાય છે તેવી કાંઇ તે ઝમાનામાં થતી ન હતી. આજે પુણેથી મુંબઇની સેહેલ 'દખણ કવીન' આગગાડી કે મોટરથી ત્રણ ચાર કલાકમાં થઇ શકે છે તેમ કાંઇ આજ એક સદી, બલ્કે અરધી સદી, ઉપર બની શકતું ન હતું, માટે જો તે ઝમાનામાં પગ રસ્તેની બળદના

ગાડાં મારફતની મુસાફરી થતી તેનો ખ્યાલ છોડી દઇ આપણા આજના મુસાફરીનાં સાધનોને જ ધ્યાનમાં લઇને તેનું તોલ કરીયે તો તે ઘણુંજ ભુલાવો ખવાડનારૂ નીકળે તેમાં શી નવાઇ? એજ માફક આજના સાંચા-કામ, વિજલી બળ, તાર, ટેલીફોન, રેડીઓ અને એરોપ્લેનના ઝમાનાના ઝડપ અને સુખ સગવડનાં સાધનોથી વેપાર વહેવારમાં જે સગવડો મલે છે તે કાંઇ તે આગલા ઝમાનામાં ન હતી. આજે સાંચાના અદભુત બળથી જેટલું કાપડ સરેરાસ એક દીવસમાં ચોકસ માણસોથી નીકળે છે, તેટલું કાપડ આગળ પચાશ દીવસમાં દશ ગણા માણસો પણ હાથની વણતથી ભાગ્યે ઉતારી શકતા. એટલા માટે દાદીશેઠ ખાનદાનના નબીરાઓની કાર-કીર્દીની ખરા આકારમાં તપાસ લેવા પહેલાં તેમના ઝમાનામાં હસ્તી ભોગવતાં કેટલાંક સાધનોની તપાસ લેવાની આપણી ફરજ છે.

પ્રથમ તે ઝમાનામા, એટલે કે મુખ્ય કરીને ઇ.સ. ની ૧૮મી સદીની આસપાસ, અત્રે કેટલી વસ્તી હતી અને કઇ કઇ મહાન શોધોનો લાભ લોકોને મલતો હતો તેની કાંઇક અત્રે તપાસ લેવાની જરૂર છે.

## મુંબઇની વસ્તી.

દાદીશેઠના ખાનદાનની પ્રથમથીજ ચહડતી આ મુંબઇ શહેરમાં તેણે વસ્વાટ કીધા પછી થઇ હતી, માટે પહેલાં આપણે તે આગલા ઝમાનાની આ મુંબઇ ટાપુની અને ત્યાં વસ્તા પારસીઓની વસ્તીના આંકડાની તપાસ લઇશું.

જ્યારે મુંબઇ ટાપુ પહેલાં ૧૬૬૫ માં ઇંગ્રેજોના હાથમાં પોર્ચુગીઝો તરફથી આવ્યો ત્યારે અત્રેની વસ્તી દશ હજારની હતી, પણ તેના નવા ગવરનર ઓંગીએરે લોકોને આવી વસ્વાને ઉતેજન આપવાથી માત્ર ૧૨ વરસમાં તે ૭ ગણી થઇ હતી. (Keigwin's Rebellin P. 15) પણ મુંબઇની વસ્તી જે ૧૬૭૭ માં ૬૦ હજારની હતી તે વળી પાછી ૨૩ વરસ રહીને ઇ. સ. ૧૭૦૦ મા, ૧૦ હજારની થઇ. (Malabari's Bombay in the Making p. 225.)

ત્યાર બાદ એ કુલ્લે વસ્તી નીચે મુજબ નોંધાઇ છે:—

| સાલ. | | વસ્તી. |
|---|---|---|
| ૧૭૧૬ | ... ... ... | ૧૬,૦૦૦ |
| ૧૮૧૬ | ... ... ... | ૧,૫૬,૯૮૩ |

| સાલ. | | | વસ્તી. |
|---|---|---|---|
| ૧૮૨૭ | ... | ... | ... ૧,૩૨,૫૭૭ |
| ૧૮૪૯ | ... | ... | ... ૫,૬૧,૧૧૯ |
| ૧૮૬૪ | ... | ... | ... ૮,૧૬,૫૬૨ |
| ૧૮૭૨ | ... | ... | ... ૬,૪૪,૪૦૫ |
| ૧૮૮૧ | ... | ... | ... ૭,૭૩,૧૯૬ |
| ૧૮૯૧ | ... | ... | ... ૮,૦૬,૪૬૪ |
| ૧૯૨૧ | ... | ... | ...૧૧,૭૫,૯૧૪ |
| ૧૯૨૮ | ... | ... | ...૧૨,૯૮,૭૦૮ |

## પારસી વસ્તી.

હવે મુંબઇની પારસી વસ્તી વખતો વખત કેટલી હતી તે આપણે જોઇએ. ઇંગ્રેજોના હાથમાં મુંબઇ આવ્યું ત્યારે તે નજીવી હતી તે એક સદીમાં (૧૭૮૦ માં) ત્રણ હઝારની થઇ હતી. ત્યાર બાદ

| સાલ | | | મુંબઇની પારસી વસ્તી. |
|---|---|---|---|
| ૧૮૦૯ | ... | ... | ... ૬૦૦૦ થી ૮૦૦૦ |
| ૧૮૧૧ | ... | ... | ... ૧૦,૦૪૨ |
| ૧૮૧૪ | ... | ... | ... ૧૩,૧૫૦ |
| ૧૮૨૬ | ... | ... | ... ૧૦,૭૩૮ |
| ૧૮૬૪ | ... | ... | ... ૪૯,૨૦૧ |
| ૧૮૭૨ | ... | ... | ... ૪૪,૦૯૧ |
| ૧૮૮૧ | ... | ... | ... ૪૮,૪૫૮ |
| ૧૮૯૧ | ... | ... | ... ૪૭,૪૫૮ |
| ૧૯૦૧ | ... | ... | ... ૪૬,૨૩૧ |
| ૧૯૧૧ | ... | ... | ... ૫૦,૯૩૧ |
| ૧૯૨૧ | ... | ... | ... ૫૨,૨૩૪ |
| ૧૯૨૮ | ... | ... | ... ૫૩,૦૩૬ |

## દાદીશેઠના વખતમાં પારસી વસ્તી.

દાદીશેઠ ખાનદાનના જણાવેલા મૂળ વડીલ હોમજી બહેરામજી મુંબઇ ટાપુ ઇંગ્રેજોના હાથમાં આવ્યા બાદ આશરે ૨૪ વરસે (ઇ. સ. ૧૬૬૯ માં) રતના કોઇ ગામડાંમાંથી મુંબઇ આવી વસ્યા હતા. તેમના ચાર બેટા-

ઓમાંના વડા નોશીરવાનજીના બેટા દાદીભાઇ (મોટા દાદીશેઠ)નો જનમ ઇ. સ. ૧૭૩૪ માં થયો હતો. હવે એમના ઝમાનામાં ૧૭૮૦ માં મુંબઇના પારસીઓની વરતી ત્રણ હઝાર હતી જે ત્રણ દાહેકામાં વધી છથી આઠ હઝારની થઇ હતી એટલે એમના બેટા અરદેશર દાદીના ઝમાનામાં મુંબઇની પારસી વસ્તી વધીને આઠ દશ હઝારની ગણાઇ હતી જે ગુજરાતના દુકાળને લીધે ત્યાંના શહેરો અને ગામડાંઓમાંથી ભુખમરાને લીધે લોકો મુંબઇમાં આવી ઉતરી પડવાને લીધે હતું. એજ માહાકાળને લીધે તે વેળા સુરત અને બીજી તરફના જરથોસ્તીઓ મુંબઇ તરફ તેના બારામાં ચાલતા વેપારને લીધે નીકલી પડયા હતા, જેમની મોટા દાદીશેઠે મોટા દિલથી છુટે હાથે પરવરશ કીધી હતી, જે આપણ હવેપછી જોઇશું.

## મલબાર હીલ.

ઇ. સ. ૧૭૨૮ માં (એટલે મોટા દાદીશેઠના જન્મની માત્ર ૬ વર્ષ અગાઉ) આપણી આખી મલબાર હીલનું ભાડું વરસ દહાડે માત્ર રૂ. ૧૩૦ હતું. (Malabari's Bombay in the Making p. 93)

## મલબારહીલના બંગલા.

ઇ. સ. ૧૮૦૦ માં મલબાર હીલ પરના પશ્ચિમ ભાગપર ગવરનરના બંગલાં ઉંપરાંત અરધો ડજન બંગલા હતા અને ત્યાં યુરોપીયનો માટે તો એક પણ બંગલો ન હતો.

## છાસ્ટી, ભરૂચ અને પુણા.

મુંબઇની નઝદીકનો સાઠ ગામોથી બનેલો છાસ્ટી તાલુકો તો ૧૯ મી સદીની શરૂઆતમાં મરાઠાઓની સાથની લડાઇના પરીણામે ઇંગ્રેજોએ મેળવ્યો હતો.

પુણા શહેર ઇ. સ. ૧૮૧૭ માં મરાઠાઓના હાથમાંથી ઇંગ્રેજોના કબજામાં આવ્યું હતું અને ભરૂચ શહેરમાં તો મોટા દાદીશેઠના ગુજરવા પછી ૪ વરસ રહીને (ઇ. સ. ૧૮૦૩ માં) ઇંગ્રેજી રાજ થયુ હતુ અને તે વખતે એ રાજનો કારોબાર ચલાવવામાં અંગ્રેજ સરકારે બીજી કોમો જોડે પારસી કોમના વડા દસ્તુરોને ન્યાયધીશના ઓહ્દા આપ્યા હતા.

## શોધખોળો.

હવે આપણે વિદ્યાની મદદથી થયલી અતી ઉપયોગી શોધખોળો કે જેણે જાણે આ દુન્યાનું સ્વરૂપજ ફેરવી નાખ્યું છે તે ઉપર આવ્યે.

# ઉદ્યોગની મદદથી થયલી શોધખોળો.

**વીજળી.**

વીજળીના પાવરની શોધ ઇ. સ. ૧૭૪૯ માં (જ્યારે મોટા દાદીશેઠ ૧૫ વરસની ઉંમરના હતા ત્યારે) બેન-જામીન ફ્રેન્કલીને કીધી હતી અને તારની મારફતે વીજળીના સંદેશા મોકલવાની પહેલ તો ત્યાર પછી ૩૩ વરસ રહીને (૧૭૮૨ માં) જીનીવા શહેરમાં થઇ હતી. વીજળીક તારનું દોરડું દરિયા મધે નાખવાની શોધ છેક ૧૮૫૦ માં (ખરશેદજી અરદેશર દાદીના મરણની એક વરસ અગાઉ) થઇ હતી. તે વેળા પહેલ વહેલુ તારનું દોરડું ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચેની ઇંગ્લીશ ચેનલમાં નાંખવામાં આવ્યું હતું અને ત્યાર પછી કેટલેક વરસે હિંદ મધે એ તારનું દોરડું નખાયું હતું, જે વેળા મોટા દાદીશેઠના દીકરાના દીકરા ખરશેદજી અરદેશર દાદી પણ હૈયાત ન હતા.

**એરોપ્લેન અને બલુન.**

આજે એરોપ્લેનથી મુસાફરી કરવાની રીતી આગળ વધતી જાય છે અને લોકો ત્રણ દિવસમાં વેલાતથી હવાઇ વીમાનમાં અત્રે આવી શકે છે. પણ હવામાન (બ્લુન) મારફતે હવામાં ઉંચાઇએ જવાની રીતી છેક ઇ. સ. ૧૭૮૨ માં (જ્યારે મોટા દાદીશેઠ ૪૮ વરસના હતા ત્યારે) લાયન્સ શહેર મધે અજમાવામાં આવી હતી. શરૂઆતમાં કાગજનું મોટું દડા રોકી બ્લુન બનાવી તે મધે બતી મુકીને ઉડારીયું હતું. પછી કાગજનું બ્લુન હાઇડ્રોજન હવા ભરીને ઉડારયું જેથી ઘણામાં ઘણી ત્રણ હજાર ફીટ ઉંચાઇએ જવાતું અને તેમાં પણ વારંવાર અકસમાતો થયા હતા. આપણી મુંબઇ તરફ બ્લુનમાં ઉડનારા ત્યાર પછી ઘણે વરસે, લગભગ આજ અરધી સદી ઉપર, પહેલ વહેલા આવ્યા હતા.

**કાપડ વણવાનું યંત્ર.**

કાપડ વણવાનો સાંચો ઇંગ્લાંડમાં એક જવાન વિદ્યાર્થી નામે ડા. કાર્ટરાઇટે ઇ. સ. ૧૭૮૭ માં (જ્યારે મોટા દાદીશેઠ ૫૩ વરસની ઉમરના હતા ત્યારે) શોધી કાઢયો હતો. હવે મોટા દાદીશેઠે તો તે અગાઉ ૧૭૭૫ માં રૂ દાબવાનો સાંચો (સ્ક્રુ) અત્રે કાઢયો હતો. એ બાબે અમે હવે પછી લખીશું.

**ગેસ લાઇટ.** તે વેળા હાલની આજની માફક વીજળી શું, પણ ગેસલાઇટ વટીક ન હતી. કોલસામાંથી બનાવેલી હવાથી રોશની કરવાની શોધ છેક ઇ. સ. ૧૭૯૨ માં (મોટા દાદી-શેઠના મરણની માત્ર ૭ વરસ અગાઉ) કોર્નવાલમાં વીલ્યમ મારડોક નામના ગ્રહસ્થે કીધી હતી, અને ત્યાર પછી મુંબઇ મધે તો તે માત્ર અરધી સદી ઉપરજ દાખલ થઇ હતી, જે આ લખનારે પહેલવહેલી ક્રાફર્ડ મારકીટમાં થવલી નજરે જોઇ હતી.

**ગૌશિતળા.** ઇ. સ. ૧૭૯૬ માં (એટલે મોટા દાદીશેઠના મરણની માત્ર ત્રણ વરસ અગાઉ) પ્રસિદ્ધ ડાકટર જેનરે શિતળા મુકાવવાની રસીની પહેલવહેલી શોધ કીધી હતી. આ પછી ગવરનર ડંકને ઇ. સ. ૧૮૦૪ માં ગૌશિતલા મુકાવવાની લોકોને ફરજ પાડવા માગી. પણ આ બાબે સુરત મધે દસ્તુર બરજોરજી ખરશેદજી દારાબ પાલનનાએ જરતોસ્તીઓને એવો ફતવો આપ્યો કે ગાયની રસી આપણી રસી સાથ ભેળાવી ન જોઇએ, જેથી સુરતવાસીઓ ગોશિતળાની સામે થયા હતા. આ ઉપરથી મઝકુર ગવરનરે બીજા બે દસ્તુરો જોડે કદમીઓના વડા દસ્તુર મુલ્લાંફીરોઝનું મત માગ્યું. મુલ્લાં-ફીરોઝે ડહાપણ વાપરી એવી ખાતરી આપી કે ગોશિતળા મેલાવવા સામે આપણા ધર્મની કશી બાધ નથી જેથી પારસીઓ એ રસી મુકાવી મોટો ફાયદો મેળવવા પામ્યા હતા.

**બળદની ગાડી.** ૧૮ મી સદીની આખેરીએ તો મુંબઇમાં બળદની ગાડીની ફેશન હતી. તે વેળા માત્ર ગવરનરનીજ ઘોડાગાડી હતી. બીજા મોટા મોટીયારો તો પાલખી વાપરતા. કહે છે કે મી૦ વોયલ નામનો હાઇ કોર્ટનો એક અમલદાર ૧૮૫૨ માં ગુઝરી ગયો ત્યાંવેર દરરોજ બળદની જોડીની ગાડીમાં બેસી વાંદરેથી કોટવેર આવતો હતો. (મી૦ જેમ્સ ડગ્લાસની Glimpses of Old Bombay. P. 46.) છેક ઇ. સ. ૧૮૨૧ માં કોચ-બીલ્ડરો ઘોડાથી ખેંચાતી ગાઠી બાંધવા લાગ્યા; છતાં મુખ્ય કરીને તે ઝમાનામાં શ્રીમંતો તો પાલખીજ વાપરતા. ત્રણ દાહેકા ઉપર મી૦ દાદી નશરવાનજી દાદીશેઠના ફેમીલી ડાકટર હોરમજજી બેજનજી દાંતરા પાલખીમાં બેસી તે હમાલો પાસે ઉંચકાવી આશકોને ત્યાં જતા.

**પાલખી.** તા૦ ૧૮ નવેમ્બર ૧૮૫૨ ને દીને ભાઇઓ અરદેશર, નશરવાનજી તથા હોરમજી ખરશેદજી દાદીશેઠે પોત પોતા વચ્ચે એક લેખીત કરાર કીધો હતો તે મધે (કલમ છઠીમાં) જણાવ્યું હતું કે "આપણ ત્રણ ભાઇઓ એકજ પાલખી રાખીશું અને તેનો ચાલુ ખરચ આપણી તરફથી પેહઢીને ખાતે ઉધારીને કરશું."

**સ્ટીમરો.** વરાળથી ચાલતી સ્ટીમરો પહેલવહેલી ૧૮૦૭ માં (અરદેશર દાદીના મરણની ત્રણ વરસ અગાઉ) અમેરિકા મધે હડસન નદીમાં દોડતી થઇ હતી, અને ત્યાર પછી પાંચ વરસ રહીને લંડન અને લીથ વચ્ચે તે ફરતી થઇ હતી. લોખંડની આગબોટ ઇંગ્લાંડમાં પહેલ-વહેલી ઇ. સ. ૧૮૨૨ માં બંધાઇ હતી, અને હિંદુસ્તાનમાં તો ઇ. સ. ૧૮૨૬ માં આવી પરભારી કલકતે ગઇ હતી, જ્યાની વેપારી આલમે હેરત પામીને તેના કેપટનને રૂ. એક લાખનું ઇનામ આપ્યું હતું. તે વેળા કાંઇ સ્વેઝ કેનાલ નહતી, માટે સ્ટીમરો કેપ ઓફ ગુડ હોપને બહુ લાંબે રસ્તે થઇ અત્રે આવતી હતી.

**તાર.**

વીજળીના તારથી સંદેશા ચલાવવાનું યંત્ર ૧૮૩૭ માં સુધરેલી હાલતમાં આવ્યું હતું.

**ગોલામી વેપાર.** ગોલામી વેપારને ગુનાહ ઠરાવવાનો કાયદો તો અરદેશર દાદીના મરણની પણ બીજે વરસે (ઇ. સ. ૧૮૧૧માં) કલાર્કસન અને વીલબરફોર્સની અઠંગ લડતથી ઇંગ્લાંડની પાર્લામેન્ટે પસાર કીધો હતો. મોટા દાદીશેઠના કેટલાક વીશ્વાસુ સિદ્દી નોકરો હતા.

**રેલ્વે.** પાટા ઉપર વરાળની મદદથી ચાલતી રેલ્વે પહેલ વહેલી વેલાતમાં ૧૮૩૦માં લીવરપુલ અને મેનચેસ્ટર વચ્ચે દોડાઇ હતી અને આ હિંદુસ્તાનમાં તો તેની બે દાયકા પછી, છેક અરદેશર ખરશેદજી દાદીના વખતમાં, મુંબાઇથી થાણાં વચ્ચેની સડક પહેલ વહેલી નખાઇ હતી.

**ફોટોગ્રાફી.**

રોશનીની મદદથી સબી પાડવાના 'ફોટોગ્રાફી' ના હુન્નરને શોધી કાઢવાને હજી એક સદી પણ થઇ નથી. તે ઇ. સ. ૧૮૩૯માં (શેઠ જાંહગીર અરદેશર દાદીના મરણની એક વરસ પછી) પહેલ વહેલો શોધી કાઢવામાં આવ્યો હતો. તે અગાઉ તો સબીઓ રંગથી ચીતારવાનો હુન્નર ચીનાઓએ દાખલ કીધો હતો, જેની મદદથી સબીઓ પડાતી. મોટા દાદીશેઠની બએ ઢબની સબીઓ અત્રે આપી છે તે એવીજ રીતે ફોટોગ્રાફીથી નહિ પણ ચીતારાની પીછીથી પાડેલી હતી.

**ટપાલની રૂઢી.**

તે વેળા ટપાલના દર કેટલા મોટા હતા તે અત્રે પાને ૧૬૮ મે જણાવ્યું છે. મુંબઇથી કલકતે એક પત્ર મોકલવાનો દર રૂ. ૧॥। નો હતો. યુરોપ તરફનો ટપાલ કેપ–ઓફ–ગુડ–હોપને રસ્તે જતો હતો, અને ઘણી વેળા જમીન માર્ગે બસરા અને ઇસ્તમબોલને રસ્તે પણ તે મોકલવામાં આવતો જે માટે એક તોલો વજનનાં કાગજનો દર રૂ. ૨૦ લેવામાં આવતો હતો.

**વેપાર.**

મુંબઇ આપણા દેશનું એક મુખ્ય બારૂં હોવાથી આપણો વેપાર ખીલવવાને કુદરતી રીતે જાણે એક કીમતી સાધન આઇતું મળ્યું હતું. આ તક જોઇ છેલ્લી દોઢ સદીમાં પારસીઓએ તેમાં મુખ્ય ભાગ બજાવ્યો છે. તેઓ પહેલ્લા ચીન તરફ ઇ. સ. ૧૭૫૬ માં વેપાર અર્થે ગયા હતા અને એક સદીથી વધુ મુદત વેર હોંગકોંગ, કંટાન, મકાઉ વીગેરે ચીનના બારાંમાં મોટા વેપાર ચલાવ્યો હતો.

દાદીશેઠ કુટુંબના પહેલ્લા બે વડીલોએ આ તકનો લાભ લીધો હતો એટલુંજ નહિ પણ એ કુટુંબે મુંબઇ મધ્યે સ્થાપેલા કદમી ટોળાના વડા વિદવાન દસ્તુરાન દસ્તુર મુલ્લાં ફીરોઝે પણ ચીન સાથ પોતાના આડત્યા મોકલી વેપાર ચલાવ્યો હતો. એજ માફક, આપણા હમદીનોએ પેગુ, રંગુન, બંગાળા, મદરાસ અને મલબાર કોસ્તા સાથ ચોખા, લાકડાં, કરીયાણાનો વેપાર કીધો હતો જે વેપાર પણ મોટા દાદીશેઠે ચલાવ્યો હતો. એમના આડત્યાઓના નામ અત્રે (પાને ૧૦ મે) આપ્યાં છે તે ઉપરથી જણાશે કે મોટા દાદીશેઠના પોતાના કાંઇ નહિ લો ૭ આડત્યા ચીન ખાતેજ અત્રેથી જઇ આવ્યા હતા. સુરતવાળા

એમના બેશી મી૦ દારાબશાહ ખરશેદજી મના (તાલચેરીવાળા) ને મલબાર કોસ્તા તરફ અને ખાસ કરીને કુર્ગ ભણી ઇ. સ. ૧૭૮૭ માં પોતાના વેપાર માટે મોકલાવ્યા હતા. (પા. ૪૨૮) સર જમશેદજી જીજીભાઇ પહેલા બેરોનેટે ૩૨ વરસની ઉમર પસાર કરી હતી તેટલાં ૪ વેળા ચીનની મુસાફરી કરી આવ્યા હતા. અને એક મી૦ જમશેદજી જીજીભાઇ પોટરે (૧૭૪૨–૧૮૩૭) તો ૭ દાયકાના અરસામાં ૪૬ વાર ચીનની આવજાવ કીધી હતી. (પા. પ્ર. દફ ૧ લું પા. ૩૧૧).

વળી મોટા દાદીશેઠ તથા તેમના નબીરાઓએ છેક યુરોપવેર રૂ તથા કાપડ અને બીજી જીનસોનો મોટો વેપાર કરવા માંડયો હતો જેનું બ્યાન અત્રે આગળ ચાલતાં વાંચવામાં આવશે.

**સખાવત.** વેપારમાં મેળવેલી દોલતનો આપણા આગલા ઝમાનાના જરથોસ્તીઓ કેવો રૂડો ઉપયોગ કરતા હતા તે અજાણ્યું નથી. તેઓએ ઇ. સ. ૧૮૦૩ થી ઇંગ્લંડમાં ઉભાં થતાં ધર્મ ખાતાંઓનાં ફંડમાં નાણાં ભરવા માંડયાં હતાં. ઇ. સ. ૧૮૦૩ માં ત્યાંના વજીર વીલ્યમ પીટના બાવલા માટે તથા ગોશિતળાની આશીશદાયક શોધ કરનાર ડા. જેનરને ભેટ આપવાને, તથા ૧૮૦૪ માં લંડનના 'પેટ્રીઓટીક ફંડ' માં તથા ૧૮૦૮ માં 'લંડન હોસ્પીટલ'ના ફંડમાં પારસીઓએ છુટા હાથે રકમો ભરી હતી. (પા. પ્ર. દફતર ૧ લું દીબાચો પા. ૧૫). અને ૧૮૦૬ માં મારકવીસ ઓફ કોર્નવૉલીસનું બાવલું ઉભું કરવાના ફંડમાં તો છેક મલબાર કોસ્તાના બે ત્રણ પારસીઓએ મળી એકંદર રૂ. ૧૯૦ ભરી મોકલ્યા હતા, જે મધ્યે દાદીશેઠ કુટુંબના મઝકુર આડત્યા મી. દારાશાહ ખરશેદજી તાલચેરીવાળાના એકલાના રૂ. ૧૫૦ હતા (પા. પ્ર. દફતર ૧ લું પાનું ૧૦૩ ).

**રૂ** આજે પશ્ચિમ હિંદુસ્તાનનો મુખ્ય વેપાર રૂનો છે, તેનું મોટું પ્રખ્યાત મુંબઇ બંદર થઇ પડયું છે.

શરૂઆતમાં ઇસ્ટ ઇંડયા કુંપનીના વખતમાં એ કુંપનીજ અત્રે વેપાર ચલાવતી અને તે મધ્યે રૂ વેલાત તેમજ ચીન તરફ ચઢાવતી હતી. આ માટે અત્રેના રૂની ચડઉતનો જથ્થો અમેરીકાના પાકની હાલત ઉપર આધાર રાખતો આવ્યો છે. આ સંબંધ અત્રે ૪૩ માં પ્રકરણમાં અમે આ દેશના રૂનો વેપાર જે દાદીશેઠ ખાનદાનના એક નબીરા આજે પણ

ચલાવે છે તેને લગતી કાંઇક વીગતો આપી છે. એ વેપારની આગલી હકીકત જાણવાથીજ તે બાબે સંતોષકારકરીતે સરખામણી થઇ શકે એટલુંજ નહિ પણ એ વેપારના વધારાના જુદા જુદા તબકકાઓ સાથ પીછાણ પાડી શકાય.

**રૂનો વેપાર.**

અરદેશર દાદીના વખતમાં (ઇ. સ. ૧૮૦૮ માં) રૂની ૮૫,૦૦૦ ગાંસડી પરદેશ ખાતે ચઢાવવા માટે આયાત થઇ હતી. એ દરેક ગાંસડી ૭૩૫ રતલની એટલે કુલ્લે ૬ કરોડ ૨૪ લાખ ૭૫ હજાર (૬,૨૪,૭૫૦૦૦) રતલની હતી (Oriental Annual 1836 pp. 217–19).

આપણા દેશનો રૂનો વેપાર ૧૮૬૨–૫ ની અમેરીકા સાથની ઇંગ્લાંડની લડાઇએ એકાએક વધારી મેલ્યો હતો, કારણ કે અમેરીકાથી જે રૂ બહુ મોટા જથ્થામાં યુરોપ ભણી જતો હતો તે આ લડાઇને કારણે અટકી પડયો, એટલે કુદરતી રીતે હિંદુસ્તાનથી રૂને આયાત કરવાની યુરોપના દેશોને ફરજ પડી અને તે વેપાર માટે મુંબઇનું એકલુંજ બારૂં ખુલ્લું હતું. તેથી આપણા શહેરમાં રૂની વેલાત તરફની ચહડત વધી ગઇ, તે સાથ રૂનો વેપાર પણ અતીશ્ય વધી ગયો, અને એ પોષાકની જીનસના ભાવો દીન પર દીન વધતાજ ગયા જેનો લાભ લેવાને મુંબઇના રૂના દલાલો, વેપારીઓ વિગેરે ચુકયા નહિ; અને શરૂઆતના વરસમાં ભાવો સડસડાટ વધતાજ જવાથી તેઓને જબરો તડાકો પડયો, તે એટલે સુધી કે છેલ્લાં ૧૮૬૪–૫ ના વરસમાં એકંદર ૩) કરોડ પાંઉડની કીમતનો રૂ યુરોપ ગયો હતો. આ રકમ આગળી એક દાહેકાની સરેરાસ કરતાં દશગણી વધુ હતી. (ઇમ્પીરીયલ ગેઝેટીઅર, ૧૮૮૭ નું દફતર ૩ જું, પાનું ૭૫). મુંબઇથી ૧૮૯૧ માં ૪૦ લાખ હંડરવેટ રૂ પરદેશ ગયો હતો, અને તે ઉપરાંત મુંબઇ ઇલાકાની ૮૨ મીલોમાં ૨૦ લાખ હંડરવેટ રૂ ખપ્યો હતો.

**બાહોશ ગવરનરો.**

એક સદી ઉપર મુંબઇ ઇલાકો બે ઘણા કાબેલ અને ઉપયોગી ગવરનરો મેળવવામાં બહુ નસિબવાન નિવડયો હતો.

૧૮૧૯ થી ૧૮૩૦ સુધી માઉન્સ્ટુઅર્ટ એલફીનસ્ટન અને સર જોન માલકમ જેવા બાહોશ રાજ્યઅધિકારીઓ આ ઇલાકાના હાકેમો થયા. પહેલાએ રાજ્ય વહીવટની હાલની રૂઢીનો પાયો નાખ્યો, અને છેલ્લાએ એરધાટ જે દખણને કોસ્તાથી જુદો પાડતો હતો, તેને ખુલ્લો મેલ્યો.

## મુંબઇના વેપારને વધવાના કારણો.

૧૮૧૮માં પેશવાના રાજ્યની પડતી થવા પછી મુંબઇ એક બહુ વિસ્તારવાલાં રાજ્યની રાજધાણી થઇ, અને તે વખતથી તેણે પશ્ચિમ હિંદુસ્તાનમાં સર્વથી મોટો દરજ્જો મેળવ્યો.

**સ્ટીમર.**

વળી એટલાં ૧૮૩૮ થી ઇજીપ્તને રસ્તે યુરોપનો મેલ દર માસે જવા લાગ્યો અને તેથી આપણા દેશના વહીવટના અખંડ સાધનો વધતાં ગયાં. આની આગમજ ખાસ ખેપીઆઓ સ્વેઝને કુદાવી મહા મુશ્કેલીથી યુરોપ જતા અને કોઇ કોઇ વેળા તેઓ ઇરાનને રસ્તે જતા. એ મુશ્કેલીઓ અને જોખમોની કડાકુટ દુર થવાથી આપણી તરફના વેપારને ગતિ મળી અને ત્યાર પછી ૧૮૫૫ માં સ્ટીમરો મારફતે ટપાલને લઇ જવાનું કંટ્રાકટ પી. એન્ડ ઓ. કુંપનીને મલ્યું, જેથી આ દેશના સર્વ મથકોથી સ્ટીમર મારફત વેપારનું તથા ટપાલ લઇ જવાનું એકલું બારૂં મુંબઇનું થઇ પડયું, અને હરકોઇ આપણા બારાંમાંથીજ જવા લાગ્યું.

**રેલ્વે વહેવાર.**

એની થોડું અગાઉ ઇ. સ. ૧૮૫૦ માં આપણી તરફ જી. આઇ. પી. રેલ્વેની શરૂઆત થઇ અને ત્રણ વરસ રહીને મુંબઇથી થાણાવેરની રેલ્વે નંખાઇ, અને ૧૮૬૩ માં એ લાઇન બોરઘાટ કુદાવી ઠેઠ પુણે જવા લાગી. ત્યાર પછી ૧૮૭૦ માં રેલ્વે નો સલંગ વહેવાર કલકત્તા સાથ, અને બીજે વરસ મદરાસ સાથે, શરૂ થયો.

### ત્રામ.

ત્રણ વરસ પછી (૧૮૭૪ માં) મુંબઇ શહેરમાં ત્રામ લાઇન નખાઇ.

### સસ્તા સુકાળ.

પાદશાહ અકબર (ક. ૧૫૫૬–૧૬૦૫)ના વખતમાં આપણા દેશમાં ખાવાની જીનસોના જે ભાવો હતા તે સાથ ૧૯૧૪ તથા ૧૯૨૫ ના ભાવોની સરખામણી કરવા હેઠળ આપીશું.

| | અકબર (૧૫૫૬–૧૬૦૫) | ૧૯૧૪ | ૧૯૨૫ |
|---|---|---|---|
| રૂ. ૧) ના | રતલ | રતલ | રતલ |
| ઘઉં | ૧૮૫ | ૨૫ | ૯ |

| | | | |
|---|---|---|---|
| ચોખા | ૧૧૧ | ૫૫ | ૬ |
| જુવાર | ૨૨૨ | ૪૦ | ૨૦ |
| ઘી | ૨૧ | ૨ | ૦॥। |
| દુધ | ૮૯ | ૧૬ | ૪ |

આજ સવાત્રણસો વરસ ઉપર આ દેશમાં એક રૂપ્યાનું ૮૯ રતલ દુધ એટલે એક દોઢયાનું સવાશેર મલતું અને ઘીતો સવા રૂપ્યેજ મણ હતું!

હવે મોટા દાદીશેઠના બપાવા બહેલી હોમજી મુંબઇ આવી વસ્યા તે વેળા (ઇ. સ. ૧૬૮૩ માં) મુંબઇ મધે ખોરાકીના કેવા ભાવ હતા તે બાબે બીજા ચાલ્સ રાજાને લખી જણાવી તે અતીષ્ય મોઘા હોવા બાબે ફર્યાદ થઇ હતી.

| **ખોરાક.** | **ભાવ પૈસા.** |
|---|---|
| મરઘી ૧ | ૧૦ |
| પીલું ૧ | ૩ થી ૬॥ |
| બટક ૧ | ૨૦ |
| બકરાનું ગોસ રતલે | ૨$\frac{1}{4}$ |
| ગાયનું ,, ,, | ૧$\frac{1}{4}$ |

ત્યાર બાદ ઇ. સ. ૧૭૬૩ માં જીનસોના ભાવો નીચે મુજબ હતાઃ—

| **ભાવ.** | | **જીનસ.** | |
|---|---|---|---|
| રૂપીઆ | ૨॥ | ધઉં | ફરો ૧ |
| ,, | ૨૦ | ,, | ખાંડી ૧ |
| ,, | ૧૬ | ચોખા | ,, |
| ,, | ૮॥ | ઘી | મણ ૧ |
| ,, | ૧ | દોઢી | કુડી ૧ |
| ,, | ૧ | ઇંડા | એકસો |
| ,, | ૧ | ગોળ | મણ ૧ |

હવે ૧૭૮૩ માં (મોટા દાદીશેઠના ઝમાનામાં) જેમ્સ ફોર્બ્સ લખે છે કે ગરીબો માટે મુંબઇમાં ભાવો આખા હિંદુસ્તાન કરતાં વધુ છે અને તે થોડા વરસમાં બેવડા થયા છે.

**કેળવણી.**

આજ એકજ સદી અગાઉ અત્રે ઇંગ્રેજી કેળવણીનું તો નામ ન હતું. થોડીક મહેતાજીની નીશાળો હતી, જ્યાં બે ચાર ગુજરાતી ચોપડી કે વીશે આંક, કે થોડા હિસાબ શીખવવામાં આવતા, અને ફારસી ભાષાનો શોખ કોઇ કોઇમાંજ હતો.

આજ બરાબર એક સદી ઉપર ૧૮૩૦ માં અત્રેની નેટીવ એડયુકેશન સોસાયટીએ કેળવણી માટે ગુજરાતી તથા મરાઠી સ્કુલો સ્થાપી હતી

સંખ્યા ૫૬ ની હતી અને ત્યાં ૩ હજાર છોકરાં કેળવણી લેતાં હતાં એમ પારસી પ્રકાશમાં નોંધાયલું છે. (દફ. ૧ લુ. પા. ૨૩૬)

ઇંગ્રેજી કેળવણીની શરૂઆત તો માઉન્ટસ્ટુઅર્ટ એલફીન્સ્ટનના વખતમાં મઝકુર સોસાયટી ઇ. સ. ૧૮૩૦ ના સાલમાં અત્રે સ્થાપવાથી થઇ હતી. અને એની કમીટીના મુલ્લાંફીરોઝ એક મેમ્બર હતા.

આ પશ્ચિમ તરફની કેળવણીનો પ્રસાર આ દેશ મધે કરવાની મહાન યોજના તેથી થઇ હતી તથા સર ચાર્લ્સ ઉડનો કેળવણી સંબંધનો પ્રખ્યાત ડીસ્પેચને તો એથી પણ ઓછાં વરસ થયાં છે. મોટા દાદીશેઠ તથા તેમના દીકરા અરદેશર અને નબીરાઓ ખરશેદજી તથા જાંહગીર અરદેશર દાદીની કેળવણીનું તોલ કરવા પહેલાં તે ઝમાનાની કેળવણીની હાલત ધ્યાનમાં લેવી જોઇએ છે. શેઠ હોમજી ખરશેદજી દાદીના વખતમાંજ આપણી યુનીવરસીટીની સ્થાપણા થઇ અને ઇંગ્રેજી કેળવણીને મોટી ગતિ મળી.

**વર્તમાન પત્રો.** મોટા દાદીશેઠના મરણ પછી ત્રણેક વરસે અત્રેના પારસીઓના મરણો થતા તેમની કાર્કીર્દીની નોંધ છાપામાં આપવાનું શરૂ થયું હતું. પહેલી નોંધ ૧૮૦૩ માં 'એશીયાટીક એન્યુઅલ રજીસ્ટર' મધે આવી હતી, અને ત્યાર પછી ઓમ્બે કુરીઅરમાં તે છપાવા લાગી, જ્યારે ગુજરાતી છાપા મધેની પહેલ્લી નોંધ તો છેક ઇ. સ. ૧૮૨૨ માં તે વેળા તુર્તનાં નીકળેલા 'મુંબઇ સમાચાર' મધે છપાઇ હતી અને જે વાડીઆજી રતનજી બહમનજીની હતી. આ પછી ૧૮૨૫ માં ઓમ્બે ગેઝેટમાં ઇંગ્રેજી નોંધ આવવા લાગી. ચીન તરફ કંટાન મધે એક છાપો હતો તેમાં પારસી મરણની નોંધ ૧૮૨૯ માં પ્રગટ થઇ હતી. 'જામે જમશેદ' નીકળતાંને વાર, ૧૮૩૨ નાં મે માસમાં, તે મધે પહેલી નોંધ શાપુરજી નવરોજી બંગાલીની છપાઇ હતી. પારસી બાનુઓના હેવાલ તો ઘણા પાછળથી, અને તે પણ બહુ ટુકમાં આવવા લાગ્યા. ૧૮૪૧ ના સાલમાં એવા હેવાલોની શરૂઆત થઇ જે 'મુંબઇ સમાચાર'માં દાદીશેઠ ખાનદાનનાજ પ્રાક્રમી શેઠાણી બાઇ બચુબાઇ તે અરદેશર દાદીભાઇના વીધવાની હતી, જે લખતાં મઝકુર છાપાવાળો ખુલ્લો એકરાર કરે છે કે "હમો હમારા પત્રમાં અંશતરીઓના મરતીઉક જણાવતા નથી." પણ આ માટે તે જે કારણ જણાવે છે તે વાજબી દીસે છે. તે કહે છે કે "તે ઘણું કરીને એ કારણ પરથી કે તેણીના કામ તથા ચાલચલણની ખબર બરા-

બર રીતે હોતી નહી અને જેહને ખબર હોએચ તે લખીને જણાવતું નથી. કેમકે મરતીઉકની બીના લખવી માતરે મીત્ર જાણુપીછાણુવાળાંઓને સજાવાર છે, કાં જે તે સઘળું જાણે, પણ આપણા ગામઠી લોકો એ રીત કરવાથી ઘણા પછાત છે. તે સાથ અસતરીઓ પોતાના ઘરગતુ કામોમાં પોતાનો દાહડો ગુજારેચ તેથી કરીને બીજાં સારાં કામો પાછવાડે કોશેશ કરી શકતાં નથી.” આટલું જણાવવા છતાં મજકુર છાપો આ દાદીશેઠના વહુની ૮૦ વરસની જીંદગીના કાર્યોની નોંધ લગાર લંબાણુથી લે છે તે અમે અત્રે પાને ૧૪૮–૯ આપી છે.

**વેલાત તરફ ગયલો પહેલો પારસી.**

મોટા દાદીશેઠનાં જનમની ફકત દશ વરસ અગાઉ (૧૭૨૪માં) પહેલ વહેલા એક પારસી વેલાત ગયા હતા, જેવણ સુરતવાળા પ્રખ્યાત રૂસ્તમ માણેકના નાઘલા બેટા નવરોજી રૂસ્તમજી શેઠના હતા. એવણ કોર્ટ ઓફ ડીરેકટર્સ તરફથી ઇનસાફ મેલવવાને માટે ગયા હતા. ત્યારપછી ૧૭૮૧ માં (બ્રીગ્સ મુજબ) મનીઆર નામના એક પારસીને રઘુનાથ પેશવાએ પોતાનાં રાજ્યને માટે કાંઇ મદદ મેલવવાને હનમંતરાવ નામના પોતાના કારભારી સાથ તેમના મદદનીશ તરીકે મોકલ્યો હતો જેમની તે વેળાની પાર્લમેન્ટના નામીચા અધીકારી એડમંડ બર્કે ઘણી સારી પરોણાગત કીધી હતી (પા. પ્ર. દર ૧ લું, પા. ૬૧).

## પહેલી પારસી બાનુની દરિયાઇ મુસાફરી.

૧૮૩૮ માં રૂસ્તમજી કાવસજી બનાજી (૧૭૯૨–૧૮૫૨) જેવણે કલકત્તા મધે મી૦ રોબર્ટ ટરનર નામના એક યુરોપ્યન સાથે રૂસ્તમજી ટરનર એન્ડ કુંપનીને નામે ભાગમાં પેઢી ખોલી હતી, તેવણે પોતાના બાયડી છોકરાંને મુંબઇથી કલકત્તા બોલાવ્યાં હતાં. આ મુસાફરી વહાણ મારફતે કીધી હતી. મી૦ રૂસ્તમજીના ધણીઆણી પહેલવહેલાં પારસી બાનુ હતાં કે જેવણે આવી દરિયાઇ મુસાફરી કરી હતી. તે ઝમાનામાં આપણી કોઇજ બાનુ ગાડાં મધે ભાગ્યે પુણે ગઇ હશે. (પા. પ્ર. દફ. ૧ લું પા. ૫૯૪).

## ફ્રેન્ચ રેવોલ્યુશન.

મોટા દાદીશેઠના વખતમાં (૧૭૮૯ માં) યુરોપમા ફ્રેન્ચ રેવોલ્યુસનની ઉથલપાથલ થઇ હતી જેનાં પરીણામે ૧૮૧૫ માં નેપોલ્યન સામે વેલીંગટને લડાઇ કરી જીત મેળવી હતી.

## ઇંગ્રેજોના હાથમાં આવેલાં છાપટીનાં ગામો.

વેપારી તરીકે આ દેશમાં આવેલા ઇંગ્રેજો થોડાજ વખતમાં પોતાના યુરોપ્યન હરીફો પોર્ચુગીઝો તથા વલંદાઓને બાજુએ મેલી આગળ આ દેશના લોકો સાથ લડાઇમાં ઉતરતા. તેઓએ મરાઠાઓ સાથ પહેલી લડાઇ તે ૧૭૭૪ માં (ઉદવાડે ઇરાનશાહને નવસારીથી લઇ ગયા ત્યાર પછી બે વરસ રહીને) કરી ૧૭૮૨ માં સાલબાઇના કોલકરારની રૂએ ઇંગ્રેજોના હાથમાં આપણી પડોશના સાસ્ટીના સાઠ ગામોજ નહિ પણ ધારાપુરી, કારંજા, હોગ આયલેન્ડ, વિગેરે આવ્યાં. એ અગાઉ સુરત-નો કીલ્લો તો તેમના હાથ મધે ઇ. સ. ૧૭૬૦ માં એક પારસીએજ મેળવી આપ્યો હતો, અને ૧૮૦૦ માં ત્યાંના નવાબે સુરતનો કારોબાર ઇંગ્રે-જોને સોંપ્યો અને તેના વંશજો ૧૮૪૨ વેર ફકત નામનાજ નવાબ કહેવાતા.

## સીવીલ સરવંટો.

ઇ. સ. ૧૮૦૪ ના સાલ અગાઉ રાજકીય નોકરો (સીવીલ સરવંટો) ને નોકરીની સાથે સાથ વેપારી પહેડીઓમાં કે એજન્સી હાઉસોમાં ભાગ્યા બનવાનો હક આપવામાં આવ્યો હતો. (Douglas Book of Bombay P. 169.)

## એક યુરોપીઅને મોકલેલો રૂ.

ઇ. સ. ૧૭૮૭માં ડા. હોવ (Dr. Hove) લખે છે કે સુરતના એક મી. જેમ્સ ટેટ આગળી મોસમ પાંચ મહિનામાં એક વાહાણ બાંધી તે મધે ફ્રાન્સના ટાપુ તરફ રૂની ૪૦૦ ગાંસડી મોકલી કે જ્યાંથી તે યુરપ નિકાશ થઇ હતી (ડગલાસ પા. ૧૭૦)

## વસ્તી.

૧૮૧૪માં મુંબઇની વસ્તી ૨ લાખથી અંકાતી હતી અને તેમાં રહેઠાણો ૨૦ હઝાર કહેવાતા.

**હિંદુઓના દહેરાં તથા ધર્મશાળા માટે જગા.**

આજ દોઢસો વરસ ઉપરના પારસીઓ અત્રે બીજી કોમના લોકો સાથ પળોટાઇ ગયલા હતા. પારસીઓ હિંદુ કોમને ચાહતા અને હિંદુઓ પારસીઓને. મહાલક્ષ્મીના ડુંગરની સામે દરિયા કિનારા પર લગભગ ૨૫ હજાર ચોરસવાર જગા મોટા દાદીશેઠની માલેકીની હતી તે ઉપર હિંદુઓને પોતાનાં મંદિરો તથા સાત દહેરાં

તથા ૧૯ ધર્મશાળા બાંધવા માટે એવણે મુફત જગા કાઢી આપી હતી અને ત્યાં તે બંધાવ્યાં છે. આને લગતી રસીલી વિગતો નામો સાથ અત્રે પાને ૫૫-૬ આપી છે.

### વેલાતનો મેલ.

સ્વેઝને રસ્તે વેલાતનો મેલ ૧૮૩૯ માં જતો હતો અને ૧૮૪૫ ની શરૂઆતથી વેલાતથી દર પખવાડીએ મેલ આવવા લાગ્યો.

તે ઝમાનામાં લડાઇના વખતમાં બગદાદ અને એલેપોને રસ્તે મુંબઇ કે સુરતથી પત્રો વેલાત જતાં. આ રસ્તો ઝડપથી જવા માટે લાયક લેખાતો હતો.

### સુલેહના અમલદાર.

આ દેશમાં પહેલા સુલેહના અમલદાર ૧૮૩૯ માં નેમાયા હતા.

### મુંબઇની મીલકતો.

અરદેશર ખરશેદજીના વખતમાં (૧૮૫૩ માં) મુંબઇની મીલકતોનો મોટો ભાગ પારસી માલેકીનો હતો અને પારસીઓ અત્રેના મુખ્ય વેપારીઓ અને પૈસાદાર આસામીઓ હતા. (પા. ૨૨૯.)

---

## પ્રકરણ ૨ જું.

---

# દાદીશેઠ ખાનદાનના નબીરાઓનો વેપાર, પરમાર્થ અને સાહસ કર્મો તથા તેઓએ સ્થાપેલાં ધાર્મીક તથા સખાવતી ખાતાંઓની સંક્ષેપ તવારીખ.

"The occasions which are fitting for the display of munificence ( are ) first, the service of religion, and next the great public and patriotic service"—Aristotle.

"There is hope for a country when busy men, and men of position, wealth, power, and influence look not only on their own things but also on the things of others, share their good things with the less fortunate, and stretch a hand of help towards the down-trodden and oppressed"—Cochrane.

"એ નામીચા ખાનદાનની વખાણ ચોખુણ પરથવીમાં ફરી વળેલી છે."–મુંબઇ સમાચાર તા૦ ૧૫ મી સપતેમ્બર ૧૮૨૮.

"દાદીશેઠના વંશથી આખા પારસી ટોલાને નામીચું નામ અને મોટું માન મલેઉં છે જેહની ઇઆદ વરસો ગુજરી ગએઆચ તો પણ હરઘડીએ અને હરવેલાએ શું નાધલા કે શું મોટાના મોડાંમોથી કભુ ખીસતી નથી. કે જેણે પારસીના આખાં ટોલામાં ભલાને સારૂ જે વખતમો મુંબઇમો પારસીઓ કશી જાજી ગણતરીમો નહી હતા, અને આટલા દરવ તથા નામે વધઆતા નહી, તેવા વખતમો લાખો રૂપીઆ ખરચીને પોતાની ગનેઆતનું નામ ઉઠાવેઉં છે કે તે વાતને એક બાલક પણ આજના વખતમોખી તેમની પછવાડેના નામ લેણાની ઇધાણીથી કબુલ કરે છે." (પા. ૨૦૦.)

છેલ્લા ફકરામાં આ દાદીશેઠ ખાનદાનનાં નામ અને કામ જે મોટા દાદીશેઠના ગુઝરવા બાદ ૩૭ વરસ પછી પણ કાયમ હતાં તે બાબે ઇશારો કીધો છે. એ ઇશારો અત્રેના 'મુંબઇ સમાચાર' પત્રે પોતાના તા૦ ૨૭ મી અકટોબર ૧૯૩૬ ના અંકમાં દાદીભાઇ ખરશેદજી અરદેશર દાદીનાં ૨૯ વરસની જવાન વયે નીપજેલાં મરણની નોંધ લેતાં કીધો હતો. તે વેળા આ દાદીશેઠ ખાનદાનના જે વીરલાઓ પ્રસિદ્ધ થયા હતા તે મોટા દાદીશેઠ તથા તેમના બેટા અરદેશર હતા. વળી આ છેલ્લાના બે બેટાઓ ખરશેદજી અને જાંહગીરે પણ પોતાના વડીલો માફક પરમાર્થી કામો કરવા માંડયાં હતાં. એ સર્વની સખાવતની સામટી ખુબી ધ્યાનમાં લઇ આજ લગભગ એક સદી ઉપર જે ટીકા છાપાદ્વારે થયા હતા તે કેટલા વાસ્તવિક હતા તે આ કેતાબમાં એ ખાનદાનની જે તવારીખના સફા ખોલ્લા કીધા છે, તે ઉપરથી સાબેત થશે.

**'ચોખુણ પ્રથિવ-માં ફરી વળેલી વખાણ'**

એની ૮ વરસ અગાઉ જાંહગીર અરદેશર દાદી (૧૭૮૧–૧૮૨૮) નાં મરણની નોંધ લેતાં ઉપલાંજ પત્રે લખ્યું હતું કે "એવાં ધરમના કામો આજના વખતમાં કોઇ શેઠીઓ કરી શકશે તેવું કહેવાને વીલમ છે. એ નામીચાં ટોલાની વખાણ ચોખુણ પ્રથ્વિમાં ફરી વળેલી છે." આ દાદીશેઠ ખાનદાનની ઉપર મુજબ જે વખાણ કીધી છે તે કેટલે દરજજે ખરી છે તે અમે આગળ ચાલતાં બતાવીશું.

# દાદીશેઠ ખાનદાનની ઉત્પત્તિ.

**કુટુંબના વડવાઓની મુંબઇમાં પધરામણી.**

ઇંગ્રેજોના હાથમાં મુંબઇનો ટાપુ આવવા બાદ અત્રેનું બારૂં વેપારને માટે ઘણું અનુકુળ થવાથી તુરત ગુજરાત મધે વસ્તા કેટલાક પારસી કુટુંબો ત્યાંથી અત્રે આવી વસ્યા, જેઓ મધે પટેલ, ચીકા ઘડિયાળી, પાંડે તથા મહેરજી વાછા કુટુંબોના વડવાઓ પછી આ દાદીશેઠ ખાનદાનના પૂર્વજ **હોમજી બેરામજી** ઇ. સ. ૧૬૮૯ માં મુંબઇ આવી વસ્યા હતા. એવણ પ્રખ્યાત દાદીશેઠ ખાનદાનના પૂજ્ય સ્થાપક શેઠ દાદીભાઇ નોશીરવાનજી (મોટા દાદીશેઠ) (૧૭૩૪–૯૯)ના બપાવા થતા હતા. (પા. ૩ જું.)

પ્રખ્યાત બહેલી હોમજી, દાદીભાઇના કાકા થતા હતા. અને ઇ. સ. ૧૭૪૯ માં મુંબઇની પારસી અનજુમનના એક આગેવાન હતા. હોમજી બહેરામજીના વડા દીકરા નસલી (નસરવાંનજી) અત્રે વેપાર કરતા હતા.

## દાદીભાઇ નોશીરવાનજી (મોટા દાદીશેઠ) (૧૭૩૪–૯૯.)

**કેળવણી.**

દાદીભાઇ નોશીરવાનજી (મોટા દાદીશેઠ) તે આ નશરવાનજીના વડા બેટા દાદીભાઇએ બહુજ થોડી કેળવણી, અને તેબી ગુજરાતીની, લીધી હતી અને ઇંગ્રેજીમાં તો એવણ પોતાની સહી પણ કરી શકતા ન હતા, જે તેમની ખાસ દોખમા માટેની અરજીની સહી ઉપરથી જણાઇ આવે છે. તે છતાં તેવણ બહોળો વેપાર કરતા હતા. એમનાં પોતાના પાંચ મોટા સફરી વહાણો હતાં. વળી દાદીભાઇ વહાણોના નોલની દલાલી કરતા અને સાથે સાથે વહાણોની આડતનું કામ કરવા માંડયું હતું અને તે માટે કારભારીઓ તથા દુબાશો રાખ્યા હતા અને છેવટે વેલાત તરફ કીમતી માલ ભરેલાં મોટા વહાણોની આડતનું કામ ચલાવતા. એવણ ચીન તથા બંગાળ સાથનો વેપાર કરતા, તથા રૂ નો પણ મોટો વેપાર કરતા. એમના ચીન તેમજ બીજા દેશોમાં આડત્યા હતા અને એમની શરાફી પહેડી વેલાતમાં હતી. (પા. ૬–૧૪.)

**વેપાર.**

દાદીશેઠે પોતાની રૂની ગાંસડીઓ દાબવા માટે આજ ૧૫૫ વરસ ઉપર (ઇ. સ. ૧૭૭૫ મા) કોટ અપોલો સ્ટ્રીટમાં એક સ્ક્રુ કાઢયું હતું જેનું નામ દાદી સ્ક્રુ હતું. (પા. ૧૪.) એ રીતે મોટા દાદીશેઠે યંત્રકળાની બચગીના ઝમાનાની હુન્નરકળાનો લાભ લેવાની દુર-અંદેશી બતાવી હતી. એની અગાઉ લગભગ એક સદીવેર એવો કોઇનો પણ સાંચો ન હતો. જે ફક્ત એકજ સાંચો અત્રે હતો તે ઇસ્ટ ઇંડયા કુંપનીની સરકારની માલીકીનો હતો. (પા. ૧૫)

**"દાદી સ્ક્રુ"**

વળી મોટા દાદીશેઠ વેલાતી મોટાં વેપારી બારકસોની આડત કરતા અને તેમનાં કપટાનના મુંબઇના એજંટ હતા. એવણે પ્રખ્યાત યુરોપ્યન શોધક ડા. હોવને ઇ. સ. ૧૭૮૭માં તેની અડીભીડીના વખતમાં રૂ. ૧૭ હજારની મદદ આપેલી અત્રે (પૂરવણી ૨ માં) નોંધાયલી જણાશે.

## પંચાએત.

મોટા દાદીશેઠ ઇ. સ. ૧૭૭૬ માં મુંબઇની પારસી પંચાયતના અકાબર નેમાયા હતા. અને તેમના મકાનમાં પંચાયતની અનેક સભાઓ મળતી હતી (પ્રકરણ ૭ મું.)

## તેમના ધ્રામીંક તથા સખાવતી ખાતાંઓ.

શેઠ દાદીભાઇ નોશીરવાનજીએ પોતાની સકમાઇથી મેળવેલી દોલતનો સદ ઉપયોગ પોતાના પાક મઝહબની અનુપમ સેવા નીચલાં પાક ધર્મ સ્થળો બંધાવીને તથા ધારમીક ખાતાંઓ વીગેરે સ્થાપીને કીધી હતીઃ—

૧. કોટની દાદીશેઠની અગીઆરી.

૨. મુંબઇનું પહેલવહેલું આતશબહેરામ—બહારકોટ મધ્યેનું દાદી શેઠનું આતશબહેરામ.

૩. દાદીશેઠનું કુટુંબી દોખમું.

૪. બચ્ચાંઓ માટે પહેલ વહેલી ઝંદ મદરેસા.

૫. ઇરાનીઓના ઉતારા માટે જગા.

૬. દાદીશેઠનું પાણીનું પરબ.

૭. ફારસી રેવાયતનો ગુજરાતી તરજુમો.

૮. ગુજરાતથી આવી પડેલા કોમ તથા પરકોમના હજારો દુકાળ્યાઓની દશ મહીનાવેર કીધેલી (ભાગમાં) પરવરેશ.

૯. હિંદુઓના ૭ મંદીરો અને ૧૮ ધર્મશાળા માટે મુફ્ત જમીનની બક્ષેશ.

**દશ લાખની સખાવત**

"મુંબઇનો બાહાર"માં જણાવ્યું છે કે "દયાલુ દીલના આ દીનદોસ્ત દાદીશેઠે ચાલીસ વરસ સુધી મોટી જાહોજલાલી સાથે પોતાની કારકીરદી ચલાવી; અને તેટલા અરસામાં ખરી મહેનતથી જે દ્રવ્ય ભેગો કીધો, તેને તરીજે હીશે દશ લાખ રૂપીઆ ધરમ તથા સખાવતના કામોમાં ખરચી નાખેલા સંભલાએ છે." (પા. ૩૧૨)

એ સખાવત બહુ મોટે ભાગે પોતાની વાહાલી કોમ, જેનું જબરૂં હીત તેમને હૈડે હતું, તેના લાભઅર્થે કીધી હતી (પા. ૮૬) હવે આ સંબંધમાં જે બાબદ આપણે ધ્યાનમાં લેવી છે તે એ છે કે એ દિલાવર નરના ઝમાનામાં મુંબઇ મધ્યે આપણી પારસી વસ્તી માત્ર ત્રણ થી પાંચ હજારની હશે જે રીતે ગણતાં મોટા દાદીશેઠ એકલા એ લગભગ દોઢ સદી ઉપર કીધેલી સખાવતોની વાત ધ્યાનમાં રાખવી જોઇએ છે કે તે જમાનામાં દશ લાખથી જે કામ થયું તે કામ આજના મોઘવારીના જમાના મધ્યે દશ ગણી રકમથી બની શકતું નથી. એ દશ લાખની દર પારસી દીઠ આશરે રૂ. ૨૦૦ ની સરેરાસ આવે છે.

**એ આગમજ કયા પારસીઓએ એટલી મોટી શખાવત કીધી હતી?**

મોટા દાદીશેઠની અગાઉના ઝમાનામાં મુંબઇ મધ્યે કોઇ પણ પારસીએ એટલી મોટી સખાવત શું કે તેનો એક ચોઠો ભાગ પણ કીધેલો નોંધાયો નથી. અલબતાં પાછળના ઝમાનામાં વાડીઆજીઓ, સર જમશેદજીઓ, પીટીટો, કામાઓ, ઑલબ્લેસ વિગેરેએ મોટી મોટી સખાવતો પોતાનાં વહાલાં હમદીનોનાં ભલાં માટે કીધી છે, પણ તેમના વખતમાં વધેલી પારસી વસ્તી તથા તેમના વખતના ખરીદાતાં સુખ સગવડની વધેલી કીમત જોતાં તો આ છેલ્લા સાહેબોની એકંદર નાદર સખાવતોની દર જરતોશ્તી દીઠ સરેરાસ શેઠ દાદીભાઇ નશરવાનજી (મોટા દાદીશેઠ)ની સખાવતો જેટલી મોટી આજ સુધી આવી નથી.

તે સસ્તા તથા સાદાઇથી જળવાયલા સદગુણોવાળા ઝમાનામાં કોમી હમ-દર્દી પણ કેવું મજબુત હતું અને હમદીનો તરફની દીલસોજી કેવી ધાડી હતી તે આ ઉપરથી જણાઇ આવે છે.

**"દાતારોમાં દાદીશેઠ."**

મોટા દાદીશેઠના કેવા ઉંચા ગુણો હતા તે અમે (પ્રકરણ ૧૧ માં) વિસ્તારીને જણાવેલું હોવાથી અહીં તે બાબે ફરી લંબાણ કરવાની જરૂર નથી. "દાતારોમાં દાદીશેઠ" એતો જાણે એમને માટે એક કહેતી થઇ પડી હતી.

## સાદાઇનો તે ઝમાનો.

છેક ઇ. સ. ૧૮૫૫ સુધી અત્રેના પારસીઓ અતી સાદી જીંદગી ગુજારતા, તેઓને વેલાતી મોજશોખો તથા ફેશનોની મોહીની લાગુ પડી ન હતી જે અત્રે પાને ૭૬-૭ ટાંકેલા એકજ ફકરા ઉપરથી જણાશે. તે વખતના સર્વથી વધારે પૈસાવાળા લોકો જે ઝુફડાંમાં વસ્તા અને જે કપડાં (ખાદીના) પહેરતા તેવાથી આજનો મધ્ય શકતીવાળો જરતોસ્તી પણ સુગાશે.

## મોટા અમલદારો સાથે દોસ્તી.

દાદીભાઇને મોટા મોટા અમલદારો સાથ ઘણી દોસ્તી હતી. એક યુરોપ્યન વેપારી નામે મી૦ અલેકઝાન્ડર એડમસને તો મોટા દાદીશેઠની વરસીની બાજ પોતાના ખરચે કરાવી હતી. (પા. ૭૬.)

**ગવરનર અને દાદીભાઇ "જાણે એકમેકના સગા ભાઇ."**

મોટા દાદીશેઠ તથા તેમના બેટા અરદેશર દાદી ઉપર મુંબઇના ગવરનર ડંકનનો એટલો વિશ્વાસ હતો કે તેઓ (તથા બીજા બે હિંદુઓ તથા મુલ્લાં ફીરોઝ) જાણે "એકમેકના સગા ભાઇઓ હતા," અને તેવો સંબંધ જોડી રાખીને તે વખતને અનુસરતાં પ્રજા ઉપયોગી દરેક કામો એ નામદાર શહેલથી પાર ઉતારી શકતો." આ બાબે "મુંબઇના બહાર"ના લેખક જણાવે છે કેઃ—

"આપણી ટાપુ ખાતે વખણાઇ ગયલા આગલા તોંગર શેઠ દાદીભાઇ નોશીરવાનજી અને તેમના બરખુરદાર બેટા શેઠ અરદેશર દાદી... ...તથા જરથોસ્તી માહેલા કદીમ પંથના વડા દસ્તુર બેહસ્ત બેહરે

મુલ્કમાં ફીરોઝની સંગાથે એ નામવર ગવરનરે એટલી તો મોહબત રાખેલી હતી, જાણે એકેકના સગા ભાઇઓ હોએ એવો સંબંધ જોડી રાખીને તે વખતને અનુસરતા પ્રજા ઉપયોગી દરેક કામ એ નામવર શહેલથી પાર ઉતારી શકતો."

(મુંબઇનો બાહાર, પા. ૨૬)

**એક યાદગાર વીલ.**

દાદીભાઇ નોશરવાનજીએ પોતાના મરણની પાંચ વરસ અગાઉ પોતાનું એક લંબાણ વસીયતનામું કીધું હતું, જે મધે પોતાના વારસ તરીકે પોતાની જમણી બાજુ જેવા પોતાના નાના બેટા અરદેશર દાદીને નેમી તેમને ઘણીક કીંમતી નસીહત આપી હતી. એ વીલ-મધે કોઇને પણ દુઃખ નહિ દેવા બાબે તેમજ જો કોઇ આપણું માઠું કરે તોબી તેનું પણ ભલુ કરવાની (અહિંસાની) તથા "પોતાનું ઘર તપાસીને" ખરચ કરવાની શીખામણ વારંવાર આપી હતી.

**અહિંસાની શીખામણ.**

**અમેરીકન લડાઇ.**

મોટા દાદીશેઠના ઝમાનામાં જે એક મહાન બનાવ બન્યો હતો તે અમેરિકાની પોતાના છુટાપણા માટેની ઇંગ્લંડ સાથની લડાઇ હતી. આ લડાઇ ૭ વરસ વેર ચાલી ૧૭૭૬ માં પુરી થવે અમેરિકાને છુટાપણું મળ્યુ હતું. આ દિનથી તેની ઉન્નતિ થતીજ રહી હાલ તે સર્વથી માતબર ખંડ બન્યો છે. આ જગ-મશહુર લડાઇ વેળા મોટા દાદીશેઠ ત્રણ દાહેકાની ઉમર પસાર કરી ભર જવાનીમાં હતા. આ લડાઇની અસર આપણા હિંદુસ્તાનના વેપાર ઉપર થયલી હોવી જોઇએ. ત્યાર પછીની ૧૮૬૨-૫ની અમેરીકન લડાઇએ તો આખરે આપણા મુંબઇગરાઓને, અને તેઓ સાથ મોટે ભાગે પારસીઓને, ખુહાર કીધા હતા.

**ફ્રેંન્ચો સામે જીત.**

વળી મોટા દાદીશેઠના મરણની એકજ વરસ અગાઉ નેલસને (૧૭૯૮માં) નાઇલ નદી ઉપરની લડાઇ નેપોલ્યન બોનાપાર્ટ સામે જીતી ('ચાર નન્ના'!) તેના દરિયાઇ કાફલાને મારી હઠાવ્યો હતો. આ પછી અરદેશર દાદીના વખતમાં (૧૮૦૫માં) ત્રેફાલગરની

ફ્રેન્ચ તથા સ્પેનીશ કાફલાઓ સામે લડાઇ જીતવાથી બ્રીટીશ દરિયાઇ બળ આજવેર ચઢતું રહ્યું છે અને એજ દાદીશેઠના દીકરાના મરણ પછી તેમના બેટાઓ ખરશેદજી તથા જાંગીરના ઝમાનામાં નેપોલ્યન સામે ડયુક ઓફ્‌ વેલીંગ્ટને આખા યુરપને ફ્રેન્ચ ધુજારામાંથી બચાવ્યું હતું. આ નેપોલ્યન સામેની લડાઇની પણ અસર આપણા હિંદના વેપાર ઉપર થઇ હતી.

**મુલ્લાં ફીરોઝ જેવા પરહેઝગાર દસ્તુરનો લાભ.**

આ દાદીશેઠ ખાનદાને મુલ્લાં ફીરોઝ બિન મુલ્લાં કાઉસ જેવા એક ભલા પરહેઝગાર દસ્તુરાન દસ્તુર, પ્રખ્યાત શાએર તથા ફીલસુફ મેળવવાને ખરેખર મગરૂરી માનવી જોઇએ છે. મુલ્લાં ફીરોઝના પિતાએ દાદીશેઠને ગોતી કાઢી તેમને કબીસાને લગતી સમજણ આપી અને મુંબઇમાં પહેલવહેલાં આતશબહેરામ સ્થાપવાને મદદ કરી એ આતશબહેરામના તેવણ વડા દસ્તુર થયા હતા.

ઇ. સ. ૧૭૯૪માં જ્યારે તેવણ ઓધ્ધો છોડી દખણ હૈદ્રાબાદમાં જઇ વસ્યા ત્યારે તેમનો એ મહાન ઓધ્ધો તેમના અતી કાબેલ પરહેઝગાર બેટા મુલ્લાં ફીરોઝને આપ્યો જે તેવણે ૩૬ વરસ વેર અતી માન સાથ ભોગવી આ દસ્તુરની ગાદી દીપાવી.

મુલ્લાં ફીરોઝ આ દાદીશેઠ ખાનદાનના અનેક નબીરાઓના ઘાડા સંબંધમાં આવ્યા હતા. પહેલાં, મોટા દાદીશેઠ, પછી તેમના સપુત અરદેશર દાદી, પછી છેલ્લાના પરહેઝગાર ધણીઆણી બાઇ બચુબાઇ, અને ત્યાર પછી અરદેશરના બેટાઓ ખરશેદજી તથા જાહંગીર ને મુલ્લાં ફીરોઝના ઓહોળા દુન્યવી અનુભવ અને દીન ધર્મના જ્ઞાનનો લાભ મળ્યો હતો જે આ ખાનદાનની ખાસ ખુશબખ્તીની વાત લેખાવી જોઇએ.

મોટા દાદીશેઠ વખતની ગણત્રીને લગતા સુધારામાં પહેલા, કોમી દાઝમાં વહેલા, વેપારમાં વીરા, એક સુધારક, એક ધરમી દાતાર, એક કોમી અને પરકોમી દાઝ ધરાવનાર જરતોસ્તી બચ્ચા, સખાવતમાં શુરા, અને દાન ધરમમાં ડાહ્યા હતા. એવણે પહેલ વહેલાં આતશ પાદશાહને માટે મકાન બંધાવી ત્યાં તેમને ઘટતાં આદરમાન સાથ તખ્તનશીન કરી પોતાના પાક મઝહબની અનુપમ સેવા બજાવી હતી. તરસ્યાંને માટે પાણીનું પરબ, હમદીન દુકાળ્યાઓ માટે ધાન, નીર્ધન માટે ધંધો રોજગાર, બચ્ચાંઓને માટે અવસ્તાનું શિક્ષણ વીગેરે દરેક કોમી જરૂરીયાત પુરી પાડી હતી અને તે સાથે બીજી કોમોના ૨૦૦૦ દુકાળ્યાઓને ૧૦

મહીના વેર અન્ન તથા તેમનાં ધામીક સ્થળો બંધાવવા માટે પોતાની માલેકીની જમીનના વાંટા પાડી આપ્યા હતા. આ સઘળી તેમની સેવા ધ્યાનમાં લેતાં એટલું તો યાદ રાખવું જોઇએ કે આ સર્વ કાર્ય કરનાર આજ લગભગ બે સદી ઉપર જન્મ પામી ૧૩ દાહેકા ઉપર બેહસ્ત મુકામ થયા હતા. આ કુલ સ્થાપક દાદી કોમ તેમજ પરકોમનો ખરો દાદખાહ શેઠ નિવડયો હતો, અને મોટે ભાગે તેવોજ આ દાદીશેઠનો દીકરો અરદેશર પણ હતો.

## મોટા દાદીશેઠના સમકાળીઓ.

દાદીભાઇ નોશીરવાનજી (૧૭૩૪-૯૯) મોટા દાદીશેઠના પોતાના વખતના હમદીનોમાં કેટલાક નીચલા જાણીતા હતાઃ-

૧ નવશારીવાળા દસ્તુર જામાસ્પ આસા (૧૬૯૮-૧૭૫૪)
૨ હીરજી જીવણજી રેડીમની (૧૭૧૩-૧૭૯૪).
૩ રૂસ્તમજી દોરાબજી નાનાભાઇ પટેલ (૧૬૬૭-૧૭૬૩).
૪ સુરતવાળા તાલ્યારખાન તથા કોતવાલ ખાનદાનના વડવા સોરાબજી કાવસજી નેકસાઅતખાન (૧૬૯૭-૧૭૭૨)
૫ સુરતના કંદમી પંથના એક પહેલા દસ્તુર દારાબજી સોરાબજી કુમાના (કુમાના દાદાદારૂ) (૧૬૯૮-૧૭૭૩).
૬ કામા ખાનદાનના વડવા કામાજી કુંવરજી (મરણ ૧૭૭૩)
૭ વાડીઆ ખાનદાનના વડવા લવજી નશરવાનજી (૧૭૧૦-૧૭૭૪).
૮ સુરતના કદમી પંથના એક બીજા દસ્તુર કાઉસ ફરેદુન મુનજજમી (૧૭૧૬-૧૭૭૮).
૯ નવસારીવાળા દેશાઇ ખરશેદજી તેમુરજી (૧૬૯૮-૧૭૭૯);
૧૦ નવસારીવાળા દસ્તુર સોરાબજી રૂસ્તમજી મહેરજીરાણા (૧૭૧૯-૧૭૭૯).
૧૧ મુલ્લા કાઉસને ઇરાન મોકલનાર સુરતવાલા ધનજીશાહ મનજીશાહ (૧૭૧૨-૧૭૮૭).
૧૨ ભરૂચવાળા દસ્તુર કામદીનજી ફરદુનજી (૧૭૩૧-૧૭૮૨).
૧૩ ભીખાજી બહેરામજી પાંડે (ભીખા બહેરામ) (મરણ ૧૭૮૩).
૧૪ મંચેરજી જીવણજી રેડીમની (૧૭૧૧-૧૭૮૬) જેવણે પોતાને માટે ચોપાટી દોખમું બંધાવ્યું હતું.
૧૫ સુરતવાળા બરજોરજી સોરાબજી બહેરેમંદખાન (૧૭૧૭-૯૧).

૧૬ અત્રેના સંજાણા ખાનદાનના વડા દસ્તુર રૂસ્તમજી બહેરામજી સંજાણા (૧૭૧૯-૯૧).

૧૭ સુરતવાળા નશરવાનજી કોહયાજી (૧૭૧૭-૯૭).

૧૮ કાવશજી રૂસ્તમજી પટેલ (૧૭૪૪-૯૯) વગેરે.

હિંદુઓમાં તેમની મહાજનના વડા નગરશેઠ રામદાસ મનોરદાસ જેવણ પ્રખ્યાત સર મંગળદાસ નથુભાઇ સી. એસ. આઇ. ના બપાવા થતા હતા.

## અરદેશર દાદી (૧૭૫૫-૧૮૧૦.)

"His was that simple old-fashioned practical Zoroastrianism which the community stands in danger of losing."

He did things which brought glory to God, good to men and real abiding happiness to himself.

**કેળવણી.**

"દાદીશેઠના દીકરા" અરદેશરે પણ પોતાના પિતા માફક જુજ કેળવણી લીધી હતી અને તેવણ અંગ્રેજની બારાખડીથી પણ ભાગ્યે વાકેફગાર હતા. (પા. ૯૧) એવણે પણ મોટો વેપાર, પોતાના પીતા કરતા પણ બહોળો, કીધો હતો. પોતાના પીતાના ૭ વાહણો તેમને બસ નહિ થવાથી તેવણે પોતાના સાત વાહણો ખરીદયાં હતાં અને તે પણ પુરાં નહિ પડવાથી તેવણે બીજાઓના વાહણો નોળે માંડી કામમાં લીધાં હતાં. એમના પણ સંખ્યાબંધ આડત્યાઓ, કારભારીઓ તથા દુબાશો હતા.

(પ્રકરણ ૧૩ મું.)

**રૂ ઉપાડી લઇ સરકારને આપેલી મદદ.**

આગળ ઇસ્ટ ઇંડિયા કુંપની પોતે વેપાર કરતી હતી. આ વેળા મુંબઇ સરકારનો મુખ્ય વેપાર રૂનો હતો, જે ગઇ સદીની શરૂઆતમાં બ્રીટીશ સરકારને મરાઠાઓ તેમજ નેપોલ્યન સાથની લડાઇઓ એકી વેળા થવાથી બહુ મંદ પડી ગયો હતો. આથી સરકારી તીજોરીમાં નાણાની ઘણી તંગી આવી પડી હતી, માટે તે વખતના ગવરનર જોનાઢન ડંકને મુંબઇના વેપારીઓને બોલાવી તેમની મદદ માગી. સરકારે અવેજમાં પોતાનો જે કાંઇ રૂનો પાક હતો તે

સઘળો શેકડેથી વેપારીઓને આપવાને કબુલ કીધું અને તે બદલ આગળથી ગાંસડી દીઠ રૂ. ૧૦ લઇ લીધા. આ સઘળો રૂનો પાક જે તે વરસ આશરે ૮૫ હજાર ગાંસડી ઉતર્યો હતો તે મુંબઇના સાત વેપારીઓએ સરકારની મદદે આવી, (આટલા બધા રૂનો ઉપ-યોગ શું કરવો તેનો કશો વિચાર કરવા વિના,) ઉપાડી લીધો. તે વેળા અત્રે કાંઇ મીલો ન હતી કે એક તડાકે આટલો રૂ ખપાવી શકાય અને અત્રેના હાથના ચરખાવાલાઓને પણ એટલો બધો રૂ કામે લાગે નહી. વળી દેશાવર ખાતે રૂને મોકલી આપવાને તે ઝમાનામાં કાંઇ રેલ્વે કે સ્ટીમરની સગવડ ન હતી. તે છતાં સરકારની નાણાની ભીડ દૂર કરવાને જે સાત વેપારીઓએ મદદ કરવાને હામ ભીડી તેઓમાં ત્રણ યુરોપીયન અને ચાર પારસી શાહ સોદાગર હતા, જે છેલ્લાના નામ નીચે મુજબ હતા:—

અરદેશર દાદી.
પેસ્તનજી બહમનજી વાડીયા.
હોરમારજી બહમનજી વાડીયા.
સોરાબજી મનચેરજી રેડીમની.

અરદેશર દાદીની સાથ ગવરનર ડંકનને ખાનગી દોસ્તી હતી. માટે તેવણે એ મોટા અમલદારનો સુખન પાછો ફેરવ્યો નહિ અને પોતાને માથે જોખમ હોરી સરકારનું કામ કરી આપ્યું હતું. આ વેળા પારસી સિવાય બીજી કોઇ હિંદીવાન કોમે સરકારની પડખે સંકટના સમયમાં ઉભી રહેવાની ફરજ વિચારી નહિ તે અજબ જેવું છે.

**અનજુમનની સેવા.**

પોતાના પીતા માફક અરદેશર દાદીએ પણ પોતાની વહાલી અનજુ-મનની અનેક કીમતી સેવાઓ તેના નેમાયલા અકાબર તરીકે બજાવી હતી. (પ્રકરણ ૧૬ મું.)

**દંતોરાની ધર્મ-શાળા.**

એજ માફક અરદેશરે ૧૮૦૫ માં વીરાર આગળ દંતોરા તરફ પગ રસ્તે જનારા મુસાફરો માટે એક ધર્મશાળા બંધાવી હતી (પા. ૧૧૧) જેનો નીભાવ આજ ૧૨ દાહેકા વેર ચાલુ રહયો છે અને તે હાલ "દાદીશેઠ ચેરીટી ટ્રસ્ટ" ના ટ્રસ્ટીઓ કરે છે. એવી તો આગળા પારસીઓએ છેક વાંદરેથી નવસારી સુધી ગાડાંમાં મુસાફરી

કરનારાઓને વીસામા માટે જ્યાં જ્યાં મુકામ કરવું પડતું ત્યાં ત્યાં ધર્મશાળા દરેક કોમના વપરાસને માટે બંધાવી છે. તે બાબે અત્રે પાને ૧૧૩ મે વિગતો આપી છે અને તે ઉપરાંત વધુ ધર્મશાળાઓની નોંધ પારસી પ્રકાશના ૧ લાં દફતરના સાંકળ્યાંમાં (પાને ૯૩૬ મે) મલી શકશે, જે આગલા ઝમાનાના પારસીઓના ઉંચા પ્રકારના પરમાર્થની મગરૂરી ભરી ઝળકતી અચુક ગવાહી પુરી પાડે છે. જ્યારથી આગગાડી થઇ ત્યારથી એવી સખાવતોની ઝાઝી જરૂર રહી નથી છતાં આ ધર્મશાળાઓ ચાલુ રહી છે. જાણે આજે તે પારસી સખાવતના સ્તંભો તરીકે નઝરે પડે છે.

## જાહેર ફંડો.

વળી અરદેસર દાદીએ તેમજ તેમના નબીરાઓએ અનેક જાહેર ઉધરાણાના ફંડોમાં છુટથી નાણાં ભરેલાં અત્રે જોવામાં આવશે.

પ્રજા ઉપયોગી ખાતાંઓમાં લંડનના પેટ્રીઑટીક ફંડ (પાં. ૧૧૩) લંડન હોસ્પીટલ ફંડ, સ્કોટીશ કોરપોરેશન ફંડ તથા ત્યાંની યુનીવરસીટીના પ્રોફેસરોના નાવારેસ બાળકો માટેના ફંડ (પા. ૧૧૪) વિગેરેમાં અરદેશર દાદીએ સારી સારી રકમો ભરી હતી.

## જાહેર પુરૂષોની યાદગારીના ફંડો.

દેશ કે પરદેશોના જાહેર પુરૂષોની યાદગારીના ફંડોમાં પણ આ દાદીશેઠ ખાનદાનના સકરમી નબીરાઓએ ખોબે ખોબે નાણાંભરયાં છે—જેવાં કે વીલ્યમ પીટ (પા. ૧૧૫), ગૌશતળાના શોધક ડા. જેનર (પા. ૧૧૬) ના માનમાં. આ દેશના એવા અનેક જાહેર પુરૂષોની યાદગારીના ફંડોમાં પારસીઓએ જે ફાળો છુટે હાથે આપ્યો છે તેમાં મોટા દાદીશેઠના ઘણાક વારસોએ એકી વેળા મોટી મોટી રકમો ભરેલી આ પુસ્તકમાં સંતોષ સાથે જોવામાં આવશે, અને તે બતાવશે કે પારસી પરમાર્થ કેવો વિચારવંત, દુર અંદેશ અને ઉદાર દીલથી માત્ર મનુષ્ય સેવા અને દયાના ધોરણ ઉપર કરવામાં રસ્તો લેતો હતો.

**અરદેશર દાદીની સખાવતો.**

દાદીશેઠ ખાનદાનના પ્રાક્રમી સ્થાપક શેઠ દાદીભાઇ નોશરવાનજી તથા તેમના ઝલકતી કારકીર્દીવાળા સાહસિક કીર્તીવંત બેટા અરદેશર દાદીએ સ્થાપેલાં અનેક ધર્માતુ અને સખાવતી ખાતાંઓ કેવાં ઉમદાં, કોમઉપયોગી નીવડયાં છે તે આજે પણ છુપું નથી,

બલ્કે તેના લાભ આ ઘડીએ પણ મલતા રહ્યા છે. પીતાએ મુંબઇનું પહેલવહેલું આતશ બહેરામ, મુંબઇની કોટની અગીઆરી, મુંબઇની લાચાર ઇરાંનીઓના ઉતારા માટેની ધર્મશાળા બંધાવી હતી; ત્યારે બેટાએ વસાઇ નઝદીક દંતોરા ગામની સાર્વજનીક ધર્મશાળા સ્થાપી હતી જે આજવેર ચાલુ છે. વળી પરભનું બાંધકામ (જેનાં વધેલાં નાણામાંથી મુંબઇના ગરીબ જરતોસ્તીઓ માટે તારદેવની ચાલી બંધાઇ છે,) વિગેરે વિગેરે એ સર્વ તેમના અનેક સખાવતી ખાતાંઓમાંના ઘણાક આજે બારથી પંદર દાહેકા થયાં તમામ મનુષ્ય જાતની કે કોમની સેવા બજાવતા ખડાં ઉભાં રહ્યાં છે, જે દાદીશેઠ ખાનદાનના માનવંત સ્થાપક શેઠ દાદીભાઇ નોશરવાનજી તથા તેમના સખી દીલના ફરઝંદ તથા નબીરાઓને આભારી છે, અને જે હજી ઘણાં ઘણાં વરસો વેર પોતાનું ભલું જન-સેવાનું કામ બજાવતાંજ રહેશે. વળી એજ ખાનદાનના દુર-અંદેશ નબીરાઓ તથા નબીરીઓ, જેવાં કે શેઠ દાદી નશરવાનજી દાદી તથા તેમના માતુશ્રી બાઇ હમબાઇજીએ, મોટી જંજાલ વેઠી કોર્ટે જઇ કાયદેસર ટ્રસ્ટ કરાવી તેમના લાભો જાથુક મલતા રહે એવા જે બાહોશી અને સાહુચેતીથી પાકા બંદોબસ્ત કીધા છે તેમનો દાખલો ખરેખર આપણી કોમે નકલ કરવા જોગ છે.

**દરેમહેર.**

શેઠ અરદેશર દાદીએ પોતાના પીતાએ બંધાવેલી કોટની અગીઆરી ઇ. સ. ૧૮૦૩ માં મોટો ખરચ કરી બહુ વધારીને મોટી કરી હતી.

**છાસ્તીના ગામો.**

એક ભલુ ધામીર્ક કામ કરતાં પરવરદેગારના ગેબી ખજાનામાંથી કેવો લાભ થાય છે તે આ કોટની દરેમેહરની તવારીખ (જે અત્રે પાને ૯૯મે) આપી છે તે ઉપરથી જણાય છે. મોટા દાદીશેઠે પહેલાં કોટ હોર્નબીરોની (જ્યાં હાલ સર જમશેદજી જીજીભાઇવાલી સ્કુલ આવી છે ત્યાં)ની જમીન એક દરેમેહર માટે ખરીદી હતી, પણ સરકારને તેની જરૂર પડવાથી પોતે ખરીદ કરી તેના બદલામાં તેમના બેટા અરદેશર દાદીને છાસ્તી તરફના સાત ગામો ચોકસ શરતોએ આપ્યાં હતાં જે દાદીશેઠ કુટુંબનાં વારસોના નિભાવ માટે દાહેકાઓ વેર બહુ ઉપયોગી થઇ પડયાં હતાં. એવી રીતે ધરમ કરતાં કરમ ખુલ્યું હતું. પોતાનાં બાપીકાં છાસ્તીનાં સાત ગામોની

૧૮૧૯માં બંને ભાઈઓએ વહેંચણી કરી ૪ ગામ મોટા ભાઈ ખુરશેદજીએ અને બાકીના ત્રણ ન્હાના ભાઈ જાંહગીરે વહેંચી લીધા હતાં જે છેલ્લાંનો તેમની પછી તેમના ત્રણ બેટાઓ હોરમસજી, સોહરાબજી તથા દાદાભાઈ વહીવટ કરતા હતા.

## ઇરાનમાં ધાર્મિક મકાનો.

વળી અરદેશરે બેલાવની સગડી બંધાવી આપવા સાથે ઇરાન મધ્યે આદરાન બંધાવી તેના જાથુકના નિભાવ સારૂં એક વઝીફો મેળવી આપ્યો હતો. (પા. ૧૦૯.)

**બીજી સખાવતો.**

અરદેશર દાદીએ પોતે (આગળ જણાવેલા) ઝંદ અવસ્તા શીખવા માટેની નિશાળ તથા દાદીશેઠનું પરભ (પાનું ૧૦૬) નિભાવી રાખવા અને દરસાલ ગાહમ્બાર કરવા માટે એક ગાહમ્બાર ફંડ સ્થાપ્યું હતું, (પા. ૧૦૮). એ ઉપરાંત તેવણે પરકોમના પાંચ હજાર દુકાળ્યાઓને તેર માહિના સુધી પોતાને ખરચે ખવાડી જીવાડયા હતા, જે બાબે મીસીસ ગ્રેહેમ નામની એક મડમ* મુસાફરે પોતાનાં પુસ્તકમાં ખાસ તારીફ કીધી છે. (પા. ૧૧૦) આ એમની છેલ્લી સખાવત સાર્વજનીક હતી.

**એ સાર્વજનીક સખાવતો.**

**દુકાળ્યાઓને મદદ.**

## તેમના ઇંગ્રેજ તથા હિંદુ એકઝીકયુટરો.

અરદેશર દાદીના પીતાની જે ઇંગ્રેજ બચ્ચાએ વરસીને દીને પોતાને ખર્ચે બાજ કરાવી હતી તેજ ઇંગ્રેજે અરદેશર દાદીને (મી. ચાર્લ્સ ફોર્બ્સ જોડે) પોતાના વસીયતનામાના વહીવટદાર (એકઝીકયુટર) નેમયા હતા. (પા. ૧૩૪.)

**દેવળમાં વાગેલો ઘંટ.**

અરદેશર દાદીનું અત્રેના ગવરનર તથા મોટા મોટા અમલદારોમાં એટલું બધું મોટું માન હતું કે તે વેળાના ગવરનર જોનાથન ડંકને પોતે એમના મરણની ક્રિયા થતી વેળા એમના કાવશજી પટેલ સ્ટ્રીટ મધ્યે આવેલાં ઘરની નઝદીક ચર્ચગેટના મોટાં દેવળમાં પોતે

* આ વિષે પાને ૧૧૦ મે "મીલનું મત" એમ જે મથાળું ટાઇપની ચુકથી જોવામાં આવે છે તેને બદલે "મેડમનું મત" વાંચવું.

હાજર થઇ જ્યાં વેર એમની લાશ પસાર થઇ ત્યાં વેર એમના માનમાં શોકનો ચાલુ ઘંટ વગડાવી એમને અપુર્વ અને અનુપમ માન આપ્યું હતું. (પા. ૧૩૩.)

**દીકરાઓનું પાખરૂં.**

ઇંગ્રેજોમાં શેઠ અરદેશરને બહોળો વગ હતો. એવણે ગુજરતી વેળા તે વેળાના રીકોર્ડર સર જેમ્સ મેકીન્ટોશના હાથમાં પોતાના બંને દીકરાઓ ખરશેદજી તથા જાંહગીરજીનું પાખરૂં આપ્યું હતું (પુર્વણી પમી.)

**અરદેશર દાદીની મીલકતો.**

અરદેશર દાદીએ પોતે ઉદ્યોગ અને મહેનત કરીને દોલત ભેગી કરી તે મીલકતોની ખરીદીમાં રોકી હતી. એમની સંખ્યાબંધ ઓહોળી અને કિમતી મિલકતોનું બ્યાન અત્રે પ્રકરણ ૨૩માં કીધું છે જે ઉપરથી જણાશે કે એવણ આજ ૧૧-૧૨ દાહેકા ઉપર કેવા માતબર મીલકતદાર હતા. એવણ ચોવીશ બંગલાઓ ધરાવવા ઉપરાંત અનેક ઘરો, ગોડાઉનો, ખુલ્લી જગાઓ વગેરેના માલેક હતા.

**મોહલ્લાઓના નામ.**

એ બંને બાપ દીકરા પોતાના ઝમાનામાં એટલા વખણાયલા હતા કે તેમના નામ આ શહેરના અનેક રસ્તાઓ, મોહલ્લાઓ અને મકાનોને આપવામાં આવ્યાં હતાં (પ્રકરણ ૮મું; પાનુ ૧૨૩-૫).

**પારસી દોલત.**

તે જમાનામાં ઘણાક પારસીઓ પાસે વેપારમાં મેળવેલી મબલગ દોલત હતી જેનો એકજ પુરાવો અત્રે આપીશું: જ્યારે વાડીઆ કુટુંબના એક નબીરાને ધંધામાં રૂ ૧૩ લાખની ખોટ આવી ત્યારે તે વેળાના રેકોર્ડર જેમ્સ મેકીનટોશે એમને માટે પોતાનું મત જાહેર કીધું કે 'એક પારસી માટે તો તે કુચ ભિસાદની હતી.' ("A trifle for a Parsi") (પા. ૯૭) હવે તે ઝમાનાના રૂ. ૧૩ લાખ તે આજના એક કરોડથી પણ વધુ અંકાય છે. એજ નામદારે પારસીઓ વિષે જે મગરૂરી પમાડનાર વધુ વિચારો જણાવ્યા હતા તે અત્રે પાને ૧૨૦-૧ ટાંકી બતાવ્યા છે કે જ્યાં પણ તેવણ જણાવે છે કે "The Parsis are one of the most opulent mercantile

**bodies in Asia. . . The richest inhabitants of the settlement are not of the governing nation."**

**પારસી બાંધો.**

તે ઝમાનામાં પારસીઓનાં બાંધા તથા મગજ શક્તિ વિષે એજ જાડજે જણાવવામાં આવ્યું છે કે, "They have preserved the activity of their minds and the vigour of their bodies during a residence of a thousand years in India." (પા. ૧૨૦)

**પારસીઓ વેપારમાં કાંય ફાવ્યા?**

આગળા જમાનાના પારસીઓ વેપારમાં કાંય ફાવ્યા તેનું એક કારણ તેમના પવિત્ર ધર્મનું છુટાપણું, પરકોમવાલાઓ સાથ કાંઇ પણ શુગ અથવા છીટ વગર ભેલાઇ હલીમલી ચાલવાનું, તથા તેમનામાં કાંઇ પણ ગ્નાતી બંધનની બેડીઓ નહિં હોવાનું હતું. યુરોપ્યનો આ દેશ મધે, અને ખાસ કરીને સુરત તથા મુંબઇમાં, આવી પોંહચતાં પારસીઓએ તેમને માટે મોગળરાજ પાસે વેપારી હકો મેળવી આપી તથા દલાલો થઇ તેમને વેપાર ધંધામાં હાર પાડવાથી તે યુરોપ્યનોનું તેમજ પોતાનું કલ્યાણ કીધું હતું. આનો કાંઇક ખ્યાલ લંડન ટાઇમ્સે ૧૯૨૧ માં દર્શાવેલા નીચલા અભિપ્રાય ઉપરથી આવશે:—

"They (The Parsis) brought freedom from caste prejudice and restriction, and the quickness and clannishness bred of oppression which made them natural channel of communication between the English and the Indian and gave them a large share in the seaborne trades shunned by Hindus because of the pollution introduced in voyaging across the Black Water."

આ સઘળી ખુબી આપણા પવિત્ર જરતોસ્તી મઝહબની હતી અને હાલ પણ છે તે કોઇથી ના પાડી શકાશે નહિ.

**જાહોજલાલી**

અરદેશર દાદીની જાહોજલાલી પણ તેમના વેપાર અને તેમની દોલતના પ્રમાણમાં મોટી હતી. તેમના ઘરના લગન વેળા થયલી ધામધુમ તે વેળા ઘણીજ અસાધારણ હતી. (પ્રકરણ ૧૭ મું.) અને તેમને ત્યાંના લગનનો

માંડવાનો ભપકો તો ગીતોમાં ગવાતો હતો. એજ માફક તેમની પરોણાગત ચાખનારાઓ આપણા તે વેળાના પારસીઓને "The greatest native entertainers" કહેતા હતા. (પા. ૧૨૮) કાઉન્ટ વેલેન્શ્યાને આપેલી એક મોટી જ્યાફતનો હેવાલ તો એક પુસ્તકમાં જળવાઇ રહેલો છે. (પા. ૧૩૦-૧)

**આલેક પારસીઓ.**

એ મુસાફર ઇ. સ. ૧૮૦૪ માં અરદેશર દાદાભાઇએ તેમને આપેલાં દબદબા ભર્યાં ખાણા વિષે લખતાં આપણાં આ જરતોસ્તી વિરલાની જાહોજલાલીની તારીફ કરતાં તે વેળાના મુંબઇમાં વસ્તા પારસીઓ માટે જણાવે છે કે,

"Bombay they have made almost entirely their own, for hardly a house or a foot of land in the island belongs to any other" (P. 419.)

એવાજ વિચાર વેલાતનાં એક જ્ઞાનચક્ર મધે ઇ. સ. ૧૮૫૩ ના પારસીઓ બાબે દર્શાવ્યા હતા તે અમે અત્રે પાને ૨૨૯ મે ટાંકી બતાવ્યા છે:-

**વેપારમાં સરસાઇ.**

"There is not an European house of trade in which one of them (The Parsees) has not a share, and generally indeed it is the Parsee that produces the largest part of the capital. Their influence is consequently very great." (P. 419).

**ભાઇબંધી.**

વળી ઉપલોજ ઉમરાવ લખનાર સવા સદી ઉપરના જરતોસ્તીઓના એક બીજા ગુણની વખાણ કરે છે, અને તે એ કે પારસીઓ હમદીનો માટે ભાઇબંધી જેવી લાગણી ધરાવતા. "જરતોસ્તી છે, છોને ખાટે" એ શબ્દો આજ અરધી સદી ઉપરના આપણા પારસીઓના મોંહમાં સાધારણ હતા. મઝકુર ઉમરાવ લખનારના કાંઇક શબ્દો હેડળ ટાંકીશું:—

"The kind of brotherly connection that subsists among them (The Parsees) enables them to act with the force of a united family." (P. 419).

**સમકાળીઓ.**

દાદીભાઇના બેટા અરદેશર દાદીના વખતમાં એમના પણ આગલ જણાવેલા ઘણા ખરા જરતોસ્તી આગેવાનો ઉપરાંત નીચલા સમકાળીઓ હતા:—

૧ મોદી વાચ્છાગાંધી ભીમજી (૧૭૩૭–૧૮૦૧).
૨ કદમીઓના પહેલા વડા દસ્તુર મુલ્લાં કાઉસ જલાલ (૧૭૩૩–૧૮૦૨).
૩ દોરાબજી રૂસ્તમજી પટેલ (૧૭૫૪–૧૮૦૪) તે મુંબઇ તથા થાણાના પટેલ.
૪ સુરતવાલા દસ્તુર શાપુરજી માણેકજી સંજાણા (૧૭૩૫–૧૮૦૫).
૫ સોરાબજી મંચેરજી રેડીમની (૧૭૫૫–૧૮૦૫).
૬ સુરતવાલા ધનજીશાહ બરજોરજી બહેરેમંદખાન (૧૭૭૦–૧૮૧૦).
૭ સુરતવાલા દાદાભાઇ નશરવાનજી મોદી (૧૭૬૦–૧૮૧૦).
૮ નવશારીવાલા દેશાઇ મંચેરજી ખુરશેદજી, (૧૭૨૩–૧૮૧૦).
૯ સર જમશેદજી જીજીભાઇ પહેલા બેરોનેટ (૧૭૮૩–૧૮૫૯) વીગેરે.

## ખરશેદજી અરદેશર દાદી (૧૭૭૯–૧૮૫૧.)

**ખરશેદજી અરદેશર દાદી.**

શેઠ ખરશેદજી અ. દાદી પોતાના નાધલા ભાઇ જાંગીરજી જોડે વેપારી, દલાલ તથા એજંટની પહેડી ચલાવતા હતા, અને તેમનું માન લોકોમાં ઘણું હતું જેથી તેમને ઘણાંક જાહેર કામોમાં આગેવાની આપવામાં આવતી હતી. તેવણ પણ પોતાના બાપબપાવા માફક પારસી પંચાયતના અધીકારી હતા.

**એમનાં ધામીંક કામો.**

શેઠ ખરશેદજીએ દાદીશેઠના આતશબહેરામની આસપાસ રૂ. ૧૨ હજાર ખર્ચી દીવાલ બંધાવી હતી. (પા. ૧૬૩) વળી એવણે અનજુમનના દોખમાં ઉપર જવા માટે રસ્તો કાઢવા સારૂં હીલ ઉપરની પોતાનાં ધણીઆણી બાઇ બીખાઇજીની માલેકીની જગા ધર્મ ખાતે કાઢી આપી હતી.

શેઠ ખરશેદજી અરદેશર દાદીના મકાનમાં કદમી જરતોસ્તી અંજુમનની સભાઓ મલતી હતી. એવણે ઇ. સ. ૧૮૫૧ માં રૂ. બે હઝાર પંચાએત ને આપ્યા હતા. તે વેળા પંચાત જુદું ખાતુ પાડતી નહોવાથી તે રકમ એકાંઉન્ટંટ જેનરલને ત્યાં મેલવામાં આવી હતી.

(મું. પા. પંચાએતની તવારીખ પા. ૮૬૪.)

**ઓધા.** અત્રે 'ગ્રાંન્ડ જુરરો' નેમવાની શરૂઆત સરકારે ઇ. સ. ૧૮૨૮ માં કીધી તેવાજ એમને તથા એમના ભાઇ જાંગીરને એ ઓધા ઉપર નેમ્યા હતા. વળી ૧૮૩૪ માં ખરશેદજી સુલેહના અમલદાર નેમાયા હતા.

શેઠ ખરશેદજીએ પણ પોતાના વડીલો માફક આયરલૅંન્ડના દુકાળ ફંડમાં, સ્કોટલેન્ડના નાવારસ બાળકોના ફંડમાં, ખલાસીઓના ફંડમાં, કાબુલની લડાઇના, આગ તથા તોફાનનાં, કોટના દરવાજા પહોળા કરવા માટેના, દેવળના ઘડીઆલ માટેના, સુવાવડખાના માટેના વિગેરે ફંડોમાં છુટે હાથે નાણાં ભર્યાં હતાં.

વળી મોટા અમલદારો તથા વેપારીઓને માન આપવાના ફંડોમાં પણ એવણે નાણાં ભરી પોતાના કુટુંબની આંટ જાળવી હતી. એવણે ૨૨ ફંડમાં ભરેલાં નાણાની એક ટીપ અત્રે (પ્રકરણ ૨૪ મધે) આપવામાં આવેલી જોવામાં આવશે.

વળી શેઠ ખરશેદજી અરદેશરે સ્ટીમરોનું બોહોળું ભવિષ્ય જોઇ તેને લગતાં શરૂઆતનાં ફંડમાં નાણાં ભર્યાં હતાં.

## એમની સાદાઇ

એવું નોંધાયલું છે કે શેઠ ખરશેદજી અરદેશર દાદીમાં કોઇબી વાતની મોટાઇ ન હતી, તેવણ શાંતપણે પોતાનો સંસાર ચલાવતા હતા.

તે વેળાના મુંબઇ ગેઝેટ મુજબઃ—

**"Among his own countrymen his pious disposition, kind manners and great though unostentatious benevolence has earned for him a more than ordinary regard."**

## ઇરાનીઓ માટેની ધર્મશાળા.

શેઠ ખરશેદજી અરદેશર દાદીના ગુજરવા પછી તેમની યાદગારીમાં એક અતિ પુન્યવાન ધર્મખાતું દુરઅંદેશીથી સ્થાપવામાં આવ્યું હતું, જે ગરીબ ઇરાનીઓ માટે ચોપાટી ભણીની ધર્મશાળાનું હતું. (પ્રકરણ ૨૭ મું.)

એક ધર્મખાતું નાની શરૂઆત ઉપરથી તેના વહીવટ કરનારાઓની ઇમાનદારી અને સાચવટથી કેટલું વધે છે તેનો આ ઇરાનીઓની ધર્મશાળા એક જીવતો દાખલો પુરો પાડે છે. તા. ૨૩ મી ઓગસ્ટ ૧૮૫૧ ને દીને થયલાં શેઠ ખરશેદજીના ઉઠમણામાં તેમના ત્રણ દીકરા તથા સાત દીકરી તથા નબીરાંઓએ મળી રૂા. ૧૫ હજારની રકમ ધર્મખાતે આપવાથી ઇરાનીઓ માટે ઉપલી ધર્મશાળા બંધાવવાના કામની શુભ શરૂઆત થઇ હતી.

**એમના દોતરા.**

તેના ફંડ મધ્યે શેઠ ખરશેદજી અરદેશર દાદીના દીકરીના દીકરા સર કાવસજી જાંહગીરે (૧૮૧૨–૭૮) પણ પોતાનો ફાળો આપ્યો હતો. આગળ જણાવ્યું તેમ ઇરાનથી હાદેસાનાં મારેલાં આવી પુગેલાં હમદીનોને અત્રે ઉતારા માટે મોટા દાદીશેઠે પોતાની ઝંદ મદરેસામાં જગા કરી આપી હતી, જે અત્યાર સુધી ચાલુ હતી, પણ તેમના માટે કોઇ જાથુકનું મકાન ન હતું. આ ખુટ પુરી પાડવાની આ એક કીંમતી તક સારી સમજદારી

**ઇરાની ધર્મશાળા.**

વાપરી મોટા દાદીશેઠના નબીરાઓએ હાથ ધરી તેમાં અનેક મકાનોનો ઉમેરો કરી તેમાંથી સંખ્યાબંધ લાચાર ઇરાની મરદો, બાઇઓ તથા બચ્ચાંઓની પરવરેશ કરી છે. આજે તે ફંડની બાકી રૂ. ૮ લાખ ઉપર ગઇ છે.

૧૮૫૧ માં એક ઇંગ્રેજ લખનાર "Life in Bombay" માં (પા. ૨૬૧) પારસીઓ માટે લખે છે તેમઃ–

**ઇંગ્રેજો સાથ ભાગીદારી.**

"Separated by their relations from all the rest of the world, and forming a strictly preserved community among themselves, they yet mingle in closest commercial relations with every

class of people, frequently entering into partnership indifferently with English or native dealers and tending greatly by their acuteness and intelligence to the success of the most important undertakings."

## અરદેશર ખરશેદજી અ. દાદીશેઠ (૧૮૧૫-૭૪).

ખરશેદજીના બેટા અરદેશર ખરશેદજી દાદીશેઠ પણ અત્રે એક આગેવાન વેપારી હતા. એવણે પોતાના વડીલોનો દલાલી, શરાફી તથા બેંકરો તરીકેનો ધંધો પ્રથમ પોતાના પીતા જોડે, અને તેમના મરણ બાદ પોતાના ભાઇઓ સાથે, ભાગીદારીમાં ચલાવી તેને ધીકતો બનાવ્યો હતો. એક વેળા એમની પહેડી મુંબઇની સર્વથી માતબર પહેડીઓમાંની એક ગણાતી. એમનો કેસરનો પણ વેપાર હતો.

એમના ભાઇ મી૦ નસરવાનજી ૧૮૬૩ માં ગુજરી જવા પછી તુર્ત શેર સટ્ટાનો પવન અત્રે જોશમાં ફુંકવા લાગ્યો અને તેથી ૧૮૬૫માં બીજા ભાઇ મી૦ હોમજી ભાગીદારીમાંથી એમનાથી જુદા પડયા હતા. આ અગાઉ અરદેશર પણ અત્રેના વેપારમંડળમાં મોટો વગવસીલો ધરાવતા હતા. તેવણ અત્રે મુંબઇની ચેમ્બર ઑફ કોમર્સની કારોબાર મંડળીમાં નેમાયા હતા તથા બોમ્બે લેન્ડીગ એન્ડ શીપીંગ કુંપનીના એક ડીરેકટર હતા.

**એમના જાહેર-કામો.**

મી૦ અરદેશર અત્રેની પારસી કોમના એક આગેવાન હતા અને જાહેર કામોમાં ઉલટમંદ ભાગ લેતા હતા. એવણ અત્રેની રાજદ્વારી મંડળી 'ધી બોમ્બે એસોસીએશન'ના પણ કારોબારી હતા. વાંદરા ખાતે સ્થાપેલાં ધર્મના દવાખાનાની કમીટીમાં પણ એવણ સામેલ થયા હતા. એ સાથે એવણ રોયલ એશિયાટિક સોસાયટીની મુંબઇની શાખાના એક સભાસદ ચૂંટી કઢાયા હતા. (જ્યારે એમના પોતાના પીતા ખરશેદજી તો વેલાતની એ મૂળ સોસાયટીના નોન-રેસીડંટ મેમ્બર હતા) (૧૬) વળી એવણ મુલાં ફીરોઝ કેતાબખાના તથા મદરેસાના એક કારોબારી હતા. તથા ઇસન દેશમાં રહેનારા જરતોસ્તી-

ઓને વાસ્તેની પુંજીની કારોબાર મંડળીને લગતાં કામમાં ઉલટમંદ ભાગ લેતા હતા, અને તે વતરોગે કદીમ ગાઉમ્બાર ફંડના એક ટ્રસ્તી હતા.

એવણે લેંકેશાયર મધે ભુખમરાના સંકટ માટે કરાવેલાં ઇંગ્રેજો માટેના ફંડમાં, સર અસ્કીંન પેરીની યાદગારીના ફંડ તથા લોર્ડ એલફીનસટનના ફંડમાં, મ્યુટીની ફંડ, તથા બીજાં કેટલાંક સ્થાનીક ફંડોમાં પોતાના વડીલોને પગલે ચાલી નાણું ભરયાં હતાં.

**જાહેર ફંડોને મદદ.**

એવણુ પણ ગ્રાંન્ડ જુરીના મેમ્બર તથા સુલેહના અમલદાર હતા.

એવણુનાજ વખતમાં પોતાના પિતાની યાદગારી જાળવવા માટે અત્રે ચોપાટી મધે ઇરાનીઓને રાખવા સારૂ ઉપલી ધર્મશાળા સ્થાપવામાં આવી હતી. વળી એવણે નવસારીની મીનોચહેર હોમજીવાલી પુરાણી દરે-મહેરને પોતાના માતાજીના પુનને અર્થે નવેસરથી બંધાવી હતી.

મી૦ અરદેશર પોતાના વડીલોએ સ્થાપેલાં ધાર્મિક તથા સખાવતી ખાતાંના મેનેજર હતા. ૧૮૭૦ માં એમના એ ધર્મખાતાંના ગેર વહીવટ બાબે અત્રેની હાઇકોર્ટ મધે એમના ભોંજાઇ બાઇ હમાબાઇ તથા ભત્રીજા મી. દાદી નશરવાનજી દાદીશેઠે એડવોકેટ-જેનરલ સાથે જોડાઇ એક દાવો માંડયો હતો, પણ તેનો ધરમેળે નીકાળ કરી એ ધર્મખાતાનું એક પાકું ટ્રસ્ટ કરવામાં આવ્યું હતું, જેથી તેની મીલકત તથા પુંજી આજ સુધી સચવાઇ રહી છે (પા. ૨૦૫.)

**કુટુંબી ટ્રસ્ટડીડ.**

અરદેશર દાદી પછી કુટુંબી દોલત તથા જાહોજલાલીમાં ઓટ આવી છે એ વાત ના પાડી શકાશે નહિ. મોટા દાદીશેઠ તથા તેમના સપુત અરદેશર દાદીએ જે ભારે દોલત વેપાર મધે મેળવી તે પણ મોટે ભાગે રહી નહિ. અરદેશર દાદીનો ઓઘમો વેપાર જે જુદે જુદે મથકોએ વીખરાઇ ગયો હતો તે સંબંધી ગુંચવાડો ઉભો થયો અને તેનો બંદો-બસ્ત જોઇએ તેવો થઇ શકયો નહિ; પણ તેમનાં થયલાં દેવાં માટે તેમની મીલકતોનું વેચાણ કરી તે પ્રમાણિકપણે તમામ અદા કરી છાસ્ટીના ગામોને બચાવી લીધાં હતાં. વળી કુટુંબી વેપાર અરદેશરના બંન્ને હૈયાત બેટાઓ ખરશેદજી તથા જાંહગીરે ચાલુ રાખી કુટુંબની સ્થિતિ ટકાવી

રાખીને જે ધર્મના મકાનો તથા સખાવતી ખાતાંઓ વડીલોએ સ્થાપ્યાં હતાં તેનો ખર્ચ વેપારની આવકમાંથી કરી તે નિભાવી રાખ્યાં હતાં.

## શું પારસીઓના આબાદીના દહાડા હવે ગયા છે?

હવે આ સંબંધમાં અત્રે (પાને ૧૪૩) એક સવાલ જે મુંબઇની વડી કોર્ટના રેકોર્ડર સર જેમ્સ મેકીનટોશે ઉઠાવ્યો હતો તે ઉપર કાંઇક ખોલાસો કરવાની જરૂર દીસે છે.

આપણા શહેરના આ આગળા વડા જડજ મેકીનટોશે (૧૭૬૫-૧૮૩૨) શેઠ અરદેશર દાદીભાઇની જાહોજલાલી વિષે લખતાં જણાવ્યું હતું કે "પારસીઓની આબાદી હવે વહી ગઇ છે અને પડતી શરૂ થઇ છે." આ નીરાશાજનક વિચારો જો કે એક ન્યાયાધિશની કલમથી લખાયલા છે છતાં તે સચાઇથી કેટલે બધે દરજ્જે વેગલા છે તે વિષે અમે તેજ જગાએ (પ્ર. ૧૯ માં) જણાવ્યું છે કે એજ વેળા "બીજાં નવાં ખાનદાનો ઉગી નીકળ્યાં હતાં જેઓએ કોમની કીર્તી બેશક આગળ વધારી છે." આ બાબે વધુ ન લખતાં, ત્યાર પછી ઉગી નીકળેલાં અનેક જરતોસ્તી ખાનદાનો જેવાં કે સર જમશેદજી, પીટીટ, વાડીઆ, ઑલ્બ્લેસ, તાતા વિગેરે વિગેરેની જાહોજલાલી, દોલત, સાહસિકપણા વિગેરે એ ઉપલી વાણી અચુક રીતે ખોટી પાડી આપી છે. છેલ્લી સદીમાં પારસીઓના જે સેંકડો ધરખમ સખાવતી ખાંતાંઓ મુંબઇમાંજ નહિ પણ દેશાવરોમાં પથરાઇ ગયલાં છે તે પાછલી પારસી જાહોજલાલીના જીવતાં જાગતા પુરાવા છે જે બાબે અત્રે લંબાણ કરવાની જરૂર નથી, બલ્કે ખરૂં કહીએ તો ઇ. સ. ૧૮૩૦ ની આગળના પારસીઓએ જે જાહોજલાલી ભોગવી હતી તેને પણ દરેક વાતે વિસરાવે એવી જાહોજલાલી અને કીર્તી તે પછીના પારસી વિરલાઓએ અનેક દીશામાં મેળવેલી જગ જાહેર છે. તે આગલો ઝમાનો કેળવણીનો ન હતો, બલ્કે તે કાંઇ મોટા પાયા ઉપર કીધેલા વેપારનો પણ ન હતો. ત્યાર પછીની બાકી ઓગણીસમી સદીમાં અને આ ચાલુ વીસમી સદીના ત્રણ દાહેકામા પારસીઓએ પોતાની કેળવણી, જાહેર હિમત, જનસેવા સાથ સાહસિકપણાથી જે કાંઇ બજાવ્યું છે તે જગ–આશકારા છે અને જો આ હલા ધોરણે આપણ કાંઇ ભવિષ્યવાણી કાઢી શકીએ તો હવે પછીની પારસી જાહોજલાલી કાંઇ ઓછી નિવડે એવી નિરાશવાણી કાઢવાને કારણ નથી. જ્યાં સુધી પારસી કોમ પોતાના પાક મઝહબ તરફ એકીન રાખી પોતાના

ઉદયોગ અને સખાવત, પોતાની જન-સેવા અને મનુષ્ય કલ્યાણની શુભ રીતીઓ ચાલુ રાખશે ત્યાં સુધી તેની કોઇ પણ દીન પડતી આવે એવું દીસતું નથી, બલ્કે ચઢતી વધવાનો પુરતો સંભવ છે. માત્ર એટલોજ ફરક હાલ પડયો છે, કે આગળ પારસી કોમ આ સર્વ બાબતોમાં બીન-હરીફ હતી તેના હવે કેળવણીના પ્રતાપથી બીજી કોમો મધ્યે હરીફો ઉભા થયા છે જેથી હવે આપણી એકલડોકલ કીરતીવંત હાલત રહી નથી, પણ હવે એ કીરતીમાં બીજાઓ ધરખમ ભાગ મેલવવા લાગ્યા છે.

**લોર્ડ લીટનનું મત.**

ઉપલાં સર જેમ્સ મેકીનટોશના લખાણ પછી હવે લગભગ ૭ દાહેકા રહીને પારસીઓ માટે જે હિંદનો હાકેમ વિચાર જણાવે છે તેજ તેના ખ્યાલનો રદયો આપે છે. ૧૮૭૬ માં વાઇસરૉય લોર્ડ લીટને મહારાણી વિક્ટોરીયા જોગ એક પત્ર લખ્યો હતો તેમાં મુંબઇના પારસીઓ માટે જણાવ્યું હતું :-

"These Parsees are, I think, among the very best of Your Majesty's Indian subjects and I wish that Your Majesty had more of them. They are a wonderfully thriving community wherever you found them. They have a genius for business and rarely fail in it."

ઉપર મુજબ પારસીઓની જે તારીફ લોર્ડ લીટને કીધી છે તે પારસીઓની કેળવણીની નહિ તેટલી તેમના ધંધા રોજગારને લગતી આહોશીની છે. એ હાકેમ તો કહે છે કે પારસીઓની કુદરતી ઝેહેન (genius) ધંધા વેપાર તરફ છે.

## પારસીઓનું આંગ.

હવે પારસીઓનાં આંગ માટે લોર્ડ લીટને આજે અરધી સદા ઉપર મહારાણી વિક્ટોરીયા જોગ લખ્યું હતું કે—

"I have not seen a thin Parsee, and doubt if I have seen a poor one. They seem to be all fat, rich and happy. A population that engaged in successful industry, and making money rapidly, is always conservative and loyal to the power which protects its purse."

**કોઇ પારસી ગરીબ કે પાટ-લ્યો નથી?**

શું આજે પારસીઓની આવી ઝલકતી હાલત છે? શું આપણા આજના પારસીઓ માતબર અને સુખી ("rich and happy") છે? શું હાલના પારસીઓ ઝડપથી પૈસા પેદા કરે છે ("making money rapidly"), શું આજે પાટલા સોરટ્યા દેખાવના (thin) પારસીઓ (જેઓ ખોરાકની તંગીને લીધે એવા બને તેવા) નથી? શું આજે કોઇ પારસી ગરીબ નથી? શું આજનો વાઇસરોય કે ગવરનર કહી શકશે કે "I doubt if I have seen a poor one (Parsee)?" અફસોસ! જવાબ નકારમાં જરૂર મળે છે જેનાં કારણો શોધવા આપણી કોમે ઝાઝું ઉંડાણમાં ઉતરવું જોઇએ છે.

## હીરજી અરદેશર દાદીશેઠ.

પોતાના પીતાની માફક મી૦ હીરજી અરદેશર દાદી (જ. ૧૮૪૮*) એ પણ પહેલાં જાહોજલાલી ભોગવી પાછળથી વેપારમાં અચાનક ખોટ આવવાથી નબળો વખત જોયો છે. એવણ પ્રથમ પોતાના પીતાના છેલ્લા દિવસોમાં તેમની સાથે વેપારમાં જોડાયા હતા અને પીતાના મરણનાજ સાલમાં વેપાર અર્થે વેલાત ગયા હતા. એવણ મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના સભાસદ હતા અને હાલ પારસી વડી મેટ્રીમોન્યલ કોર્ટના એક ડેલીગેટ છે. એવણે ભગરયા મોબેદોને તેમની મુશ્કેલીના વખતમાં કીમતી મદદ આપી છે. (પા. ૨૩૯) એવણ મુલ્લાં ફીરોઝ મદરેસા તથા કેતાબખાનાની કારોબાર મંડળીના એક અધીકારી છે.

**કુટુંબી ધર્મ-ખાતું.**

એવણ પોતાના કુટુંબી દાદીશેઠ ધર્મખાતાંના મેનેજર હતા પણ એમના વહીવટ માટે ફર્યાદ થવાથી એમની સામે હાઇ કોર્ટમાં દાવો માંડવામાં આવ્યો હતો. (પ્રકરણ ૩૬) જેને લગતો વિગતવાર હેવાલ Dadyseth Religious and Charitable Trust નામની અંગ્રેજી ચોપડી જે તેના ટ્રસ્તીઓની ફરમાશથી છપાઇ છે તે મધે આપ્યો છે

---

* એમનો જન્મ, "મુંબઇનો બહાર" ભૂલમાં ૧૮૫૮ માં જણાવેલા હોવાથી અત્રે પાને ૨૩૧ મે તે મુજબ જણાવ્યું છે તે સુધ સુધારવા જોઇએ છે.

તેનો અત્રે હેવાલ આપીશું. એમને મઝકુર ટ્રસ્ટ મધેથી મલતું વારસીક લવાજમ જે શરૂઆતમાં રૂ૦ ૬૦૦ હતું (પા. ૨૪૫) તે રફતે રફતે વધારી નવેમ્બર ૧૯૩૦ માંજ નામદાર હાઇકોર્ટની બાહાલી સાથ રૂ૦ ૧૫૦૦ નું કીધું છે.

**શેતરંજ.** મી૦ હીરજી ઘણી સારી કાહી ધરાવે છે. આ દાદીશેઠ કુટુંબના નબીરા આજે બુઝોર્ગ વયે ચોપાટીના તેમના મકાનથી છેક કોલાબે યંગ મેન્સ ક્રીશ્ચ્યન એસોશીએશન મધે ટ્રામમાં જઇ લગભગ દર બપોરે શેતરંજ (ચેસ)ની અસલી ઇરાની રમત રમી ગમત સાથ મગઝ તથા આંગને ચાલુ કસરત આપે છે. (પા. ૨૪૧)

## નશરવાનજી ખરશેદજી અ. દાદીશેઠ.

(૧૮૨૦-૬૩).

**વેપાર.** શેઠ ખરશેદજી અરદેશર દાદીના બીજા દીકરા મી. નશરવાનજી પણ એક મોટા વેપારી તથા ઇંગ્રેજ પેહડીના દલાલ હતા. એવણ પણ સરકારમાં માન પામેલા હતા અને તેથી પોતાના બાવા તથા ભાઇઓ માફક ગ્રાન્ડ જુરીના મેમ્બર નેમાયા હતા.

**ધર્મસ્થળોને મદદ.** મી. નશરવાનજીએ પણ સુરતની તથા નવસારીની દરેહમહેરો તથા અત્રેની ઇરાનીઓ માટેની ધર્મશાળાને તેમજ અનેક જાહેર ફંડોને મદદ કરી હતી, અને પોતાના વીલ મારફતે રૂ. ૨૨૦૪૪ની બક્ષેશ પોતાના કુટુંબી ધર્મખાતાંઓના ખર્ચ માટે આપી હતી. (પા. ૨૫૭) એમના પુન માટે એમની દોખમાની જમીનની પડોશની ચોરસ જમીનનો કીમતી ટુકડો મુંબઇની પારસી પંચાયતને એમના વારસોએ ભેટ આપ્યો હતો. (પા. ૨૬૦).

**"કુટુંબનો એક ઝળકતો હીરો"** નશરવાનજી ખરશેદજી દાદીશેઠના મરણની નોંધ લેતાં તે વેળાનું "જામે જમશેદ" તેમને "દાદીશેઠના ખાનદાનનો એક ઝળકતો હીરો" લેખાવે છે અને વધુ જણાવે છે કે એવણ "માત્ર પારસી આલમનાજ નહી પણ સઘલી વરણના લોકોમાં પીઆરા થઇ પડયા હતા." (પા. ૨૬૧).

# હોમજી ખરશેદજી અ. દાદી.

(૧૮૨૫-૮૪)

**વેપાર.** મો. હોમજી ખરશેદજી દાદી બહોળો વેપાર કરવા સાથ દલાલીનો ધંધો ચલાવતા હતા. એવણ પણ ગ્રાંન્ડજુરીના મેમ્બર તથા સુલેહના અમલદાર હતા. આગળ જણાવ્યું તેમ મી. હોમજીએ ૧૮૬૩ માં પોતાના ભાઇઓ સાથ મળી ચોપાટી તરફ નાચાર ઇરાનીઓને રહેવાને ધર્મશાળા રૂ. ૧૫ હજારને ખરચે પોતાના પીતાને નામે બંધાવી હતી.

એવણ સર કાવશજી જાંહગીરના મમાવા થતા હતા. અને (તેમની માફક) એક ફતેહમંદ વેપારી હતા.

એવણ પણ જાહેર ફંડોમાં અને ખાસ કરીને કેળવણીને લગતાં ફંડોમાં સારી રકમો ભરતા અને જાહેર કામોમાં ઉત્સાહ ધરાવતા હતા.

**યુનિવરસીટી મધે સ્કોલરશીપ.** દાદીશેઠ કુટુંબના આ નબીરા ચઢતી યુનીવરસીટી કેળવણીના સંબંધમાં બક્ષેશ કરવાને પણ ચુકયા નથી. મુંબઇની યુનીવરસીટીની સ્થાપણા થયા બાદ જેવી તેની ચઢતી પરીક્ષાઓ લેવાવા લાગી તેવોજ મી. હોમજીએ વાઇસ ચેનસેલર સર એલેકઝાન્ડર ગ્રાન્ટ જોગ પત્ર લખી પોતાને નામે એક ઇનામ દર સાલ મળતું રહે તે સારૂં રૂ. પાંચ હજારની બક્ષેશ કરી તેમાંથી રૂ. ૩૨૦ ની કીમતની ચોપડીઓનું એક વાર્ષિક ઇનામ યુનીવરસીટીનો જે વિદ્યાર્થી ઇંગ્રેજીમાં એક સર્વથી સરસ કવિતા પોતે જોડી મોકલે તેને આપવાને મરજી બતાવી હતી, એવું જણાવીને કે,

"It would afford a useful stimulus to the cultivation of literature and to the development of good taste and refinement in this Presidency."

એટલે "તેથી આ ઇલાકામાં સાહીત્યની ખીલવણીને અગત્યનું ઉત્તેજન મળે અને તે સાથ સારો ટેસ્ટ અને ઉંચી નિર્મળતા (refinement) ની ખીલવણી થાય." એ મુજબ ૧૮૬૪ ના સાલથી એ ઇનામ અપાવવા મંડાયું. જો કે તે ફકત પારસી ઉમે-

દવારો માટેજ ખુલ્લું ન હતું, છતાં તે શરૂઆતના વરસોમાં મરહુમ મી. વીકાજી ફરામજી (બેરીસ્ટર), (ખા. બા.) બરજોરજી એદલજી મોદી, મી. જાંગીરશાહ એરચશાહ કોહીયાર જેવા જરતોસ્તીઓ મેલવવા પામ્યા હતા. છેલ્લા ગ્રહસ્થને તો ચાલુ બબે સાલ તેમની "ધી ઇડસ" અને "વાસ્કો ડી ગામા" ની કવિતાઓ માટે ઇનામો મલ્યાં હતાં. પાછળથી એક યુરોપ્યન વિધ્યાર્થી આ ઇનામ મેલવવા પામ્યો, પણ ત્યાર બાદ આઠ વરસ વેર કોઇપણ લાયક ઉમેદવાર બહાર નહિ પડવાથી સેવટે ૧૮૭૯ માં જે વિદ્યાર્થી સરસ નીબંધ લખે તેને એ ઇનામ આપવાનું યુનિવરસીટીને ઠેરવવું પડયું, જ્યારથી એ ઇનામ સર્વ કોમના વિદ્યાર્થીઓ મેળવવા પામ્યા છે.

આ ઇનામ સંબંધ આ વાત નોંધી લેવા જોગ છે કે મી૦ હોમજીની અગાઉ યુનીવરસીટીને ખાનગી ગ્રહસ્થો તરફથી ફકત ત્રણ બક્ષેશો થઇ હતી પણ મી૦ હોમજી તરફનું ઇનામ સર્વથી પહેલું અપાવવા મંડાયું હતું. તે વેળા પહેલવહેલો એમ. એ. પણ કોઇ વિદ્યાર્થી થયો ન હતો. યુનિવરસીટીની સ્થાપણા ૧૮૫૭ માં થઇ ત્યાર પછી ફકત ૭ વરસમાં, જ્યારે તેની ચઢતી પરિક્ષાઓ પણ પુરેપુરી ગોઠવાઇ ન હતી, ત્યારે મી૦ હોમજી ખ. દાદીશેઠની આ દુરઅંદેશ સખાવત બહાર પડી હતી. જોકે તેવણે પોતે ચઢતી કેળવણનો લાભ લીધો ન હતો, છતાં આ દાદીશેઠ ખાનદાનનો ભલો નબીરો તેની ખુબી અને તેનું ઝળકતું ભવિષ પીછાનવામાં પછાત ન હતો.

મી૦ હોમજીની યુનીવર્સીટી પ્રત્યની બક્ષેશની પીછાનમાં એમને ૧૮૭૧ માં મુંબઇ યુનિવર્સીટીના એક ફેલો નેમવામાં આવ્યા હતા, વળી એવણ મ્યુનીસીપાલીટીના કાઉન્સીલર તથા પારસી વડી મેટ્રીમોનીયલ કોર્ટના એક ડેલીગેટ નેમાયા હતા.

**વહાણોનું બંધ થવું.**

સ્ટીમરો અત્રે આવવા માંડે તે અગાઉ દાદીશેઠ કુટુંબ મધેથી કમનસીબે વહાણોની માલેકી જતી રહી હતી અને ૧૮૬૫ ની સટ્ટાની ઘેલછા પછી કુટુંબી વેપાર પણ કમી થવા લાગ્યો હતો. સારાં ભાગ્યે મી. હોમજી ખરશેદજી દાદી આ સટ્ટાના વમલમાંથી બચી ગયા હતા અને તેવણે પૈસો બચાવી તેમાંથી કુટુંબી રીત મુજબ સખાવતો કરવા માંડી, જેમાં એક અતી માનભરી સખાવત મઝકુર આપણી નવી સ્થાપેલી

યુનીવરસીટીને લગતી હતી. એ ઉપરાંત એ સખાવતની બીજી નવાઇ કહો, કે ખુબી કહો, તે એ હતી કે તે પરદેશી બલ્કે ઇંગ્રેજી સાહીત્યને ઉ-તેજન આપનારી હતી એટલુંજ નહિ પણ તે વળી ઇંગ્રેજીમાં જે ગ્રેજ્યુએટ કવિતા રચવા જેવી ભારી કોશેશ કરે તેને ઇનામ આપવાને લગતી હતી—ઇંગ્રેજીમાં કવિતા એક હીંદીવાન વીદ્યાર્થી રચે તેજ વિચાર તે વેળા કાંઇ આચંબો પમાડનારો હતો. હજી તો ગ્રેજ્યુએટ થવાનું પણ તુર્તનુંજ શરૂ થયું હતું, તેમાં વળી ગ્રેજ્યુએટ પાસ ઇંગ્રેજીમાં કવિતા રચાવી ઇનામ આપવું એ ખરેજ એક અતી નવાઇની પહેલ હતી. તે યોજના ઘણી હિંમત ભરી હતી તે એટલાજ ઉપરથી જણાશે કે તે માટેની ઉમેદવારી થોડાજ વખતમાં મંદ થતી ગઇ, અને આખરે તે પડતી મુકવી પડી અને પછી બહુ વહેવારૂ રીતી મુજબ પદ્યને બદલે ગદ્યમાં રેસાલા લખાવી મંગાવ્યા; છતાં એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે આ યુનિવરસીટીમાં ઇંગ્રેજી કવિતા જોડવા માટે હરિફાઇ કરાવવાનો ખ્યાલ એક સુધરેલા વીચારના સખી તબેહના દાદીશેઠના ભેજાંમાંથી જન્મ પામી શકયો. જે કવિતા ઉમેદવાર વિદ્યાર્થીઓએ લખી મોકલી હતી તે કાંઇ હાલહવાલ ન હતી. તે ઇંગ્રેજી સાહિત્યના બહોળાં વાંચનની ગવાહી પુરી પાડતી હતી.

**વેપારની પડતી વેળા મેળવેલી કેળવણીમાં પારસી નામના.**

મરહુમ કોમ રક્ષક શેઠ સોરાબજી શાપુરજી બંગાળી, સી. આઇ. ઇ., એ ૧૮૫૯ ના જુલાઇ માસમાં પારસી કોમની હાલત બાબે લખતાં જણાવ્યું હતું કે "પારસીઓમાં વેપાર કમી થઇ ગએલો છે તેનું અવલ કારણ એજ છે કે તેઓમાંથી ખડતલ મહેનત કરવાની ચાલ ઉડી ગઇ છે, તેઓમાં શોખ વધ્યા છે, જેથી ખરચ પણ વધ્યો છે, અને તેમજ આલસાઇનો વધારો થાએ છે; એ કારણને લીધે બીજી મહેનતુ કોમવાલા લોકો તેઓ ઉપર ફાવી નીકળે છે, અને પશ્ચીમ હિન્દુસ્તાનનો વેપાર પોતાને હાથ કરી બેસે છે તેમાં નવાઇ નથી....પારસી માબાપો પોતાનાં જુવાન છોકરાંને ફીજે છાયડા ભરેલી આફીશ અને આસાએસથી બેસીને લખવાનો લોભ કરે છે....અને તેથી તેને જનમ તુલક કાગજ સાથે કુઇલ ઘસ્યા સવાએ બીજો મારગ હાથ આવતો નથી."

વાંચનાર! આ એક સાચા કોમી ખેરખાહ તરફના ખરા દુર અંદેશ વિચારો છે. આજે આપણી કોમમાં ખરતલ મહેનત

જોડી તે સાથ મોજશોખના ખરચો વધ્યા છે તેવીજ ફર્યાદ આગલા ૭ દાહેકા ઉપરના પારસી જવાનો બાબે પણ થતી હતી. તે સાથ અવલ જયારે યુનીવરસીટીની કેળવણીની શરૂઆત પણ થઇ ન હતી ત્યારે પણ તેમના સંબંધ છાયડે બેસી કાગજ સાથે કલમ ઘસડવાનો કલાર્ક'નો તરીમ-તરાંક બની નોકરીનો ધંધો વધુ પસંદ કરવા માડવાની ફરયાદો થવા લાગી હતી, એટલે આ ફરયાદ કાંઇ આજ કાલની નવી નથી.

હવે એ પછી વીસ વરસ રહીને (૧૮૮૦માં) જયારે મી. સો. શા. બંગાળી ઉપલાંને પોતાનાં "ચુટી કાઢેલાં લખાણો"ની કેતાબમાં દાખલ કરે છે ત્યારે તેમાં નોટ મારે છે કે "આ બીના લખવાને આજ (૧૮૮૦માં) એટલે વીસ વરસ થાએઓ છે તે પછી પારસીઓની **વેપાર સંબંધી હાલત વધારે ઉતરતી ચાલે છે.** પારસી લોકોની વેપાર સંબંધી સાહેબી આગળના કરતાં હમણા ઘણી કમી થાઇ છે, એ બીના તેઓનું ભલુ ઇચ્છનારને દલગીરી ઉપજાવનારી છે. વેપારમાં પારસીઓની સાહેબી કમતી થવા ઉપરથી હવે તેઓની ચહડતી હાલતનો આધાર તેઓની કોમના લોકોની ચહડતે દરજાની કેળવણી ઉપર રહેલો છે તેવું હું ખચીત માનુંછુ.

**કેળવણી.**

પારસી લોકો પોતાની કોમ વચ્ચે હિન્દુસ્તાનની વસ્તીમાં બીજા લોકોના કરતાં સરસ અને ચહડતે દરજેની કેળવણી જયાં સુધી જાળવી રાખશે તાંહાં તુલીકજ તેઓની હાલની પદવી કોઇબી પ્રકારે સચવાએલી રહેશે. વેપારમાં પછાત પડવા પછી બીજી પરકારે દ્રવ્ય મેળવનારી તથા શાચ્ચી હાલતે પોતાનો ગુજારો કરનારી હોનરમંદ કીસબી અને ઓહ્વા ધરાવનાર કોમ તરીકે પારસીઓએ ટકી શકવું તે કારણસર તેઓમાં ચહરતે દરજેની કેળવણી આગળના કરતાં ખરેખર હવે વધારે જરૂરની માલમ પડે છે."

આ બાબે અત્રે વધુ લંબાણ કરવાની જરૂર નથી.

## દાદી નશરવાનજી ખ. દાદીશેઠ.

મી. દાદી નશરવાનજી દાદીશેઠ (૧૮૪૨-૧૯૨૦) પોતે પણ એક સુલેહના અમલદાર હતા. પોતાના ખાનદાનની એવણે એક ઘણીજ અગત્યની, અને તે સાથ જાહેર લાભની, સેવા બજાવી હતી, જે પોતાના કુટુંબી ધર્મખાતાં તથા સખાવતી ફંડોની જાળવણી અને તેવણે પોતાના માતાજી બાઇ હમાબાઇ

**કુટુંબી ધર્મખાતાને લગતી સેવા.**

નશરવાનજી દાદીશેઠ સાથ મળીને હાઇકોર્ટમાં એ ફંડોના મુતવલી અરદેશર ખરશેદજી દાદીશેઠ સામે દાવો માંડી તેને માટે એક જાથુકનું ત્રસદીડ કરાવવાને લગતી હતી. વળી એમની બીજી એક અગત્યની સેવા દાદીશેઠના પરભની જગાના વેચાણના સત્તાવાળાઓ તરફથી મળેલા પૈસાની જાળવણી કરી તેને સંભાળથી વધારી તેની રકમ ગરીબ જરતોસ્તીઓને માટે ચાલી બાંધવા સારૂ વાપરવાને લગતી હતી. (પૂરવણી ૬).

**પોણાલાખની સખાવત.**

વધુમાં શેઠ દાદીએ પોતાના વીલ મારફતે રૂ. ૫૫૬૫૦ ની રકમ સખાવતી કામને માટે આપી હતી. તે ઉપરાંત એવણના પોતાના માસીસાની બાજને દીને એમનાં ફરઝંદો તથા ખેશીઓએ એમના પુનને માટે રૂ. ૧૭ હજારની રકમ ધર્મ ખાતે ભરી હતી. એ રીતે કુલ્લે રૂ. ૭૩૫૦૦ રકમ ધર્મ ખાતે ભરાયા હતા. જે રકમનું એક એલાહેદું સખાવતી ખાતું ગરીબ કુટુંબીઓ અને બીજાઓના લાભ માટે સ્થાપ્યું છે કે જેનો વહીવટ હાલ તેમના બેટાઓ શેઠો ખરશેદજી તથા નશરવાનજી દાદી દાદીશેઠ કરે છે. (પા. ૨૮૮)

## પીટીટ ખાનદાન.

દાદીશેઠ અને પીટીટ ખાનદાનોને વહેવાઇનું પાસું હતું. મી૦ દાદી નશરવાનજી દાદીશેઠ (બીજા), સર દીનશાહ માણેકજી પીટીટ (પહેલા) બેરોનેટનાં બેટી બાઇ ભીખાઇજી સાથ પરણ્યા હતા. સર દીનશાહે પોતાના દીકરીના દીકરા મી૦ નશરવાનજી દાદી દાદીશેઠને પોતાની ઓફિસમાં રાખી રૂની માહીતી આપવા જોડે પોતાની મીલોની દલાલીના ધંધામાં હાર પાડયા હતા. એટલા માટે અત્રે દાદીશેઠના ખાનદાનના આ વહેવાઇની તેમજ એ છેલ્લાં ખાનદાનની અતી ઝળકતી કારકીર્દીની નોંધ લેવાની જરૂર જણાઇ છે. (પ્રકરણો ૪૪ થી ૪૬.)

## સર દીનશાહ મા. પીટીટ.

સર દીનશાહ પીટીટ પહેલા બેરોનેટ (૧૮૨૩–૧૯૦૧) ખરેજ એક ભાગ્યશાળી નર થયા હતા. તેવણે મબલગ દોલત સાથ ૧૪ ફરઝંદોની અને સંખ્યાબંધ નબીરાંઓની જે **બક્ષેશ** આપણી કોમને કીધી છે તે કાંઇ જેવી તેવી નથી. દીકરા તે પણ એક દોલત છે સર દીનશાહ એવહી રીતે "દોલતવાન" થઇ ગયા છે. એ તે ખરા ભાગ્ય-

શાળી નરો કોઇને ત્યાં ચારો હોય છે પણ ચલ્યાં હોતાં નથી, પણ સર દીનશાહ તો પોતાના માળામાં ચલ્યાંઓની પ્રજાની ફોજ મેલવા સાથ તે દરેકને માટે દુરઅંદેશી વાપરી, તેમનાં નિભાવ માટે પાક્કી ગોઠવણ કરી ગયા છે. આ પીટીટ ખાનદાનની કુલ્લે સખાવતનો એકંદર આંકડો રૂ. દોઢ* કરોડ ઉપર જાય છે. તે પારસી કોમની એક મોટી મગરૂરી લેખી શકાય.

## મી૦ ખરશેદજી દાદી નસરવાનજી દાદીશેઠ
## (જન્મ—૧૮૭૧.)

### ઘોડાનો શોખ.

મી૦ ખરશેદજી દાદી ન. દાદીશેઠે ઉમદા પ્રાણીઓ તરફનો અસલ ઇરાન્યન શોખ, એવણના બપાઇ બપાવા તરફથી વારસામાં મેળવ્યો છે, કે જે આ દાદીશેઠ કુટુંબના દાદી સંતોકનાં કુંટુંબ સાથના ઘોડા સંબંધને આભારી છે.

પ્રખ્યાત શેઠ દાદીભાઇ નશરવાંનજી (મોટા દાદીશેઠ) ના જમાઇ શેઠ દાદી સંતોકજીએ પહેલવહેલો ઇ. સ. ૧૭૮૧ ને શુમારે દેશ-પરદેશથી ઘોડા આયાત કરીને સરકાર કે દેશી રજવાડા કે ખાનગી લખપતી શેઠયાઓને આપવાનો વેપાર બહોલા પાયા ઉપર શરૂ કર્યો હતો. આ સબબ સર આ સાહસીક નર હીંદુસ્તાનના ગુજરાત-કાઠીયાવાડ ઉપરાંત પ્રથમ છેક અરબસ્તાન, ઇરાન, આરમીન્યા અને તુર્કસ્તાન (તર્કી) સૂધી ખુદ જાતે જઇને ત્યાંના વેપારીઓ સાથ ત્યાંથી ઘોડા મંગાવવાનો બંદોબસ્ત કરી આવ્યા હતા, અને તેમણે અને તેમના બેટા સોહરાબજીએ બ્રીટીશ શેહનશાહત અને રજવાડાઓને ઘોડા તેમજ અનેક બીજા ભાર બરદારી જાનવરો પુરાં પાડવાનો હક-ઇજારો એકહાથ (Monopolize) કીધો હતો.

શેઠ દાદી સંતોકજીનાં બેટી બાઇ જરબાઇ, શેઠ નસરવાનજી માણેકજી લાંમનાં ધણીઆણી થતાં હતાં. આ શેઠ નસરવાંનજીના દીકરા શેઠ

---

* પાને ૩૩૮ મે ટાઇપની ચુકથી મથાળામાં 'એક' કરોડ લખ્યું છે તે 'દોઢ' કરોડ વાંચવું. પાછળથી પાના ૩૪૧ ની હેઠળ જે સરવાળો આપ્યો છે ત્યાં દોઢ કરોડજ જણાવ્યો છે.

નવરોજી નસરવાનજી નામે (૧૮૨૦–૬૩), શેઠ દાદી સોહરાબજી દાદીસ.તોક સાથ ભાગીદારીમાં ઘોડા આયાત કરવાનો વેપાર ચલાવ્યો હતો. શેઠ નવરોજી અત્રેની સ્પોરટીંગ વરલ્ડમાં બહુ જાણીતા હતા. પાછળથી એવણના પીત્રાઇ શેઠ દીનશાહ એદલજી નામે, શેઠ સંતોકજી સોહરાબજી દાદી-સંતોક સાથે 'દીનશાહ–સંતોક અને કંપની' નામે ભાગીદારીમાં ઘોડાનો વેપાર આગળ ચાલુ રાખ્યો હતો.

મી૦ ખરશેદજી દાદી ન. દાદીશેઠ પણ હાલ પોતાના અંગત શોખને લીધે કીંમતી ઘોડાઓને કેળવીને શરતોમાં ઉતારે છે. એવણે મુંબઇ તથા પુના ખાતે ચપલ ઘોડાઓના માલેક તરીકે નામના મેળવી છે, જેમ અસલ કેયાની ઝમાનામાં પહેલવાનો અને પાદશાહો પોતાના ખાસ સવારીના ઘોડાઓ, જેવા કે રખ્શ, બહેઝાદ, શબદીઝ વિ. તરફ વહાલ બતાવી તેમની જીવ માફક બરદાસ્ત લેતા હતા તેમજ મી૦ ખરશેદજી દાદીશેઠ પણ પોતાને માટે દજન બંધ ઘોડાઓ ખાસ સંભાલથી અને જતનથી રાખે છે અને તેમને જાહેર સવારીમાં ઉતારે છે.

## મી. નશરવાનજી દાદી દાદીશેઠ (જ. ૧૮૭૨.)

**રૂનો વેપાર.**

દાદીશેઠ ખાનદાનના સ્થાપક મોટા દાદીશેઠને રૂ સાથ ઘણું લહેણું હતું. એવણ તેનો બહોળો વેપાર, દેશ તેમજ પ્રદેશ સાથ, કરવા ઉપરાંત રૂની ચહડત છેક યુરપ વેર કરતા. વળી રૂ સાથ તેમના એટાજ નહિ, પણ નબીરાઓને પણ ચાલુ સંબંધ હતો અને તેઓ તેની દલાલી કરતા હતા. એવોજ રૂની દલાલીનો ધંધો હાલ એમના વંશજ મી. નશરવાનજી દાદી ન. ખ. દાદીશેઠ (ઉપર કહયું તેમ) પોતાના મમાવા મોટા સર દીનશાહ માણેકજી પીટીટની દોલતથી શીખી તેમાં પાર પડી ગયા છે.

મી. નશરવાનજી દાદી દાદીશેઠે પોતાના બપાવા શેઠ નશરવાનજી ખરશેદજી અ. દાદીશેઠના બાપદાદાના. અને તે સાથ પોતાના મમાવા, તે મીલોના શાહ–માલેક સર દીનશાહ મા. પીટીટ (પહેલા)ના રૂની દલાલીના, ધંધાને આજ ચાર દાહેકા થયા ચાલુ રાખ્યો છે અને એવણે પોતાની ચંચળ ઝેહેન અને લાંબા અનુભવથી રૂની પારખમાં બાહોશી મેળવી છે. એજ તકનો લાભ લઇ

રૂની તથા તેમાંથી કાપડ બનાવનારી મીલોના ધંધાને લગતી વિગતો અત્રે એક ખાસ પ્રકરણ (૪૩)માં આપવાની જરૂર જોઇ છે.

મી. નશરવાનજી કુટુંબી ત્રસ્ટોના એક ત્રસ્ટી ઉપરાંત કદમી ગાહ બાર ફંડના ત્રસ્ટી તથા શેઠ બહમનજી દીનશાહ પીટીટ પારસી જનરલ હોસ્પીટલના એક અધીકારી તરીકે કોમ સેવા બજાવવાને હંમેશ તૈયાર રહે છે.

દાદીશેઠ કુટુંબમાં મી. દાદી નશરવાનજી (બીજા)ના બેટાઓ ખરશેદજી અને નશરવાનજી એકમેક તરફ મમતા બતાવતા સૌ કોઇ હર્ષ સાથ જુએ છે. અને તેવોજ સંપ મી૦ દાદીનાં બીજા ફરઝંદો એકમેક સાથ ધરાવે છે. એ કુંટુંબમાં બીજા પણ એવા અનેક દાખલાઓ મલે છે જે બાબે અત્રે લંબાણ કરવાની જરૂર નથી.

## મી. જમશેદજી નશરવાનજી દાદીશેઠ*

(૧૮૪૬–૧૮૮૫)

**સાંચા કામની હુન્નરમંદી.**

શેઠ નશરવાનજી ખ. દાદીશેઠના બીજા દીકરા મી૦ જમશેદજી-એ એક બીજી દિશામાં પ્રવીણુતા મેળવી હતી જે સાંચા કામના હુન્નરની બેલાત જઇને મેળવેલી ખાસ કેળવણીને લગતી હતી. પારસી રવાંનો લઇ જવા માટે લોખંડની ગાડી બનાવવાનો સુધારો તેમને સુજ પડયો અને તે પોતે અમલમાં મેલી એક ખાસ ગાડી બનાવી મુંબઇની પારસી પંચાયતને ભેટ કરી, પણ એ કોમ પરવર ખાતાંએ તે સુધારો કરવાને હિંમત નહિ બતાવવાથી એવણે તેજ ગાડી ઇગતપુરીની અનજુમનને ભેટ કરી હતી.

વળી મી૦ જમશેદજીએ યંત્ર કળાથી ચાલતા પંખા બનાવવાનુ પેટંટ સરકાર પાસથી મેળવ્યું હતું.

મી૦ જમશેદજીને પોતાના પીતા તરફના વારસામાં ચોપાટી તરફની જમીન ભેટ મળી હતી, જેનો એક મોટો ભાગ તેવણે સખી દીલથી આપણી પંચાયતને ડુંગર તરફ રસ્તો કાઢવાને માટે આપ્યો હતો. (પ્રકરણ ૪૭ મું.)

* શેઠ જમશેદજીનો જનમ અત્રે પાને ૩૪૪ મે ટાઇપની ભુલથી ઇ. સ. ૧૮૪૫ અને ય. ઝ. ૧૨૧૪ છપાયો છે તે સને ૧૮૪૬ અને ય. ઝ. સાલ ૧૨૧૫ વાંચવો.

## જાંહગીર અરદેશર દાદી. (૧૭૮૧–૧૮૨૮)

દાદીશેઠના સપુત અરદેશરના નાહલા દીકરા જાંહગીરજી અરદેશર દાદીશેઠની શાખાનો હેવાલ આ પુસ્તકના છેલ્લા ખંડમાં આવે છે (પ્રકરણ ૪૯ થી ૫૭). આગળ જણાવ્યું તેમ જાંહગીરજી પોતાના વડા ભાઇ મી. ખરશેદજી સાથ ભાગીદારીમાં વેપાર ચલાવતા હતા અને વહાણોના જોડયા માલેક હતા. તેમને કુલ્લે ૩ ગામો વારસામાં મળ્યાં હતાં જે એમના ત્રણે દીકરાઓ સોહરાબજી, હોરમજજી તથા દાદાભાઇ જાંહગીર દાદીશેઠના હસ્તકમાં આવ્યાં હતાં અને તેઓ તેનો ભોગવટો કરતા હતા. (પા. ૩૬૮).

**દલાલી.**

દાદીશેઠ કુટુંબના આગલા નબીરાઓ ખાસ કરીને યુરોપ્યન વેપારીઓની દલાલી કરતા. તે ઝમાનામાં મુંબઇ તેમજ સુરત શહેરની ચઢતી વેળા ત્યાંના પારસીઓ મોટે ભાગે યુરોપ્યનો અને દેશી વેપારીઓના દલાલો હતા તેમજ રાજકર્તા સાથ યુરોપ્યનોના કારભારીઓ હતાં અને તેવીજ રીતે તેઓએ પોતાનો વગવસીલો વધાર્યો હતો. શેઠ જાંહગીર અરદેશર દાદીના ત્રણે દીકરાઓનો પણ વેપાર દલાલીનો હતો. શેઠ હોરમજજી જાં. દાદીશેઠ ગ્રેહામ કું. ના દલાલ (ગેરંટી બ્રોકર) હતા. (પા. ૩૮૩.)

**"ચહેરો, શેઠાઇ તથા મોટાઇની ભભુક મારતો."**

"જાંહગીર અરદેશર દાદીનો ચહેરો શેઠાઇ અને મોટાઇની ભભુક મારતો હતો. તે મનનો ધોતો અને હૈયાંનો દએઆલુ અને માએઆવંતો અને જીવથી મોટો દાતાર ધરમાતુ હતો. પરાએઆના લાભને પોતાંનો કરી જાણતો, પરાંએઆના દુખને પોતા તરફ તાંણતો વિગેરે." (પા. ૩૭૨). આજના કાતેલ હરીફાઇના ઝમાનામાં આવા અસલી ઉમદા ગુણો કોમમાંથી કમી થતા જાય છે, એ આપણી કમનસીબીની વાત છે.

**વડા ભાઇએ બતાવેલું ઉમદા દીલ.**

અત્રે (પાને ૩૬૯) જણાવ્યું છે તેમ ખરશેદજી અરદેશર દાદીએ પોતાના ભાઇ જાંહગીરજી ઉપરનુ રૂ. ત્રણ લાખનું માગતું છોડી દઇ ગામોની વાટણી કરી ભત્રીજાઓના ભાગમા ગામો કાઢી તેમના હવાલે કીધાં હતાં. એ તે ખરો ભાતૃભાવ! આગલા વખતમાં મા જન્યા પારશી ભાઇ ભાઇઓ એવા હતા.

મોટો ભાઇતો પોતાના નાના ભાઇને જાણે પોતાનો દીકરો હો' તેમજ તેના ઉપર પીતાતુલ્ય માયા રાખતો. આજે આ 'અસલ ગુણ્ય કેટલા પારશી કુટુંબોમાં રહ્યા છે? આજે તો પોતીકાને મુકી પારકાઓને પડોશી કે પેટા-ભાડુત તરીકે રાખી તેમની સાથે રહેવાનું વધુ પસંદ કરવામાં આવે છે.

### સોરાબજી જાંહગીર દાદીશેઠ. (૧૮૧૫-૬૬)

શેઠ જાહંગીર અ. દાદીના વડા બેટા મી. સોહરાબજી (સોલીશેઠ) પણ ગ્રાન્ડ જુરીના મેમ્બર તથા સુલેહના અમલદાર હતા, એવણ "સાદા, સાલેસ" અને "અમીરી ખવાસ" ના હતા (પા. ૩૭૭) તથા ઉપયોગી જાહેર કામોમાં જોડાતા હતા.

**સોલીશેઠ સખીના ગુણો**

### હોરમજજી જાંહગીર દાદીશેઠ.

શેઠ જાંહગીરના બીજા બેટા મી૦ હોરમજજી (૧૮૨૦-૮૨) જેવણ એક જમીનદાર હતા તેવણ બાબે "જામે જમશેદે" તેમના મરણની નોંધ લેતી વેળા લખ્યું હતું તેમ એવણમાં "સરવે બાબદોની માહીતગારી તથા વાંચવા લખવાનો અભીયાસ છેક સેવટ સુધી હતો" (પા. ૩૮૪).

**હો. જાં. દાદીશેઠનો સેવટ સુધીનો અભ્યાસ.**

હોરમજજીના બેટા મી. જાંહગીર હો. જા. દાદીશેઠ (૧૮૪૫-૧૯૦૪) આ દાદીશેઠ કુટુંબમાં અવતરેલા પહેલા આર્કીટેકટ હતા.

**આર્કીટેકટ.**

વળી એવણ દેશી વૈદુ જાણુતા હતા. એમને પોતાને ખહીનો રોગ લાગુ પડયો હતો તે એક બ્રહ્મચારી વૈદે સાજો કરવાથી એવણ તેના ચેલા થતા હતા. એવણ સાધુ ફકીરો પાસે વૈદુ શીખ્યા હતા. એવણે મરડાની ગોળી બનાવી છે જે આજે પણુ લોકોમાં વપરાય છે. તેની કીંમત ૨૫ ગોળીની શીશીના ફકત આના ૧૦ ઠેરવેલી છે. (પા. ૩૮૫).

મી૦ હોરમજજીના બીજા બેટા મી૦ ખરશેદજી (૧૮૫૮-૧૯૦૨) પણુ પોતાના પીતાની માફક એક જાગીરદાર હતા અને તેથી આબકારી તથા જંગલના ધારાથી અછી રીતે માહીતગાર હતા. એવણુ થાણા જીલ્લાના મ્યુનીસીપલ વહીવટમાં પણુ ઉલટમંદ ભાગ લેતા હતા. એવણુને વેલાત

મધે મહારાણી વિક્ટોરીયાની લેવીનું તથા મહાન રાજ્યદવારી ગ્લાડસટનની મુલાકાતનું માન મળ્યું હતું. (પા. ૩૯૩).

**ડાકટરો.** દાદીશેઠ ખાનદાનના બે નબીરાઓ વેલાત જઇ તબીબી પદવી મેળવી આવ્યા છેઃ—૧) ડા૦ હીરજી જાંહગીર હો. દાદીશેઠ (૧૮૩૫–૧૯૧૨) અને ૨) તેમનાજ ભાઇ ડા૦ હોમી જાંહગીર હો. દાદીશેઠ (પા. ૩૯૧).

**કાનના ઓજારનું પેટંટ.** આ દાદીશેઠ કુટુંબના નબીરાઓમાં જમશેદજી નશરવાનજી દાદીશેઠ વેલાત જઇ સાંચા કામનો અભ્યાસ કરી આવ્યા હતા. તેવણે જેમ યંત્રકળાથી ચાલતા પંખા બનાવી તે બાબે પેટંટ મેળવ્યું હતું, તેમ દાદીશેઠ ખાનદાનના એક બીજા નબીરા સરજ્યન હીરજી જાંહગીર દાદીશેઠે વેલાત જઇ કાનના સ્પેશ્યાલીસ્ટ થઇ આવ્યા બાદ ૧૮૯૯ માં કાનના પરદા (ear drum) ને મદદ કરવા માટે એક પેટંટ મેલવ્યું હતું.

**મોટર બનાવનાર નબીરા.** વળી સાંચાકામના ધંધામાં દાદીશેઠ ખાનદાનના એક નબીરાએ ઝીપ-લાવ્યું છે. મી. બહમનજી ખરશેદજી અ. દાદીશેઠ મલબાર હીલ, સીરી રોડ, ઉપર આવેલી દાદીશેઠ ધર્મ-ખાતાની એસ્ટેટના પ્લોટ ઉપર એક મોટરનું કાર-ખાનું 'ન્યુ વિકટોરિયા ઓટો–મોબાઇલ વર્કસ" નામે ચલાવે છે જયાં એવણ મોટરના બોડી પણ કુષળતાથી બનાવે છે. (પા. ૨૪૯.)

**ક્રીકેટરો.** દાદીશેઠ ખાનદાનમાં બે ક્રીકેટરો પેદા પડયા છે. મી૦ સોહરાબજી ખરશેદજી હો. દાદીશેઠ ન્યુ હાઇ સ્કુલના શરૂઆતનાં વર્ષોમાં અને ત્યાર પછી સેંટ ઝેવીયરસ કોલેજના એક અચ્છા ક્રીકેટર તરીકે જાણીતા હતા. (પા. ૩૯૫) એજ ખાનદાનન જવાન મી૦ જાંહગીર અરદેશર જાંહગીર હો. દાદીશેઠે (જ. ૧૯૧૧) હેરીસ ચેલઉંજ શીલ્ડ માટેની ભરડા ન્યુ હાઇ સ્કુલની ક્રીકેટ મેચમાં ૧૪૮ રન કરી ચાંદીનું બેટ મેલવી નામ કાઢયું હતું. (પા. ૩૯૦).

**ધર્મખાતાંના ત્રસ્ટી.**

દાદીશેઠ ધાર્મિક તથા સખાવતી ખાતાંઓના હાલના મેનેજીંગ ત્રસ્ટી તરીકે મી૦ સોહરાબજી ખરશેદજી હો૦ દાદીશેઠ (જ૦ ૧૮૭૧) એ

ખાતાંનો વહીવટ ઘણી બાહોશી અને કરકસરથી ચલાવે છે. એમના વખ-તમાં એ ખાતાંની પુંજી ઘણી વધી ગઇ છે. (પા. ૩૯૫).

**દાદીભાઇ-રેવન્યુ ઑફીસર.**

શેઠ જાંહગીર અરદેશર દાદીના સર્વથી નાના દીકરા દાદાભાઇ (૧૮૨૩-૧૮૮૩) પણ પોતાના ભાઇઓ સોહરાબજી તથા હોરમજજી સાથ છાસ્ટીના પોતાના ગામોનો વહીવટ કરતા હતા. એવણુંને સરકારે રેવન્યુ ઑફીસર જેટલો અખત્યાર આપ્યો હતો. (પા. ૩૯૬).

**જાહેર કુંપની-ઓના કાયદા.**

શેઠ દાદાભાઇના બીજા બેટા ધનજીભાઇ દા. દાદીશેઠ (૧૮૩૪-૧૯૦૩) મીલ શેરોમાં પડયા હતા જેમાં તેવણે ઘણી ખોટ ખમી હતી. તેવણે આથી જાહેર ભાગીદારી કુંપનીઓને લગતા કાયદાઓનો અભ્યાસ કરી કેટલીક મીલોના કારોબારો ને ઉઘાડા પાડવા અને કુંપનીના કાયદાઓમાં સુધારાઓ કરવા માટે ચોપાન્યાંઓ કાઢયાં હતાં. (પા. ૪૦૦).

**બે બેરીસ્ટરો.**

દાદીશેઠ ખાનદાને અનેક મોટા વેપારીઓ પુરા પાડયા છે પણ ફકત બેજ બેરીસ્ટરો તેણે પેદા કીધા છે, જેઓ મધેના એક મરહુમ મી. મનચેરજી દાદાભાઇ દાદીશેઠ (૧૮૫૩-૧૯૨૨) હતા અને બીજા મી. નશરવાનજી જમશેદજી ન. ખ. દાદીશેઠ (જ. ૧૮૬૬) જેવણ હાલ હૈયાત છે પણ એ ધંધો ચલાવતા નથી અને પોતાની કીમતી બાપીકી એસ્ટેટનો વહીવટ કરે છે (પા. ૩૫૦.)

## દાદીશેઠ ખાનદાનનાં જાણીતાં બાનુઓ.

---

### 'દાદીશેઠનાં વહુ' બચુબાઇ અરદેશર દાદી.

જેવા "દાદીશેઠના દીકરા" તરીકે અરદેશર દાદીભાઇ પ્રખ્યાત થઇ ગયા હતા તેવાંજ તેમનાં વહુ બાઇ બચુબાઇ (૧૭૬૧-૧૮૪૧) કુટુંબમાં માનીતા થયાં હતાં. બચુબાઇના ઉપર તેમના સસરાનો ભારે વિશ્વાસ હતો, અને તેવણ એમને પોતાના વીલ મધે પણ યાદ કરી એમને ફરમાશ કરી ગયા હતા કે "ઘરની શરમ તમારે હાથ છે...જાંહ ત્યાંથી મારી શરમ રહે તેમ કરજો" વિગેરે (પાનું ૧૪૬). એવણે ૮૦ વર્ષની

બુઝર્ગ વય કાઢી હતી અને લાંબી મુદતમાં ઝમાનાની ગીરદેશનો ઘણોક અનુભવ મેળવ્યો હતો.

એ શેઠાણીએ ચોપાટીના બનાજીવાળા દોખમા માટે ૧૮૩૧ માં આશરે ૩૦ કાઠી લાંબી અને ૨૦ કાઠી પોહોલી (૩૫૬૮ ચોરસવાર) જમીન મોદીના દોખમાની તરફની પોતાના દાદીશેઠના ડુંગરમાંથી તોડીને અંજુમનના કામ સારૂં ઘણી ખુશી સાથ કાઢી આપી હતી અને તે માટે એવું જણાવ્યું હતું કે મોદીના ડુંગર તરફની દેવાલ ભાંજીને તેટલી જગા પંચાતના ડુંગરમાં દાખલ કરીને તે ઉપર આ નવું દોખમું બાંધવું. (પા. ૧૯૭)

જે સકરમી બાઇએ આવી ભેટ કીધી હતી તેમને પોતાની સહી કરતાં વટીક આવડતું નહતુ. એ બાયેનો એકરાર આ ભેટને લગતુ પત્ર લખી એવણ કરે છે કે "અમારે હાથે નીશાની કરી છે."

## ભીખાઇજી ખરશેદજી અ. દાદી (મ. ૧૮૩૬).

**દીકરા ઉપર આપેલો ભોગ.**

પોતાના "દીકરાનાં સોહરાઇ ગયલાં શરીરથી હેબત ખાઇ" ને દાદીશેઠ ખાનદાનની જે માતાએ દીકરાના મરણની છ દિવસ આગમજ પોતાનો જાન તે કીરતારને સદકે કીધો તેનો હેવાલ અત્રે (પ્રકરણ ૨૯ માં) જોવામાં આવશે. ઓગણત્રીશ વરસની ભરજવાન વયના પોતાના ખબરદાર વડા બેટાની દીવસે દીવસ જીંદગીની દોરી ટુંકી થતી જોવાનું દુ:ખ નહિ ખમાવાથી બાઇ ભીખાઇજી ખરશેદજી અરદેશર દાદી (તે હીરજી જીવણજી રેડીમનીના બેટી)આ ફાની જેહાનથી કુચ કરી ગયાં હતાં.

**જવાન દાદી ખરશેદજી અ. દાદી ના મરણની ખબર છાપા મારફતે.**

આ બેટા દાદી ખરશેદજી અ. દાદીએ પોતાની જવાનીમાં જ વેપારવણજથીજ નહિ પણ ઇંગ્રેજી ભાષાના જ્ઞાનથી સૌનું ધ્યાન ખેંચ્યું હતું અને એવણે સઘળી નામીચી મંડળીઓમાં પોતાની સામેલગીરી આપી હતી. એ જવાન્યાના મરણની નોંધ જે તે વેળાનાં મુંબઇ સમાચારના અધિપતી નવરોજી ચાનદારૂએ લીધી હતી તે અત્રે આપી છે (પા. ૧૯૯–૨૦૧). આ લખાણ, જે તે વેળાની ગુજરાતી ભાષા કેવી સુંદર, અલં-

કારી અને ફારસીશેકી હતી તેનો કાંઇક ખ્યાલ આપે છે, તેનો માત્ર એકજ ફકરો અત્રે ટાંકીશું:-

"હમો આ દુ:ખ અને સંતાપ ભરેલું મરતીઉક મમબઇની ટીપોમાં દાખલ કરીએચ કે જે લખવાથી હમારો હાથ ઠરહર ધ્રુજેચ અને હમારૂં હઇઉ નેતરના જાડની મીશાલે કાંપેચ અને હમારી કલમ આગળ ચાલવાથી અટકેચ કે તારીખ ૨૪ મી ચાલતા મહીનાનીએ રાતના પોતાના વડવાની હવેલીમાં શેઠ દાદીભાઇ ખરશેદજી અરદેશરજી શેઠનાએ આસરે ૨૯ વરસની વયમાં થોડા દહાડાની માંદથી આ તરણુ પાંચ દહાડાની વગર ભરોસાની અને ખોટી માએઆની જગતમાંથી નીશરીને શદાના શવરગવાસી અમરગી લોકોમાં થઇ પોતાનો ચંદરાકાલ સુધીનો વાશો કીધો. એ મરનાર બાપદાદાથી આએ ટાપુમો શેઠનું નામ પામેલો નમનતાઇનો માહાતાબ અને ખુબસુરતીનો આફતાબ, બુદ્ધીનો સમુદર અને માએઆનો કોટ, વેપારનું છતર અને મીલનશારીનું તાજ, મીત્રાચારીની ખાન અને ધરમનીતીનો ઠામ, સ્વભાવનો ધીરો અને શબ્દોનો મીઠો, હેવો ગુણવાન એ મરનાર ધણી હતો. ચંદરના ઠંડક ભરેલા અજવાલાંની જેવી ખુબી છે તે પરમાણે એ મરનારે સરવ સાથે નમનતાઇમાં ખુબી કીધી છે...સરવ કોઇનો આતમા એ મરનારને જોઇને ઠંડો થાતો હતો."

## હમાબાઇ નશરવાનજી અ. દાદીશેઠ (૧૮૨૮-૧૯૦૪).

**ખાનદાનની સેવા બજાવનાર બાનુ.**

દાદીશેઠ ખાનદાનનાં જે બીજાં જાણીતાં બાનુ થઇ ગયાં છે તેવણે એક રીતે જોતાં પોતાના ખાનદાનની ઘણી કીમતી સેવા બજાવી છે. હમે બાઇ હમાબાઇ નશરવાનજી ખ. અ. દાદીશેઠ બાબે લખીએ છીએ કે જેવણે પોતાના વડીલોનાં પવિત્ર ધર્મસ્થળો અને સખાવતી ખાતાંઓના ગેર વહીવટ સામે પોતાના વડા દીકરા દાદી નશરવાનજી દાદીશેઠ સાથ સામેલ થઇ કોર્ટની જંજાલ વેઠી જાથુકના બચાવને માટે એક ટ્રસ્ટ દીડ કરાવવાની ફતેહ મેળવી હતી.

વલી બાઇ હમાબાઇએ પોતે જીવતાં જીવત રૂ૦ ૧૬૫૦૦ નું એક ટ્રસ્ટ કીધું હતું. (પા. ૨૬૩).

## ભીખાઇજી દાદી ન. દાદીશેઠ (૧૮૪૪-૯૯).

દાદીશેઠ કુટુંબનાં જે ત્રીજાં બાનુ ઘણા ધર્મી તથા સખાવતી તબેહનાં હતાં તે શેઠ દાદી નશરવાનજી ખ. દાદીશેઠનાં ધણીયાણી બાઇ ભીખાઇજી હતાં. એવણે સખાવત કરવાના ભલાં ગુણો એ અમીરી સખી ખાનદાનો તરફથી મેળવ્યા હતા. બાઇ ભીખાઇજી મરહુમ પહેલા બેરોનેટ સર દીનશા માણેકજી પીટીટનાં વડાં બેટી હતાં અને તેવણે પોતાના એ પાદશાહી દીલગુર્દાના સખી પીતા તથા ઇરાની તોખમના માતાજી લેડી સાકરબાઇ તરફથી વારસામાં તેવીજ સખી ખસલતો મેળવી હતી. વળી પોતાના માતાજીનાં મરણ પછી એવણ પોતાનાં અમીરી દીલગુર્દાના પીતાના ઘર ખટલાનો વહીવટ ઘણી ખબરદારીથી ચલાવતાં હતાં.

**દરેહમેહેર.**

બાઇ ભીખાઇજીએ પણ પોતાના માતાજીની માફક મુંગાં જાનવરોની દયા ખાઇ તેમને માટે તેમજ ગરીબ જરથોસ્તીઓનાં રહેઠાણો માટે ધર્મ કર્યો હતો, જ્યારે તેમનાં પુનને માટે એમના પીતા સર દીનશાહે હાંસોટ ખાતે એક દરેહમેહેર બંધાવી હતી. (પ્રકરણ ૪૦ મું.)

બાઇ ભીખાઇજી દાદી દાદીશેઠનાં સપુતો શેઠો ખરશેદજી તથા નોશીરવાનજી પણ પોતાનાં કુટુંબી દાદીશેઠ ચેરીટીઝ અને સખાવતી ખાતાંના ત્રસ્ટીઓ તથા પોતાના પીતા શેઠ દાદીશેઠે સ્થાપેલાં જુદાં ચેરીટી ત્રસ્ટના ત્રસ્ટીઓ છે.

## સોલીશેઠનાં મીઠીબાઇ.

દાદીશેઠ ખાનદાનના બીજાં એક જાણીતા બાનુ બાઇ મીઠીબાઇ તે સોરાબજી જાંહગીર દાદીશેઠ (સોલીશેઠ) ના ધણીયાણી હતાં, જેવણ ૧૮૬૨ માં ગુજરી ગયાં હતાં. આ સદગુણી અને ભલાં બાનુ શેઠ કેખુશરો સોરાબજી રેડીમનીનાં બેટી થતાં હતાં. 'મુંબઇ સમાચારે' એમનાં મરણની નોંધ લેતાં એમને વિષે જણાવ્યું હતું કે "આએ બાઇની શખાવત કરવાની બુદ્ધિ ઘણી ઉપયોગી રીતે વાપરવામાં આવી હતી." મજકુર પત્ર વળી વધુ જણાવે છે કે "પારસી સ્રીઓમાં ઉંડા વિચાર, સંતોષ અને ડહાપણવાળી તેમજ કેળવણી પામેલી સ્રીઓનો એક અચ્છો ચિતાર આએ મરનારમાં હતો." એમનાં જન્મને લગતી

બાબત જે આ પુસ્તક મધ્યે પાને ૭૭૮-૯ આવી છે તે કાહાણી કિસ્સા જેવી માલમ પડશે.

## પારસી પંચાએતમાં ખાતાં.

દાદીશેઠ ખાનદાને મુંબઇની પારસી પંચાએત મધ્યે ચાર ખાતાં પડાવ્યાં છેઃ—

૧. ખરશેદજી અરદેશર દાદીભાઇ (દાદીશેઠ) તથા તેવણના ધણયાણી બાઇ ભીખાઇજીના પુનને માટે તેમના નબીરા સર કાવસજી જહાંગીર સી. આઇ. ઇ એ સંવત ૧૯૦૯ માં કીધેલું રૂ. ૧૦ હઝારનું ધર્મ-ખાતુ (નં. ૨૨૭).

૨. દાદાભાઇ ખરશેદજી દાદીશેઠ તથા જહાંગીરજી હીરજીભાઇ રેડીમનીના પુનને સારૂ સર કાવસજી જાહાંગીરે કીધેલું રૂ. ૧૦ હજારનું ધરમખાતું (નં. ૨૨૮). ઉપલાં બંને ફંડોનું વ્યાજ હાલ ગરીબો માટેના ફંડ તથા અવસ્તા નિશાળ ફંડો ખાતે વાપરવામાં આવે છે.

૩. જાંહાંગીર હોરમજજી દાદીશેઠનાં પુનને માટે ૧૯૧૫ માં સ્થાપેલું રૂ. ૫ હજારનું ધર્મખાતું (નં. ૪૩૯) જેનું વ્યાજ રવાન ફંડ ખાતે વાપરવામાં આવે છે.

૪. બાઇ જીજુબાઇ ફરામજી બહમનજી જીજીભાઇ, તે દાદીભાઇ જાંહગીર દાદીશેઠના બેટીના પુનને ખાતે તેમના ત્રસ્ટ સેટલમેન્ટના ત્રસ્ટીઓએ ઇ. સ. ૧૯૧૯ માં રૂ. ૫ હજાર આપી પડાવેલું ધર્મખાતુ (નં. ૪૬૯). આ ખાતાંના વ્યાજમાંથી ગરીબોમાટેના ફંડ, લગન ફંડ, હવા ફેરફાર ફંડ, સંકટ ફંડ તથા ઓરફન વીધવા ફંડ ખાતે રકમો આપવામાં આવે છે.

## શેવટના વિચારો.

### ધનવંતનો ધર્મ શું?

અત્રે એટલું જ કહીશું કે દાદીશેઠ ખાનદાનના ઉપર જણાવેલાં સર્વ ભલાં કાર્યો કાંઇ એકજ દિશાએ કરવામાં આવ્યાં ન હતાં. આપણે નિશાળે હતા ત્યારે જે એક કવિતા કવિ દલપતરામ ડાહયાભાઇની કહેવત સંબંધ બચપણમાં શીખ્યા હતા તેના ધોરણે દાદીશેઠોના પરમાર્થની સોજ અત્રે તપાસ લઇશું.

"ધનવંતના ધર્મ" વિષેની એ કવિતા મધ્યે જે ધર્મના કામો ધનવાનોને કરવાની ભલામણ કીધી છે તેમાંના લગભગ સર્વ દાદીશેઠ ખાનદાનના એક યા બીજા નબીરાએ કરીને આશીષ મેળવ્યા છે

"નિર્જળ ગામ નવાણુ ગળાવો, વાવ કુવા નદી તીર તળાવો, તે ધનના ધણી ધર્મ તમારો."

શરૂઆતની એ લીટીઓવાળી કવિતાના સાદા અને સાચા વિચારો. અસલી સંગીન વહેવાર સખાવત કરનારાં આ ખાનદાને કેવા ઓલેઓલ પાળ્યા છે તે અત્રે જણાવવાની જરૂર નથી.

મોટા દાદીશેઠ તેમજ તેમના બેટા અરદેસર દાદીભાઈએ વાવ કુવા સાથનું પાણીનું પરબ સ્થાપી સાંજે ફરવા જતા હમદીનોને પાણીનું સુખ કરી આપ્યું હતું.

"ધીંગી રચો રૂડી ધર્મશાળાઓ, જ્યાં નરનારી રહે નબળાઓ"

**ધર્મશાળાઓ.** આ શીક્ષણ વસાઈ ભણી દંતોરાની ધર્મશાળા અરદેશર દાદીએ ૧૮૦૩ માં સ્થાપી તેના બાબમાં પાળેલું જણાશે. વળી ખરશેદજી અરદેશર દાદીની યાદગીરીમાં ઇરાનીઓ માટેની ધર્મશાળા પણ એજ વર્ગમાં આવે છે.

## વિશાળ નિશાળો.

"ચોખી વિશાળ નિશાળો ચણાંવો બાળકને ભલી ભાત ભણાવો" એ બાબમાં મોટા દાદીશેઠે મોબેદને માટેના ઘર મધ્યે બચ્ચાંઓને ઝંદ-અવસ્તા શીખવા માટેની નિશાળ જે ઇ.સ. ૧૭૯૬માં સ્થાપી હતી તે આવે છે. (પા. ૫૪)

બે હઝાર દુકાળયાંઓને વરસોવેર રાખી ખવાડી મોટા દાદીશેઠે તેમને ભુખમરામાંથી બચાવ્યા હતા. "ભાળી ભિખારી દયા ભરી ભાખો" "હોય ઉઠાવ ઉદ્યોગ હજારો" તે શીખ મુજબ મોટા દાદીશેઠે સ્ક્રુ (પ્રેસ) કાઢી ઘણાકોને માટે એક ઉદયોગ સ્થાપી રોજી મેળવી આપી. વળી મોટા દાદીશેઠે આડત્યાઓ મોકલી પરદેશ ખાતેનો બોહળો વેપાર ચલાવ્યો હતો અને તે સાથ ઉદ્યોગના બાબમાં ખેતીવાડીના ઇનામી ૭ ગામો જે અરદેશર દાદીને મળ્યાં હતાં તે તેમના વંશના નબીરાઓના હાથમાં ઘણાક વરસોવેર રહ્યાં હતાં. ભાઈઓ સોરાબજી, હોરમજજી, તથા દાદાભાઈ જાંહગીર દાદીશેઠે પોતાનાં

છાસ્તીના ગામોની ખેતી ઉપર ધ્યાન આપી ઘણાક ખેડુતોને રોજીનું સાધન પુરૂં પાડયું હતું.

"કાવ્ય કળા કવિપાસ કરાવો"એ બાબદમાં મુલ્લાં ફીરોઝની ખેતબાઝી તથા જયોજ' નામે વિગેરે ઉંચા કિસમની કવિતાની કેતાબો આવે છે. આથી "જુગો જુગ નામ" રહી ગયું છે એમાં કાંઇ શક છે? વળી ફારસી

**કાવ્યકળા**

રેવાયતોનો લાભ આમ લોકોને આપવા માટે તેનો ખાસ તરજુમો મોટા દાદીશેઠે કરાવ્યો હતો તે તથા હોમજી ખરશેદજી દાદીશેઠે ઉંચી યુનીવર્સીટી કેળવણીના ઉતેજન માટે પોતાને નામનું એક ખાસ ઇનામ દરસાલ જે કોઇ ઉમેદવાર ઇંગ્રેજીમાં કવિતા જોડે તેને આપવાને રૂ. પાંચ હજારની બક્ષેસ કીધી હતી તે પણ આ વગમાં આવે છે.

આ પ્રકરણને મથાળે જણાવવા મુજબ મેહાન યુનાની ફીલસુફ એરીસ્ટોટલ કહે છે કે "એક માણસને પોતાની સખાવતને માટે જે લાયક પ્રસંગો છે તેમાં પ્રથમ પોતાના ધર્મની સેવા કરવાનો છે અને ત્યારપછી મોટી જાહેર અને દેશહિતની સેવા આવે છે."

વળી એક બીજો લખનાર કહે છે કે "જે દેશનાં ઉદ્યોગી ઉંચી પંકતિના દોલત, સત્તા અને લાગવગ ધરાવનાર માણસો માત્ર પોતાનીજ ગરજ ન સાચવતાં સાથે સાથે બીજાઓની પણ સાચવી પોતાની દોલતમા પોતાથી ઓછા નસીબવાન ભાઇબંધોને પણ હિસ્સો દે છે તથા પોતાની મદદનો હાથ ભોંયે પડેલાઓને આપે છે તે દેશ તથા કોમને માટે સારી આશા રહે છે."

ઉપલી બંને કસોટીઓમાંથી આ દાદીશેઠ ખાનદાનના સ્થાપક મોટા દાદીશેઠ તથા તેમના સપુત અરદેશર કાઠી તેમજ તેમના કેટલાક ભાગ્યશાળી નબીરાઓ કેવી રીતે પસાર થયા છે તે આગળ કીધેલાં તેમનાં ભલાં કાર્યોના બ્યાન ઉપરથી સહેલાઇથી જણાઇ આવશે. આપણે જોયું છે તેમ આ નામ દીધેલા બંને વડીલોએ પોતે સકમાઇથી મેલવેલો પૈસો સપર પહેલાં પોતાના પાક મઝહબની જાળવણી તથા તેના માટેના એકીનનો વધારો કરવા સારૂ અગીઆરી, આતશ બહેરામ વગેરે છુટે હાથે ધર્મનાં મકાનો બંધાવવા પાછળ ખરચ્યો હતો અને ત્યારપછી જાહેર લાભના સખાવતી ખાતાંઓ જેવાં કે ધર્મશાળા, પાણીના પરબ

વિગેરે સ્થાપવા, દુકાળ્યાઓને ભુખમરામાંથી બચાવવા તથા કેળવણીના કામ પાછળ વાપરયો હતો. તેઓએ પોતાના જાતી ઉદ્યોગ અને મહેનતથી જે દોલત, સતા, લાગવગ વિગેરે સંપાદન કીધાં તેનો ઉપયોગ માત્ર એકલપેટાઇથી પોતાના કે પોતાનાં કુટુંબનાજ લાભ માટે ન કરતાં પોતાના ગરીબ કચડાયલા હમદીનોના હિત માટે ઉદાર દિલથી કીધો હતો. ગરીબ ઇરાનીઓ જેઓ હાદેસાના મારયા પોતાના માદર વતનથી આ દેશમાં આવી પડતા તેમના આશરા કાજે તેઓએ તુર્તાતુરત છાપરૂં પુરૂં પાડવા ઉપરાંત તેમને માટે જાથુકની ધર્મશાળા બંધાવીને પરવરશી કરવા સારૂ સાહુચેત કારોબારથી તેમને માટે બહાર કાઢેલાં નાણાંને વધારી આજ લાખોની પુંજી જમા કીધી છે, જેમ કરી આપણી કોમને સદાના આભાર તળે આ દાદીશેઠ ખાનદાનના સપુતોએ મેલી છે. આપણી કોમમાં આગળા જમાનામા ભીખારીઓ ન હતા કારણ કોમના શક્તિવાળા હમદીનોજ પોતાના ઓછા નસીબવાન ભાઇબંધોને સંભાલી લેતા હતા. શેવટે આપણે ખોદા પાસે એટલુંજ માંગીશું કે નઝદીકના ભવિષમાં આ દાદીશેઠ ખાનદાનમાંથી બીજા દાદીભાઇ નોશરવાનજી અને અરદેશર દાદીભાઇ ઉગી નીકળે અને એ મહાન ભલા ઉદ્યોગી સખી નરોના ફરોહરોના આષિષ તે દાદગરની પનાહ હેઠળ એ અસલી ખાનદાન ઉપર ઉતરતા રહે! આમીન!

# અહેવાલે ખાનદાને દાદીશેઠ

## શેઠ દાદીભાઈ નોશીરવાનજી

(મોટા દાદીશેઠ)

(૧૭૩૪–૧૭૯૯)

# અહેવાલે ખાનદાને દાદીશેઠ.

## પ્રકરણ ૧ લું.

### દાદીશેઠ ખાનદાનના વડીલો.

**હોમજી બહેરામજી**

દાદીશેઠ ખાનદાનના મૂળ પુરૂષની શોધમાં આપણને કમમાં કમ હડી સદી ઉપર જવું પડે છે. એ પ્રસિદ્ધ ખાનદાનના સ્થાપક દાદીભાઇ નોશીરવાનજીના બપાવા હોમજી બહેરામજી આગળ ભારે જાહોજલાલી ભોગવી ગયલાં સુરત શહેરની આસપાસનાં કોઇ નાના ગામડામાં વસવાટ કરતા હતા. ફક્ત તેમના નામ સિવાય તેમની કશી વધુ પીછાન આપણને આજે મલી શકતી નથી. તે કાંઇ કેળવણીનો જમાનો નહતો. તે વળી તવારીખને લગતી બાબતોની નોંધો બારીકીથી જાળવી રાખવાનો જમાનો નહતો, તે પારસીઓના બાબમાં એક અંધકારનો જમાનો લેખી શકાય. તે વેળાના આપણા ન્યાગાનોનો મુખ્ય રીતે પેશો ખેતીકારનો હતો અને એવાજ કોઇ ખેતીકાર કુટુંબમાં હોમજી શેઠનો જન્મ થયલો માની શકાય.

**તે જમાનાનું મુંબઇ.**

વળી તે જમાનામાં આપણી પ્યારી મુંબઇ અલબેલીની કશી ચેલમેલ ન હતી. તે તો એક નાનકડું માછીમારનું ગામડું હતું કે જ્યાં પોરચુગીઝોનો દોર ચાલતો હતો. તે વેળાનું મુંબઇ સાત નાના નાના છુટા ટાપુઓનું બનેલું એક અતી નાનું ગામડું હતું, ત્યારે તે જમાનામાં અત્રે પારસીઓના નામની શરૂઆત પણ સેજસાજ થયલી કહેવાય. મુંબઇ શહેર–બલ્કે ગામડું–મઝકુર હોમજીના પીતા બહેરામજીના વખતમાં તો ઇંગ્રેજોના કબજામાં આવ્યું પણ ન હતું.

જ્યારે પોરચુગીઝો પહેલવહેલા યુરપથી આપણા દેશમાં (ઇ. સ. ૧૫૩૦ માં) આવી પુગા ત્યારે તેઓને થાણાના કોઈ સરદારની હકુમત હેઠળનો મુંબઇનો ટાપુ તેમના વસવાટ સારૂં મળ્યો હતો. આ વેળા

મુંબઇ મધ્યે ફક્ત ૪૦૦ ઝુંપડાં જેવાં નાનાં ઘરો તથા થોડાંક મીઠાંનાં અંગરો હતાં અને તેની વસ્તી આશરે પાંચેક હજારની હતી. આ વેળા મુંબઈ ટાપુની ઉપજ વરસ દહાડે કેલી રૂ. ૭૦૦ ની હતી.

**મુંબઇની બીટીશ માલેકી**

ઇ. સ. ૧૬૬૧ માં ઇંગ્લંડ ના રાજા બીજા ચાર્લસ સાથ પોરચુગીઝ રાજાની બહેન ઇનફનટા કેથેરાઈનના લગનનું સાટું થયું તેની રીતમાં મુંબઇનો ટાપુ આવ્યો અને મુંબઇનો પહેલ વહેલો ઇંગ્રેજ ગવરનર સર જારવીસ હ્યુકસ ઇ. સ. ૧૬૬૬ ના નવેમ્બરમાં નેમાયો અને દોઢ વરસ રહીને આપણો ટાપુ વેલાતની ઇસ્ટ ઇંડયા કું. ને વેપાર ચલાવવા દર સાલ ૧૦ પાઉન્ડ (એટલે રૂ. ૧૦૦) ને ભાડે સ્વાધીન થયો.

**સીધીઓનો હુમલો**

જે સાલ (ઇ. સ. ૧૬૮૯) માં મજકુર દોરાબજી બહેરામજી મુંબઈ આવી વસ્યા તેજ સાલમાં મુંબઇમાં જંજીરાના હબસી સરદાર નામે યાકુબખાને મુંબઇ ઉપર હુમલો કીધો હતો. તેણે ૨૫ હજાર માણસોની ફોજ સાથ ડુંગરી કીલ્લા થી તે મજગામ થઇ માહીમ સુધીની સર્વ જગા કબજે લીધી હતી. એજ વેળા હિંદુસ્તાનમાં દીહલી ખાતે મોગલ પાદશાહ ઔરંગઝેબનો (ઇ. સ. ૧૬૫૮ થી ૧૭૦૭) અમલ ચાલતો હતો.

મુંબઇ ટાપુએ પારસી ખાનદાનો નીચલે અનુક્રમે આવી વસ્યાં હતાં:—

**મુંબઇ આવી વસેલાં પારસી કુટુંબો.**

(૧) ઇ. સ. ૧૬૪૦ માં સુરત જીલ્લાના મોરા-સુમારી ગામમાંથી પહેલ-વહેલા પારસી નામે દોરાબજી નાનાભાઇ (પ્રખ્યાત પટેલ ખાનદાનવાળા) તેમનાં ગરીબ કુટુંબ સાથ મુંબઇ આવી વસ્યા અને એ રીતે એ વરસથી મુંબઈમાં પારસીઓ એ વસવા આવવાની શરૂઆત થઇ. દોરાબજી એ કોટનાં હાલના કાવસજી પટેલવાળા મોહલ્લામાં મરહુમ શેઠ નવરોજી જમશેદજી વાડીઆના ઘરની પાસેનાં નાનકડાં ઘરમાં પોતાના કુટુંબ સાથ પહેલો વસવાટ કીધો હતો. તેવણુ પોરચુગીઝ સરકારના ખાસ કારોબારી તરીકે નેમાયા હતા.

(૨) ત્યાર પછી ૨૩ વરસ રહીને (ઈ. સ. ૧૬૬૩ માં) ચીકા ખડીઆલી કુટુંબના વડીલ શેઠ સોહરાબજી કરવાજી આવ્યા.

(૩) પાંડે કુટુંબના વડીલ શેઠ ખરશેદજી પોંચાજી તે બીખા બહેરામના બપાવા ઈ. સ. ૧૬૬૫ માં ભરૂચથી આવ્યા.

(૪) ઈ. સ. ૧૬૬૭ માં મોદી હીરજીભાઇ વાછાગાંધી સુરતથી.

(૫) મહેરજી વાછા નવસારીથી મુંબઇ પોતાને ત્યાંનુ વણાતનું સુતરનું જાડું કાપડ વેચવા સારૂ એક વછીયાત્ તરીકે આવ્યા હતા.

(૬) હોમજી બહેરામજી ઇ. સ. ૧૬૮૯ માં (યઝ ૧૦૫૮) સુરતના કોઇ ગામડામાંથી આવ્યા. તેવણ દાદીશેઠ ખાનદાનના વડીલ હતા, તેવણ એ ખાનદાનની કીર્તીનો પાયો નાખનાર દાદીભાઇ નોશીરવાનજીના બપાવા હતા. એ રીતે દાદીશેઠ ખાનદાન મુંબઇ મધે આવી વસેલાં પ્રથમ કુટુંબોમાં છઠ્ઠું હતું.

**હોમજીના ૪ બેટાઓ**

ઉપર કહયું તેમ હોમજી બહેરામજી સુરતના કોઇ ગામડામાંથી ઈ. સ. ૧૬૮૯માં પહેલ વહેલા મુંબઇ આવી વસ્યા હતા. તેવણના ચાર બેટાઓ હતા જેમના નામ (૧) નોશીરવાનજી, (૨) બહેરામજી, (૩) જીજીભાઇ તથા (૪) માણેકજી હતા. આ ચારમાંના બે વડા પુત્રો નોશીરવાનજી તથા બહેરામજી પ્રખ્યાત થયલા હતા અને તેમનો વંશવેલો આજવેર જળવાઇ રહેલો છે. પહેલા, નોશીરવાનજી, ના વડા બેટા દાદીભાઈ નોશીરવાનજી આપણા પ્રખ્યાત દાદીશેઠ ખાનદાનના સ્થાપક હતા અને બીજા, બહેરામજી (બહેલી) હોમજી, જાણીતા બહેલી હોમજી કુટુંબના વડા હતા.

દાદાભાઇ નોશીરવાનજીને લોકો 'મોટા દાદીશેઠ' ને નામે બોલાવતા હતા તે મુજબ અત્રે અમે 'મોટા દાદીશેઠ' તરીકે તેમને ઓળખાવશું.

**બહેલી હોમજી.**

હોમજી બહેરામજીના બીજા દીકરા બહેરામજી હોમજી હતા જેવણ 'બહેલી હોમજી'ને નામે પ્રખ્યાત થયલા છે. તેવણ મુંબઈની પારસી અંજુમન (પંચાએત)ના એક અકાબર હતા. એ બહેલા હોમજીના ત્રીજા દીકરા રૂસ્તમજી રાણા થઇ ગયા છે જેમનું કુટુંબ 'રાણાં' તરીકે ઓળખાય છે.

મોટા દાદીશેઠના કાકા શેઠ બહેરામજી હોમજી (બેહલી હોમજી) તથા પરભુ ગંબાજી પુતલાજીને ઇ. સ. ૧૭૫૭ ના સાલ (જે સાલમાં પાણીપતની લડાઇ થઇ હતી) માં મુંબઇના નામદાર ગવરનર રીચર્ડ બુશીઅરે ઇસ્ટ-ઇંડીઆ કું. તરફથી તેઓએ સરકારની કાંઇ ચોકસ નોકરી બજાવ્યાથી પરેલ તરફ "મોનોથા" નામની જગાપર ત્રણ જમીનના કકડાઓ જાગીર તરીકે વંશપરમપરા માટે આપ્યા હતા.

**બહેલી હોમજીને મળેલી મોનોથા નામની જમીન.**

આ જગાને માટે ઇ. સ. ૧૮૦૨ ના સાલમાં શેઠ અરદેશર દાદી-ભાઇ તથા શેઠ પેસ્તનજી બહમનજી વાડીઆજી વચ્ચે કાંઇક વાંધો પડયો હતો, જે ઉપરથી પહેલા અહરથે એજ સાલની તા૦ ૨૦ મી મેએ મુંબઇના ગવરનર જોનાથન દંકનને એક અરજી કીધી હતી, જેમાં શરૂઆતમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

"That in the year 1757 in consideration of certain services rendered to this Government by Byramjee Homjee and the Purvoe named Gumbajee Putlajee, the then Hon'ble Governor Richard Bourchier Esq. for and on behalf of the Hon'ble Company granted three parcels of Ground called Monotho near Parell, to them and their Heirs for ever, on the terms and conditions specified in the Original Deed of Lease, herewith submitted."

કીંગ બરાકની પછવાડે આવેલી 'બેરાંમજી હોમજી લેન' યાને હોમજી સ્ટ્રીટ નામના મોહોલ્લાને (કે જ્યાં મરહુમ શેઠ નવરોજજી જાંહગીર ગામડયાનું ઘર આવ્યું હતું) બહેરામજી ('બહેલી હોમજી') ઉપરથી નામ આપેલું દીસે છે.

**બહેરામજી હોમજી લેન.**

## દાદીશેઠના પીતા.

મોટા દાદીશેઠના પીતા શેઠ નશરવાનજી હોમજી, નસલી હોમજીને નામે ઓળખાતા હતા.

નોશીરવાનજી તથા બહેરામજી દેશાવર તરફથી આવતાં વહાણોને નોલ (માલ) મેળવી આપવાનું ઓહળુ કામ કરતા અને તેઓ "વાહાણુ-હોડી-વાલા"ની અટક ધરાવતા હતા. તેઓ બંને ભાઇ આ ધંધામાં દોલત મેળવી કોમના આગેવાન થઇ પંચાએતના શેઠીઆઓ નેમાયા હતા.

**તેમની વહાણુ-હોડી-વાલાની અટક**

૧૬૯૮ માં એટલે મોટા દાદીશેઠ ના બપાત્રા હોમજી બહેરામજી મુંબઈ આવી વસ્યા તેની ૯ વરસ પછીનો હેવાલ આપતાં ડા. જોન ફ્રાયર નામના ઇંગ્રેજ મુસાફરે જાતી અનુભવ ઉપરથી લખ્યું છે કે મુંબઇની તમામ વસ્તી ૬૦ હજારની હતી એમ કહેવામાં આવતું.

**મુંબઇની વસ્તી**

મુંબઇની પારસી વસ્તી ઇ. સ. ૧૮૧૬ માં ગણાવલી પહેલી સામાન્ય વસ્તી વેળા ૧૩,૫૫૦ અંકાઇ હતી. આની ૧૭ વરસ અગાઊ મોટા દાદીશેઠ, અને ૬ વરસ અગાઊ, તેમના સપુત અરદેશર દાદી બહેશ્તનશીન થયા હતા. આ ઉપરથી ખ્યાલ આવશે કે પહેલા દાદીશેઠ બાપ દીકરાના વખતમાં મુંબઇની તેમજ તે મધેની પારસી કોમની વસ્તી કેટલી હશે.

**મુંબઇની પારસી વસ્તી**

# પ્રકરણ ૨ જું.

—:૦:—

## દાદીભાઇ નોશીરવાનજી (મોટા દાદીશેઠ.)

જનમ ટપકાની ગેરહાજરી.

મોટા દાદીશેઠ–દાદીભાઇ નોશીરવાનજી–ના બખ્તાવર જનમનો ચોકસ રોજ માહ જણાયો નથી, પણ તે યઝ. સને ૧૧૦૩ (ઇ. સ. ૧૭૩૪) માં મુંબઇ મધે થવાનો ધારવામાં આવે છે. તે આશરે એ સદી ઉપરના જમાનામાં પારસીઓમાં જન્મ–પત્રીકા (ટપકો) રાખવાનો સાધારણ ચાલ હોય એમ ચોકસ જણાતું નથી. વળી જો તેવો ટપકો રાખતા હોય તોપણ આપણામાં હાલ જેમ રેવાજ છે તેમ એક શખ્સનું મરણ નીપજતાં તેના ટપકાને દરિયામાં નંખાવી કે બીજી કોઇ રીતે તેનો નાશ કરવામાં આવે છે; એટલે જો મોટા દાદીશેઠનો તેવો ટપકો હતે તોપણ તે જાલવી રાખ્યો હોત એમ માનવામાં આવતું નથી.

કેળવણી.

મોટા દાદીશેઠે મહેતાજીને ત્યાં સાધારણ બલ્કે બહુજ ઓછી કેળવણી લીધી હતી. તેવણ મુદલ ઈંગ્રેજી ભણ્યા ન હતા અને પોતાની સહી પણ ઈંગ્રેજીમાં કરી શકતા ન હતા, જે તેવણનાં દસ્તાવેજો ઉપરથી માલમ પડે છે. ખુદ દોખમાને લગતી જમીન માટેની અરજી જે ઇંગ્રેજીમાં તેવણે કીધી હતી તેમાં પણ તેમની સહી ગુજરાતીમાં નજરે પડે છે.

મોટા દાદીશેઠનો ધંધો વેપાર.

વેલાતથી આવતાં વહાણોની આડત–પોતાના સકરમી બાપ નશરવાનજી હોમજીનો વહાણોના નોલની દલાલી કરવાનો ધંધોજ દાદીશેઠે પ્રથમ ચાલુ રાખી તેને ખીલવવા માડયો અને થોડુંકમાં તેવણે વહાણોની આડતનું કામ કરવા માડયું અને તે આસ્તે આસ્તે એટલું વધારી મેલ્યું કે ગામઠી વહાણોને બદલે વેલાત તરફથી કીમતી માલ ભરેલાં ઘણાંક મોટાં વહાણો આવતાં તેમની આડતનું



**શેઠ દાદીભાઇ નશરવાનજી** (મોટા દાદીશેઠ)

(બીજાં પોઝીશનમાં.)

જન્મ-ઇ. સ. ૧૭૩૪

મરણ-(રોજ ૧ લો માહ ૮ મો ક-૧૧૬૮ ય. ઝ.) તા૦ ૭ મી **એપ્રીલ ૧૭૯૯**

કામ તેવણ મેલવવા લાગ્યા. આથી ઘણાકોની રોજીના બાર તેવણે ખોલ્યાં અને સાથે સાથે પોતાના વેપારની બરકતથી મોટી દોલત મેલવી શકયા.

**વહાણો.** વળી મોટા દાદીશેઠ વેલાતથી આપણા દેશ તરફ આવતાં વેપારી વહાણોની આડત કરવા સાથ ચીન તથા બંગાલા સાથેનો પણ ખોહોળો વેપાર ચલાવતા હતા.

**વેપાર શાનો હતો?** દાદીશેઠનો મુખ્ય વેપાર રૂનો હતો. તેવણ પરદેશોમાં, અને ખાસ કરી ચીન તથા બંગાલા તરફ રૂની, ચહડત કરતા હતા.

**સુરતમા રૂનો વેપાર.** શેઠ દાદીભાઇ સુરત સાથ રૂનો વેપાર ચલાવતા. તેમની ખોહોળી આડતનું કામ સુરતવાળા શેઠ રતનજી મણેકજી એંટીને હસ્તક હતું. એજ માફક તેમના સકરમી બેટા શેઠ અરદેશર દાદીભાઇની પણ રૂના આડત તેમના પીતાના ગુજરવા બાદ શેઠ રતનજી એંટીને સોંપવામાં આવી હતી.

## ઇ. સ. ૧૭૯૨ માં પારસી વેપારીઓ.

૧૭૯૨ ની બોમ્બે ડીરેકટરીમાં પારસીઓને "Persic Caste" ના મથાળા હેઠળ જણાવ્યા છે તેમાં શેઠો દાદી નશરવાનજી તથા હીરજી જીવનજી રેડીમનીના નામો જોવામાં આવે છે.

## વેપારી તરીકે તેમનો દરજ્જો.

ઈ. સ. ૧૭૯૩ ના મુંબઇના ઇંગ્રેજી કેલેન્ડર (The Bombay Directory and Calendar 1793) માં ૯ પારસી વેપારીઓના નામ આપ્યાં છે તેમાં શેઠ દાદીભાઇનું નામ પહેલું જોવામાં આવે છેઃ-

### પારસી વેપારીઓ.

દાદીભાઈ નશરવાનજી
હીરજી જીવણજી રેડીમની
નશરવાનજી માણેકજી વાડીઆ
પેશતનજી બહમનજી વાડીઆ

શેરાબજી મનચેરજી રેડીમની
ફરામજી નાનાભાઇ દાવર
દોરાબજી ફરદુનજી લશકરી
બહેરામજી મોટાભાઇ
બરજોરજી દોરાબજી દાદીબરજોરનાં

**શરાફી પહેડી.**

મોટા દાદીશેઠે શરાફી પહેડી પણ કાઢી હતી જે મુંબઇમાંજ નહી પણ વેલાતમાં પણ જાણીતી હતી.

**વિમાની સોસાયટી.** મુંબઇના પહેલે વાઘેના ઇંગ્રેજોએ વેપારના માલ ઉપર વીમે ઉતારવાને એક ઇન્શ્યુરંસ સોસાયટી કાઢી હતી જેના દરેક શેરની કીમત રૂ. વીશ હજાર હતી.

એ સંબંધ ઈ૦ સ૦ ૧૭૯૪ ના વર્ષનાં મુંબઇનાં ઇંગ્રેજી કેલે-ન્ડરમાં પારસીઓને લગતી નીચલી બીના આવેલી હતી:—

ઇનસુરન્સ સોસાયટીના પારસી ભાગીદારો.

દાદીભાઇ નશરવાંનજી.
નશરવાનજી માણેકજી વાડીઆ.
પેશતનજી બહમનજી વાડીઆ.
ફરામજી નાનાભાઇ દાવર.
ફરામજી માણેકજી વાડીઆ.
હોરમજજી બહમનજી વાડીઆ.

**પારસીઓ વાહણના માલેકો તરીકે.** તે જમાનામાં પારસી વાહાણ—માલેકો ગણત્રીના હતા. વાહાણોની માલેકી વગર મોટા પાયા ઉપર વેપાર ચાલીજ શકતો નહતો. જેમને વાહાણના માલેકને આશરે પડવું પડયું હતું તેઓને વારે ઘડીયે વાયદા પ્રમાણે નોલ નહી મલવાથી એણુને વખતે તેઓ ફસી પડતા હતા. એવુંજ સાંટક એક વેળા શેઠ ફરામજી કાવસજી બનાજીના બાબમાં પણ બન્યું હતું જેથી તેમને આખેરે વાહાણના વેપારીઓનો આપખુદ દોર તોડવા પોતાની માલેકીના વાહાણ રાખવાં પડયાં હતાં.

તે વેળા પારસી વાહાણના માલેકો તરીકે શેઠો હીરજી અને મંચે-રજી રેડીમની, દાદાભાઇ બહેરામજી બનાજી, અને લવજી નશરવાનજી વાહડયા જાણીતા હતા.

**તેમનાં ૫) વાહણો.**

જેમ જેમ વેપાર જામતો ગયો તેમ તેમ મોટા દાદીશેઠ પોતાની માલેકીના વાહણો ધરાવવા લાગ્યા અને શેવટે એકી વેળાએ તેવણ ૫) મોટાં વહાણોના ધણી થયા. આ વાહાણો નીચે મુજબ હતાં:-

| નામ | યઝ. સાલ | ટન |
|---|---|---|
| ૧ શાહ અરદેશર | ૧૧૪૯ | ૮૩૯ |
| ૨ કીંગ જયોર્જ | ૧૧૫૨ | ૧૦૧૨ |
| ૩ ફ્રેન્ડ શીપ | ૧૧૬૨ | ૮૭૨ |
| ૪ બ્રીગ વીલ્યમ | | ૩૯૮ |
| ૫ દેવીડ સ્કોટ | | ૩૫૦ |

ઉપલા વર્ષો ઉપરથી જણાશે કે મોટા દાદીશેઠ જ્યારે ૪૬ વરસની ઉમરના થયા ત્યારથી તેવણ વહાણના માલેક થવા લાગ્યા અને પહેલાજ વાહાણથી વેપાર એટલો વધ્યો કે ફક્ત ત્રણ વરસમાં તેવણને એક બીજું આગલા કરતાં મોટું (કીંગ જયોર્જ) વાહાણ ધરાવવાની જરૂર પડી. ત્યારપછી એક દાહેકામાં વળી એક ત્રીજું મોટું વાહાણ તેમની માલેકીનું થયું અને એમ રફતે રફતે તેમનાં વાહાણો વધી પાંચના આંકડા ઉપર આવ્યાં. આટલાં વાહાણો તેમના વેપાર માટે બસ ન થવાથી ધણીક વેળા બીજાઓનાં વાહાણોને નોલે માંડી (ચારટર કરી) તેવણ પોતાનો માલ પરદેશ મોકલતા.

**વહાણો પાછળ ખરચ.**

આ વાહાણો પાછળ ખરચ કાંઇ નાનોસુનો નહતો. નૂરે એલ્મના જણાવવા મુજબ દરેક વહાણ ઉપર દર મહીને રૂ. ચારથી સાત હજાર તો પગારનાજ વહેંચાતા હતા. ત્યારે પાંચ વહાણો ઉપર કેટલો એકંદરે ખરચ દર વરસે આંકી શકાય? કમમાં કમ રૂ. ૩ લાખ તો પગારનાજ.

ઉપરાંત જ્યારેબી જરૂર જણાતી ત્યારે બીજાં બેશુમાર બારકશીને નોધે માંડી તેમાં મોટા દાદીશેઠ પોતાનો મુબલખ માલ ચડાવી ચીન, બંગાલા તથા વેલાત આદિ મોકલાવતા હતા; પણ ઘણું કરી ચીન તરફનો વેપાર અતી મોટો હોવાને લીધે, ઘણાક પારસી-

**તેમના ચીનના આડત્યાઓ.**

ઓને પોતાની આડત સોંપી એવણ ત્યાં મોકલતા હતા. અને તેમની વતી ચીન જઇ આવેલા નીચલાઓનાં નામ જણાયલાં છેઃ—

(૧) શેઠ એદલજી બમનજી (લકબે એદલ કાકા)

(૨) શેઠ રૂસ્તમજી દાદાભાઇ નાદરશાહ

(૩) પોતીકા વડા દીકરા શેઠ હોમજીભાઇ (જેવણ માત્ર એકજ સફરે સીધારી આવ્યા હતા.)

(૪) શેઠ જમશેદજી નાનાભાઇ ગજદર.

(૫) શેઠ ડોસાભાઇ માણેકજી પારેખ.

(૬) શેઠ ફરામજી કાવસજી બનાજી.

પોતાના મજકુર દીકરા વતરોગે બીજા સર્વે સાહેબોએ ઘણા વર્ષો સુધી ઘરોબો સાચવી રાખ્યાથી સારી વીખ્યાતી મેળવી હતી અને તેમાં કોઇક તો પાછળથી શ્રીમંતને દરજ્જે પહોંચ્યા હતા, જેઓમાં છેહલા જણાવેલા શેઠ ફરામજી કાવસજી બનાજીએ વેપારી તથા વહાણના માલેક તરાકે મોટું નામ કાઢયું હતું.

મુંબઇના વેપારીઓ તથા વાહાણવતીઓ થોડીક મુદત થઇ રૂના ભરેલાં વાહાણોમાં આગ લાગતી તેનો સબબ શોધવાને તથા તે વિષે પુરતો બંદોબસ્ત કરવાને તા૦ ૨૮ મી ડીસેમ્બર ૧૭૯૭ ને દીને મળ્યા હતા અને તેઓએ તે સંબંધી જે ઠરાવો કીધા હતા

**રૂના વાહાણોમાં આગ**

તે ઉપર ૪ ઇંગ્રેજો તથા નીચલા ૬ પારસી વેપારીઓએ સહી કરી હતીઃ—

શેઠ પેસ્તનજી બહમનજી વાડીઆ
,, નશરવાનજી માણેકજી વાડીઆ
,, કાવસજી રૂસ્તમજી પટેલ
,, હોરમસજી બહમનજી વાડીઆ

શેઠ દાદીભાઇ નોશરવાંનજી
,, સોરાબજી મંચેરજી રેડીમની

## દાદીશેઠનો વેપાર ક્યાં ક્યાં દેશો સાથ હતો?

દાદીશેઠનો પરદેશ ખાતે આ દેશનો માલ મોકલવાનો વેપાર ફક્ત હિંદુસ્તાનમાં બંગાળ સાથજ ન હતો પણ તે છેક ચીન અને વેલાત વેરનો હતો. તેમનો ચીન સાથનો વેપાર અતી મોટો હતો. તેવણુ પોતાના જરતોસ્તી ભાઇઓને આડત સોંપી ચીન તરફ મોકલતા હતા, જેઓ પોતે પાંચ પૈસે સુખી થવા ઉપરાંત તેમનામાંના કેટલાકો તો દોલતવાન બન્યા હતા.

**ચીન સાથનો રૂનો વેપાર.**

ચીન સાથનો આપણો રૂનો વેપાર પહેલવહેલો ઇ. સ. ૧૭૭૦ માં શરૂ થયો હતો, કારણ એ સાલમાં ચીનમાં અનાજનો દુકાળ પડયો જેથી લોકો ભુખે મુઆં. આ કારણને લીધે ચીનના શહેનશાહે રૂ પકાવવાની ત્યાં મનાઇ કીધી. આથી ત્યાં બાલકુલ રૂ પકાવયો નહીં; આ સબબે આપણા તરફનો અને ખાસ કરીને સુરતમાં રૂનો વેપાર બહુ જાગયો અને સાત વરસમાં તે એટલો વધી ગયો કે દર સાલ પાનસોથી એક હજાર ટન નાં ત્રીશ ત્રીશ વહાણો ચીન જવા લાગ્યાં અને ભાવ ઘણો તેજીપર આવ્યો. આવા તડાકા જોઇ બંગાળાના લોકો ચીન રૂ મોકલવા લાગ્યા, અને તેથી સુરતથી જતાં વહાણો કમી થવા માંડયા. એટલામાં ચીનમાં પાછી રૂ પકાવવાની રજા મલી અને તેથી આપણી તરફનો રૂનો વેપાર કમી થતો ગયો.

**સેંકડાને આપેલી રોજી.**

પોતાના પિતાએ શરૂ કરેલો રોજગાર હાથ ધરી મોટા દાદીશેઠે જાતી ચંચળાઇ તથા બુદ્ધિબળથી તેમાં અતી ઓહોળો વધારો કીધો હતો. ગામઠી બારકસોને બદલે વેલાત તરફથી કીંમતી માલ ભરેલા ઘણાં મોટાં વહાણોની આડતનું ઓહોળું કામ તેમની પાસે આવવા લાગ્યું, અને તેવા વહીવટમાંથી પોતે કમાઇ કરી લેવા ઉપરાંત સેંકડો આસામીઓની રોજી તેવણે વધારી હતી અને ઘણાકો પૈસે ટકે સુખા થઇ ગયા હતા.

**બીજા આડત્યાઓ.**

ચીન સિવાય બીજાં મથકો મધેના મોટા દાદીશેઠના નીચલા આડત્યાઓ વધુ જાણીતા છે:—

૧. શેઠ કુવરજી ખરશેદજી માકી દલાલ (૧૭૬૬–૧૮૫૦) શેઠો દાદીભાઇ નોશરવાનજી તથા પેસ્તનજી બહમનજી વાડીઆની આડત કરતા હતા.

૨. **શેઠ દારાશાહ ખરશેદજી તાલચરીવાલા** (૧૭૬૭–૧૮૫૨) સુરતથી ઇ૦ સ૦ ૧૭૮૪માં પોતાના બાપના માસીના દીકરા શેઠ દાદીભાઇને ત્યાં મુંબઇ આવી તેમના એક વહાણ પર કરાણીની નોકરીએ રહ્યા હતા. શેઠ દાદીભાઇએ એમને ચંચલ તથા પાહવરડા જોઇ મલબાર તરફ કુરગના રાજા સાથે પોતાની તરફથી વહેવાર ચલાવવાને ઇ૦ સ૦ ૧૭૮૭ માં મોકલ્યા. ત્યાંથી એકુ બે વાર શેઠ દાદીભાઈની હૈયાતીમાં એવણ મુંબઇ આવી ગયા હતા; અને ઇ૦ સ૦ ૧૭૯૯ માં દાદીભાઇનાં મરણ બાદ પોતે કુરગ, તાલચરી, માઇસોર, વગેરે ઠેકાણાઓ પર અવારનવાર રહી સુખડ, એલચી, હાથીદાંત, મરી, કાપડ, વગેરેનો ઓહલો વેપાર ચલાવ્યો હતો. ઇંગ્રેજોને કુરગનો કિલ્લો જીતવામાં એવણે ઘણીક મદદો કર્યાથી તેનાં બદલામાં એવણને સરકાર તરફથી રૂ. ૩૦૦ નો દરમાયો બાંધી આપ્યો હતો.

**તેમના કારભારીઓ.**

મોટા દાદીશેઠનો કેટલો બહોળો વેપાર હતો તે તેમની પહેડીના નીચે જણાવેલા કેટલાક કારભારીઓના નામ ઉપરથી જણાઇ આવશે:—

૧. **શેઠ પેસ્તનજી પાંચાજી** (૧૭૪૪–૧૮૧૧) પોતાના બાપની સાથે સુરતથી મુંબઇ આવ્યા હતા અને વીશ વરસની ઉમરે પુગ્યા ત્યારથી તે પોતાના મરણની છેલ્લી ઘડી સુધી શેઠ દાદીભાઇ તથા તેમની પછી તેમના બેટા શેઠ અરદેશરનીપહેડીમાં વડા કારભારી તરીકે રહેલા હતા અને એ બંને બાપ દીકરાનો ઓહલો વહીવટ એવણે ઘણો પ્રમાણીકપણે ચલાવ્યો હતો. શેઠ દાદીભાઇ પોતાના તા૦ ૨૧ મી ઓગસ્ટ ૧૭૯૪ ને દીને કીધેલી છેલ્લાં વાલમા (૨૦ મી કલમ મધે) એવણને પોતાનું "ફરઝન" પોતાની "બાજુ" વગેરે જણાવી ગયા હતા.

તેમને મોટા દાદીશેઠે એક ઘર પણ બક્ષેશ તરીકે આપ્યું હતું. ફોર્ટ ચર્ચગેટ સ્ત્રીટ મધે આવેલી દાદી બીલ્ડીંગ (જે હાલ મરહુમ શેઠ દાદાભાઈ હોરમજજી દુબાશના વારસોની માલેકીની કહેવાય છે) તે બીલ્ડીંગ મોટા દાદીશેઠે એક યુરોપ્યન કરનલ પાસેથી વેચાતી લઇને શેઠ પેસ્તનજી પોચાને બક્ષેશ આપી હતી. આ શેઠ પેસ્તનજીની લાશ દાદીશેઠના કુટુંબી દોખમામાં નાખવામાં આવી હતી એમ કહેવાય છે.

૨. શેઠ ફ્રરામજી પેસ્તનજી (૧૭૫૬–૧૮૨૩) (ફ્લાજી મામા) પણ મોટા દાદીશેઠના એક કારભારી હતા. તેવણ, શેઠો ખરશેદજી તથા જાંગીરજી અરદેશર દાદીના મામા હોવાથી સર્વમાં 'ફ્લાજી મામા' ને નામે ઓલખાતા હતા.

૩. શેઠ રૂસ્તમજી બહેરામજી રાણા જેવણ શેઠ દાદીભાઇના કાકા બહેરામજી હોમજી (બહેલી હોમજી) ના નાઘલા દીકરા થતા હતા.

(આ શેઠ રૂસ્તમજીના બેટા બહેરામજી રૂ. રાણા (૧૭૮૩–૧૮૩૮) પણ પ્રથમ મોટા દાદીશેઠના બેટા શેઠ અરદેસર દાદીભાઇની, તથા તે પછી મેસર્સ ખરશેદજી અને જાહંગીર અરદેસર દાદીની પહેડીપર કારભારી હતા. એ રીતે બાપ બેટાએ પોતાના બેશી દાદીશેઠ ખાનદાનની એકજ પહેડીની નોકરી બજાવી હતી.)

૪. વળી શેઠ પેસ્તનજી બહેરામજી હોમજી પોતાના પીત્રાઇ શેઠ દાદીભાઇના સહાયતા હેઠળ મલબાર કોસ્તા તરફથી જુદી જુદી જાતના કરીઆણા મંગાવી તેનો વેપાર કરતા હતા.

મોટા દાદીશેઠના નીચલા દુબાશો જાણીતા છે:—

૧ શેઠ ફ્રરામજી કાવસજી બનાજી (૧૭૬૭–૧૮૫૧) મોટા દાદીશેઠ તેમના માયના મામા થતા હતા. અને તેમની

**તેમનો ખુલાસો.** (દાદીશેઠની) આડતમાં અતરે આવતાં વીલાયતી વહાણોના દુબાશનું કામ કરતા હતા અને તે પછી શેઠ દાદીભાઇની તરફથી પ્રથમમાં ઇ. સ. ૧૭૯૬ અને તે પછી ઇ. ૧૭૯૮ માં એમ બે વાર તેમના આડતીઆ તરીકે ચીન ગયા હતા.

૨ શેઠ જીવાજી ધનજીભાઇ ઢાંડી અત્રે શેઠ દાદીભાઇ તથા તેમનાં પછી તેમના બેટા શેઠ અરદેસર દાદીને ત્યાં દુબાશનું કામ કરતા હતા. વળી એમના બે ભાઇઓ શેઠો નવરોજી તથા મનચેરજી પણ તેવણુની સાથેજ એ કામમાં પડેલા હતા.

૩ શેઠ સોરાબજી માણેકજી તાપીઆ જેમને શેઠ દાદીભાઇએ પોતાના વીલની ૨૧ મી કલમમાં નીચે મુજબ યાદ કીધા હતા:—

"એકવીશમું એ જે ભાઇજી શોરાબજી તાપીઆબી આપણું જુનું માણુસ છે. તેની ગોર બરદાશ કરજો ને તેને અમે ઘેરના રૂપીઆ પચીશશેહે આપવા કહ્યા છે તેથી તે હવે તો એનો છોકરો પરણે તારે રૂા. ૨૫૦૦) અંકે પચીશશેહે આપજો. તેમાં શહુએ છે."

**દાદી સ્ક્રુ.**

રૂના વેપાર માટેની ગાંસ્ડીઓ વાહાણોમાં મોટી જગા રોકતી તેમાં બચાવ કરવા માટે મોટા દાદીશેઠને એવો વિચાર સુજ્યો કે જો એ રૂની ગાંસ્ડીઓને કાંઇ સાંચાની મદદથી દાબવામાં આવે તો તેનું કદ ઘણું ઓછું થઈ શકે અને આગ વરાલનો જોખમ ઓછો થાય; એટલા માટે રૂની ગાંસ્ડીઓ દાબવા માટે એક 'સ્ક્રુ' (પ્રેસ) પોતાની ૪૧ વરસની ઉમરે ઇ૦ સ૦ ૧૭૭૫ માં શેઠ દાદીભાઇ નોશરવાનજીએ મુંબઈ મધે હાલના એપોલો સ્ટ્રીટમાં બંધાવ્યો હતો, કે જે પાછલથી "દાદી સ્ક્રૂ" ને નામે ઓળખાવા લાગ્યો હતો.

એ સ્ક્રુનું અસલ મકાન એપોલો સ્ટ્રીટ પર સાસુન બીલ્ડીંગ નામની ઓલખાતી માહભારત હવેલીના આગલાથી તે મરીન લેનના પાછલા છેડા સુધી લંબાયું હતું.

**દાદાભાઇ મે. મુગાનાનો સંબંધ**

મી. દાદાભાઇ મેહરવાનજી જીજીભાઇ મુગાના (૧૭૬૫–૧૮૩૬) પ્રથમમાં આ "દાદી સ્ક્રુ" માં એક મદદગાર કારભારી તરીકે રહેલા હતા, અને તે પછી તે સ્ક્રુ સરકારના હાથમાં આવ્યા બાદ તે ખાતાંના વડા કારભારી થયા હતા, તથા જઇફીએ પોંહચ્યાથી મરણની થોડાંક વર્ષ આગમજ તે ઓધ્ધો છોડયો હતો.

મુંબઇમાં રૂ દાબવાનો સ્ક્રુ દાખલ થવાની તવારીખ જાણવા જોગ છે. ૧૬૮૪ માં ઇસ્ટ ઇંડયા કું. એ પહેલો રૂ

**સ્ક્રુની તવારીખ**

દાબવાનો સ્ક્રુ મોકલ્યો પણ એ સ્ક્રુના ચોપડાઓમાં પહેલી નોંધ ત્યાર પછી ૯ વરસ રહીને (૧૬૯૩) માં મળે છે, ત્યાર પછી લગભગ એક સદી સુધી સ્ક્રુથી રૂ દાબવાનો ચાલ નીકળી ગયો હતો. દાદી સ્ક્રુ ખાનગી સાહસમા પહેલવહેલો હતો.

આ સ્ક્રુથી મોટા દાદીશેઠની કમાણી વધતી ગઇ અને તે સાથ તેમના આડત્યાઓએ ચીન વધુ રૂ મંગાવવાથી અત્યાર સુધી તેવણ પારકી માલેકીના વાહાણોમાં માલ ચડાવતા તેને બદલે પોતાની માલેકીના વાહણો વધારતા ગયા.

## પ્રકરણુ ૩ જું.

—:૦:—

## મોટા દાદીશેઠે સ્થાપેલી અગીયારી.

ઉપર જોયું તેમ મોટા દાદીશેઠનો વેપાર ચીન અને બંગાલા સાથેજ નહીં પણુ છેક વેલાતવેર લંબાયો હતો.

**વેપારના મથકો.** આ વેપાર મુખ્ય ભાગે રૂનો હતો છતાં વેલાતથી માલ મોટા જથ્થામાં મંગાવી વેચવામાં તેવણુ ઘણો નફો કરતા.

આ ઓહોળા વેપાર સંબંધ ખડટલ જીંદગી ગુજારી તેની બરકતથી મોટા દાદીશેઠને માટે કહેવાય છે કે

**તેવણે મેળવેલી દોલત.** તેવણે કમમાં કમ રૂ. ૩૦ લાખની દોલત એકઠી કરી હતી. આશરે દોઢ સદી ઉપરના જમાનામાં આ દોલતની જેટલી ખરીદી કરવાની શક્તિ હતી, તેટલી આજે તેથી પાંચગણી દોલતની નથી. તે સસ્તા સુકાળના વખતમાં વેલાતી કાપડ સિવાય સર્વ જીનસો અતી સસ્તી મલતી હતી.

### તેમની સખાવત.

મોટા દાદીશેઠની સખાવત બાબે 'મુંબઇનો બહાર'ના બાહોશ લખનાર મી૦ રતનજી ફ. વાછા, કહે છે કેઃ—

"દયાળુ દીલના આ દીનદોસ્ત દાદીશેઠે ચાલીસ વર્ષ સુધી મોટી જાહોજલાલી સાથે પોતાની કારકીર્દી ચલાવી; અને તેટલા અરસામાં ખરી મહેનતથી જે દ્રવ્ય ભેગું કીધું, તેને ત્રીજે હીસ્સે દશ લાખ રૂપીઆ ધરમ તથા સખાવતના કામોમાં ખર્ચી નાખેલા સંભળાય છે; પણુ તે બાબદની ચોક્કસ વિગત હાલના કોઇબી વારસ પાસે સચવાઇ નથી."

**દાદીશેઠની દરેમેહર.**

દાદીશેઠની દરેમેહરની ઉત્પતીની આગલી તવારીખ મોટા દાદીશેઠના પ્રાક્રમી બેટા અરદેશર દાદીએ મુંબઇની ટાઉન કમીટીના સરનશીન જોગ લખેલા પત્રમાં જણાવી છેઃ–

દાદીશેઠની દરેમેહરને લગતી જગા પર અસલમાં મી૦ જેમસ ટોડનું રહેવાનું ઘર હતું તે ઘર મી૦ અરદેશરે પોતાના બાપની તરફથી તા૦ ૧૧ મી ફેબરવારી ૧૭૯૧ ને દીને મી૦ ટોડ સાથે એક ખત કરી રૂ. ૨૫૦૦૦ (૨૫૦૦ પાઉંડ)ની કીંમતે વેચાતું લીધું હતું. એ પછી શેઠ દાદીભાઇ ઇ૦ સ૦ ૧૭૯૯ માં મરણ પામવાથી એ જગોએ તેવણને નામે મોટા પાયા પર એક દરેમેહર બાંધવાનો શેઠ અરદેશરે ઇરાદો કીધો તથા તે માટે એની પાસેનાં બીજાં બે ઘરો જે શેઠ નશરવાનજી રૂસ્તમજી બનાજીનાં હતાં તે તા૦ ૨૪ મી સપટેમ્બર ૧૮૦૨ ને દીને તેવણ પાસેથી રૂ. ૧૨૦૦૧)ની કીમતે વેચાતાં લીધાં. તે વેચાણ ખતમાં એ વિષે આ પ્રમાણે લખેલું છેઃ–

"બાબત તમો ધરમખાતે અગીઆરી બાંધો છો ટોડવાલું ઘર ભાંજીને પણ તે જગો તમોને ઘણી થોડી પડે છે. તે માટે હમો પાસેથી પણ તમોએ પારસી હીરજી નવરોજી હીરાંમાણેકનાને વચ્ચે નાખીને હમોને સમજાવીને હમો પાસેથી ઘરો વેચાતાં લેવા કબુલ કર્યું છે."

એ રીતે રૂ. ૩૭૦૦૧) ની કીમતે જગો વેચાતી લઇ તે પર આ મોટી રોણકદાર દરેમેહર બંધાવી હતી. આગલા વખતમાં જરથોસ્તી અનજુમનની જાહેર સભાઓ એ દરેમેહરમાંજ ભરાતી હતી.

એ દરેમેહર પ્રથમમાં કોટેકોટ હાલ જ્યાં સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટની સ્કુલવાલું મોટું મકાન તથા મરહુમ શેર જીવાજી માણેકજી વાછા અને શેઠ નશરવાનજી બહમનજી મોદીવાલાં ઘરો આવેલાં છે, તથા જ્યાં આગલ યુરોપ્યન જનરલ હોસ્પીટલ હતી તે જગોપર બાંધવાનો મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાનજીનો ઈરાદો હતો, અને તે માટે તેઓએ ઈ૦ સ૦ ૧૭૮૭ માં તે જગો ખરીદી હતી, પણ કંપની સરકારના ઈજનરોએ તે જગા પર યુરોપ્યનોને માટે હોસ્પીટાલ બાંધવાની ભલામણ કર્યાથી સરકારે શેઠ

દાદીભાઇને એ જગ્યાપર કાંઈબી ઇમારત બાંધવાને મના કરી હતી તથા એ જગ્યા તેવણુ પાસેથી વેચાતી લેવાને યા તેના બદલામાં તેમને બીજી જમીન આપવાને પોતાની ઇચ્છા જણાવ્યા કીધી હતી જેથી તે વિષેનો બંદોબસ્ત થાય તેટલાં એ દરેમેહરનું કામ ઢીલમાં પડયું અને શેઠ દાદીભાઇ મરણ પામ્યા. આ બીના શેઠ અરદેશર દાદીભાઇએ તા૦ ૧૮ મી આગસ્ટ ૧૮૦૫ ને દીને અતરેની "ટાઉન કમીટી" ના સરનશીન મી૦ લુઇસ કાકરેન ઉપર લખેલા એક પત્રમાં નીચલા શબ્દોમાં જણાવી છેઃ–

"I beg leave to represent that my late honoured father purchased the spot of ground in question in the year 1787, with a view to erect thereon buildings to charitable uses; but on his application for permission to do so, he was prohibited, the Government intimating that the spot of ground would be required by the Hon'ble Company for erecting a hospital or other public purpose..............."

"My father being disappointed in his hopes of erecting the building on this spot to the charitable uses he wished for and intended, was reduced to the necessity of appointing another place and places to such purposes some short time before his death; and in consequence after his death, I appropriated to such use the house which had been purchased from Mr. James Todd within the Town walls for thirty thousand rupees, and for which I had been in the monthly receipt of two hundred rupees for rent, also two other houses at the back thereof, from Nusserwanjee Rustomjee, Parsee, for twelve thousand rupees for a compound to the use of the said church................................................................"

'મુંબઇનો બહાર' મુજબ મોટા દાદીશેઠે યઝ. ૧૧૪૦ માં (ઇ. સ. ૧૭૭૧) કોટના ટોડ સ્ટ્રીટમાં એક દરેમહેર (અગીઆરી) પોતાનાં પહેલાં ધણીયાણી બાઇ કુંવરબાઇની નૈયતે બંધાવીને જરથોસ્તીઓને એબાદત કરવા તથા પોતાના પાક મઝહબ માફક ક્રિયાકામો કરવા માટે ખોલ્લી મેલી હતી. આ અગીયારી મુંબઇ મધે શહેનશાહી અને કદમી વચ્ચે તડાં પડવા આગમજ બંધાઇ હતી અને તેની ક્રિયા નવસારીના ભગર સાથના મોબેદોએ શહેનશાહી તરીકા મુજબ કીધી હતી. દરેમહેર હાલની દરેમહેરની પાછળ રાણુજીના ઘરમાં હતી. આ અગીઆરી મોટા દાદીશેઠના ગુઝરવા બાદ તેમના બેટા શેઠ અરદેશરે ૩૨ વરસ પછી (યઝ. ૧૧૭૨ માં) હોર્નબી રોડ ઉપરના શેઠ નશરવાનજી રૂસ્તમજી બનાજીનાં મકાન વેચાતાં લઇ તે ઉપર બંધાવી ને બીજે સાલ આ મકાનમાં પવિત્ર કેબલાને રોજ ૧૭ સરોશ કદીમ માહ ૧ લો યઝ. ૧૧૭૩ (તા૦ ૨૫ મી સપટેમ્બર ૧૮૦૩) ને દીને કદીમ રેવાજની ક્રિયા કરી તખતનશીન કીધા હતા.

**પવિત્ર ક્રિયા.**

દાદીશેઠનું આતશ બહેરામ થયા પછી એ દરેમહેરનું ક્રિયાકામ કદીમ મોબેદો હસ્તક થતું આવ્યું છે. પણ 'પારસી પ્રકાશ'ના લખનાર ખા. બા. બહમનજી બે. પટેલ આ વાત ના પાડી કહે છે કે આ દરેમહેરને (શેઠ અરદેસરની) ઉપલી જગો પર લાવ્યા હતા છતાં તે માટેની કશી શાહદત આપણુને મલતી નથી. મુંબઇમાં કદમી થવાનો પહેલો પાયોજ ઈ. સ. ૧૭૮૩ માં શેઠ દાદીભાઇએ આતશ બેહરામ પરઠાવ્યા ત્યારથી છે. ત્યારે મજકુર દરેહમહેર તેની દશ વર્ષ આગમજ હોય કેમ? પણ 'મુંબઇનો બહાર' મુજબ અસલ અગીઆરી કાંઇ નવા નીકળેલા કદીમ પંથને માટે ખાસ બંધાવી ન હતી. આનો ખોલાસો એવો કરી શકાય કે મોટા દાદીશેઠે પ્રથમ ધોબા સ્ટ્રીટ મધે પોતાના પહેલા ધણીયાણી કુંવરવહુના ગુજર પામવા બાદ તેમની નૈયતે શહેનશાહી તરીકા મુજબ ધોબા મોહોલ્લામાં પાછળથી થયલાં રાણુજીવાળાં ઘરમાં અગીઆરી પરઠાવી હતી; જ્યારે કદમી ટોળાના સરદાર થયા ત્યારે તેવણે આ અગીઆરી કદમી તરીકા મુજબ બંધાવી. આતશ બહેરામ બનાવવા માટે અગીઆરીની પહેલાં જરૂર હોય છે. કદમી ટોળાનું પહેલ વહેલું આતશ બહેરામ બાંધવા માટે પણ કદમી તરીકા પ્રમાણેની

અગીઆરીની અગત્ય હતી માટે મોટા દાદીશેઠે આ જુદી કદમી ક્રિયા મુજબની અગીઆરી કોટ મધે પરઠાવી અને પાછળથી ૧૮૦૪ માં અરદેશર દાદી નવું મકાન અગીઆરી માટે બંધાવી આતશ ત્યાં લઇ ગયા. જુનું મકાન શેઠ ફરામજી કાવસજીને વેચવામાં આવ્યું હતું અને ત્યારબાદ તે ફરી વેચાતાં શેઠ પાહલનજી રાનજીએ ખરીદયું હતું અને ત્યાં તેવણુ કુટુંબ સાથ રહેતા હતા. આ દરેમહેર ઉપર કમનસીબે કોઇ તખ્તી મારેલી નથી.

**દરેમહેર માટેની અસલ જગા.**

ઉપલાં લખાણ ઉપરથી જણાય છે કે મોટા દાદીશેઠે ૧૭૭૧ માં ટોડ સ્ત્રીટ મધે પહેલવહેલી અગીઆરી શહેનશાહી રેવાજ મુજબ પરઠાવી ત્યાર પછી એવણે આતશ બહેરામ ૧૭૮૩ માં પરઠાવ્યું અને ત્યાર બાદ શેઠ દાદીભાઇએ હોર્ન્બી રોડ ઉપરની સર જમશેદજી સ્કુલવાલી જગા ઇ. સ. ૧૭૮૭ માં લીધી અને ત્યાં તેવણુની મકસદ આદરાનની એક મોટી દરેમહેર બાંધવાની હતી. પણ ઇ. સ. ૧૭૯૧ માં મુંબઇના ચીફ ઇનજીનીઅર જનરલ નીકલશને તેવણુને જણાવ્યું કે એ જગાપર સરકાર યુરોપીયનો માટે હારપીટલ બાંધનાર છે. એ પર તમોએ કાંઇ અમલો ઉઠાવવો નહી. સરકાર એ જગાની તમોને કીમત આપશે અથવા તો તેના બદલામાં તમોને બીજી તમો માગશો તેવી જગા આપશે. દાદીભાઇના મરણ પછી તેમના બેટા અરદેશરે ઉપલીજ અગીઆરી માટે મુખડાનો આગલો હોર્ન્બી રોડનો ભાગ ખરીદી એક મોટી અગીઆરી ત્યાંજ કદીમ રેવાજ મુજબ ઇ. સ. ૧૮૦૪ માં પરઠાવી જયાં હાલમાં તે ચાલુ છે.

**મુંબઇની આગલી અગીયારીઓ.**

મુંબઇ મધે પહેલી દરેમહેર કોટના લતા ઉપર શેઠ બનાજી લીમજીએ ઇ. સ. ૧૭૦૯ માં પરઠાવી હતી. ત્યાર પછી બીજી અગીયારી પણ કોટ મધે ઇ. સ. ૧૭૩૩ માં શેઠ માણેકજી નવરોજજી શેઠનાએ બંધાવી હતી અને ત્યારબાદ ૧૭૮૪ માં મજગામ મધે શેઠ દાદીભાઇ જમશેદજી ગામડીઆએ પોતાની વાડીમાં દરેમહેર બંધાવી હતી. તયાર પછી ઇ. સ. ૧૭૯૦ માં ચોપાટી ઉપર શેઠ માણેકજી દોરાબજી શરાફવાલી દરેમહેર સ્થાપવામાં આવી. જો કે પહેલી બે અગીઆરીઓ કોટના લતા ઉપર બનાજી

તથા માણેકજી શેઠની હતી છતાં કોટની અગીઆરી ખાસ કદીમ ટોળાને માટે ન હતી માટે શેઠ અરદેશર દાદીને કોટ ખાતે આ અગીયારી કોમને અર્પણ કરવાની જરૂર જણાઇ હતી.

**કબીસો તથા નવો કદીમ પંથ.**

એ અરસામાં આપણા પારસી ટોળામાં ઈરાન તથા હિંદુસ્તાનમાં જરતોસ્તીઓ વચ્ચે એક મહીનાનો તફાવત માલમ પડયો. એ ફરક કદીમો અને શેહેનશાહીઓ વચ્ચે જોવામાં આવે છે તે જામાસ્પ કેરમાની ઇરાનથી હિંદુસ્તાનમાં આવવા પછી પડયો હતો. સુરત મધે પ્રથમ માણેકજી અરમાની (દલાલ) તે મરહુમ ખા૦ બા૦ જમશેદજી અરદેશર દલાલના બાવાએ ઇરાની અને કદમી રોજ માહ પઢવાનો શરૂ કીધો. આ પછી બે વરસે એક ઇરાની બહેદીન નામે જમશેદ ઇરાનથી નીકળીને સુરત તરફ ગયો હતો તેણે ય. ઝ. ૧૧૧૪ માં કુમાના દાદાદારૂ નામના મોબેદ અને કેટલાક બહેદીનોને પોતાની સાથે લઇને એ રોજ માહ પઢવા સંબંધી હિંદુસ્તાનના પારસીઓમાં શરૂઆત કરી. આથી હિંદુસ્તાનના પારસીઓના બે ભાગ થયા એટલે કદમી અને શેહેનશાહીના નામથી બે ટોળા જુદા પડયા.

શેહેનશાહીઓની તકરાર એવી હતી કે જરતોસ્તી ધરમ પ્રમાણે દર ૧૨૦ વરસે એક મહીનો ઉમેરવો જોઇએ અને જ્યારે ઇરાનનું રાજ યઝદેઝર્દના હાથથી ગયું તે વેળા એક સદી ખોરાસાનમાં ઈરાનીઓ રહેતા ત્યારે એક મહીનો ઉમેરયો હતો પણ જ્યારે તેઓ હિંદમાં આવી વસ્યા ત્યારે આ રેવાજ બંધ કીધો. હવે કદમીઓએ જણાવ્યું કે જરતોસ્તી પંચાંગમાં કબીસા (એક માસના ઉમેરા)ની મનાઇ કરી છે અને તે તો માત્ર રાજદ્વારી કારણને લીધેજ ઉમેરયો અને ખોરાસાનમાં ઉપર મુજબ બન્યુંજ ન હતું. આ કારણને લીધેજ કદમીઓ એક મહીનો આગળ ગયા છે.

આ બાબેની તકરાર પ્રથમ પારસીઓના તે વેળાના મુખ્ય મથક સુરત મધે જોશમાં ચાલી તે પાછળથી એટલી બધી વધી ગઇ કે ત્યાંના એક આગેવાન શેઠ ધનજીશાહ મનજીશાહે સુરતના તાલ્યારખાન તથા કોટવાલ ખાનદાનના વડવા શેઠ સોરાબજી કાવસજી નેકસાતખાનના કાકાના દીકરાએ છેક ભરૂચ વેરથી મુલ્લાં કાઉસ રૂસ્તમ જલાલ નામના એક અથોરનાન ઈરાનીને ખાસ સુરત બોલાવી મંગાવી આ સવાલની તજવીજ કરવા

છેક ઈરાન વેર મોકલ્યા. આગળા વખતમાં એવી રીતે આપણા દીન આઇનને લગતા ઘણા સવાલોના જરતોસ્તીઓને ખાસ ઇરાન વેર મોકલી ત્યાંના ભણેલા દસ્તુરો તથા અંજુમન પાસથી જવાબો મંગાવવામાં આવતા હતા જે 'રવાયતો'ને નામે આજવેર જળવાઇ રહેલા છે. તેજ મુજબ આ ભારે ગરમાગરમ તકરારનું કારણ થઇ પડેલા રોજ માહની ગણત્રીના સવાલ બાબે તજવીજ કરવાને મજકુર સુરતી શેઠયાએ મજકુર મુલ્લાં કાઉસ રૂસ્તમ જલાલને ઠેઠ ઇરાન વેર મોકલ્યા. તેવણ ૧૨ વરસની લાંબી મુદત વેર ઇરાનમાં રહી ત્યાંના રવૈયાથી સંપુર્ણ માહીતી મેળવી ઇ. સ. ૧૭૭૯ (યઝ. ૧૧૪૯)માં ઈરાનથી આ દેશ આવી સુરત જવા માટે મુંબઇ બંદરે ઉતરયા હતા.

આ વેળા સારા સંજોગે શેઠ ધનજીશાહ મનજીશાહ મુંબઇ મધે હતા, તેવણે મુલ્લાં કાઉસ રૂસ્તમ જલાલનો મેળાપ મોટા દાદીશેઠ સાથે કરાવ્યો. દાદીશેઠે આ ઇરાનથી આવેલા પેગામચી સાથ દીવસોવેર તકરાર ચલાવી હિંદુસ્તાનના પારસીઓ મહીનાઓની ગણત્રીમાં એક માસ પાછળ હતા એમ ખાતરી કરી પોતાનો એતેકાદ એ નવી ગણત્રી ઉપર મક્કમ કીધો અને તે સાથ પોતાની પક્ષમાં બીજા અત્રેના હમદીનોને મેલવી લીધા અને તેને અસલ હિંદ મધે આપણા ન્યાગાનો પહેલાં આવ્યા તે અગાઉ ચાલુ રહેલો ખરી ગણત્રીનો પંથ લેખવા તેના મલતાવીશેકો અસલ 'કદીમ' પંથ કહેવા લાગ્યા.

કહે છે કે મુલ્લાં કાઉસનો ઇરાન જવાનો ખરચ ધનજીશાહ મનજીશાહ ઉપરાંત દાદીશેઠે પણ આપ્યો હતો.

સુરત પછી મુંબઇ મધે ૧૭૭૯ માં પહેલી તકરાર એક મહીનાની ગણત્રી (કબીસા) બાબેની ઉભી થઇ. મુલ્લાં કાઉસે મોટા દાદીશેઠને એ કદીમ (એટલે 'અસલ') ગણત્રી પ્રમાણે વર્તવાને સમજાવ્યા. આ ઉપરથી પાછળથી ઇ. સ. ૧૮૨૬ માં એટલી જોશભર તકરારો મુંબઇમાં ઉભી થઇ કે તેની પાછળ ચોપડી ચોપાન્યા વિગેરે કાઢવામાં કદમીઓએ એકંદર રૂ. ૨૦ હજાર, ત્યારે તેમના વિરૂદ્ધ શહેનશાહી પંથે તેથી બેવડી રકમ ખરચી નાંખી. ડા. હાઉગના જણાવ્યા મુજબ આ તકરારના પરીણામે ફકત એક મહીનાનો ફરક વખતની ગણત્રીમાં પડયો અને કદીમ પંથવાળાઓએ એક માસ આગળ વધ્યા, પણ તેથી

કાંઈ ખરી સુરજની ચાલ મુજબ ગણત્રાની આશરે ૩૬૫ા દીવસની વરસની ચાલુ નિયમિત ગણત્રી પારસીઓમાં ઇ. સ. ૧૭૮૦ માં દાખલ થઇ નહી. હાલ કદીમ અને શહેનશાહી વરસોના વાંધા તદન નાબુદ થયા છે અને એક જણ કદીમ છે કે શહેનશાહી તે જાણવાની પણ કોઇ ઝાઝી દરકાર કરતું નથી.

સુરતવાલા મંચેરજી ખરશેદજી શેઠ્ શહેનશાહીઓના વડા તરીકે કબીસાની તકરારમાં ઉતર્યા હતા.

મુલ્લાં કાઉસે કબીસાની ભાંજગડ વિષે એક કેતાબ લખી હતી.

મોદી જમશેદજી બોગાભાઇએ પણ ઇ. સ. ૧૭૮૩ થી મોટા દાદીશેઠ સાથે પહ્લવહેવો કદીમ રોજગાર પઢવો શરૂ કીધો હતો.

અઢારમી સદીના છેલ્લા ભાગમાં પારસીઓ વચ્ચે ચરવાયલો સર્વથી અગત્યનો સવાલ આ કબીસાનોજ હતો.

**મુલ્લાં ફીરોઝ.**

અત્રે જણાવવું જોઇએ કે મુલ્લાં કાઉસ જલાલ પોતાની સાથ તેમના પણોતો પુત્ર નામે પેશોતન જે તે વેળા માત્ર ૮ વરસની ઉમરનો હતો તેને છેક ઇરાનવેર કેળવણી આપવા સાથે લઈ ગયા હતા.

ઇરાનની મુસાફરી અને ત્યાંના બાર વરસના લાંબા વસવાટથી આ જવાનને ત્યાંની અનેક ઝબાન શીખવા તથા એ દેશના જરથોસ્તીઓને લગતા ક્રિયા કામની સર્વ પ્રકારની માહીતી મેલવવાની ઘણી અછી તક હાથ લાગી હતી જેનો તેમણે પોતાની જાતી બાહોશાથી પુરતો લાભ લીધો હતો, તે એટલી હદવેર કે ઇરાનના દસ્તુરોએ તેમને "મુલ્લાં ફીરોઝ" નો ખેતાબ બક્ષ્યો અને એજ નામથી પાછળથી આ જવાન અતી પ્રખ્યાત થયો હતો અને તેની વિદ્વતા એટલી બધી હતી કે તેની જોડી તે વેળા જરતોસ્તીઓમાં કેઠે મલતી નહતી.

**ગવરનર સાથે મળી લખેલું પુસ્તક**

મુલ્લાં ફીરોજને મુંબઈના ગવરનર જોનાથન ડંકને પોતાના ફારસી શીક્ષક તરીકે રાખ્યા હતા. તેવણે ગવરનરની મદદથી દસાતીરના મોટા ભાગના ઇંગ્રેજીમાં તરજુમો કીધો, પણ તે પુરો થાય તેટલાં માઠાં ભાગ્યે મજકુર ગવરનરનું મરણ અત્રે નીપજયું હતું.

**બનાજીવાળા કદમી કેમ થયા?**

કહે છે કે ફરામજી કાવસજી મોટા દાદીશેઠના આડત્યા તરીકે ચીન વેપાર અર્થે ગયા હતા, તેવણ ત્યાંથી અત્રે આવવા નીકળ્યા પણ તેમની ખબર મહીનાઓ વેર મળી નહી. તેથી તેમના પોતા વારે ઘડીએ દાદીશેઠ આગળ આવી ખબર કાઢતાં દાદીશેઠે પુછ્યું કે જો એવણ સહીસલામત આવી પુગે તો તે માટે શું માનતા લેશો? તમે તમારા બેટાઓ સાથ કદમી થશો? કાવશજી બનાજી કબુલ થયા અને શાટક એવું બન્યું કે આઠ દશ દીવસમાં તેમના બેટા હસ્તારમતા આવી લાગ્યા. કાવસજી પોતાનું વચન પાળી પોતે પોતાના દીકરાઓ જોડે કદમી પંથમાં આવ્યા.




**દાદીશેઠનું આતશબેહરામ** (બાહેરનો દેખાવ)
પરઠ્યું તા૦ ૨૯ મી સપતેમ્બર ૧૭૮૩



દાદીશેઠનું આતશબહેરામ. (અંદરનો દેખાવ).

# પ્રકરણ ૪ થું.

—:o:—

## દાદીશેઠે સ્થાપેલું મુંબઇમાં પહેલવહેલું આતશ બહેરામ.

કબીસાની તકરાર ઉપરથી જે નવો પંથ ઉભો થયો તે પંથ પાળનારાઓ માટે એક આતશ બહેરામની ખાસ અગત્ય જણાઇ તેથી એ પાક કામ મોટા દાદીશેઠે ઉત્સાહથી ઉપાડી લીધું. તેવણ જોતા હતા કે એ નવા પંથને માટે તો ખાસ અગીઆરી તથા આતશ બહેરામ ન હોય તો તે પાળનારાઓ રખડી જાય, એટલા માટે તેવણે દુર અંદેશી વાપરી આ પવિત્ર કામો પહેલાં ઉપાડયાં. અગીઆરી માટે તેવણે શરૂઆત તો કીધી હતી અને તેજ સાથ આતશ બહેરામની પણ જોગવાઈ કરી આપી.

દાદીશેઠે મુંબઇમાં પહેલવહેલું પવિત્ર આતશબહેરામ સ્થાપ્યું હતું તે ૧૭૮૩ માં ઇજાયું હતું. તે અગાઉ અત્રે દરેમહેરે યાને અગીઆરીઓજ સ્થાપવામાં આવી હતી, પણ નવા સ્વીકારેલા કદીમ રોજ માહ મુજબ ક્રિયા કરવાની અગત પીછાણી દાદીશેઠે એ તરીકા મુજબનું આતશબહેરામ સ્થાપવાનો ઇરાદો કીધો. આ માટે મોટા દાદીશેઠે કોટની બાહેર ફણુસવાડી તરફ (દાદીશેઠ અગીયારી લેનમાં) ૬૩૩૮ ચોરસ વારના વીસ્તારની જમીન કે જે 'ઓર્ટ (વાડી) ડીગાર' ને નામે જાણીતી હતી તેને વેચાતી લઇ તે ઉપર એક મોટું સુંદર મકાન પોતાના ખરચથી બંધાવી ત્યાં મહા મહેનતે આપણા ધર્મની તરીકતો મુજબ પવિત્ર આતશ બનાવી તે સાહેબને રોજ ૧૭ મો સરોશ કદીમ માહ ૧ લો ફરવરદીન યઝ. ૧૧૫૩ (તા૦ ૨૯ મી સપટેમ્બર ૧૭૮૩) ને દીને મુલ્લાં કાઉસ પાસે સર્વ ક્રિયા કદીમ તરીકા મુજબ કરાવી પરઠાવ્યા.

**"દાદીશેઠ અગીઆરી લેન."**

આ આતશબહેરામ જે મોહલ્લામાં આવ્યું છે તેનું નામ દાદીશેઠ ઉપરથી મ્યુનીસીપાલીટીએ 'દાદીશેઠ અગીઆરી લેન' આપ્યુ છે. અજબ જેવું છે કે આતશબહેરામ અને અગીઆરી વચ્ચેનો આપણા ધુંધી કોરપોરેટરો ફરક સમજયા નહતા. આજે પણ એ નામ ફેરવી ખરૂ નામ "દાદીશેઠ આતશબહેરામ લેન" આપવું ઘટે છે.

દાદીશેઠના આતશ બહેરામની પછવાડે શેઠ કાવસજી માણેકજી લીમજી સાહેરની મીલકત નામે અમરતરીનું છાપડું આવ્યું હતું.

**મુલ્લાં ફીરોઝ સુરત ખાતે.**

મુલ્લાં કાઉસે મુંબઇથી પોતાના બેટા મુલ્લાં ફીરોઝને આતશ-બહેરામના કામસર મોબેદોની જોડવણ કરવા સુરત મોકલ્યા તે વખતે (તા. ૩ જી ફેબરવારી ૧૭૮૩ ને દીને) એવણ ઉપર લખેલો એક પત્ર પારસી પ્રકાશના ૧ લાં દફતરમા પાને ૮૭૭ છપાયો છે જેમાં જણાવ્યું છે કે "ખોદાતાલાએ બહેદીન નેકબખત રોશન કેરદાર દાદીભાઇ ગુ૦ નોશીરવાનજી હોમજીને હદાયત કીધી તેથી જે શ્રી મોબઇ મધે આતશબહેરામ કદીમ રોજ માહથી રોશન કરવાની બીના માડી છે. તેનું અખતીઆર સર્વે ચીજથી તમારા દોઆગોને આએપું છે તે રોજ ૨૬ માહ ૪ કદીમી (તા. ૬ ઠી જાનેવારી ૧૭૮૩) એ જશન કરીને દરગાહાની જગો ૭જી છે. રૂ. ૨૫૦૦૦ ખરચ થશે તેની વીગતવાર ભાઇ (ફીરોજ) થી માલુમ કરજો."

ભાઇજી સાહેબ જે દાડાંથી જશન થયું ને અમો મોબેદોને લેઇને ઘણી આબરૂ તથા ધામધુમથી જગો ઇજવા ગીઆ તે દાડાથી (સામેવાળાઓએ) તેના હજાર હજાર હીલાં કીધા તથા હજુ સુધી ઘણા મનસુબા કરે છે પણ ખોદાની ફજલથી અને રાસ્તીની બરકતથી ઉધા પડેલા છે.

**કેબલાને બનવવાની મહેનત**

આતશબહેરામને પવિત્ર બનાવવાને સંખ્યાબંધ જાતના આતશો મેલવવા પડે છે જેને માટે ભારે મહેનત તથા જંજાલ વેઠી મોટા ખરચ કરવો પડે છે. આથી ન ડરતાં મોટા દાદીશેઠે સર્વે આતશો દીન આઇનની રીતોને અનુસરી તૈયાર કરાવ્યા હતા. વીજળી તથા મુદડાના આતશો મેળવવાની કડાકુટ કાંઇ થોડી ન હતી.

## ફારસી બેતો

આતશ બહેરામના દરવાજા ઉપર મરહુમ મુલ્લાં ફીરોઝની જોડેલી નીચલી ફારસી બેતો તખ્તીમાં કોતરેલી છે:—

بنام خداوند هر دو سرای　　به نیکي همه بنده را رهنمای

خداوند داد و خداوند دین　　بری ذاتش از عیب و نقص و قرین

از و بر زراتشت پاکیزه نام　　درود و تحیات بادا مدام

شد از بهر ترویج دین بهی　　بناي خجسته عبادت گهی

بنای چو جنت رفیع و بلند　　ستایش که داور ارجمند

بنا کرد دادیٔ به روزگار　　ز نوشیروان در جهان یادگار

نهال شریعت ازو تازه شد　　بهي دين ديگر ره پر آوازه شد

خدایا مر اورا تو پاینده دار　　بدولت و را در جهان زنده دار

بگردون رسد نیک آوای او　　بعقبی گر وشمان بود جای او

شد انجام این جای نیکو نهاد　　به تدبیر دستور کاوس راد

چو جستم مه وروزش از عقل وهوش　　مه فرور دین بود و روز سروش

بدانش چو فیروز سالش بجست　　ز آتش ورهرام آمد درست

### આતશ બહેરામની ફારસી તખ્તી.

બે નામે ખુદાવંદે હર દો સરાય　બે નીકી હમે બન્દે રા રહેનુમાએ
ખુદાવંદે દાદ ઓ ખુદાવંદે દીન　બરી ઝાતશ અઝ અઇબ વ નુકસ વ કરીન
અઝ ઉબર ઝરાતોશ્તે પાકીઝેહ નામ　દરૂદો તહયાત બાદા મુદામ
શુદ અઝ બેહરે તરવીજે દીને બેહી　બનાએ ખોજસ્તેહ એબાદત ગેહી
બનાઇ ચુ જેનત રફી ઓ બુલન્દ　સેતાયશ ગેહે દાવરે અરજમન્દ
બના કર્દ દાદીએ બેહ રૂઝગાર　ઝે નશીરવાન દર જેહાન યાદગાર
કે હાલે શરીઅત અઝુ તાઝેહ શુદ　બેહી દીન દીગર રેહ પુર આવાઝેહ શુદ
ખુદા યા મર ઉરા તુ પાયંદેહ દાર　બે દઉલત વરા દર જેહાન ઝેન્દે દાર

બેગરદુન .રસા નીક આવાયે ઉ બેઓકબા ગુરથમાન બુવદ જાયે ઉ
શુદ અંજામ ઇન જાયે નીકુ હન્દ બેહ તદબીરે દસ્તુરે કાઉસે રાદ
ચે જુસ્તમ મેહ ઓ રૂઝશ અઝ અકલ વ હુશ મેહ ફરવરદીન બુદ વ રૂઝે સરૂશ
બે દાનેશ ચુ પીરૂઝ સાલશ બે જુસ્ત ઝ આતશ વહેરામ આમદ દુરૂસ્ત

**આતશબહેરા-મની તખતીનો લેખ.**

આ તખ્તીનો ફારસી ભાષાનો લેખ ગુજરાતી હરૂફે મરહુમ દસ્તુર મુલ્લાં પીરોઝ બીન મુલ્લાં કાઉસના પંદનામાં મધે પાને ૨૩૫ એ આપવામાં આવ્યો છે. એ કેતાબનો તરજુમો મોબેદ ફરદુનજી મરજબાનજી એ ઇ. સ. ૧૮૪૪ માં છપાવ્યો હતો જે ખા. બ. બહમનજી પટેલના પારસી પ્રકાશના દફતર ૧ લાને પાને ૬૩ મે જોવામાં આવે છે:—

**આ બેતોની માએની.**

"બંધે જેહાનનાં પેદાના કરનાર ખોદાતાલાનાં નામથી કે જે તમામ બંદાઓને નેકીની તરફ રાહનો બતાવનાર છે. તે ઈનસાફ અને દીનનો સાહેબ છે, કે તેની જાત બીજાના સંબંધ, એબ, તથા નુકસાનથી પાક (દુર) કરે છે. તે સાહેબ તરફથી પાકીજે નામના જરાતોસ્ત ઉપર દોઆ અને આફરીન હમેશાં હોજો. ભલી દીનને રેવાજ આપવાને સારૂં, બંદગી કરવાની મુબારક જગો બનાવી નેક જમાનાનો દાદી, કે જે આએ જેહાંનમાં નોશીરવાનથી યાદગાર છે તેણે બનાવી શરીયતનો રોપો તેથી તાજો થયો, અને ભલી દીન બીજીવાર મશહુર થાઇ. એ ખોદા તું તેને ખાસ સલામત રાખ, અને તેને દોલત સાથે જેહાંનમાં જીવતો રાખ. તેનો એક આવાજો આસમાન સુધી પોહચ્યે, અને આકેબત બેહશતમાં તેની જગો થાએ. દાનાવ દસ્તુર કાઉશની તદબીરથી આએ એક રવેસની જગો તઇયાર રાખ. જયારે અકલ અને હોશથી તેનો રોજ અને માહ મેં જોયો, ત્યારે તે ફરવર-દીન મહિનો અને સરૂશ રોજ હતો. જયારે "આતશવરહેરામ" બોલ-માંથી તે બરાબર આયું."

(અબજદને કાયદે, "આતશવરહેરામ" બોલનાં આંકડા ગણુતાં તે ૧૧૫૩ થાય છે જે હેઠળ સમજાવ્યું છે.)

વળી એ આતશબેહેરામ પરઠાયા તે દીનની જશનની મીજલસનો અહેવાલ મુલ્લાં ફીરોઝે પોતાની "દીને બેરદે મનજુમે"ની ચોપડી જે મુલ્લાં ફીરોજ કેતાબખાનામાં છે, તેને સફે ૭૭ મેં નીચે પ્રમાણે લખ્યો છે:-

**જશનની મીજલસનો હેવાલ.**

મુ શુદ અનજામે આન આલા એમારત
દેહે બોલદે બરીન ઝુ શુદ બગારત
કે અંદર મુંબઇ બુદનદ સરદાર
યકી જમશેદ મોદી એબને બોધા
મયાને અનજુમન તાબાન ચુ કુકા
નાહનાભાઈ બીન બેહેરામે દાવર
કે યજદા બાદ ઉરા ઇયારો યાવર
દીગર અહક વાડીએ નવરોજ મગપુર
રશીદો કારદાન દેહ દો પુર
મોહાન માનેક કોહીન બેહમન દો દાના
બેરદમંદો હસીવારો તવાના
મીનોચેહેર એબને જીવન આન નેકો નામ
કે બાદા દર જેહાનશ કામો આરામ
દીગર જુમલે ઝે બેહદીનો ઝે દસતુર
તમામે અનજુમન ઝીન શાદો મસરૂર
દરાન ખુરમ મકાન ગશતનદ હાઝેર
હમારા ઝીન ખુશી ખુશ બુદ ખાતેર

"જ્યારે તે બુલંદ ઇમારત તૈયાર થઇ ત્યારે મોટાં બેહેશતનું દીલ તેનેથી દલગીર થયું. મુંબઇમાં જે દીનદાર બેહદીનો સરદાર હતા, તેવો શવાબના હમબેરામાં સામેલ થયા તેમાં એક જમશેદજી બીન બોધા મોદી કે જે અજુમનની વચ્ચે ચંદરની મીસાલે ચળકતો હતો, નાનાભાઇ બીન બેહેરામજી દાવર કે બોદા તેનો દોસ્ત અને મદદગાર થાજો. બીજા મરહુમ લવજી વાડીઆના બે છોકરાઓ, જે પોહચેલી બુદ્ધિના અને કામના જાણુનાર હતા. તેમાં વડો માણેકજી અને નાઘલો

**તેનો અર્થ**

બહમનજી બેહુ દાનાવ અકલમંદ હુસીયાર અને શક્તિવાન હતા, નેકનામ મનોચેહર બીન જીવણુ કે જેને આએ દુન્યામાં મોરાદ અને સુખ હાંસલ હોજો. બીજા બધા બેહદીનો દસ્તૂરો અને તમામ અનજુમન એ કામથી ઘણુા ખુશી થયા હતા. તે સુંદર મકાનમાં બધાઓ હાજર થયા અને એથી સઘળાઓનું દીલ ખુસ અને ખુસહાલ થયું હતું."

ઉપર જણુાવેલા મીનોચેહેર એબને જીવણે (મંચેરજી જીવણજી રેડીમનીએ) આ બનાવ પછી ત્રણ વરસ રહીને ચોપાટી ખાતેનું પોતાને માટેનું નાનું દોખમું બંધાવ્યું હતું.

ઉપલી ફારસી બેતોમાં "આતશવરહેરામ" શબ્દ આવ્યો છે તે ઉપરથી દરેક અક્ષરની ઠેરવેલી કીંમત 'અબજદ'ને કાયદે ગણુતાં તે પરઠવાનો (યઝ.) ૧૧૫૩ નો આંકડો થાય છે જેથી તેનું સાલ હમેશ સહેલાઇથી યાદ રહે.

**પરઠવાની તારીખ**

### આતશ બહેરામનો સન.

| | |
|---|---|
| ૧= | આ= |
| ૪૦૦= | ત = |
| ૩૦૦= | શ = |
| ૬= | વ = |
| ૨૦૦= | ર = |
| ૫= | હે= |
| ૨૦૦= | ર = |
| ૧= | આ= |
| ૪૦= | મ = |
| ૧૧૫૩= | |

ઉપલા બખ્તાવર રોજથી મુંબઇ મધે નવો કદીમ પંથ ચાલુ થયો. એ મુજબ એ પંથના મુખ્ય વડા શેઠ દાદીભાઇ નોશીરવાનજી વાજબી રીતે ગણુાતા આવ્યા છે.

આ આતશબહેરામની ઈમારત અને ખાસ કરીને તેના તખ્તવાળો ગુંબજ અને પાક અફરગાન્યાની બેઠક એવાં મજબુત બનાવવામાં આવ્યાં હતાં કે તેને લગભગ ૯ દાહેકાવેર સમારવાની જરૂર જણુાઇ ન હતી, એમ "મુંબઈનો બાહાર"ના ખબરદાર કર્ત્તા જણુાવે છે.

**આતશ બહેરામની ઇમારત**

## આતશબહેરામની મરામત.

આ આતશબહેરામના મકાનની મરામત મોટા દાદીશેઠ પછી તેમના સપુત શેઠ અરદેશર પોતે કરાવતા હતા.

**મુલ્લાં ફીરોઝની શાહદત.**

મુલ્લાં ફીરોઝ પોતાના પંદનામામાં (પ. ૨૯૪) કહે છે કે "શ્રી મુંબઇ મધે શ્રી આતશબહેરામ છે તે શેઠ દાદીભાઇ નશરવાનજીના ખરચથી બનાવેલા તે સંવત ૧૮૩૯ માં પરઠેઆ છે. દસ્તુર મુલ્લાં કાઉશે તેહની ક્રીરીઆ કીધી છે." (તરજુમો ફરદુનજી મરઝબાનનો પા. ૨૯૪.)

**આતશબહેરામો.**

મુંબઇ મધે શેઠ દાદીભાઇ નોશરવાનજીનું આ આતશબહેરામ પહેલુંજ હતું. તે આગમજ ઉદવાડા મધે આતશ-બહેરામ (ઇ. સ. ૧૭૪૨ થી છે) હતું, જેના આતશ પહેલવહેલા આપણા ન્યાગાનોની આ પાક઼ેમ હિંદ તરફની આમદ પછી પાંચ વરસ રહીને પરઠાવ્યા હતા. ત્યાર બાદ નૌસારી મધે દેસાઇ ખુરશેદજી તહેમુરજીવાળું આતશબહેરામ ઈ. સ. ૧૭૬૫ માં પરઠાવવામાં આવ્યું હતું. પણ મુંબઇમાં તો દાદીભાઈવાળું આતશબહેરામ પહેલુંજ હતું જેના આતશ (ઉપર કહ્યું તેમ) તેવણે રોજ ૧૭ સરોશ માહ ૧ લો (ક) ફરવરદીન યઝ. ૧૨૫૩ અને તા૦ ૨૯ મી સપટેમ્બર ૧૭૮૩ તખ્તનશીન કીધા હતા અને તે પાદશાહને પરઠાવવાની તમામ ક્રિયા મુલ્લાં કાઉસ રૂસ્તમ જલાલે નવા કદમી તરીકા પ્રમાણે કીધી હતી.

**મુંબઇના ત્યાર પછીના પાક આતશ બહેરામો**

શેઠ દાદીભાઇના પછી મુંબઇ મધે ત્રણ અને સુરત મધે બે આતશ બહેરામો બંધાઇ ઉપયોગમાં આવ્યાં છે. મુંબઇનું બીજું આતશ બહેરામ શેઠ હોરમસજી બહમનજી વાડીઆજીવાલું રોજ ૧૭ મો માહ ૨ જો શહેનશાહી યઝ. ૧૨૦૦ (તા૦ ૧૭ મી નવેમ્બર ૧૮૩૦) ને દીને પરઠવામાં આવ્યું હતું.

**ફ્રામજી કાવસજી આતશ બહેરામ**

ત્રીજું મુંબઇનું આતશ બહેરામ ચરની રોડ તરફનું શેઠ કાવસજી બહેરામજી બનાજી તથા ધણીઆંની બાઈ જાઇજીવાલું પંદર વરસ પછી રોજ ૧૭ મો માહ ૪ ઠો તીર (કદમી) યેઝ. ૧૨૧૫ તા૦ ૧૩ મી ડીસેમ્બર ૧૮૪૫ ને દીને ઇજાયું હતું.

જેમ મોટા દાદીશેઠે કદીમ સમસ્ત જરતોસ્તી અનજુમનના વપરાસ માટે આતશ બહેરામ બંધાવ્યું તેમજ પાછળથી કેટલાંક વરશ રહીને ફરામજી કાવસજીએ ચરની રોડ ખાતે કદીમ તરીકા મુજબજ બીજું આતશ બહેરામ બંધાવ્યું હતું.

મુંબઇ મધે છેલ્લું બંધાયલું આતશ બહેરામ ધોબીતલાવ ઉપર જરથોસ્તી અંજુમનના ઉધરાતના ભગરીઆ મોબેદોના વપડાસ માટેનું જેને ટુકમાં અંજુમનના આતશ બહેરામ કહે છે તે ઇ. સ. ૧૮૯૭ માં પરઠવામાં આવ્યું હતું. એ રીતે મુંબઇ મધે બે કદીમ ટોળાના અને બે શાહેનશાહી ટોળાના આતશ બહેરામો હાલ છે.

**શેઠીઆનું ફુરી બેસવું.**

કહે છે કે કદીમ રેવાજ મુજબ આતશબહેરામ અંજુમનનાતરફથી સ્થાપવાને પ્રથમ શેઠીયાઓનો વિચાર હતો. પહેલાં વાડીઆઓ, ખરશેદજી માણેકજી શરાફ વિ૦ એ વિચારને મલતા થયા હતા પણ પાછળથી વાંધા કાઢવાથી અરદેશર દાદીભાઇ જેવણે તે બાબે મળેલી સભામાં હાજર હતા તેવણે ટેક સાથ જણાવ્યું કે આ કામ મજકુર વિરોધીઓની સમતિજ નહી પણ શામેલગીરીથી આરંભવામાં આવ્યું હતું, માટે જો તેઓ હવે અલગ થવા માગતા હોય તો ભલે તેમ કરે. આથી શેઠીયાઓનો અરધો ભાગ જુદો પડયો અને દાદીશેઠે પોતાના ખરચે કદીમ આતશબહેરામ પરઠાવ્યા.

## ગવરનરના ફારસી શીક્ષક.

મુલ્લાં ફીરોજ મુંબઇના ગવરનર ડંકનને ફારસી શીખવતા અને તે માટે રૂ. એકસોનો માસીક પગાર તેમને મલતો. તેમને સરકાર તરફથી રૂ. ૪૦૦ નું માસીક પેનશન મલતું હતું.

સાહિત્યના જે બે ઝળકતા સિતારા તે વેળા વખણાતા હતા તે સર જેમ્સ મેકીનટોશ,ગવરનર તથા વિદ્વાન મુલ્લાં ફીરોઝ હતા.

## ગવરનર આ૦ બે૦ કેવી રીતે જોઇ આવ્યા.

મુલ્લાં ફીરોઝની સાથે મુંબઇના તે વેળાના ગવરનર સર જેમ્સ મેકીનટોશ દાદીશેઠનું આતશ બહેરામ જોઇ આવેલા કહેવાય છે એ બાબે મજકુર ગવરનર પોતાની ડાયરીમાં જણાવે છે કે:—

"In the evening went to an "*Aighiaree*" or fire-temple which it is some reflection upon my curiosity that I have not seen before, during a residence of more than six years.. It is a very plain building, with nothing of that peculiarity which religious edifices generally have. In a hall or large room in front, we were received by Mullan Perose, the Parsee priest, who was educated fourteen years in Persia, and is not without information and agreeable manners. He showed his usual anxiety not to be suspected of believing any part of his Thirty-nine Articles. He repeated what he said last year that he was of the *pheilosuf lok* or philosophical people. Through the bars of a window in the wall, we saw the *holy of holies*, a small back-room, in one of the sides of which we observed a silk curtain hanging over a small aperture, where the sacred fire was burning."

[Mackintosh took a keen interest, while in Bombay, in the religion of the Parsees. He had actually entered the sacred precincts of their Fire Temple, led by no other person than the most learned Dastoor of the day. On Sunday the 26th of August 1810, accompanied by Dastoor Mulla Pheroze, he paid a visit to the holy place not as an adorer, but as an admirer, of the Almighty Fountain of Light.

મી० જે. આર. બી. જીજીભાઇ 'સાંજ વર્તમાન' પટેટી અંક ૧૯૨૬.]

### ગવર્નરને આતશબહેરામ બતાવ્યું.

મુલ્લાં ફીરોઝે તે વેળા પવિત્ર આતશ બહેરામના હૉલને રૂપાં ચાંદીના તોરણો ગુંથી શણગારી, ગુંબજમાં તલવાર ૬ ટાંગી, ઓયવાળાઓ તથા મોબેદોના હાથમાં ગુર્જ વિગેરે આપી પુર ઠાઠમાઠથી દીવાનખાનાને દીપાવ્યું હતું.

**ઇરાનનું આતશ બહેરામ.**

પ્રો. જેકસન જરતોસ્તની ભુમીમાં આતશ બહેરામ જોઇ આવ્યો હતો તે વિષે એક લખનાર કહે છે કે:—

One has also but to think for a moment and one will be happily reminded of the day when Professor Jackson of America secured an unusual experience of standing amidst rare circumstances in a fire temple in Zoroaster's own land and of listening to the priest of his hereditary line sending one full chorus to Ahura Mazda of worship from the sacred scriptures as had been done for thousands of years.

**આતશ બહેરામનો નીભાવ.**

આ આતશ બહેરામના નીભાવ માટે આ પાક મકાનની સામેજ આવેલી (અને હાલ મજકુર ગલીમાં જુદી પડેલી,) જમીન, જે ઉપર હાલ તેના ફરજંદારોએ મકાનો બાંધ્યાં છે અને જે ૭૪૯૧ ચોરસવાર જેટલી છે, તેની વારસીક (ફરજંદારી) ઉપજમાંથી કરવામાં આવે છે.

૧૮૩૭ ના જુન માસમાં મી૦ જહાંગીર અ. દાદીશેઠના વીધવાએ ચોપાટીની મીલકત તથા આતશ બહેરામની આવક ઉપર પોતાના અરધા હીસ્સા માટે માગણી કીધી ત્યારે તેમના જેઠ મી૦ ખરશેદજી અરદેશર દાદીએ પોતાના સોલીસીટર મી૦ એચ. ડબલ્યુ. મોરીશ જોગ લખી જણાવ્યું હતું કે આ આવકમાંથી આ ધર્મખાતાઓનો અરધો ખરચ પણ પુરો કરી શકાતો નથી.

ડા૦ કુનાહ પોતાની મુંબઈ શહેરને લગતી કેતાબમાં જણાવે છે કે આ આતશબહેરામનો નીભાવ Oart (horta) De Garb એટલે ડીગાર્બની જે વાડીને મોટા દાદીશેઠે ખરીદી હતી તેની આશરે રૂ. ૫૦૦ ની આવકમાંથી થાય છે.

આ આતશબહેરામમાં જાહેર જશનો તથા જમનો વારેઘડીએ થતાં આવ્યાં છે. દાખલા તરીકે રોજ ૧૭ માહ (૧) ક. ૧૨૦૮ યઝદેજરદી, (તા૦ ૧૬ મી અકટોબર ૧૮૩૯) ને દીને કલકતાવાલા શેઠ રૂસ્તમજી

કાવસજી બનાજીની તરફથી તેમના ભાઇ શેઠ ફ્રામજી કાવસજી બના-જીએ દાદીશેઠના આતશબહેરામમાં એક મોટું જશન તથા ન્યાતનું જમન કરાવ્યું હતું.

## જાહેર ક્રીયામાં લેવાતાં નામો.

દાદીશેઠ આતશબહેરામ મધે નીચલાં નામો તેમની સામે આપેલા કદીમ રોજ માહે જાહેર ક્રીયાઓમાં ખાસ લેવામાં આવે છે:—

### મરણ.

દાદીભાઇ નોશેરવાન મ૦ રોજ ૧ માહા ૮ મો ક૦ ૧૧૬૮ ય૦
તા૦ ૭–૪–૧૭૯૯ ઇ૦

અરદેશર દાદીભાઇ મ૦ રોજ ૨૬–૧૦–૧૧૭૯ ય૦
તા૦ ૨૯–૬–૧૮૧૦ ઇ૦

ખરશેદજી અરદેશર મ૦ રોજ ૨૯–૧૨–૧૨૨૦ ય૦
તા૦ ૨૧–૮–૧૮૫૧ ઇ૦

જાંગીર અરદેશર મ૦ રોજ ૮–૧–૧૧૯૮ ય૦
તા૦ ૯–૯–૧૮૨૮ ઇ૦

અરદેશર ખુરશેદજી મ૦ રોજ ૧૦–૧૨–૧૨૪૩ ય૦
તા૦ ૨૭–૭–૧૮૭૪ ઇ૦

દાદીશેઠના આતશ બહેરામને લગતા કદમી પંથના મોબેદો જાહેર ક્રિયામાં જે સર્વ નામો દીએ છે તે નીચે મુજબ છે:—

૧ દસ્તુર કાવશ એરવદ રૂસ્તમ (મુલ્લાં કાઉશ રૂસ્તમ જલાલ).

૨ દસ્તુર ફીરોઝ દસ્તુર કાઉશ (મુલ્લાં ફીરોઝ બીન મુલ્લાં કાઉશ).

૩ દસ્તુર રૂસ્તમ એરવદ કેકોબાદ (દસ્તુર રૂસ્તમજી કેકોબાદજી મુલ્લાં ફીરોજના.)

૪ દસ્તુર અરદેશર દસ્તુર રૂસ્તમ (દસ્તુર અરદેશર રૂસ્તમજી મુલ્લાં ફીરોજના.)

૫ દસ્તુર શોરાબ દસ્તુર ફીરોઝ (દસ્તુર શોરાબજી રૂસ્તમજી મુલ્લાં ફીરોજના.)

૬ એહદીન દાદીભાઇ એહદીન નોશરવાન (દાદીભાઇ નોશીરવાનજી મોટા દાદીશેઠ)

૭ એહદીન અરદેશર એહદીન દાદી (અરદેશર દાદીભાઇ)

૮ એહદીન ખુરશેદ એહદીન હોરમજ (ખરશેદજી અરદેશર દાદીશેઠ.)

૯ એહદીન જાંહગીર એહદીન અરદેશર (જાંહગીરજી અરદેશર દાદીશેઠ.)

૧૦ એહદીન અરદેશર એહદીન ખુરશેદ (અરદેશર ખરશેદજી દાદીશેઠ.)

૧૧ એહદીન ફ્રરામ એહદીન કાઉશ (ફ્રરામજી કાવશજી બનાજી).

૧૨ એહદીન ખુરશેદ એહદીન કાઉસ (ખરશેદજી કાવશજી બનાજી.)

૧૩ એહદીન મહેરવાન બહેદીન બહેરામ.

૧૪ એહદીન દાદાભાઇ એ. હોરમજ (દાદાભાઇ હોરમજી કામાજી).

૧૫ એહદીન ખુરશેદ એહદીન નોશરવાન (ખુરશેદજી નોશીરવાનજી કામાજી.)

૧૬ એહદીન ફ્રરામ એહદીન નોશરવાન (ફ્રરામજી નશરવાનજી પટેલ.)



દાદીશેઠનું કુટુંબી દોખમુ
પરઠયું રોજ ૧૬ મો, માહ ૮ મો (ક) ૧૧૬૭. તા૦ ૨૨ મી એપ્રીલ ૧૭૯૮




**દાદીભાઇ નશરવાનજીની દોખમા માટેની અરજી**

મોટા દાદીશેઠે ખાસ કુટુંબી દોખમા માટે પરવાનગી માગવાને ગવરનર ડંકન જોગ કીધેલી અરજી ઉપરની પોતાની સહી અને તેના ઉપર ગવરનરે પોતાના દસ્તખતે મારેલો શેરો.

# પ્રકરણ ૫ મું.

—:o:—

## દાદીશેઠ કુટુંબ માટે ખાસ દોખમું.

જરથોસ્તીઓમાં શહેનશાહી અને કદીમ એમ બે તડાં પડયાં જેમાં સામ સામો જબરો મીનાકેશો ઉભો થયો. અસલ પંથમાં ચાલુ રહેલા શહેનશાહીવાળાઓની બહુ મોટી સંખ્યા હોવાથી ખુદરતી રીતે તેઓ નવા સુધારકોની સામે ઘણો અંતસ રાખવા લાગ્યા, તેમને ગ્નાત બાહાર મુકવાને પણ તેઓ ચુકે નહી. તેમને પોતીકી રીતે ક્રિયા કરવાને હૈયાત અગીઆરીનો ઉપયોગ કરવા દે નહી માટે એક ખાસ અગીઆરી મોટા દાદીશેઠે દુર અંદેશી વાપરી સ્થાપી. એજ વેળા તેવણે મુંબઇમાં પહેલું આતશ બહેરામ પણ બરપા કીધું. હવે એક ત્રીજું કામ તેમને માટે બાકી હતું. આ કામ સાથ જેટલો સમસ્ત અંજુમનને નહી તેટલો દાદીશેઠના પોતાના કુટુંબને તાલુકો હતો. તેવણ ચેતી ગયા હતા કે તેમના કુટુંબમાંથી કોઇનું ઓદા ન કરે ને મરણ થાય તો તેની લાશને કદાચ અંજુમનના દોખમામાં નાખવા ન દે અને તેથી તેના હાડકાં રખડી જાય, એટલા માટે મોટા દાદી-શેઠે એક ત્રીજું પવિત્ર ધર્મસ્થળ ઉભું કરવાને કસદ કીધો અને પોતાના કુટુંબીઓની લાશને દોખમેનશીન કરવા માટે એક ખાસ દોખમું કીધું. આ બાબે તેમની સનમુખ એક દાખલો મોજુદ હતો અને તે શેઠ મંચેરજી જીવણજી રેડીમનીએ પુરો પાડયો હતો. એ માતબર શેઠીયાએ પોતાને માટે ખાસ દોખમું ચોપાટી ડુંગરપર બંધાવ્યું હતું. તેમને પગલે શેઠ દાદીભાઇ નોશરવાનજીએ પોતાનાજ એકલાના નહી પણ પોતાના તમામ કુટુંબીઓ, હૈયાત તેમજ હવે પછીનાઓને સારૂં ભારે અગમચેતી વાપરી એક ખાસ કુટુંબી દોખમું બાંધવાની ઉતાવળ કીધી. આ વેળા પણ કોમમાં વહેમ જારી હતો કે જે નવું દોખમું બંધાવે તે તેમાં પહેલો પડે. શેઠ મંચેરજી જી. રેડીમનીના બાબમાં થોડાજ વખત આગળ તેમજ બન્યું હતું, છતાં દાદીશેઠે એવો કાંઇ વહેમ કે એવી સુગ ન રાખતાં મન પર લઇ આ અગત્યનું કામ હાર પાડયું.

## મુંબઇમાં દોખમાની તાણ

વળી આ દોખમા માટે એક બીજું ખાસ કારણ હતું. મી. શો. મ. દેસાઇની નવસારીની તવારીખમાં (પા. ૧૩૦) જણાવવા મુજબ એ અરસામાં (ઇ. સ. ૧૭૭૭ માં) મુંબઈમાં મરકી ચાલતી હતી તેને લીધે દોખમાની તાણ પડી હતી.

**દોખમા માટે જમીન**

ચોપાટી ખાતે બરેતા નામના ફરંગીની જગા હતી તે મોટા દાદીશેઠે ખરીદી લઇને ત્યાં ઇ. સ. ૧૭૮૪ માં શોભાયમાન બગીચો તથા બંગલો બનાવ્યો; અને તેનીજ પડોસમાં પાંચ કલશીઓની (હિંદુ ગ્નાતીવાળી) જગા પણ એવણે પાછળથી ખરીદી લઇને બાગની જગા વધારી દીધી હતી.

## તે માટે જગાની માગણી.

આ દોખમાં માટે પહેલી જરૂર સરકારની ખાસ પરવાનગીની હતી. માટે તા૦ ૧૧ મી જાનેવારી ૧૭૯૭ ને દીને દાદીભાઇ નોશરવાનજીએ મુંબઇના ગવરનર જોનાઢન ડંકનને વાલકેશ્વરની ઉઠાંણમાં પોતે લીધેલી જમીન પર પોતાના રવાનને નાખવા માટે એક એલાહેદુ દોખમું બાંધવાની પરવાનગી મેળવવા થકી અરજ કીધી હતી જે અરજી નીચે મુજબ છે :—

**Petition To H. E. The Governor.**

To

THE HONOURABLE JONATHAN DUNCAN, Esq.,
President & Governor &c.

BOMBAY.

THE HUMBLE PETITION OF DADY NUSSERWANJI
of Bombay Parsee Merchant,

SHEWETH

That the advanced age and infirmity of your Petitioner causes him to contemplate with a consider-

able degree of resignation the close of his arduous worldly labours. Hence, your petitioner is desirous, in conformity to the principle of his religion, to provide a suitable receptacle for his remains when that awful period shall arrive. With this view your petitioner has obtained at a considerable expense a sufficient spot of ground at the foot of Malabar Hill in the vicinity of the tomb of one of his castemen Muncha Jivan, for the purpose of erecting, under his own immediate inspection, a humble tomb for his reception after his dissolution shall have taken place.

Your Petitioner, however, anxious to avoid censure of the infraction of the orders of Government, conceives it incumbent upon him, prior to his commencing the beforementioned erection, to obtain from your Honour permission for that purpose.

Wherefore he most humbly prays that Your Honour will be pleased to grant him permission to erect his tomb on the ground and at the place hereinbefore set forth.

And Your Petitioner as in duty bound shall ever pray.

Written by ( Signature in Gujarati )

DADY NUSSERWANJEE.

BOMBAY, 11th JANUARY 1797.

અર્થ

"આપના અરજદારની વૃધવય અને જૈફી તેને આ દુન્યાની સખત ઝહેમતો ઉપર ઘણા અંશે કઝા ઉપર ભરોસો રાખીને યાદ કરવાનું કારણ આપે છે. એટલા માટે આપના અરજદારની એવી ખાહેશ છે કે જ્યારે તે શેવટનો વખત આવે ત્યારે તેના મહઝબના

કાનુનને અનુસરીને તેના શબને માટે એક યોગ્ય સ્થાન તૈયાર કરાવે. એ વિચારથી અરજદારે મોટે ખર્ચે મલબાર હીલને તાબે જમીનનો એક પુરતો ટુકડો તેમનીજ જ્ઞાતવાળા મંચા જીવન*ની કબર (દોખમા)ની પડોશમા મેળવ્યો છે, એવી મતલબથી કે તે ઉપર જયારે તેની કજા આવે ત્યારે પોતાની લાશને માટે પોતાની જાતી દેખરેખ હેઠળ એક દોખમું બાંધે.

"આપનો અરજદાર સરકારના કોઇ પણ હુકમો નહી તોડવાને આતુર છે અને તે કારણુસર તેની પોતાની એવી ફરજ માંને છે કે ઉપલું ધર્મસ્થળ ઉભું કરે તે આગમજ તે માટે આપ નામદારની પરવાનગી મેળવે. એટલાં કારણે તે અતી નમનતાઇ સાથ અરજ કરે છે કે આપ નામદાર તેને એ કારણુ સર જગા, આગળ જે જણાવી છે તે ઉપર, એ દોખમુ બાંધવાની પરવાનગી આપશો અને તે માટે આપનો અરજદાર જેમ પોતાની ફરજથી બંધાયલો છું તેમ આપના હકમાં સદા બંદગી કરશે."

દાદી નશરવાનજી

મુંબઈ, તા૦ ૧૧ મી જાનેવારી ૧૭૯૭.

આ અરજીની હેઠળજ શેઠ દાદીભાઈને એ દોખમું એખલા પોતાનાં કુટુંબનાજ વપરાસને માટે બાંધવું એ પ્રમાણેની પરવાનગી તા. ૨૮ મી ફેબ્રુઆરી ૧૭૯૭ ને દીને ગવરનર ડંકને પોતાને હાથે નીચે મુજબ લખી આપી હતી:—

"The Prayer of the Petition is granted, provided the Tomb intended to be built is only a private family Tomb.

(Sd.) Yours, Duncan.

Bombay, 28th February, 1797.

---

* આ મંછા જીવણ તે શેઠ મંચેરજી જીવનજી રેડીમની (૧૭૧૧–૧૭૮૬) છે. તેવણ પોતાની વાડીમાં એક એલાહેધું દોખમું બંધાવતા હતા પણ તે તૈયાર થાય તેટલાં ગુઝરી ગયા. આથી તેમની લાશને ચોતરા ઉપર મેલી તે ઉપર ગેહાન ઢાંકી રાખી હતી અને જ્યારે બરોબર એક મહીને તે દોખમું તૈયાર થયું ત્યારે તેમના માસીસાને દીવસ તે લાશને તેમના ખાસ તૈયાર થયલાં નવાં દોખમામાં ચઢાવી હતી. (પા. પ્ર. ૬૬. ૧ પા. ૬૭.)

દાદીશેઠની પોતાના દસ્ખતની સહી તથા તેની નીચે ગવરનર ડંકને પોતાને હાથે કીધેલા શેરાનો ફોટો અત્રે આપ્યે છીએ.

**દાદીશેઠનું નમાનાપણું.**

ઉપલી અરજી કેવા શ્યાનપતના શબ્દોમાં લખાઈ છે! તેમાં મરહુમ મોટા દાદીશેઠ પોતાને માટે કેવું નમાનાપણું બતાવે છે! તેવણને પોતાના પાક મહજબ તેમજ કુદરત ઉપર કેવી જબરી આસ્થા છે! તેવણ કઝાને માટે કેવા તૈયાર થઇ રહ્યા છે! તેવણ સરકારી ધારાને માન આપવાને કેવા આતુર છે!

## તે વેળાના પારસીઓનો વગ.

વાંચનાર આ ઉપરથી જોશે કે તે વેળાના પારસી શેઠીયાઓ જેવાકે મંચેરજી જી. રેડીમની તથા દાદીભાઇ નોશરવાનજીનો વગવસીલો સરકાર દરબારમાં કેટલો હશે કે ખાસ દોખમા માટે બન્ને જરતોસ્તીઓને સરકારે પરવાનગી આપી.

કદીમ રોજ ૧૬ મહેર માહ માહ ૮ આવાં યઝ. ૧૧૬૭ (તા૦ ૨૨ મી એપ્રીલ ૧૭૯૮) ને દીને શેઠ દાદીભાઇ નોશરવાનજીએ વાલકેશ્વરની ઉઠાંણુમાં પોતાની જગા ઉપર પોતાનાં તથા પોતાનાં કુટુંબના રવાનોને અવલ મંજલ પોંહચાડવા માટે બંધાવવા માડેલું દોખમું પરઠાવવાની ક્રિયા કરવામાં આવી હતી,

એ દોખમાના દરવાજા પર નીચે મુજબની તખ્તી મારેલી છે:—

"શ્રી. દાદાર હોરમજદની મદદથી.

"એહદીન નેકનામ દાદીભાઇ નોશરવાનજીએ રોજ મુબારક મેહેર અને માહ આવાં કદમી સને ૧૧૬૭ યઝદેજરદી, સંવત ૧૮૫૪ વઇશાખ શુદ ૬ વાર રવેઉ તારીખ ૨૨ આપરેલ સને ૧૭૯૮ ને દીને એ દખમું બંધાવી તઇઆર કરી ઇજાવીઉં છે."

**દોખમાંનો તાણો પુરવાની ક્રિયા.**

આ૦ કેકોબાદ મુલ્લાં કાઉશ જલાલ (૧૭૬૫–૧૭૯૭) તે કદીમ પંથના વડા દસ્તુર મુલ્લાં કાઉસ રૂસ્તમ જલાલના નાના દીકરા ઇ. સ. ૧૭૮૪ માં ભરૂચથી અત્રે આવ્યા હતા, તેવણે ચોપાટીના શેઠ દાદીભાઇએ પોતાના કુટુંબને માટે બંધાવેલાં દોખમાંનો તાણો પુરવાની ક્રિયા કદીમ તરીકા મુજબ પહેલ

વહેલા મુંબઈમાં કીધી હતી. આ દોખમાને પરહાવવાની ક્રિયા મોટા દાદીશેઠની નઝર આગળ કરવામાં આવી હતી. ત્યારપછી તેવણ લગભગ એક વરસ જીવવાને ભાગ્યશાળી થયા હતા અને તા૦ ૭ મી એપ્રીલ ૧૭૯૯ રોજ ૧ લો માહ કદીમ ૮ યઝ. ૧૧૬૮ ને દીને બહેસ્તનશીન થવાથી એજ દોખમામાં તેમની ખાહેશ મુજબ તેમને અવલ મઝલ લઇ જવામાં આવ્યા હતા.

## આ દોખમું કેટલી પાવીનું છે ?

આ દાદીશેઠ કુટુંબવાળું દોખમું ૫૭ પાવીનું છે, જ્યારે આપણા કાપીસખાઉવાળું જાહેર વપરાસ માટેનું દોખમું આશરે ૧૦૦ પાવીનું કહેવાય છે.

પશ્ચિમ હીંદની તવારીખ લખનાર મી. જેમ્સ ડગલાસ મુજબ જે વેળા આ દોખમું બંધાયું તે વેળાજ નહી પણ ઈ. સ. ૧૮૧૨-૧૬ સુધીમાં મલબાર હીલ તરફ એક પણ બંગલો ન હતો અને ૧૮૪૦ માં ત્યાં માત્ર ૪ બંગલા થયા હતા. (વો. ૧ પા. ૧૪૬, ૧૫૩)

## ડુંગરવાડી પડોશની સગડીની જમીન.

શેઠ દાદીભાઈના ડુંગર નજીકની થોડી જમીન તથા થોડી પારસી અંજુમનના ડુંગરની જમીન લઇ તે ઉપર શેઠ દાદાભાઇ કાવસજી સાહેરની નૈયતે તેમના બેટાઓ હોરમસજી તથા માણેકજીએ એક સગડી બંધાવી હતી.

**મુંબઇના આગળા દોખમા.**

એ આગમજ ઈ. ૧૬૭૨-૭૫ માં એટલે દાદીશેઠના દોખમાની એક સદીથી વધુ મુદ્દત ઉપર મુંબઇ મધ્યે મોદી હીરજી વાછાએ પહેલવહેલું દોખમું ચોપાટીના ડુંગર ઉપર બંધાવ્યું હતું. અને તેની સામે એક નાની સગડી ચેરાગ રાખવાને માટે બંધાવી હતી. આની થોડાજ વરસ અગાઉ મુંબઇમાં પારસીઓએ આવવા માંડયું હતું.

**એક સદી ઉપરની દોખમાવાળી ટેકડી મલબાર હીલની હાલત.**

આની લગભગ એક સદી આગમજ ડા. જોન ફ્રાયર ઇ. સ. ૧૬૭૧ માં મુંબઇ આવ્યો હતો તેણે મલબાર હીલનું નીચે મુજબ વર્ણન કીધું હતું કેઃ—આ ટાપુના દરીઆ બાજુ એક મોટી ટોચ (point) ઓલ્ડ ઉમન્સ આયલન્ડની તરફ આવી છે. તેને મલબાર હીલ કહે છે કે જે ખડકવાળો ખેતરથી ભરપુર પાહાડ છે કે જેમાં હજી લાંબાં ઘાસ ઉગે છે

જેની ઉપર હમણાજ બાંધેલું પારસીઓનું દોખમું (મોદી હીરજી વાળાએ બંધાવેલું) છે.

**મુંબઇનું બીજું દોખમું.**

મોદી હીરજી પછી મુંબઇ મધેનું બીજુ દોખમું ઇ. સ. ૧૭૫૪માં માણેકજી શેઠવાળું દોખમું પરઠાવ્યું હતું. પહેલા દોખમા પછીની પોણી સદીની મુદતમાં મુંબઇમાં જરતોસ્તીઓની વસ્તી ઘણી વધવાથી અત્રે બીજાં એક દોખમાની જરૂર જણાઇ અને તેથી પંચાએતના અકાબરોએ અંજુમનના ઉઘરાણાથી એક બીજુ દોખમું બાંધવાનું ઠીરટ ફરતું કીધું, પણ તેમા પુરતી રકમ નહી ભરાયાથી મરહુમ શેઠ માણેકજી નવરોજજી શેઠનાના વારસોએ તેના ખરચમાં ઘટતી સઘળી રકમ પુરી કરી આપી હતી અને એ દોખમું તેવણને નામે બંધાવી ઉપલાં સાલમાં પરઠાવ્યું હતું.

**શેઠ મંચેરજી જીવણજી રેડીમનીવાળુ ખાનગી દોખમું.**

એ ઉપરાંત એક ત્રીજું દોખમું મુંબઇ મધે ઇ. સ. ૧૭૭૯ માં અંજુમનના ઉઘરાતથી બંધાયું હતું. મુંબઇનું ચોઠું દોખમું મરહુમ શેઠ મંચેરજી જીવણજી રેડીમનીએ પોતાની ચોપાટીની વાડીમાં પોતાના સ્વાનને નાખવા માટે ૧૭૮૬ માં બંધાવ્યું હતું. આ દોખમુ નાધલું હતું. હાલમાં એ દોખમાની વાડી બાઈ કુવરબાઇ તે મરહુમ શેઠ મંચેરજી ધનજીભાઇ રેડીમનીનાં બેટીના સ્વાધીનમાં છે અને તેના કંપાઉન્ડમાં હજુ સુધી તે તદન સલામત હાલતમાં મોજુદ છે. કહે છે કે તેમાં ફકત બે પાવી અને એક નાધલો ભંડાર છે. આ દોખમું હાલમા તદન પડત પડેલું છે. ઉપલાં સુધાં મુંબઇમાં બધાં મલી ૭) દોખમા બંધાયાં છે.

**દેશાવરના આગલા દાખલાઓ.**

દેશાવરમાં ભરૂચ મધે ઇ. સ. ૧૩૦૯ માં પહેલું દોખમું બંધાવવામાં આવ્યું હતું. અને ત્યાર પછી બે સદી પસાર થવા બાદ ઇ. સ. ૧૫૧૭ માં અંકલેસરનું નરસંગ ધનપાલવાલું દોખમું પરઠાવવામાં આવ્યું હતું. ત્યારબાદ દેશાવરમાં નીચે મુજબ દોખમા બંધાયાં હતાં :—

| | ઇ. સ. | | ઇ. સ. |
|---|---|---|---|
| ખંભાત ... ... | ૧૫૩૪ | કાંકરાખાડી ... ... | ૧૭૭૧ |
| વલસાડ ... ... | ૧૬૪૫ | થાણા ... ... | ૧૭૮૦ |
| ઉદવાડા ... ... | ૧૬૯૭ | શાંદેલ ... ... | ૧૭૮૭ |
| ગણુદેવા ... ... | ૧૭૨૩ | દવીઅર ... ... | ૧૭૮૮ |
| સુરત ... ... | ૧૭૩૪ | મધરાજ ... ... | ૧૭૯૬ |
| નારગોલ ... ... | ૧૭૬૭ | | |

**લાશ માટે ચીઠ્ઠીની જરૂર.** દાદીશેઠના દોખમામાં દાખલ કરવા આગમચ તેના મુતવલી પાસથી એક ચીઠી કઢાવવી પડે છે જે વગર કોઇને તેમાં નાખી શકાતું નથી. આ બાબે મુંબઇની પારસી પંચાયતમાં નોંધ કરાવી છે કે જે કોઇની લાશ માટે શેઠ હીરજી અરદેસર દાદીની પાસ લાવે તેનેજ એ દોખમે ચઢાવવાનો નસેસાલારોને હુકમ આપી રાખવો. એ દોખમાની ચાવી શેઠ હીરજી પાસે રહે છે. આ રજા ચીઠ્ઠીના ફોર્મની નકલ હેઠળ આપી છે:-

# દાઆદી.

——:o:——

---

આજ રોજે હુક થાઆ તેના રોવાનને હમારા મુરબી મરહુમ દાદીશેઠના શી ચોપાટીના દોખમામાં અવલ મંજલ પોહોચાડવાને હમારી પરવાંનગી છે.

રોજ માહા કદમી સને ૧૨

મુંબઇ તા૦ ૧૯ .

મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાનજીના ધરમના મકાનોના મુતવલી.

———

**દોખમાની નોંધ-પોથી.** આ દોખમામાં દાખલ કરેલાંઓની નોંધ, શેઠ અરદેશર ખરશેદજી દાદીના વખતથી રાખવામાં આવી છે. ઇ. સ. ૧૮૭૨ના માર્ચ માસથી જેઓ અત્રે દોખમે-નશીન થયાં છે, તેમના માટે મળેલી રજા ચીઠ્ઠીના કાઉન્ટર-પાર્ટની ચોપડી શેઠ હીરજી અરદેશર દાદીશેઠ પાસ હસ્તી ધરાવે છે તે મધ્યે છેહલાં ૫૫ વરસની મુદતમાં ચહડેલાં રવાનોનાં નામ ઉમર વિ. વિગતો તારીખવાર મલી આવે છે જેની ટીપ પાસેના પાના ઉપર આપી છે.

## ઇ૦ સ૦ ૧૮૭૨ થી ચોપાટીના દાદીશેઠના ડુંગર ઉપર આવેલાં દોખમા મધે દોખમેનશીન થયલાંઓના નામોની ટીપ.

ચોપાટીના દાદીશેઠ કુટુંબના ખાસ દોખમામાં કોણ કોણને લઇ જઇ ખુરશેદ નેગરશની કરવામાં આવ્યા હતા તેમના નામની આગલી ટીપ હાલ મોજુદ નથી; પણ તા૦ ૧૫ મી મારચ ૧૮૭૨ થી મી૦ અરદેશર દાદીના મુતવલી-પણામાં એ તથા બીજા ધરમના મકાનો આવ્યાં હતાં ત્યાર પછીના નામો હેઠળ આપ્યે છીયે:—

| અંગ્રેજી તારીખ. | કદમી રોજ માહ | નામ. | ઉમર. |
|---|---|---|---|
| ૧૫- ૩-૧૮૭૨ | ૨૬- ૭-૧૨૪૧ | ૧ પેસ્તનજી તે દાદાભાઇ રૂ. બનાજીનો દીકરો ... ... | ૧૩ |
| ૨૬- ૫-૧૮૭૨ | ૨૮-૧૦-૧૨૪૧ | ૨ માણેકજી ડોસાભાઇ મામાનો તરતનો જન્મેલો દીકરો ... | |
| ૧૩- ૬-૧૮૭૨ | ૨૬-૧૦-૧૨૪૧ | ૩ જરબાઇ તે જાંગીરજી દાદીશેઠની છોકરી ... ... ... | |
| ૫- ૧-૧૮૭૩ | ૧૭- ૫-૧૨૪૨ | ૪ નવરોજી બમનજી બેલી હોમજીનાની છોકરી... ... ... | દિવસ ૨૦ |
| | ૧૨૭૩ | ૫ સોરાબજી ફ્રામજી મામા ... ... ... ... ... | |
| ૧૩- ૫-૧૮૭૩ | ૫-૧૦-૧૨૪૨ | ૬ માણેકજી ખરશેદજી અરદેશરની બેટી ... ... ... | |
| ૨૭- ૭-૧૮૭૪ | ૧૦-૧૨-૧૨૪૩ | ૭ અરદેશર ખરશેદજી દાદીશેઠ ... ... ... ... | ૫૮ |
| ૧૭- ૮-૧૮૭૪ | ૧-ગાથા-૧૨૪૩ | ૮ ધનબાઇ ડોસાભાઇ મામા ... ... ... ... | |
| ૨૮- ૯-૧૮૭૪ | ૮- ૨-૧૨૪૪ | ૯ જરબાઇ તે દાદી લીમજી બનાજીની વીધવા... ... ... | |
| ૧- ૧-૧૮૭૫ | ૧૩- ૫-૧૨૪૪ | ૧૦ ફ્રામજી અરદેશર મામા ... ... ... ... ... | |
| ૨૦- ૬-૧૮૭૫ | ૩-૧૧-૧૨૪૪ | ૧૧ દાદી માણેકજી લીમજીનો તરતનો જન્મેલો દીકરો ... ... | |
| ૪- ૧-૧૮૭૮ | ૧૭- ૫-૧૨૪૭ | ૧૨ બમનજી બરજોરજી બેલી હોમજીના... ... ... ... | |
| ૫- ૩-૧૮૭૮ | ૧૮- ૭-૧૨૪૭ | ૧૩ મનચેરજી દાદાભાઇ દાદીશેઠની છોકરી ... ... ... | ૨॥ |
| ૧૭- ૩-૧૮૭૮ | ૨૯- ૭-૧૨૪૭ | ૧૪ દાદાભાઇ જાંગીરજીની છોકરી ... ... ... ... | ૩॥ |
| ૮- ૪-૧૮૭૮ | ૨૧- ૯-૧૨૪૭ | ૧૫ જરબાઇ તે દાદીભાઇ જાંગીરજીની છોકરી ... ... ... | |
| ૧૯- ૭-૧૮૭૮ | ૩-૧૨-૧૨૪૭ | ૧૬ સર કાવસજી જાંગીરજી રેડીમની નાઇટ ... ... ... | |
| ૧- ૮-૧૮૭૮ | ૧૬-૧૨-૧૨૪૭ | ૧૭ ફ્રામજી ડોસાભાઇ મામા... ... ... ... ... | |
| ૭- ૮-૧૮૭૮ | ૨૨-૧૨-૧૨૪૭ | ૧૮ દાદીબા તે શેઠ હીરજી અરદેશર દાદાશેઠનો પેહેલો બેટો ... | ૮ |
| ૨૯- ૫-૧૮૭૮ | ૧૨-૧૦-૧૨૪૮ | ૧૯ કાવસજી માણેકજી લીમજી... ... ... ... ... | |
| ૨૫- ૬-૧૮૮૧ | ૧૦-૧૧-૧૨૫૦ | ૨૦ હમબાઇજી તે શેઠ જાંગીરજી અરદેશર દાદીશેઠની બેટી ... | ૭૨ |
| ૩-૧૨-૧૮૮૧ | | ૨૧ ધનજીભાઇ દાદાભાઇ દાદીશેઠનો દીકરો તરતનો જન્મેલો ... | |
| ૧૮- ૩-૧૮૮૨ | ૧- ૮-૧૨૫૧ | ૨૨ હોરમસજી જાંગીરજી દાદીશેઠ ... ... ... ... | ૬૩ |
| ૩૦- ૭-૧૮૮૨ | ૧૫-૧૨-૧૨૫૧ | ૨૩ ધનબાઇજી તે જાંગીરજી હીરજી રેડીમનીની બેટી ... ... | ૫૬ |
| ૧૪- ૭-૧૮૮૩ | ૨૯-૧૧-૧૨૫૨ | ૨૪ દાદી જાંગીરજી દાદીશેઠ ... ... ... ... ... | |
| ૨૪-૧૧-૧૮૮૩ | ૭- ૪-૧૨૫૩ | ૨૫ ખરશેદજી અરદેશર ખરશેદજી દાદીશેઠનો દીકરો ... ... | દીન ૧૫ |
| ૧૦- ૫-૧૮૮૪ | ૨૫- ૮-૧૨૫૩ | ૨૬ મેરબાઇ જાંહગીર રેડીમની તે ખરશેદજી અરદેશર દાદીશેઠની વડી બેટી | ૮૮ |
| ૧૮- ૯-૧૮૮૪ | ૧- ૨-૧૨૫૪ | ૨૭ હોમજી ખરશેદજી દાદીશેઠ... ... ... ... ... | ૬૦ |
| ૧૦- ૪-૧૮૮૫ | ૨૫- ૮-૧૨૫૪ | ૨૮ જમશેદજી નોશરવાનજી દાદીશેઠ ... ... ... ... | ૩૯ |
| ૧૮૮૫ | ૧૨૫૪ | ૨૯ ધનજીભાઇ ડોશાભાઇ મામા ... ... ... ... | |
| ૧૮૮૭ | ૧૦- ૭-૧૨૫૭ | ૩૦ નવરોજી ખરશેદજી કાવશજી બનાજી ... ... ... | |
| ૧૪- ૨-૧૮૮૮ | ૩૦- ૬-૧૨૫૭ | ૩૧ પેસ્તનજી ડોશાભાઇ મામા... ... ... ... ... | |
| ૨૪-૧૦-૧૮૯૦ | ૮- ૩-૧૨૬૦ | ૩૨ મનચેરજી નવરોજી બનાજી... ... ... ... ... | ૫૨ |
| ૧- ૫-૧૮૯૩ | ૧૮- ૯-૧૨૬૨ | ૩૩ દાદી હોમજી ખરશેદજી દાદીશેઠ ... ... ... ... | ૨૨ |
| ૨૦-૧૦-૧૮૯૫ | ૫- ૩-૧૨૬૫ | ૩૪ સુનાબાઇ દાદીબા ખરશેદજી અરદેશર દાદીશેઠની બેટી તે શેઠ ખરશેદજી ફ્રરદુનજી પારખના ધણીઆણી ... ... ... | ૬૭ |
| ૬-૧૧-૧૮૯૬ | ૨૩- ૩-૧૨૬૬ | ૩૫ નવાજબાઇ તે જાંગીરજી અરદેશર દાદીશેઠના બેટી અને તેમુલજી રૂસ્તમજી રેડીમનીના વીધવા ... ... ... ... | |
| ૮- ૧-૧૯૦૩ | ૨૬- ૫-૧૨૭૨ | ૩૬ બચુબાઇ તે અરદેશર ખરશેદજી દાદીશેઠના વીધવા ... ... | ૭૭ |
| ૨૦- ૪-૧૯૦૪ | ૯- ૯-૧૨૭૩ | ૩૭ હમાબાઇ સોરાબશા હીરાજી લાહેર તે નશરવાનજી ખરશેદજી દાદીશેઠના વીધવા ... ... ... ... ... | |
| ૧૦-૧૨-૧૯૦૪ | ૨૮- ૪-૧૨૭૪ | ૩૮ જાંગીર હોરમસજી દાદીશેઠ ... ... ... ... | |
| ૧-૧૧-૧૯૦૬ | ૩- ૪-૧૨૭૬ | ૩૯ સુનાબાઇ તે હીરજી અરદેશર દાદીશેઠના ધણીઆણી ... ... | |
| ૧૧- ૧-૧૯૧૨ | ૧- ૬ ૧૨૮૧ | ૪૦ ડાક્ટર હીરજી જાંગીર હોરમસજી દાદીશેઠ ... ... ... | ૪૭ |

**બનાજી ખાનદાનવાળા.**

આ દાદીશેઠના દોખમા મધે એ કુટુંબ સાથ સગાઇના નાતામાં જોડાયલા શેઠ દાદાભાઇ રૂસ્તમજી પેસ્તનજી બનાજીના દીકરા ઉમર વર્ષ ૧૩ ને તા૦ ૧૫ મી માર્ચ ૧૮૭૨ ને દીને મેલવામાં આવેલાં જોવામાં આવે છે.

**કુટુંબની બાહેરનાઓની લાશ આ દોખમામાં.**

દાદીશેઠના કુટુંબની તદનજ બાહેરના ફકત બે જરથોસ્તીઓને આ દોખમામાં નાખવામાં આવ્યા છે, તેઓમાંના (૧) પ્રખ્યાત મુલ્લાં ફીરોઝ હતા જેમણે નવા કદમી પંથની ભારે સેવા કરી હતી અને તેથી કહે છે કે તેમની સામે તે કબીસાના વખતમાં ભારે જનુન હોવાથી અંજુમનના દોખમામાં તેમની લાશને કાંઇ અપમાન થાય એવી ધાસ્તીથી આ દાદીશેઠ કુટુંબના દોખમામાં અવલ મંઝલ પોંહચાડી હતી.

બીજી લાશ શેઠ પેસ્તનજી પોંહચાજીની હતી જેમને ( ઉપર કહ્યું તેમ ) દાદીશેઠ પોતાના ફરઝંદ મિસાલ ગણુતા હતા.

પહેલા સર કાવસજી જાંહગીર રેડીમનીને પણ દાદીશેઠના દોખમામાં રોજ ૩ જો માહ ૧૨ યઝ. ૧૨૪૭ તા૦ ૧૯ મી જુલાઇ ૧૮૭૮ અને વાર શુક્રે લઇ જવામાં આવ્યા હતા.

**ફકત દાદીશેઠના કબીલાવાલાઓનેજ ત્યાં પડવાનો હક**

પહેલાં આ દોખમામાં દાદીશેઠના કબીલાવાલાનેજ નહી પણ સગાંવ્હાલાંઓ તથા દોસ્ત આશનાવોને પણ નાંખવામાં આવ્યા હતા, પણ પાછળથી બેશકબીલો મોટો થવાથી તથા સરકાર તરફથી એવાં મકાનો વસ્તીથી દુર લઇ જવાની તાકીદ થવાથી તથા પારસીઓના દોખમાં પણ ચોપાતી ઉપરથી કાહાડી નાંખી ત્યાંનાં ઇંગ્રેજોએ બદબો

વિષે ફર્યાદ કરવાથી દોખમાના ઉપયોગની હદ સંકોચવાની જરૂર જણાવવામાં આવી હતી.

આ દોખમુ જાલીથી બંધ કરી લીધેલું છે જેથી લાશને ફના થઇ જતાં વીલંબ લાગતો. તેથી હવે કુટુંબના દોસ્ત આસનાવોને નાંખવાનું સદંતર બંધ કરી દાદીશેઠના ખુનના મરદ તથા ઓરત ફરજંદોનોજ દોખમા ઉપર હક કાયમ રાખ્યો છે. સગાંઓમાં એ ખાનદાનમાં પરણેલી છોકરીઓને તથા કુટુંબના છોકરાઓ બહાર પરણ્યા હોય તેઓની પોતાનીજ એક પહુડીનાં છોકરાંઓનો હક કાયમ રાખી એ ઉપરાંત બીજી કોઇબી સગાઇવાલાઓને નહી નાખવાનો ઠરાવ થયો હતો. એટલા માટે નીચે મુજબ સરકયુલરો દોખમાના મુતવલીએ કુટુંબીઓ જોગ મોકલ્યાં હતાં :—

## દોખમાં સંબંધી સરકયુલરો.

"આપણા વડવા મરહુમ દાદીભાઇ નોસરવાનજીએ ગવરનર દનકનનાં વખતમાં પોતાને તથા પોતાના કબીલાને વાસતે હલાએદુ દોખમું બાંધવાની રજા મેલવી ૫૭ પાઇરીતું એક દોખમું ચોપાતીની પોતાની જગો ઉપર બાંધીઉ છે. એ દોખમાંમાં આજ સુધી દાદીશેઠનાં કબીલાવાલાનેજ નહી પણ સગાંવાહાલાઓને તથા દોસતઆશનાઓનેબી નાંખીઆમાં આવીઆ છે-મરહુમ દાદીશેઠના જમાના પછીથી આજ સુધી બેશ કબીલો ઘણો મોહોતો થઇઓ છે અને હમણા હમણા અંગ્રેજ સરકારની તરફથી હીંદુઓનાં મસાન તથા બીજી ગનેઆતનાં કબ્રસ્તાનો વસ્તીથી દુર લઇ જવાની તાકીદ કીધામાં આવે છે અને એકાદ બે વખતે પારસીઓનાં દોખમાં પણ ચોપાતી ઉપરથી કાહડી નખાવી દુર મોકલવાની વાત ચાલી હતી—વળી હમણાં દુંગરવાડીનો કજીઓ હાઇ કોર્ટમાં ચહડીઓ હતો તેની અંદરખાનેથી વીચારવંત લોકોને માલમ પડીઉ હતું કે સામની ઓરદુથી કેતલાએક ........ની ઉશ્કેરણી હતી જેઓની મંછાં ચોપાતીથી દોખમાં

ખસેદવાની હતી એટલા માંટે આપણુા કબીલા તથા સગાવાલા-એએ વીચારમાં લીધું છે કે એ દોખમાંમાં કોણને નાંખવાં અને કોણને નહી તેનો હમણુાંથી બંદોબસ્ત કરવો-એ મુજબ વીચાર કરી એવો ઠરાવ કીધો છે કે કુંટુંબનાં દોસતઆશનાંઓનો તો કસો હક છેજ નહી-આજ સુધી એવાઓને નાંખવામાં આવીઆ હતા તે ખરેખરી ભુલ થઇ હતી. હવે સગાવાહલા જો ગણવા બેસીએ તો આપણુાં વધતા કબીલા સાથે ઘણા થઇ પડે છે અને તેઓ સરવેને નાંખવાની છુત હોએ તો દોખમું ભરાઇ જાએ અને સરકાર તરફની જપતી આવીઆ વીનાં રેહે નહી વાસ્તે એવો ઠરાવ કીધો છે કે દાદીશેઠનાં ખુનનાં મરદ તથા ઓરત ફરજંદોનો એ દોખમાં ઉપર હક કાએમ રાખીને સગાંઓમાં આપણાં ખાનદાનમાં પરણેલી છોકરીઓને તથા આપણા ઘેરની છોકરીઓ બાહેર પરણી ગેઇ હોએ તેઓનાં પોતાનાંજ એક પેહેડીનાં છોકરાંઓનેજ ગણવાં અને તેઓનો હક કાએમ રાખવો-એ ઉપરાંતની બીજી કોઇબી સગાઇવાલાઓનો હક દુર રાખવો-એમ કરતા કોણનો હક કાએમ રેહે છે તે આએ સાઠે ફેમીલી ટ્રી (વંસાવલીનું ઝાડ) આપી છે તે ઉપરથી એક નજરે જણાશે. એ બંદોબસ્ત ઉપર હમે દાદીશેઠ કુંટુંબનાં મરદો તથા ઓરત ફરજંદોએ સહી આપી છે તે હમોને કબુલ મંજુર છે સહી."

## દોખમા સંબંધ બીજું સરકયુલર.

મરહુમ દાદીશેઠની ઉતરતી ઓલાદ અને અતલગના બેશીઓને જાહેર થાવા ખાતે એક ખાનગી સરકીયુલર.

સાહેબો,

"મરહુમ દાદીશેઠ સાલે ૧૭૯૮ મા શ્રી ચોપાતી ખાતે પોતાને તા. તેઓથી ઉતરતી અતલગનીજ ઓલાદને તેઓની છેલી ઘડીને વખતે અવલમંજલ પોહોંચાડવાની નેમથી એક ખાનગી દોખમું બાંહાધી આપી ગયા છે તે જગીઆ જો કે તે વખતે એક ઘણીજ ઉતરતી અને હલાએથી હતી તેમજ તેઓથી ઉતરતી અતલગની ઓલાદ પણ હાલના જેવી બોહોળી ફેલાએલી ન હતી, પણ હાલમાં

તેથી ઉલટુ તે જગીઆ જેમ ઘણીજ અગતના મુખડા ઉપર અને ઓહોળી વસ્તી અને આસપાસના બંગલાઓની વચ્ચે આવી ગઇ છે. તેમજ મરહુમ દાદીશેઠથી ઉતરતી ઘણીજ અતલગની ઓલાદ પણ ફેલાઇ જાય તેમ સંખીઆ ઘણી વધી ગઇ છે. તે શાતે સરવે સાહેબોને જાનીતું છે કે એ મજકુર દોખમુ ઘણુંજ નાધલુ અને તે સાથે ઉપરથી લોધાની જાલીઓથી બંધ હોવાના શબબને લીધે રૂવાન તુક મુદ્દતમાં સહેલાઈથી સીચવાઇ શકતું નથી. એવા કેટલાએક બારીક શબબોને લીધે તે શાતે હાલમાં આપણા પારસી તોલાના દોખમાઓને લગતી વારમવાર ઉથતી તકરારો તેમજ આપણી સરકારના સખત ધારાઓની રૂહુએ કેટલેએક દરજે ધાસ્તી રાખવામાં આવે છે. માટે સાહેબોને ઘણીજ નમનતાઇ સાથે જાહેર કરવામાં આવે છે જે હવે પછી મરહુમ દાદીશેઠથીજ ઉતરતી અને ઘણીજ અતલગની ઓલાદના બેશીઓનેજ એ મજકુર દોખમા મધે અવલ મનજલ પોહોંચાડવાની પરવાનગી આપીઆમા આવશે. અને કોઇબી રીતે મરહુમ દાદીશેઠથી ઉતરતી ઘણીજ અતલગની ઓલાદમાં શગાઇ ધરાવતો માલમ ન પડશે મગર એક બેસી તરીકેનો હક ધરાવી પરવાનગી મેળવવા ચાહશે તો બોલી રીતે ના પાડવામાં આવશે તે વીશેનું કોઇબી સાહેબે અપમાન સમજવું નહી.

"બીજુ–હાલમાં કેટલાએક શાહેબો મરહુમ દાદીશેઠથી ઉતરતી ઓલાદના બેશી તરીકેનો હક ધરાવી એ મજકુર દોખમાં મધે અવલમનજલ પોહોતાં છે મગર ઘણુજ દલગીરી ભરેલું એ છે જે તેઓના રૂવાનોના ક્રીરીઆના કામો તેઓના મુરબી મરહુમ દાદીશેઠને એક ગોયા અપમાન પોહોચાડી મજકુર મરહુમ દાદીશેઠના આતશબેહેરામ સાહેબ અથવા આતશ આદરીઆન સાહેબ ખાતે નહી પણ ફકત તેઓના ખાનગી પંથકીઓની નાકેશ શમજુતીથી પરાએ મકાન કરાવે છે તે એક ગોયા ઘણુજ ધીકાર ભરેલું એ મકાનોને લાગે છે–જે સાહેબો મરહુમ દાદીશેઠથી ઉતરતી ઘણીજ અતલગની ઓલાદના બેશી તરીકે એ મજકુર દોખમા ઉપર હક ધરાવવા માંગતાં હોય તેઓને સજાવાર છે જે તેઓના રૂવાનના ક્રીરીઆના કામો એક ફરજ તરીકે–મરહુમ દાદીશેઠનાજ શી આતશબેહેરામ સાહેબ અથવા આતશ આદરીઆન શાહેબ ખાતેજ કરાવવા–ધતારત છે."

# જરતોસ્તીઓને લગતાં અતી પુરાણાં દોખમાઓની નવી શોધ.

---

## દક્ષિણ આફ્રીકા મધે તેમનાં હાલ મલી આવેલાં સંખ્યાબંધ ખંડીયરો.*

---

અત્રે અમે હિંદ તેમજ ઇરાન મધેનાં જાણીતાં દોખમાઓ બાબે ઇશારો કીધો છે તે વેળા હાલ દક્ષિણ આફ્રીકા મધેનાં અસલ જરતોસ્તીઓનાં દોખમાઓના ખંડીયરો, જે મળી આવ્યાં છે, તેને લગતી બહાર પડેલી શોધ તરફ અત્રે કોમનું ધ્યાન ખેંચતાં સંતોષ ઉપજે છે, જે ઉપરથી દીસે છે કે આપણાં જરતોસ્તી ઇરાનીઓએ આશરે બે હજાર વરસ ઉપર દક્ષિણ આફ્રીકા તરફ પણ સંસ્થાન વસાવ્યું હતું.

આ શોધને લગતું એક અગત્યનું લખાણ વેલાતનાં જાણીતાં 'Blackwood's Magazine'ના જુન ૧૯૩૧ ના અંક મધે મી૦ પી. એસ. નેઝેરોફ (Mr. P. S. Nazaroff) તરફથી છપાયું છે, જે મધે આ કાબેલ લખનારે આ મલી આવેલાં ખંડીયરોને લગતો ભેદ ખુલ્લો કીધો છે. એ ખંડીયરો દક્ષિણ આફ્રિકાનાં હાલનાં રોહડેસ્યા મધેનાં ઝામબાબ્વે (Zimbabwe) તરફ આવ્યાં છે જેના આકાર, રચના વિગેરે ઉપરથી ઉપલો લખનાર ખાતરી આપે છે કેઃ "The Towers of Silence of Bombay are really contemporary Dakhmas. Their external appearance and even their dimensions show a striking resemblance to the Ulliptical Temple of Zimbabwe."

---

* જુવો મેશર્સ આર. એન. હોલ અને ડબલ્યુ જે. નીલે ભેગી લખેલી "Ancient Ruins of Rhodesia"ની કેતાબ તથા મી૦ હોલે એકલાએ પ્રગટ કીધેલું "Great Zimbabwe, Mashonaland, Rhodesia" નામનું પુસ્તક.

## છાપરાં વગરનાં મકાનો.

આ ખંડીયરોવાળાં મકાનોની મુખ્ય ખાસીયત તેને માટે કશું પણ છાપરૂં ન હોવાની છે. ત્યાં આસપાસ ઉભી કીધેલી દીવાલોની અંદર ગુઝરેલાંઓનાં હાડકાં મળે છે. એ માહેલા ભાગ મધે બાહેરનાંઓથી જવાઇ શકાતું નથી, એ જગા સૂરજ, વરસાદ અને આસમાનને માટે ખુલ્લી છે. અને તે ઉપર માણુસ જાતની આંખો નહી પડે તેની બહુ સંભાલ લીધી છે. ફકત હવામાં ઉડતાં પક્ષીઓજ તેમાં દાખલ થઇ તેમાં પડેલી લાશનો ભક્ષ કરી શકે એવી તરતીબ ત્યાં રાખેલી દીસે છે.

બાહેરની દીવાલોની અંદર માત્ર એક નીચું બારણું છે જેમાં એક માણુસ ઉભું રહીને દાખલ થઇ શકે નહી. તેની બાહેરની તેમજ અંદરની રચના એવી છે કે તેને તળેથી પણ કોઇ માણુસ કે જાનવર દાખલ થઇ શકે નહી. એ બાબે કોઇ નાનામાં નાની જગા કે માર્ગ રાખ્યો નથી. તેની મૂળ રચના એવી છે કે ફકત ઉંચેથી ઉડી લાશ ખાનારાં ગીધોજ ત્યાં જઇ શકે. તેની દીવાલોની અંદરના ભાગમાં લાશને નાખવાના પ્લાટફોર્મ (ચોતરા) કીધા છે અને હાડકાં, રસી વિગેરે માટે સુખશાન્તીને લગતી બીજી ગોઠવણો પણ કીધેલી દીસે છે.

### આ ખંડીયરો કેવી જગા ઉપર મળે છે?

આ મકાનો સખત પાહાડી જગા જે મનુષ્ય વસવાટથી દૂર હોય તે ઉપર બાંધ્યાં છે કે જેથી તે માણુસ જાતનાં બીજાં કાંઇ ઉપયોગમાં આવે નહી. ત્યાં કાંઇપણ તરતરકારી કે ફળફળાદી કે ખેતીવાડીની જીનસ ઉગી શકે નહી કે જે મનુષ્ય વસ્તીના ઉપયોગમાં આવી શકે. વળી એ જગા ધોરી રસ્તાથી બહુ દૂર આવી છે.

વલી આવી રચનાની આ તરફ બીજી કોઇ પણ ઇમારત નથી કે જે મનુષ્ય વસવાટમાં લેવાઇ શકાય. અત્રે લાશને દાટવા કે બાળવા માટે પણ સગવડ નથી. આ ઉપરથી ખુલ્લું અનુમાન નીકળે છે કે આ જગાએ વસનારાં માણુસો લાશને પક્ષીઓ પાસે ભક્ષ કરાવતાં હશે. એ જગા આતશની આરાધના કરતી કોમના વપરાસ માટે હતી જે કોમ આપણા પાક જરતોસ્તી મઝહબ પાળનારી છે.

ઉપલો લખનાર જણાવે છે તેમ: " Almost all the ruins of Rhodesia and the Transvaal are dakhmas ".—

( જામે જમશેદ, તા. ૧૫ મી જુલાઈ ૧૯૩૧).

# પ્રકરણુ ૬ ઠું.

—:o:—

## મોટા દાદીશેઠની સખાવતો.

(૧)–દુકાળયાઓને મદદ. (૨)–ઝંદ મદરેસા. (૩)–ઇરાનીઓના ઉતારા માટે જગા. (૪)–મંદીરો તથા દેહરાઓ માટે બક્ષેલી જમીન.

આપણે છેલ્લા પ્રકરણુમાં જોયું છે કે મોટા દાદીશેઠે પોતાના શકમાઇના પૈસાનો પહેલી તકે જે રૂડો ઉપયોગ કીધો તે પોતાના દીન ધરમને લગતાં પાક અગીયારી આતશબહેરામ તથા દોખમાં બરપા કરવાનો હતો. સારે સમયે તેવણુ મનુષ્ય દયાના કામ ઉપર ધ્યાન દોડાવી પોતાની દોલતનો છુટથી ઉપયોગ કરવાને ચુકયા નહીં.

ઇ. સ. ૧૭૯૦–૧ ના સાલમાં (યઝ ૧૧૬૦) ગુજરાત તરફ ભયંકર દુકાળ પડયો હતો જેને સડતાલીસનો દુકાળ (સંવત ૧૮૪૭ નો) કહે છે. તે વેળા ગુજરાતના શહેરો તથા ગામોમા ઘણી પારસી વસ્તી હતી, જ્યાંના સેંકડો જરથોસ્તીઓ ભારે સંકટમાં આવી પડયાં હતાં, અને તેથી આફતના માર્યા તેઓ મુંબઇ આવી પહોંચ્યાં હતાં આવા બારીક વખતમાં મોટા દાદીશેઠે તથા શેઠો નશરવાનજી માણેકજી વાડીયા તથા પેસ્તનજી બહમનજી વાડીઆએ તેમને અત્રેની કોટની માણેકજી શેઠની વાડી (જે હમણાંજ ભાંગી ત્યાં મોટા હોનબી'–એલાડ' રસ્તો કાઢયો છે) તે વાડીમાં ઉતારો અપાવી ચાલુ દશ મહીના સુધી તેમને ખોરાકી પોશાકી પુરી પાડી હતી. આ માટે મજકુર ત્રણે સાહે-

ઓને કુવે રૂ. ૧૬૮૦૦નો ખરચ થયો હતો જેમાં મોટા દાદીશેઠને ફાળે રૂા. ૫૬૦૦ આવ્યા હતા.

પરકોમના દુકાળ્યાઓને મદદ.

એજ માફક પારસીઓ ઉપરાંત બીજી કોમના હઝારો લોક ગુજરાતથી વાખાના માર્યા મુંબઇમાં ધસડાઇ આવ્યાં હતાં તેમને કેટલાક સખી પારસી શેઠીયાઓએ જુદી જુદી મદદ કીધી હતી. તેમાં શેઠ સોરાબજી મંચેરજી રેડીમનીએ પોતે બે હઝાર હિંદુ દુકાળ્યાઓની પરવરેશી કીધી હતી અને તેજ માફક મોટા દાદીશેઠે દશ મહીનાવેર લાગુ બે હઝાર હીંદુ તેમજ મોહોમેદન દુકાળ્યાઓને દરરોજ બેવારનું પેટ પુરતું ભોજન જમાડી તે પાછળ લગભગ એક લાખ રૂપીયા ખરચી તેમની આતરડીની દુઆ લીધી હતી. કેવો જબરો પરમાર્થ ?

સુરત ખાતે મોકલેલી ચોખાની ગુણો.

આ તો જેઓ વાખાના મારયા મુંબઇ આવી પડયા તેમનાં સંકટ ટાળવા માટે હતું, પણ વળી સુરત મધે જેઓ અનાજના ડાટથી પીડાતા તેમને માટે દાદીશેઠે વાહાણો ભરી બંગાલી ચોખાની હજારો ગુણો સસ્તે ભાવે ગરીબોને વેચાતી આપવા માટે પોતાના આડત્યા શેઠ રતનજી માણેકજી એંટી (૧૭૩૩–૧૮૦૪) ઉપર રવાના કીધી હતી.

"એંટી સાહી રૂપયો"

મી૦ રતનજી અનાજ સસ્તી કીમતે પણ નવો સિક્કો લઇનેજ આપતા હતા. નવા સિક્કા વગર કોઇને પણ અનાજ નહી આપવાના એવણના મક્કમ ઠરાવ (એંટ) ને લીધે એવણની અટક તે વેળા 'એંટી' કરી પડી હતી અને સુરતમા આ નવા રૂપીઆને લોકો "એંટીસાઇ રૂપીઓ" કહેવા લાગ્યા હતા.

દાદીશેઠની દુકાળ વેળાની સખાવતની સીફતમાં મી० રતનજી ફ. વાચ્છા (તે "મુંબઇના બહારના" કર્તા) એ નીચલી બેતો જોડી હતી.

સખાવતમાં શોરાબજી હતા સુરા
દાતારમા દાદીશેઠબી પુરા
જેઓપર દીપતોતો શેઠાઇનો બાહાર
કીરતી તેઓની રહી ઇઆદગાર
તે સાથે પેસતનજી વાડીઆ સામેલ
દરવને હીમતમા પુરા કામેલ
ખાઇ ખવાડીને ગુજરી ગયા
સખી નામથી જગમા અમર થયા
શખાવતની વાતમાં શારૂ કેહેવાએચ
ઇઆદી તેઓની હજી તક લેવાએચ
મસહુર છે જગતમાં સડતાલીશનો કાલ
વરસ તેનું ચાલે છે તેઆસીમું હાલ
બચેઆ જેઓ તાહાંથી નીકલી ગયા
આવીને મુંબઇની અંદર રહેઆ
ખબર થઇ જેહવી રેડીમણને
સવાધીન લીધા બે હજાર જણુને
દાદીશેઠેબી તેટલી શંખીઆ લીધી
શખાવતમાં દોલત રેડી દીધી
દરરોજ દાહાડામાં સાંહાંજને સહવાર
ખવાડેઊ તેઓને બએજ વાર
એવી હાલતમાં મહીના દશેક ગયાં
તાંહાં તક તે આશરો પામતા રહેઆં
સુરતમાં પડેઓ જારે દુકાલ
પરજાને કરી આપેઓ સુકાલ
અનાજ ભરી વાહાંણો મોકલી દીધાં
ટવલતાંને સંતોષ પાંમતાં કીધાં
મલેઓ સઊને અનાજ સસતો
તે દહાડો તો અંતે ગયો ખસતો
વરસથી તેને ઘણા વહી ગયા
પણ પુનવંતાં કામો ઇઆદમા રહેઆ.

ઉપલી સાદી બેતોમાંની ગણત્રી દર ભોજણે માત્ર બે આનાને હિસાબે કરીયે તો પણ મોટા દાદીશેઠે કીધેલો રૂ. પોણા લાખનો એકંદર ખરચ અંકાય છે.

**ચોપાટી ખાતે બગીચો.**

ચોપાટી ખાતે સીનોર બેરેટા નામના શ્રીમંત પોરચુગીઝની જગા હતી તે મોટા દાદીશેઠે ખરીદી લઇ ત્યાં એક સુંદર બગીચો બનાવ્યો હતો, તથા તેની વચ્ચે એક બંગલો પણ (સ. ૧૭૮૫ માં) બંધાવ્યો અને એક દાહડો પછી પડોશની હિંદુ માલેકની જગા ખરીદી બગીચાનો વીસ્તાર વધારયો હતો. એજ જગા ઉપર પાછળથી મોટા દાદીશેઠે પોતાના કુટુંબ માટે ખાસ દોખમું બંધાવ્યું હતું તે વિષે આપણુ ઉપર જણાવી ગયા છીયે.

**ઝંદ મદરેસા.**

મોટા દાદીશેઠ માત્ર ધરમક્રિયા માટેના સ્થળો બાંધીનેજ બેઠા નહી, પણ જરતોસ્તી બચ્ચાંઓને નાનપણથીજ ધરમની કેળવણી મલે તોજ તેમની ધર્મ તરફની આસ્થા કાયમ રહે એવો દુર અંદેશ વિચાર તેવણ ધરાવતા હતા. વળી તેવણ એમ માનતા હતા કે ખુદ આપણી અસલી પાક અવસ્તા ભાષા બચ્ચાંઓને શીખાડવામાં નહી આવે તો તેઓ ફક્ત ગુજરાતીમાં અશુદ્ધ ઉચ્ચારે વગર સમજવે બંદગી કરે અને તેથી માથ્રવાણીનો જોઇએ તેટલો ફાયદો થાય નહી. આવા વિચારવંત પાક હેતુથી મોટા દાદીશેઠે પોતાની આગેવાની હેઠળ (નવા નીકળેલા) કદીમ ટોળાનાં બચ્ચાંને જંદઅવસ્તા શીખાડવાને માટે ૧૭૯૬ માં કોટમાં પીડાંવાલા મોહલ્લામાં વાડીયાની પોળમાં રૂ. ૨૧૪૧ ખરચી મદરેસા સ્થાપી અને તેનાં ઉપરી તરીકે અંધ્યારૂં દાદાભાઇ ફરામજી (જેવણ પાછળથી દાદાદારૂ વેલાતીના નાંમથી ઓળખાવા લાગ્યા) તેમને નેમ્યા. આ મદરેસા દાદાદારૂ પછી તેમના બેટા જહાંગીર ચલાવતા હતા. એવી રીતે દાદીશેઠ પછી તેમના સપુત અરદેશર દાદીભાઇએ તથા તેમના વારસોએ એ નિશાળ ચાલુ નીભાવી રાખી હતી. તે બધું મળી ૩૬ વરસ ચાલુ રહી ઇ. સ. ૧૮૩૦ માં બંધ પડી હતી, છતાં મજકુર મોબેદની વીધવાને તેની ગરીબાઇ ધ્યાનમાં લઇ દાદીશેઠના વારસોએ ઇ. સ. ૧૮૪૭ સુધી ઘણાં વરસોવેર ત્યાંજ પડી રહેવા દીધી હતી. એ રીતે આ નિશાળનું મકાન ૫૨) વરસવેર દાદીશેઠ કુટુંબે ચાલુ રાખી કુલે તે પાછળ રૂ. ૧૧ હજારથી વધુની બક્ષેસ કીધેલી કહેવાય છે.

## ઇરાનીઓને ઉતારો.

ઉપલાજ મકાનમાં ઇરાનથી આવતા જરતોસ્તીઓને ઉતારો આપવામાં આવતો હતો. પાછલથી એક એલાહેદી જગા થવાથી ઇરાનીઓનો ઉતારો ઉપલાં મકાનમાંથી બંધ પડયો.

**૭ દહેરાંઓ તથા ૧૯ ધર્મશાળા માટે મુકૃત આપેલી દાદીશેઠની જગા.**

માહાલક્ષ્મીના ડુંગરની સામે દરિયા કીનારાપર લગભગ ૨૫૦૦૦ ચોરસ વાર ખાલી જગ્યા શેઠ દાદીભાઇ નશરવાનજીની પોતાની માલેકીની હતી તે તેવણે ધર્મખાતે આપવાને એલાહેદી કાઢી હતી. અને તે ઉપર હિન્દુઓના ઘણા દહેરાં, ધર્મશાળા, તલાવ વિ. શેઠ દાદીભાઇ તથા તેમના બેટા અરદેશર દાદીભાઇ તથા તેમના વારસોની રજા લઇ વગર દામ આપવે બાંધવામાં આવેલાં છે, જેઓમાં મુખ્ય નીચલા દહેરા, ધર્મશાળા, તલાવ વિગેરે આવેલાં છે:

### ૭ મંદીર તથા દહેડાં.

૧ માહલક્ષ્મીનું મંદીર.
૨ ધાકજી દાદાજીનું ધાકલેશ્વરનું દેહડું.
૩ કાલીકા દેવીનું દહેડું.
૪ ઉદાસી બાવાનું દેહડું.
૫ આનંદજી મીસતરીનું દેહડું.
૬ રામચંદ ભાસ્કરનું દેહડું.
૭ વીઠોબા કાનોજીનું દેહડું.

તુલસીદાસ ગોપાલદાસ (ઇ. સ. ૧૮૨૪માં) ખોદાવેલો મોટો તલાવ.

### હિન્દુ કોમની જુદી જુદી જ્ઞાતોને વાપડવા માટે બાંધેલી ૧૯ નીચલી ધરમ શાલાઓ.

૧ મોરોબા પરસોતમ.
૨ નારણજી ગોવંદજી.
૩ ગોવીંદજી લાલજી.
૪ શીવા કેરૂજી.
૫ નીલાજી મદનજી.
૬ ધાકજી દાદાજી.

૭ અનંતા રાગોબા.
૮ નાગા બાવા.
૯ દામોદર લક્ષ્મણ શેઠ.
૧૦ રામચંદર ભાસ્કરજી.
૧૧ છાપાબાઇ ઓરત.
૧૨ રાગોબા જીવાજી.
૧૩ દામોદર પુતલાજી.
૧૪ મદનજી પરષોતમ.
૧૫ વીઠોબા કાનજી.
૧૬ ગોકલદાસ લીલાધર.
૧૭ નરોતમ નારાણદાસ.
૧૮ ગોલાની પંચ.
૧૯ લુહારોની જમાત.

વાહ! વાહ! પારસી દિલગુર્દો! સવા સદી ઉપરના જરથોસ્તી સખી જીવડાઓએ પરકોમના ધર્મ સ્થળો માટે કેવો મોટો દિલગુર્દો બતાવ્યો! તેઓએ દેહડાં માટે વગર દામે કેટવી બધી જમીન એક ઓધે કાઢી આપી! તેમ કરી આજે તેઓએ તેમના હીંદુ વંશજોના કેવા આશીષ મેલવ્યા હશે! વળી દોઢ ડજનથી વધુ ધર્મશાલાઓ માટે જગા કાઢી આપી કેવો ગરીબોને આશરો આપ્યો! તે વેળાથીજ જરતોસ્તીઓ ન્યાત જાતનો કે ધરમ માટેનો તફાવત પરમાર્થ કરવા માટે રાખતા ન હતા. કોમ કોમ સાથે ભેલાઇ એકતા જાળવી રાખવાને દિલાવર આપણા વડીલો કેવા કાળજીમંદ હતા તેનો આથી શો વધુ સરસ દાખલો મળી શકે? ખરેખર દાદીશેઠ કુટુંબે કરેલી પરકોમ માટેની આ સખાવતો સોનેરી હરફોએ નોંધાઇ રહેશે. પોતાનાજ હમદીનોના ધાર્મીક સ્થળો—અગીઆરી, આતશ બહેરામ બંધાવી સબુરી ન પકડતાં આ દાદીશેઠ કુટુંબે પાણી માટે પરબ, તથા તળાવ, આશ્રાયશ માટે ધર્મશાળાઓ અને પારકા ધર્મવાળાઓની પોતાના ધર્મ તરફની આસ્થા વધારવા માટે મંદીર અને દહેડાં બંધાવવાને પોતાની જમીન પર જમીન કાઢી આપી કેવી બીન હાસલે મદદ કરી! ખોદાએ તેમના રૂહને લાયક બદલો આપ્યો હશેજ.

**મહાલક્ષ્મીનું પરભ.**

મહાલક્ષ્મીના ડુંગરની હેઠાણમાં એક જગ્યા પર મોટા દાદીશેઠે જરથોસ્તીઓને માટે પાણીનું પરભ રાખી તેની સંભાળ લેનારા પારસી ચાકરને ત્યાં રહેવા માટે એક મકાન બાંધી આપ્યું હતું. અસલ જગ્યા પાછળથી મ્યુનીસીપાલીટીના અમલદારોએ ત્યાંથી કહાડીને તેનીજ સામે જ્યાં સરકારી ખાલી જગ્યા હતી ત્યાં હાલની રીત મુજબ ઘણી રળીઆમણી ઇમારત બાંધી આપી હતી, તે મકાનનો કબજો તેના હકદાર વારસનો લાંબા વખત વેર સચવાયલો હતો.

**ગરીબ જરથોસ્તીઓના રહેઠાણોના ફંડ.**

આ પરભની પાછલી તવારીખ હવે પછી તેની યોગ્ય જગાએ આપવામાં આવશે. અત્રે ટુંકમાં એટલુંજ કહીશું કે પરભની જમીન મ્યુનીસીપાલીટીએ જાહેર કામ માટે ખરીદી લીધી તેની કીંમત મરહુમ ખા. બ. મંચેરજી કા. મરઝબાનવાલા ગરીબ જરથોસ્તીઓના રહેઠાણોના ફંડને સ્વાધીન કરી તેમાંથી એક ચાલી મરહુમ શેઠ દાદીભાઇ નોશીરવાનજી દાદીશેઠને નામે બંધાવવામાં આવી છે.

**પાલક કેસમાં દાદીશેઠની જુબાની.**

તા૦ ૧૩ મી જુલાઇ ૧૭૯૫ ને દીને તે વેળાની મુંબઇની મેયરની કોરટમાં પારસીઓમાં પાલક કરવા બાબેના એક અગત્યના મુકદમાનો ચુકાદો થયો હતો. તેમાં ડોસાભાઇ જમશેદજી મોદી, વાદી, અને બાઇઓ શુનાબાઇ તથા રતનબાઇ, તે મરનાર માણેકજી જીજીભાઇ મોદીની વીધવા તથા દીકરી પ્રતીવાદી હતાં. આ મુકદમાની કેફીઅત એ છે કે શેઠ માણેકજી જીજીભાઇ મોદી, કે જેઓ તા૦ ૧૯ મી ફેબરવારી ૧૭૭૩ ને દીને પોતાના કોઇબી નર વારેસ તથા વશીયતનામું કર્યા વગર એક મોટી પૂંજી મેલીને મરણ પામ્યા હતા. તેવણને પેટે એક દીકરી મજકુર રતનબાઇ હતી, અને તેણીને ત્યાં તે વખતે બોધાભાઇ નામે ૭ વર્ષનો એક બેટો હતો. મરનાર માણેકજીની તે બેટા ઉપર ઘણી મમતા હતી, અને તેવણે તેને પોતાનો પાલક કરવાનો પોતાના બેહીઓ ઓળખાંણ પીછાંણવાળાઓ આગળ ઠેડાવ જાહેર કીધો હતો. હવે માણેકજીનું જ્યારે મરણ નીપજ્યું

ત્યારે અખયાંણું ભરી રહ્યા પછી તેમની મજકુર વીધવા તથા દીકરીએ ઓધાભાઇને તેમના પાલક ઠેડાવી તંદરેસ્તી પહાવી. એ પછી ઉઠમણાને દહાડે જ્યારે સઘળી અનજુમન એકઠી થઇ ત્યારે માણેકજીના ભત્રીજા શેઠ જમશેદજી ઓધાભાઇ મોદીએ પંચાતના બીજા અકાબરો આગળ ફરીયાદ કીધી કે આપણા ધર્મની શરીયત મૂજબ છોકરીના છોકરાને પાલક કરાય નહિ, પણ કોઇબી મરનારના બાપીકા લોહીનો હોય તેને પાલક કરવો સજાવાર છે. પંચાતના ઘણાખરા અકાબરોએ તે વાંધો કબુલ રાખ્યો, અને જમશેદજીએ પોતાનાં ડોસાભાઈ નામનાં બાર વર્ષનાં એક છોકરાને પાલક ઠેડવી ઉઠમણાંમાં તેને નામની તંદરેસ્તી પહાવી, તથા એક લેખ કરી તે પર ત્યાં હાજર રહેલા મુખ્ય આગેવાનોની શાહી લીધી કે "પંચાતે આજ દીને જમશેદજી ઓધાભાઈના છોકરા ડોસાભાઇને મરનાર માણેકજી જીજીભાઇ મોદીનો પાલક ઠેડાવ્યો છે." આ ઠેડાવની સામે માણેકજીની મજકુર વીધવા, દીકરી તથા ઘરનાં બીજાં બઇરાંઓએ વાંધો લીધો, સબબ મજકૂર જમશેદજી ઓધાભાઇ તથા માણેકજી (કાકા ભત્રીજાઓ)ને મુદ્દલ બનાવ હતો નહિ અને તેઓને એકમેકપર કશું હેત પ્રાત પણ નહિ હતું. લેકીન તેમનો વાંધો ચાલી શકયો નહિ, અને ડોસાભાઇએ ઉમરે પુગી માણેકજીના પાલક તરીકે તેમની પુંજી ઉપર દાવો કીધો અને મેયરની અદાલતમાં તેમની મજકૂર વીધવા તથા દીકરી ઉપર ફરયાદી માડી હતી. આ ઉપરથી "મેયરે" પારસીઓમાં પાલક કરવા વીષે ધર્મનુ ફરમાન તથા રવેયો શું છે તે જાણવા થકી કેટલાક આબરૂદાર એહદીનો તથા મોબેદોને શાક્ષિ આપવા બોલાવ્યા હતા, અને તે સઘળાઓએ પાલક કરવાના રેવાજ વિષે પોતાના અભિપ્રાય આપ્યા હતા. તે મધે પ્રથમ શેઠ દાદીભાઇ નોશરવાનજીનો નીચે પ્રમાણે હતો. પોતાની ઉમર વર્ષ ૬૦)ની જણાવી કહયું કે "પારસીઓમાં બાપીકાં લોહીનાજ શખસોને પાલક કરવાનો રેવાજ છે, અને છોકરીના વંશનાઓને કરતા નથી પણ જ્યારે કોઇ પારસી કાંઈ દઇવત મુકી મરી જાએ અને તેના કુટુંબવાળાઓ તેનો પાલક નહિ ઠેડવે અથવા તો તેઓમાં તેની નેમનુંક વિષે કાંઇ વાંધો હોય, તો પંચાત તેવા ધણીનાં કુટુંબમાંથી તેનો પાલક ઠેડવી આપે છે."

આ પ્રમાણેની શાક્ષી સાંભળી "મેયરે" ઉપલે દીને પોતાનો ચુકાદો આપ્યો કે ડોસાભાઇ જમશેદજી મોદીને પારસીની પંચાતે મરનાર

આલુકજી જીજીભાઇ મોદીનો પાલક તેમનાં ઉઠમણાંમાં ઠેડવી આપ્યો છે માટે મરનારની વીધવા સુનાબાઇ તથા દીકરી રતનબાઇએ તેની સઘળી મીલકતનો કબજો ડોસાભાઇને તેના પાલક તરીકે આપવો, અને ડોસાભાઇએ મજકૂર બંધે બાઇઓને તેમની હૈયાતી સુધી દરેકને રૂ૦ ૫૦) નો દરમાયો તેમનાં ઉદર પોષણને માટે આપવો.

ઉપલા ચુકાદાથી નારાજ થઇ ઉપલી બંધે બાઇઓ શુનાબાઇ તથા રતનબાઇએ મુંબઇની "અપીલ કોરટ" માં તા૦ ૨૭ મી અકટોબર ૧૭૯૫ ને દીને અપીલ કીધી હતી, અને તેનો ચુકાદો પણ ઉપલા "મેયર" ના ચુકાદાના જેવોજ થયો હતો. આ બધે ચુકાદાઓની સામે એ બાઇઓએ ઠેઠ ઇંગલાંડ ખાતે "કીંગ-ઇન-કોનસીલ" માં અપીલ કીધી હતી. તેના ફેસલાની નકલ ઘણી શોધ કર્યા છતાં હાથ લાગી નથી, પણ સાંભલ્યા પ્રમાણે ઇંગલાંડના ન્યાએધિશોએ ઉપલી બંધે મુંબઇની કોરટના ચુકાદા રદ કરી મજકુર બાઇઓ તથા ઓધાભાઇના લાભમાં ચુકાદો કરી આપ્યો હતો, સબબ "મેયર"ની કોરટમાં પડેલી સાક્ષી ઉપરથી તેઓએ જોયું કે પારસીઓમાં પાલક કરવા વિષે ચોકસ નીયમ નથી, અને જ્યારે મરનારની ખાએસ પોતાની છોકરીના છોકરાને પાલક કરવાની હતી, ત્યારે તે ખુશી પ્રમાણેજ થવું જોઇએ. બીજા જરતોસ્તીઓએ ઉપલા મુકદમામાં જુબાની આપી હતી તેનો સાર પારસી પ્રકાશના પહેલા દસ્તરને પાને ૭૯-૮૦ એ નોંધેલો છે.

---

# પ્રકરણ ૭ મું.

## ગાહમ્બાર ફંડની સ્થાપના–મોટા દાદીશેઠ પારસી પંચાએતના અકાબર તરીકે.

**કદીમ જરથોસ્તીઓના ગાહમ્બાર.** એક જરથોસ્તીની ૭ મુખ્ય ધારમીક ફરજોમાંની એક ગાહમ્બારની છે. મોટા દાદીશેઠે પોતાની કોમ તથા પોતાના પાક મઝહબ તરફની એ ફરજ પણ ઘણી ધારમીક આસ્થા સાથ બજાવી હતી.

મોટા દાદીશેઠના આતશબહેરામ પરઠવાના પવિત્ર દીવસે તેવણે મુંબઈના સમસ્ત અંજુમન (કદીમ તેમજ તેનાથી જુદા પડેલ શહેનશાહી)નું જાહેર જમણ કીધું હતું અને તે વખતથી તેવણ દર સાલ પોતાની હૈયાતી દરમ્યાન કદમીઓના એક ગાહમ્બારનું જશન પોતાને ખરચે કરાવતા હતા. પોતાના પુજ્ય પીતાશ્રી ને પગલે ચાલી તા. ૨૩ મી અકટોબર ૧૮૦૪ ને દીને શેઠ અરદેશર દાદીભાઈએ કદમી જરથોસ્તીઓના જાહેર ગાહમ્બાર કરવાનું એક ફંડ ઉભું કીધું હતું અને તેમાં પહેલવહેલી પોતેજ રૂા. ૬ હજારની રકમ ભરી હતી. એ ફંડનું એક કાયદેસર ત્રસ્ટ ડીડ પાછળથી થયું હતું. દર ગાહમ્બારની મેનીજ (હાલની માફક) એકેક સારા માણસને વારી પાડી સોપવામાં આવતી હતી અને તેના ઉધર રૂ. ૧૫૦ ફંડમાંથી તે ધણીને આપવામાં આવતા હતા. પહેલવહેલો એ મુજબનો વારો કદમી અરદીબહેસ્ત મહીનામાં પાંચમાં ગાહમ્બારે યાને તા. ૨૨ મી અકટોબર ૧૮૦૫ ને દીને શેઠ ફરામજી કાવસજી બનાજીએ કીધો હતો.

એ રીતે જે દીનથી મુંબઈમાં કદમી પંથનો પાયો નાખ્યો હતો તે દીનથી દર વરસના છએ ગાહમ્બાર શેઠ દાદીભાઈ નશરવાનજી પોતાને ખરચે પોતાના આતશબહેરામમાં કરાવતા હતા, અને કહે છે કે તેની જોડે ન્યાતના જમનને માટે એજ મકાનમાં બે ઓટલા પણ બંધાવ્યા હતા. પાછળથી બીજા મોટા ઓટલાઓ એજ કામ માટે બાંધવામાં આવ્યા છે.

(પા. પ્ર. દફ. ૧લું. પા. ૯૯)

**કદમી ગાહમ્બાર ફંડ.** ઉપલા ફંડના છેલ્લા બાહેર પડેલાં (તા. ૩૧ મી અકટોબર ૧૯૨૭ સુધીના એક સાલના) રિપોર્ટ મુજબ તા. ૩૧ મી અકટોબર ૧૯૨૬ ને દીને કુલે રૂા. ૧,૯૯,૩૪૧–૦–૨ જણાવ્યા છે. યઝ. ૧૨૯૬ ના કદમી ગાહમ્બાર ૫) અને યઝ. ૧૨૯૭ના સાલનો ગાહમ્બાર ૧) મળી ગાહમ્બાર ૬) નો કુલ ખરચ ખાણા જશન તથા મોએદોના ગાહમ્બારના ખાણા મળી રૂ. ૬૧૫૨–૧૪–૦ થયો હતો.

એ કદમી ઘંબાર ફંડના હાલ ૭ ટ્રસ્ટીઓ નીચે મુજબ છે જેઓ મધ્યે બે ટ્રસ્ટીઓ દાદીશેઠ કુટુંબના સાહેબો જોવામાં આવશે:

૧ શેઠ હીરજી અરદેસર દાદી.

૨ ,, મહેરવાનજી મંચેરજી કામા.

૩ ,, ફરામજી દોરાબજી પાંડે.

૪ ,, બહેરામજી નવરોજજી ગામડીયા.

૫ ,, જીજીભાઇ લી. બનાજી.

૬ ,, જહાંગીર હોરમસજી કામા.

૭ ,, નશરવાનજી દાદી દાદીશેઠ.

**પંચાયતના આગેવાન** શેઠ દાદીભાઇ મુંબાઇની અંજુમનના એક આગેવાન હતા. તા. ૭ મી સપટેમ્બર ૧૭૭૬ ને દીને મુંબઇની જરથોસ્તી અંજુમન તરફથી ૩૨ આગેવાનોએ નવસારીની અંજુમન ઉપર વરસીઆ સંબંધી એક પત્ર લખ્યો હતો તેઓ મધ્યે શેઠ દાદીભાઇ નોશરવાનજીની સહી મલે છે. એજ માફક ૧૭૭૭ ના મે માસમાં અત્રેની પારસી પંચાએતના અકાબરોએ નવસારીની સમસ્ત અંજુમન જોગ એક પત્ર લખી દોખમા સંબંધી દીનનો હુકમ શો છે તે પુછાવ્યું હતું. આ પત્ર હેઠળ શેઠ દાદીભાઇ નોશરવાનજીની સહી, મંચેરજી તથા હીરજી જીવણજી રેડીમની તથા દાવર નાનાભાઇ બહેરામજી વિ. જોડે મુંબઇની પંચાએતના અકાબરો તરીકે જોવામાં આવે છે.

તા. ૨૭ મી અકટોબર ૧૭૮૫ ને દીને મુંબઇની શમસ્ત જરથોસ્તી અંજુમન મળી હતી. આ મધે આ૦ બહેરા-

**૫૦ દીનની વયની છોકરીને પરણાવવા બાબે પંચાયતની મીનીટ**

મજી નશરવાનજી ઘડીઆલીએ બેહદીન હોરમસજી બહેરામજી પટેલની છોકરી નાની દીન ૫૦ ની પોતાના છોકરા સાથ અદરાવી અને ઇ. સ. ૧૭૭૩ નો પંચાતનો હોકમ તોડીયો, એમ કરવાને તેઓને ૩ વખત મના કીધી પણ માન્યું નહીં તેથી પંચાયતે તેઓને નાત બહાર કાઢયા કે તેઓને બહેદીન કે મોબેદ કોઇ પોતાને બારણે ચઢાવે અથવા પાણી પાએ અથવા જમવાનું અથવા આશોદાદ આપે તો તે પંચાતનો ગુનેહગાર થાએ. પંચાતની આ મીનીટ હેઠળ સહી કરનારા અકાબરોમાં શેઠ દાદીભાઇ નોશરવાનજીનું નામ પણ જોવામાં આવે છે.

**પંચાએતની નેમણુંક**

આ પછી તા. ૧ લી જાનેવારી ૧૭૮૭ ને દીને મુંબઇના ગવરનર આર. એચ. બોડામે પોતાને હાથે એક મીનીટ કરી પારસીઓના ઘરગટુ કજીયાઓ ચુકવવાને પંચાત ઠેડવી હતી.

**એજ સંબંધ ગવરનરનો પત્ર**

ત્યાર પછી તા. ૧૬ મી મારચ ૧૭૮૭ ને દીને મજકુર ગવરનરે પારસી પંચાતના મુખ્ય અકાબરો દાવર નાનાભાઇ બહેરામજી બનાજી તથા **શેઠ દાદીભાઇ નોશરવાનજી** ઉપર એક પત્ર લખી જણાવ્યું કે "પંચાતે મને જે ૨૪ નામ લખી મોકલ્યાં તે વાંચી ૧૨ નામ ચુંટી કાઢીને તેઓની કમીટી ભરવાની હું તમોને સતા આપું છું, અને તમોએ અંજુમન મેલવી આએ મારાં પત્રની બીના સૌને જાહેર કરવી, અને તમોએ તમારા ટોળાના કાયદા પ્રમાણે બધાનો સરખો ઇનસાફ કરવો, તથા કોઇની રાખરખાત કરવી નહિ."

મજકુર પત્ર હેઠળ મુજબ હતો:—

Nanabhoy Byramjee, Dadibhoy Nasservanjee, I now send you the power for holding the Committee which I have chosen out of twenty-four persons returned me by the Punchat or Assembly of the Parsee Caste, You will make the thing known in general assembly and act therein agreeably to the Rules of your caste doing strict Justice to all parties, without favour or affection to any one.

I am

Your friend and well wisher

(Signed) R. H. Boddam

"નામદાર પ્રેસીડંટ તથા કૌંઉન્સીલના તા. ૧૫ મી મેએ ૧૭૮૬ ના હુકમ મુજબ લખી પંચાએત અથવા પારસી ટોળાની મંડળીએ ઘરગટુ કજીયાઓનો ફેસલો કરવા તથા પોતાની કોમનો વહીવટ ચલાવવા પૈકી ૧૨ ધણીઓની જાથુકની એક કમાટી ઠેડવવાને વાસ્તે પારસી તથા અંધીઆરૂ મલીને ૨૪ શખસોનાં નામ મને આપ્યાં છે તેમાંથી નીચલા ૧૨ શખસોને ચુંટી કાઢયા છે, અને કમીટીને સારૂ તેઓને ઠેડવ્યા છે, માટે સઘળાં કામ સારૂં તેઓને માન આપવું:

**પારસીઓ.**

જમશેદ બોગા મોદી.

નાનાભાઇ બહેરાંમજી ( બનાજી ).

માણેકજી નવરોજી વાડીઆ.

**દાદીભાઈ નોશરવાંનજી.**

હીરજી જીવણ ( રેડીમની )

શોરાબ મનચેરજી જીવણ ( રેડીમની ).

**અંધીઆરૂઓ.**

શાપુરજી બમનજી શેઠ.

દસ્તુર કાવશજી પેસતનજી.

શોરાબજી નાનાભાઇ શેઠ.

દોરાબજી ફરામજી.

કાવશજી ભીખાજી.

દોરાબજી ફરદુનજી ( લશકરી ).

બહેદીનોમાં મજકુર ચોઠું નામ દાદીશેઠનું હતું. અંધીઆરૂ-ઓમાં બીજું નામ જે દસ્તુર 'કાવશજી પેસતનજી' લખ્યું છે તે કાંઇ ભુલ હશે એમ મરહુમ ખા. બા. બહમનજી પટેલ (પા. પ્ર. દફતર ૧લું પા. ૬૮) ધારે છે અને તે કદીમ ટોળાના દસ્તુર મુલ્લાં કાઉશ રૂસ્તમ જલાલનું હોય એમ માને છે.

મુંબઇની પંચાઅતે મોટા દાદીશેઠની સામેલગીરી સાથ ચુકવેલા કેટલાક કજીયા તથા કીધેલા ઠરાવો જાણવા જોગ ધારી હેઠળ ટુંકમાં આપ્યા છે. તે જમાનામાં મુંબઇના પારસીઓની શમસ્ત અંજુમન ઘણીક વેળા કોટ મધે શેઠ દાદીભાઇ નશરવાનજીની પેહડી ઉપરજ મલતી હતી. એવી એક સભા તા. ૨૫ મી એપ્રીલ ૧૭૯૧ ને દીને મુંબઇ મધે વરશીઓ તથા નીરંગદાન કરવાનો ઠરાવ કરવા મલી હતી.

**જીવતી ઓરત છતાં બીજી ઓરત કરવાની મનાઇ**

આ અગાઉ તા. ૯ મી ફેબરવારી ૧૭૯૧ ને દીને મુંબઇના પારસીઓની શમસ્ત અંજુમન કોટ મધેની મરહુમ બનાજી લીમજીની દરમહેરમાં મળી હતી આ વેળા એવું ઠેરવ્યું હતું કે "કોઇબી ધણીએ પોતાની જીવતી ઓરત છતાં બીજી ઓરત કરવી નહીં અગર એ રીતે કોઇ પોતાની મોહરદારને મુકી બીજી ઓરત વગર વાંકે અથવા વગર અન્યાયે કરે તો તે પંચાતથી બાતલ અને પંચાતનો ગુનેહગાર તથા નાતબહાર છે. જો કદાચને કોઇને પોતાની મોહારદાર અથવા નાતરાંની ઓરતને પેટે ફરજંદ નહીં આવતું હશે અથવા ઓરતમાં બદફેલી હશે અથવા બીજી કાંઇ મરદને નાખુશી હશે તો તેવી વાત જો પંચાતને જાહેર કરશે ને પંચાત મળીને તે વાતની તજવીજ કરીને રજા બીજી ઓરત યા મરદ કરવાની આપવી ઘટશે તો આપશે." આ અંજુમનની સભાના કામકાજની લખેલી નોંધની હેઠળ જે આગેવાનોએ સહી કરી હતી તેમાં શેઠ દાદીભાઇ નશરવાનજી પણ હતા.

**લગન ઉપર અંજુમનનો લાગો**

ઇ. સ. ૧૭૯૧ ની સાલમાં મુંબઇની પારસીઓની શમસ્ત અંજુમન કોટ મધે શેઠ દાદીભાઇ નોશરવાનજીના ઘર મધે મળી હતી તે વેળા એક એવો ઠરાવ થયો હતો કે "જે આશામીનો વર લગન થાય છે ને ગામના જમણ કરે છે તે વારે પંચાતને રૂ. ૫ આપે છે પણ આજ દીને એમ ઠરાવ ઠેરવો છે જે આજ

દીન પછી રૂ. ૧૧ પંચાતને આપે સહી.'' આજના જમાનામાં પારસી લગનોને લગતાં જમણો બલ્કે સ્વાદીષ્ટ ખાણુંઓ થાય છે તેમાં કોઇ કોઇ વેળા હઝારો લોકોને જમાડી હઝારો રૂપ્યાનો ધુમાડો થાય છે પણ તે વેળા અંજુમન કે પંચાત કહો કે લાચાર હમદીનોને ઘણી વખત ભુલી જઇ એક રૂપીઓ પણ ધર્માદામાં આપવામાં આવતો નથી. તેવાઓને ઉપલો સવાસો વરસ અગાઉનો દાખલો લેવા જોગ છે. આગળ પંચાતને રૂ. ૫ લાગાના આપતા તે બમણાથી વધુ કરી રૂ. ૧૧ ઉપર લાવ્યા હતા તે ઉપલા ઠરાવ ઉપરથી જણાય છે.

**ગ્નાત બહાર થયલા પારસીની ગવરનરને અરજી**

તા. ૧૨ મી જુલાઇ ૧૭૯૩ ને દીને મળેલી પારસી શમસ્ત અંજુમનની સભા મધે એક દારૂની દુકાન રાખનાર પારસીએ ગવરનર ઉપર જે અરજ કીધી હતી કે પંચાઅતના એકજ અકાબરે ગ્નાત બાહેરનો હુકમ કીધો હતો. તે બાબે ખોલાસો માગ્યો હતો તે ઉપર ઠરાવ કરવામાં આવ્યો હતો કે ઉપલા પારસીને કુલ અંજુમનના કહ્યાથી અને પંચાતના કેહવાથી ન્યાત બાહેર મેહલ્યો હતો. વળી તેની દુકાનમાંથી કોઇ પારસીએ દારૂ ખરીદવો નહીં એવો હુકમ કીધો હતો, કારણ કે ગ્નાત બાહેર થયા તેને હાથનું કશું પારસી લોકોને ખપે નહીં. વળી એક હઠીલી પરણેતરને માથું બોડાવવાની સજા પંચાએતે આપી હતી.

( પા. પ્રકાશ દ. ૧. પા. ૮૭૩ )

વલી એક બીજા કજીયામાં જીવતી બાયડી ઉપર બાયડી કરનારાઓને સજા ફરમાવી નવી બાયડીના ચીતલ પંચાતના ખાંધ્યાઓએ બાંજવાનો હુકમ આપ્યો હતો.

**ઇરાનથી આવેલો પત્ર**

ઇ. સ. ૧૭૯૫માં ઇરાન મધેના યજદ શહેરમાંથી ત્યાંના દસ્તુરો મોબેદો અને બહેદીનોએ મલી મુંબઇમાં જરતોસ્તી અકાબરો ઉપર એક પત્ર લખી અરજ કીધી હતી કે ''ઇરાનના પાદશાહે ઘણું એક લશકર લાવીને કેરમાન શહેર ઘેરી લીધું અને પછી કેટલેક દહાડે તે ફતેહ કરી તેમાં દાખલ થઇ સઘળું તારાજ કીધું અને આતશ બહેરામ કેરમાનમાં હતા તેથી ખરાબ થઇ ગયા, માટે તેનો તમો સાહેબો દીનની પેરવીના કરનાર છોઓ તેથી અરજ કરીએ છીયે કે એકાણુ આતશ મુરદાંના એટલે મુરદેસજના

અહીંઆ અમોથી મએશર થતા નથી સા શારૂં જે હરએક શહેરમાં હીંદુ ચાર તથા પાંચ આદમી રહે છે તે શારૂ એકાણું આતશ મુંબઇમાં ચાલુ કરીને આએ તરફ રવાના કરે કે તેથી હોરમજદની દીનને કઉવત થાશે. અમોને ખાતર જમે છે કે તમો સાહેબો એ આતશ યજદ શહેરમાં પોંચાડશો."

મુંબઇના અકાબરો જોગ થતી અરજીઓમાં શેઠ દાદીભાઇ નોશેરવાનજીનું નામ પહેલું લખાયું છે. પંચાયતની મંજુરયાત સાથે તેની સભાઓ મોટા દાદીશેઠની અગીઆરીમાં તેમની હાજરીમાં થતી હતી.

**પોલીસ સામે ફરીઆદ**

તા. ૨૯ મી ડીસેમ્બર ઇ. સ. ૧૭૯૦ ને દીને મુંબઇના મુખ્ય હિંદુ તથા પારસી વેપારીઓએ અત્રેના એક આગલા જાણીતા વેપારી મી. ડેવીડ સ્કૉટ, કે જે તે વેળા ઇંગલાંડ ખાતે હતો, તેની ઉપર એક ભેગો પત્ર લખી જણાવ્યું હતું કે અત્રે મી. આનડરસન નામના કોઇ અમલદારને "ડેપ્યુટી-ચીફ-પોલીસ"ના ઓહદા પર સરકારે નેમ્યો છે, તેની ચાલચલણ અમોને ઘણી વાંધા ભરી લાગે છે. સબબ જ્યારે તે કેલવી મેહમમાં "પ્રેસીડંટ" હતો ત્યારે તેણે કેટલાંક સારાં માણસોની બાયડીઓ સાથે ગેરસલુકાઇ ભરી વર્તણુકોને માટે અમોએ મજકુર તેની નેમણુકની સામે ગઇ તા. ૨૪ મી નવેમ્બર ૧૭૯૦ ને દીને નામદાર ગવરનરને એક અરજી કીધી હતી, પણ તે પર તે નામદારે કશું ધ્યાન આપ્યા વગર પાછી ફેરવ્યાથી અમોને તો ઉલટો ભય લાગે છે, કે તેના ઓહદા સાથે અમોને જાથુક કામ પડવાથી, તે અમલદાર અમો રઇયત ઉપર વધારે જુલમ કરશે. તેટલા માટે અમોએ મજકુર અરજીની એક નકલ તથા તે પાછી ફેરવ્યાનો જવાબ તમારી ઉપર આએ પત્ર સાથે બીડયો છે કે જો તમારી નેક નજરમાં દરૂસ્ત લાગે તો તે નામદાર "કોરટ-ઑફ-ડાયરેકટર્સ" આગળ રજુ કરજો. આ કાગજ ઉપર પાંચ હિંદુ તથા નીચલા ૪ પારસી વેપારીઓની સહીઓ છેઃ-

**દાદીભાઇ નોશરવાનજી**
**પેશતનજી બહમનજી વાડીઆ**
**ફરામજી નાનાભાઇ દાવર**
**નશરવાનજી માણેકજી વાડીઆ**

# પ્રકરણ ૮ મું.

## મોટા દાદીશેઠને નામના મોહલ્લાઓ વિગેરે.

### મુંબઇમાં થયેલી વસ્તી.

મોટા દાદીશેઠના જમાનામાં, ખાસ કરીને ઇ. સ. ૧૭૪૦ થી ૧૭૮૦ ના ચાર દાહેકામાં, મુંબઇની સામાન્ય વસ્તી તેમજ પારસી વસ્તી બહુ વધેલી હોવી જોઇએ. પારસીઓની બાબતમાં તો (મી૦ એડવર્ડસના જણાવવા મુજબ) દાદીશેઠને આતશ બહેરામ અને તેમજ માણેકજી નવરોજી શેઠને તથા પારસી પંચાએતને દોખમાં બંધાવવાની જરૂર પડી તે ઉપરથી જણાવ છે. (પાનું ૨૦૭)

**પહેલા શેઠ ફરામજી કાવસજી બનાજીએ** કોટ મધે ટોડ સ્ટ્રીટમાં આવેલા પોતાની માયના મામા તે મોટા દાદીશેઠના ઘરમાં જન્મ લીધો હતો. આ સંબંધમાં અત્રે જણાવીશું કે મોટા દાદીશેઠ કોઇનો કીધેલો ઉપકાર ભુલતા નહતા. તેવણ જાણતા હતા કે, તેમના ઉપર બનાજી કુટુંબવાળાઓએ ઉપકાર કીધો હતો તેનો પાડ માનવાં દાદીશેઠે તેમના કુટુંબીઓને મદદ કરી હતી. દાદીશેઠે ફરામજી કાવશજીને ધંધામાં હાથ આપ્યો હતો અને બનાજી કુટુંબના બીજાઓના પણ એજ મીસાલ તેવણ મદદગાર તથા ખેરખાહ હતા. આ અરસામાં અત્રે દાદીશેઠ ગુજરી ગયા હતા એટલા માટે તેમના બેટા અરદેસરના હાથમાં તેમની પહેડી આવી હતી. અરદેશરે ફરામજીને પોતાના મદદનીશ તરીકે રાખ્યા. એ મુજબ ૧૮૦૧ માં ફરામજીએ ઇસ્ટ ઇંડીયા કું.ના દુબાસ તરીકે સ્વતંત્ર કામ કરવા માંડયું હતું:—

**ખોટા દાદીશેઠો.** આપણે અત્રે મોટા દાદીશેઠ વિષે ઘણું લખ્યું છે ત્યારે કેટલાક ખોટા દાદીશેઠો વિષે ઇસારો કરવો જરૂરનો છે. ખરા દાદીશેઠોની કીર્તી જોઇ કેટલાક દાદાભાઇ કહો કે દાદીભાઇઓ પોતાના નામ સાથ શેઠ ઉમેરી તકલીદી દાદીશેઠ બન્યા છે. એવા ઉભા થયલા દાદી-

શેઠો. મુંબઇજ નહીં પણ દેશાવરમાં પણ જોવામાં, બલકે કહેવામાં આવે છે! જેમ લવજી નશરવાનજીનું સીંગનપોરથી મુંબઇ આવી વસેલું વાડીઆ કુટુંબ જાહોજલાલી અને માન મરતબા પામ્યું તે જોઇ કેટલાક પાછળથી લેભાગુ સુથારોએ 'વાડીઆ' અટક લીધી તેજ મુજબ દાદીશેઠનું પ્રખ્યાત પનોતું નામ લેવાને ઘણાક દાદીભાઇઓને કહો કે 'દાદીઓ,'ને તેમના નોકરો કે આસપાસનાઓ સભ્યતા ખાતર 'શેઠ' કહી, દાદીશેઠ તરીકે ઓળખાવા લાગ્યા. આજ આશરે ૩૬ વરસ ઉપર એવા કેટલાક પાછળથી થઈ પડેલા કહેવાતા 'દાદીશેઠો'ને અસલ દાદીશેઠ કુટુંબ સાથ ભેળાઇ જતા જોવાથી મરહુમ ડો. જહાંગીર દાદીશેઠને બહાર પડી અત્રેના છાપામાં ખોલાસો કરવો પડયો હતો કે ફલાણા કહેવાતા 'દાદીશેઠો' કાંઇ અમારા કુટુંબના નથી. આમ પારકાઓએ કુટુંબી નામ ધારણ કરવાથી કમનસીબે ઘણીક વેળા અસલ ખરા અને તકલીદી ખોટા દાદીશેઠોને પારખવાનું મુશ્કેલ થઇ પડે છે.

**દાદીશેઠનું અસલ ઘર.**

કોટ મધે દાદીશેઠ કુટુંબી ઘર, કે જે કાવસજી પટેલ સ્ટ્રીટને નાકે હાલની હોંગકોંગ બેંકની સામે આવેલું છે, તે મધે મોટા દાદીશેઠ અને તેમનું કુટુંબ વસ્તાં હતાં. તે નજદીક સવાસો વરસ વેર દાદીશેઠ કુટુંબની માલેકીનું હતું અને ત્યાં તેઓ પહેડી દર પહેડી વસતા આવ્યા હતા. માત્ર આજ દશ વરસ થયાં તેનો અરધો ભાગ શેઠ અરદેશર શાપુરજી નાળીએરવાળાને વેચવામાં આવ્યો છે. (આ મકાનનો ફોટો અત્રે આપ્યો છે તેનો બહારનો રંગ કાંઇ અસલનો નથી. તે તો હાલના માલેકે નવોજ કરાવ્યો છે. તે સીવાય દાદીશેઠ જેવા શ્રીમંત સખી દાતારનું રહેવાનું કુટુંબી ઘર કેવું સાદું હતું તે જણાઇ આવશે.)

**દાદીશેઠ રોડ.**

બહારકોટ મધે જ્યાં દાદીશેઠનું આતશબહેરામ આવ્યું છે તે મોહલ્લાને દાદીશેઠ અગીઆરી સ્ટ્રીટ નામ આપવામાં આવ્યું છે અને ચોપાટી તરફ નવી મ્યુનીસીપલ મારકેટ આગળ જે નવો રસ્તો કાઢવામાં આવ્યો છે તેને મુંબઇ મ્યુનીસીપાલીટીએ "દાદીશેઠ રોડ" નામ આપ્યું છે.

"દાદીભાઇ ...... શેઠ."

મરહુમ સ્કોલર ડા. કુનાહ મીં૦ દાદીભાઇને 'દાદીભાઇ નસરવાનજી શેઠ' ('Dadybhoy Nasserwanji Sett') તરીકે પોતાનાં મુંબઇની ઉત્પતિ (Origin of Bombay) નામના પુસ્તકમાં ઓળખાવે છે. (પા. ૨૯૯).

**દાદીશેઠ રોડ**

આ રસ્તો ચોપાટી અને વાલકેશ્વરના જોડાણથી બાબુલનાથ રોડવેર આવ્યો છે. તે આ કુટુંબના સ્થાપકના નામ ઉપરથી પડયો છે. શેઠ દાદીભાઇ એ રસ્તાની પડોશમાં એક મોટી જમીન પોતાના આતશ બહેરામના નીભાવ માટે આપી ગયા હતા. એ મીલ્કત તેવણે બેરેટો નામના એક પોરચુગીઝ પાસથી આશરે ૧૭૮૩ માં લીધી હતી.

**અગીઆરી લેન.**

મુંબઇની અસલ તવારીખના જાણીતા લેખક મરહુમ ડા. કુનહાના જણાવવા મુજબ કોટની બહારની અગીઆરી લેન દાદીશેઠે બંધાવી હતી. "The Agiari Lane was built by Dady Sett" (p. 296.)

**ચીન સાથે પહેલો વેપાર ચલાવનાર હીરજી રેડીમની.**

જેમ દાદીશેઠ ઇંગ્લંડ સાથ વેપાર ચલાવનાર પહેલા હતા, તેમ હીરજી રેડીમની, (જેવણ પોતાના મરણ વેળા સર્વથી પૈસાદાર તથા સખી પારસી લેખાતા તેવણ) ચીન સાથ વેપાર ચલાવનાર (native trade with China સ્થાપવામાં) પહેલાં હતા. એ કુટુંબના સર કાવસજી જાહંગીર રેડીમની પોતાનાં માતા તરફથી દાદીશેઠ કુટુંબ સાથ સગાઇ ધરાવતા હતા.

**દાદીશેઠ કુટુંબ વિષે મત.**

મોટા દાદીશેઠ વિષે પારસીઓની તવારીખ લખનાર શેઠ ડોસાભાઇ ફરામજી કરાકા કહે છે કે "The Dadysett family whose ancestors were known for their public spirit and generosity" (Vol. I p. 116-17.) દાદીશેઠ તથા તેમના કુટુંબના જે જે જાણીતા શખ્સોના હેવાલ તેમના મરણ વેળા છાપામાં આવ્યા હતા તે સર્વમાં મોટા દાદીશેઠની નમનતાઇ તથા ભલા ગુણોની તારીફ થતી હતી.

# પ્રકરણ ૯ મું.

—:o:—

## શેઠ દાદીભાઇ નોશીરવાનજીનું મરણ—તેમનું વીલ.

**મોટા દાદીશેઠનું મરણ.**

શેઠ દાદીભાઇ નોશીરવાનજી મુંબઇ ખાતે તા૦ ૭ મી એપ્રીલ ૧૭૯૯ અને રોજ ૧ લો કદીમ, માહ ૮ મો યઝ. ૧૧૬૮ ચૈતર સુદ ૧ સંવત ૧૮૫૬ અને રવીવારને દીને પોતાની કોમ તથા દીન તરફની ફરજો બજાવી મીનોઇ જેહાનમાં વાસો કરવાને સુખરૂપ સીધારયા હતા. 'મુંબઇનો બહાર' મુજબ "પોતાના જન્મથી ૬૫ વરસની ઉમર અમનો આમાનમાં ગુજારીને મુંબઇ નગરીના આ સખી અને સ્વતંત્ર શેઠીઆ, સારા કામોથી મેળવેલી કીર્તીનો રૂડો અવેજ, જે બેહસ્તનો તોશો કહેવાય છે, તે રોજે રસતાખેજ સુધી મેળવવા માટે હકની દરઘા તરફ ચાલી ગયા." (મરહુમ મી૦ રૂ. પે. કરકરીઆએ જામે જમશેદ મધેની પોતાની 'અશોની યાદ' નામે કોલમમાં નઝર ચુકથી શેઠ દાદાભાઇનું મરણ રોજ ૨ જા એ, મુકયું છે.)

**મોટા દાદીશેઠનું વીલ.**

સંવત ૧૮૫૦ ના વરખે શ્રાવણ સુદ ૧ વાર ગરેઉ તા૦ ૨૧ મી ઓગસ્ટ ૧૭૯૪ અંગ્રેજીને દીને શેઠ દાદીભાઇએ પોતાનું છેલ્લું વસીઅત નામું (વીલ) કીધું હતું (જેના સેવટના સહી કરવાનાં ભાગનો ફોટો આ પુસ્તક મધે આપ્યો છે.) "તમે જે કામ કરો તે તમારૂં ઘર તપાસીને કરજો" એવી સલાહ એ સહીના ભાગ મધે જોવામાં આવે છે. જો કે એ વીલ પોતાના સકરમી બાહોશ બેટા શેઠ અરદેશર જોગ તેમનું નામ દઇને લખ્યું છે, છતાં પોતાને "સેવક તમારો" લખવાની નમનતાઇ તેમાં તેવણુ બતાવે છે. તેવણુ એ મધે ફરમાવે છે કે "ભાઇજી જે એ (જે) કામ કરો તે વીચારી તમારૂં ગર (ઘર) તપાસીને હમારા લખાણુ

## મરહુમ શેઠ દાદીભાઇ નોશીરવાનજીના વસીઅતનામા હેઠળનો તેમના પોતાના હાથે લખેલો સહી સાથનો ભાગ.



(ડાબા હાથ ઉપરની સહી શેઠ દાદીભાઇના ખુદ પોતાના દસ્તખતની છે.)

(લખવા) ને માન આપજો." વળી ફરીથી તેવણુ ફરમાવે છે કે "જે કરો તેઅ (તે) તપાસી કરજો. જે વાતે અમારી શરમ રહે તેમ કરવું." (આ વીલ પત્રના આકારમાં દેશી બનાવટના કાગળના બેવડા સાઇઝના એક મોટા તાવ ઉપર લખાયું છે અને સાતમી સાઇડે સહીને લગતો ફકરો આવે છે.) સરેસ્તા મુજબ "શ્રી પાક દાદાર હોરમજની મદત છે" એ મુજબ શરૂઆત થાય છે અને ત્યાર પછી "ભાઇ અરદેશરજી બી. દાદીભાઇ જોગ. લી૦ પીતા તમારા દાદીભાઇ નોશરવાનજીના સલાંમ વાંચશોજી. લખવા કારણુ એ જે ભાઇજી અમે અકલ હોશીઆરીથી તમુને લખીઉં છે જે અમોને ખોદા નેક દાડો આપે ને પોતાને ઠેકાણે બોલાવી લીએ તારે અમારી પછવાડે જે વાતે અમારી શરમ રહે તે કરવું. જે તમારી નેકનામી તો ખોદાએ આપી છે પણુ તેથી વધે ને અમારૂં નામ જીવતદાન સુધી રહે તે કરજો, તેની પહેલું એ જે..."......

**તેમના વડા બેટા વિષે.**

આ પછી પોતાના વડા દીકરા હોરમજજીની નાફરમાની માટે બળાપો કીધો છે. તેવણુ કહે છે કે આ બેટાને ચીન મોકલ્યો ત્યાં રૂ. દશ હજાર ખરચી આવ્યો પણુ કશો સુધારો થયો નહી માટે તેમની પણુ એસ્ટેટ હોય "તેમાંથી લહેણું દેવું શરવેને આપતાં જે વધે તે અમારા અરદેશરનું તથા ભાઇ અરદેશરના છોકરાઓનું છે......અને ઘણું ખરૂં ભાઇ અરદેશરની કમાઇ છે તે શારૂં એવો અમારો હોકમ છે."

**શેઠ પેસ્તનજી પોચાજીને** દાદીશેઠ પોતાના ફરજંદ તરીકે ગણુતા હતા તેમને પોતાની હૈયાતીમાંજ દાદીશેઠે એક ઘર કરનલ નેલ્સન પાસેથી લઇ આપ્યું હતું. તેવણુ દાદીશેઠ તરફથી કપટાનોની ચાકરી કરતા હતા, એવણુની દાદીશેઠના વીલ ઉપર શાખ જોવામાં આવે છે.

વળી જુના વાણ્યા તથા પરભુ મહેતાઓને તથા જુના પારસી નોકરોને દાદીશેઠે પોતાના વીલમાં વરસાણુ આપવા ફરમાવ્યું હતું.

મોટા દાદીશેઠના જુના બાર ગોલામ હતા. જે ગોલામ પરણેલા નહી હોય તેમને પરણાવી આપવા ફરમાવી

**ગુલામોને બક્ષીસ.** સર્વ ગુલામોને રૂ. ૫૦ થી ૧૫૦ સુધીની બક્ષેશ વીલમાં લખી હતી. તે જમાનામાં મુંબઇમા સીધીઓ નોકર તરીકે રાખવાનો ચાલ હતો. અસલ-થીજ તેઓ જંજીરાથી આવી અત્રે નોકરીએ લાગતા. આ સીધીઓ ઘણા સુખી હતા. તેઓ શેઠની મીલકત જેવા હતા. અને આ ડાહ્યો દયાવંત શેઠ માત્ર પોતાની જાનદાર મીલકતને ઇજા નહી થાય તેના વીચારથીજ નહી પણ મનુષ્ય જાત તરફની ભલી લાગણીથી (આજે ઘણાકો પોતાના નોકરોને ચાહેછ તેથી વધુ ચાહથી) તેમની સંભાલ લેતો. વેલાતમાં તો તે વેળા ગુલામો રાખવાનાં ચાલનો અટકાવ થયો નહતો અને છેક ૧૮૦૭ માં, એટલે મોટા દાદીશેઠના મરણની ૮) વરસ પછીજ, વેલાતની પાર્લામેન્ટે ગુલામોનો ધંધો દાબી દેવાની શરૂઆત કરી હતી અને ખરી રીતે તો છેક ૧૮૩૭ માં ગોલામોને ઇંગ્લંડે છુટા કીધા હતા, જ્યારે યુરપનાં બીજા દેશોએ તો ઇંગ્લંડને પગલે ચાલી ત્યાર પછી કેટલેક વરસે ગોલા-મોની ખરી દયા ખાધી હતી. દાદીશેઠને ત્યાં સીધીઓ ઘરના માણુસ જેવાજ હતા. શેઠ ફરદુનજી મરઝબાને (૧૭૮૭–૧૮૪૭) તો પોતાને ત્યાંના સીધી છોકરા છોકરી નોકરોની શેઆદી પણ હરવામાં ક્રિયા સાથ કરી આપી હતી.

છેક ૧૮૪૩ માં બ્રીટીશ સરકારે કાયદો ઘડી ગુલામોને વેચતા લેવાના અધમ કુચાલનો અટકાવ કીધો હતો. આ અગાઉ ગુલામો છચોક વેચાતા, કોઇ કોઇ વેળા રૂ. ૨૦ ના કરજ માટે માગનાર કરજદારને વેચાતો લેતો અને એક દાખલામાં તો ગોલામી ખતમાં ફક્ત એક રૂપ્યો ગોલામની કીંમતનો લખાયો હતો!

છેવટે મોટા દાદીશેઠ પોતાના બેટા અરદેશરને પોતાની સલામ વાંચ-વા ફરમાવી જણાવે છે કે "ભાઇજી આ વશીએત નામું અમોએ લખું છે અમારી સમજણ પ્રમાણે, પણ તમારૂં ઘર તપાસજો. ખોદાએ તમોને હીંમત આપેલી છે શરવે શારૂં કરો પણ તમારૂં કારખાનું તપાસતા દુકાનનું લોકોને દેવું સરવે તે આપતાં વધારે હોએ તો અમોએ સરવે રૂપીઆ આપવા લખા છે તે તમારૂં ઘર તપાસીને અમારા લખાને આબરૂં આપજો." (નોટ–'માન' છેકી 'આબરૂ' લખાવયું છે.)

**"તમારૂં ઘર ત-પાસીને કરજો." દાદી શેઠની છેલ્લી અરજ.**

મોટા દાદીશેઠ ધંધાસર પોતાના માનીતા બેટા અરદેશરને ફરમાવે છેઃ– 'ભાઇજી વેપાર વાહાણનો તથા બીજો વેપાર કમ કરજો, પણ આપણ અસલથી વીલાતી વાંણોવાલાની તથા બીજા વાંણવાલાઓની દલાલી કરતા આવીએ છીએ તે ધંધો કાએમ રાખજો. તેને ચુકશો મા, ને જાહાંતાંથી તમારા નાંમા કરીને લોકોનું દેવું આપજો તથા તમારા ઘરની વાડીઓની બરદાસ કરજો. તે ઉપર શુકર કરજો. પછી તો તમુને જે ખોદાએ કશુંજ (જે) આપે તે કરજો."

## મરણ ક્રિયા વિષે ફરમાશ.

મોટા દાદીશેઠ પોતાના અસીલ બેટા અરદેશરને છેવટે ફરમાવે છે કે 'બીજું ભાઇજી અમારો નેક દાડો આવે તારે ખર્ચ તપાસી કરજો. બીજું અમારૂં ઉઠેણું તથા ચોથીઉં (ઉઠમણું તથા ચાહરમ) આતશબેરામમાં કરજો તથા અમારૂં ભણુતરનું કામ શરવે આતશ બહેરામમાં કરાવજો.'

મોટા દાદીશેઠે એક ખાસ દોખમું પોતાના કુટુંબીઓને માટે મરણની એક વરસ અગાઉ બંધાવ્યું હતું પણ આ વીલ તે આગમજ થયું હતું. તેમના લંબાણ વીલના શેવટના ભાગમાં તેવણ કહે છે કે "બીજું આપણે ધારીયુંતું જે બીજું દોખમું બાંધવું તે તો બની આવું નથી તે માટે આપણા વડા ગીઆ તેમાં અમુને મુકજો."

**દોખમું બાંધવાનો મોટા દાદીશેઠનો વિચાર.**

**શેવટની શીખામણ "કોઇ તમારૂં માઠું કરે તોબી તમે તેનું ભલુંજ કરજો." "હમજાત સાથે હેતપ્રીત રાખજો."**

છેક છેવટે મોટા દાદીશેઠ પોતાના વીલ મધે વારસ શેઠ અરદેશરને નીચલા શબ્દોમાં શીખામણ દે છે:–

"બીજું ભાઇજી આપણા સાથી વાડીઆજીવાલાના તથા બનાજીઓ તથા મંચેરજી જીવણજીના તથા રૂશતમ પટેલવાલા તા. વન વહેવાઇઓ તા. આપણી હમજાત સાથે હેતપ્રીત રાખજો. કોઇ તમારૂં માઠું કરે તોબી તેનું તમો ભલુ* કરજો."

**તેવણે આપેલો સોનેરી ધડો.**

ઓ મોટા દાદીશેઠના ખાનદાનના હૈયાત નબીરાઓ તથા નબીરીઓ! જુઓ તમારા કુટુંબનું નસીબ ઘડનાર તેના મહાન સ્થાપક, પોતાનું ઘર સંભાલી–ખરચ કરવા કેવી તાકીદ કરે છે. જે વેળા તેવણ નામદારે આ સાદી સુતરી પણ પાળવાને અતી મુશ્કેલ શેવટની શીખામણ દીધી તે વેળાંતો આજની ખર્ચાલુ ફેશનો, કે જેની પાછળ માત્ર બાનુઓજ નહીં પણ મરદો ઘસડાવાને અચકાતા નથી, કોઇને સ્વપ્ને પણ નહતી. જેઓ પોતાના કુટુંબને વિખ્યાતીના અજવાળામાં આણે છે, જેઓ કુટુંબની ચઢતી તેમજ કીર્તીના સ્થાપક હોય છે, તેઓ કરકસર, સાદાઇ સાથ ભલાઇના ગુણોથીજ તેમ કરી શકે છે. તેઓ પોતાના વંશને માટે માત્ર દુન્યવી દોલત એટલે પૈસાજ મુકી જતા નથી, પણ તે સાથ જે સાહસિકપણું, પરમાર્થ, કરકસર, દયા, વિગેરેથી તેઓ વધી ઝલકી નીકળ્યા હતા તેનો વધુ કીમતી વારસો મુકી જાય છે, જે વંશોના વંશોને સદીઓ સુધી ચાલે છે.

**વીલપર શાખ.**

આ વીલ દાદીશેઠે પોતે કોઇ પણ વકીલની હાજરી કે સલાહ વગર જાતી હુશીયારીથી કીધેલું દીસે છે, જે તેના ઉપરની બંને શાખ ઉપરથી જણાય છે. પહેલી શાખ જે તેમના મહેતાજી આતમારામ રાજારામ હતા તેમની, અને બીજી તેમના અતલગના દોસ્ત શેઠ પેસ્તનજી પોચાજીની જોવામાં આવે છે.

---

*અત્રે "સારૂં" શબ્દ છકીને 'ભલું' લખ્યો છે.

મોટા દાદીશેઠના આ વીલની નકલ નીચલા સંજોગો વચ્ચે કોર્ટમાં નોધાયલી છે. તેમના બેટા શેઠ અરદેશરના ગુજરવા બાદ ઇ. સ. ૧૮૨૦ માં તેવણ (અરદેશર)નો વહીવટ ત્રસ્ટીઓના હાથમાં ગયાથી તેવણનું એસ્ટેટ માગનારાઓને વહેંચી આપવાનો સવાલ ઉભો થયો હતો. આ વેલા વીલની નોંધ કોર્ટમાં લેવાઇ હતી. આનો સબબ એ કે મોટા દાદીશેઠે પોતાની સર્વ મીલકત તથા દોલત જે કાંઇ હતી તે મજકુર વીલની ૧ લી કલમના છેલ્લા ભાગમાં તેમના માનીતા બખ્તાવર બેટા અરદેશરને તથા અરદેશરના દીકરાઓને આપવા લખ્યું હતું. આ ઉપરથી અરદેશરના ત્રસ્ટીઓએ અરદેશરનોજ ફાલો માગનારાઓમાં વહેંચ્યો, એટલે દાદીશેઠની દોલતનો ત્રીજો ભાગ ત્રસ્ટીઓએ સ્વાધીન લીધો અને બાકીના બે ભાગ અરદેશરના બંને છોકરાઓ શેઠો ખરશેદજી તથા જાંહગીરજીના છે એમ કહી તેમને સોપ્યા. એમ કહેવાય છે કે આ વીલ નોધવા યા તેના સંબંધ શાક્ષી આપવા કે બીજાં કોઇ કારણને લીધે મી૦ સ્પેનસર કોંમ્પટન ખુદ પોતે કલકતેથી આવ્યા હતા અને પોતે રેજીસ્ટાર તરીકે આ વીલ રેજીસ્ટર કીધું હતું.

**વીલ રેજીસ્ટર થવાનું કારણ.**

### ભાણુજીઓને ભેટ.

કહે છે કે મોટા દાદીશેઠે કોટ મધે ધોબાના મોહલ્લામાં રાણુજીના ઘર આગળની સાત ગાળાની ચાલી પોતાની સાત ભાણુજીઓને રહેવા માટે બક્ષેશ આપી હતી.

ગવરનર ડંકન મુંબઇ મધે ૧૭૯૫ થી ૧૮૧૧ સુધી એટલે ૧૬ વરસ વેર હાકમી ચલાવી અને ૩૪ વરસ વેર હીંદુસ્થાનમાં રહી તા૦ ૧૧ મી ઓગસ્ટ ૧૮૧૧ ને દીને ૫૫ વરસની ઉમરે ગુજર પામ્યા હતા. તેવણ સાથ મોટા દાદીશેઠ તથા તેમના સપુત અરદેશરને સારી દોસ્તી હતી, એમ 'મુંબઇનો બહાર'નો લખનાર જણાવે છે (પ. ૨૬). એજ દોસ્તીને લીધે ગવરનર ડંકને એક બોલે મોટા દાદીશેઠને પોતાના કુટુંબ માટે ખાસ દોખમું સ્થાપવાની પરવાનગી આપી હતી. અને એજ દોસ્તીના કારણે જ્યારે અરદેશર દાદી ગુજરી ગયા ત્યારે

**ગવરનર ડંકન સાથ દોસ્તી.**

તેમના શોકમાં એજ ગવરનરે પોતે પાયદસ્ત વેળા હાજરીનું માન આપી કોટના દેવલમાં ઘંટ વગાડવાને ફરમાવ્યું હતું.

**મોટા દાદીશેઠની બાજ એક યુરોપીઅને કરાવી.**

અત્રેનો એક જાણીતો વેપારી મી૦ એલેકઝાંન્ડર એડેમ્સ આપણા પારસીઓ સાથ ઘણોજ પળોતાઇ ગયલો હતો અને મુખ્ય કરી મોટા દાદીશેઠ સાથે એટલી તો મહોબત રાખતો હતો કે દાદીભાઇના નીપજેલાં મરણ પછી તેમની વરસીને ટાંકણે તેણે એવણુની એક બાજ પોતાને ખરચે શેઠ દાદાભાઇ કાવસજી જાટલીમેન (લીલાંઉવાળા)ની મારફતે કરાવી હતી અને ત્યાં સઘળા વેપારી પારસીઓને જમવાને બોલાવ્યા હતા. એજ યુરોપીઅન જે મુંબઇ આવી ૨૫ વરસ વેર રહેલો હતો તેણે પોતાની મીલકતનો વહીવટ કરનારા તરીકે મી૦ ચાર્લ્સ વ્હોન્સ સાથ મોટા દાદીશેઠના બેટા શેઠ અરદેશર દાદીને ત્રસ્ટી ઠેરવ્યા હતા.

## તે જમાનાના પારસીઓની હાલત કેવી હતી.

૧૮૫૫ માં, એટલે આજ લગભગ ૭૫ વરસ ઉપર, અત્રેના આગલા પારસીઓ માટે નીચલું લખાણ થયું છે:—

"આજથી એક સદીની વાત ઉપર પારસી અને હીંદુઓની હાલત કેવી હતી. તે વખતના સર્વેથી વધારે પઇશાવાલા લોકો જે જુહુફડાંમાં વસતા હતા તે જુહુફડાં એવાં હતાં કે હાલ જમાનાનો એક સાધારણ માલદારી પણ તે જુહુફડાંમાં વસવાને આંચકો ખાએ—તેઓ જાડી ખાદીના જે કપડાં પેહેરતા તે એવી હતી કે હાલના વખતનો એક સુથાર પણ તે પહેરવાને કોઇ એક વાર શરમાયા વના નહી રેહે—જે ખોરાક તેઓ લેતા હતા તે એવો હતો કે જેથી કરીને તેઓના શરીરને સુખાકારી મલે નહી--તેઓના વખતનો વીદીઆનો ફેલાવો નહી થાએઓ હતો તેથી કરીને તેઓ કાંઇબી પ્રકારનું સુખ હાંશલ કરવાને અશકત હતા—તે વખતના સર્વેથી વિદ્વાન પુરૂષને હાલનાં જેટલાં વીદીઆથી શમપુરણ થાએલા પુસ્તકો અને મનને રમુજ આપનારા વરતમાન પત્રો વાંચવાને ઘણું કઠણ પડતું હતું. અને તે વખતે હલકે વાંધેના ગરીબ લોકોના શપનામાંબી છાપવા તથા લખવાના હુનર સંબંધી વીચાર હતો નહી. જાનવરોની મદદ વગર ગાડી ચાલે અને શડ તથા હલેશાંની મદદ વગર વાહાણ ચાલે એ વાતને તે લોકો ખોદાઈ

દાવો સહમજતા હતા અને વીજલીની મદદથી ધડી ચપકામાં હજારો માએલ દુરના શમાચાર આપણુને આવી મલે એ વાતને તો તેઓ કદીબી કબુલ રાખતા નહી અને એ વીશે તેઓ કહેતા હતા કે ફ્રેશતા પણ એ કામ કરવાને અશકત છે. આગલા વખતના લોકોની હાલત એ પરમાણે હતી પણ હાલના શમએમાં કારીગરની હાલત જોતાં આપણુને એવું માલમ પડેચ કે જે ધરમાં તે વસે છે તે ધરમાં આગલા જમાનાનો પેહલે વાધિનો કારીગર પણુ રેહેતો નહી હતો અને જેટલું સુખ હાલના હલકે વાંધિના એક કારીગર ભોગવે છે તેહવું સુખ તે વખતનો પહેલે વાધિનો એક કારીગર ભોગવી નહી શકતો હતો. હાલ જમાનાના લોકોને માટે પેહેરવાના કપડાં તથા ખાવાની તરેહવાર વસ્તુઓ લાવનારને શાઢ હજાર બારકશો તથા લખો માણુસો કામે લાગે છે." (પારસી મિત્ર–૧૮૫૫)

---

## પ્રકરણ ૧૦ મું.

### મુલ્લાં ફીરોઝના એક નહી છપાયેલા હસ્તલેખ મધેનો મોટા દાદીશેઠ તથા તેમના આતશબહેરામને લગતો હેવાલ.

---

(મુલ્લાં ફીરોઝની નહી પ્રગટ થયલી કેતાબમાંના ઉતારા.)

પ્રખ્યાત મુલ્લાં કાઉસને સુરતવાલા મનજીશાહ ધનજીશાહની આગેવાની હેઠળ ત્યાંના શેઠીયાઓએ મલી ઇરાન ત્યાંના રોજ માહના સવાલ સંબંધ માહીતગારી મેળવવાને મોકલ્યા હતા. તેમની સાથે તેમનો ભવિષની મોટી આશા આપનાર બેટો પેશોતન પણુ ગયો હતો, જેને ઇરાનના જરતોસ્તીઓએ તેની હુશયારી જોઇ મુલ્લાં ફીરોઝનું કીર્તિવંત નામ આપ્યું હતું. મુલ્લાં ફીરોઝે મુંબઇ આવવા બાદ તેના પીતા જોડેની ઇરાનની મુસાફરી અને ત્યાંના ૧૧ વરસ વેરના લાંબા વસવાટ વિષે એક ગુજરાતી પુસ્તક લખ્યું હતું. આ પુસ્તકની છેવટે, બાપ બેટા ઇરાનથી પાછા ફરવા બાદ મોટા દાદીશેઠના સમાગમમાં કેવી રીતે આવ્યા તથા તેવણુ તરફથી તેના પીતાને આતશબહેરામનુ કામ કેવા સંજોગો વચ્ચે સોંપવામાં આવ્યું તેનો હેવાલ આપ્યો છે.

આ પુસ્તક હસ્તલેખમાંજ પડેલું છે અને ઉધાઈથી લગભગ ખવાઇ ચવાઈ રહયું છે. કહે છે કે મહાન વિદ્વાન પ્રોફેસર રીહટઝાક, જેણે મુંબઇમાં લાંબા વખત વેર વસ્વાટ કીધો હતો, તેની પાસે પાછળથી તે રીવાઈઝ કરવામાં આવ્યું હતું પણ માઠાં ભાયગે તે આજ સુધી છપાવા વિના રહી ગયું છે. એ હસ્તલેખ મી૦ હીરજી અરદેશર દાદીશેઠ તરફથી આ લખનારના હાથમાં મેલવામાં આવ્યું હતું તે માટે તેમનો આ તકે તે ઉપકાર માને છે અને તેમાંથી હાલની બાબતને લગતો ભાગ એક નવાઇ દાખલ અને એક માહાન વિદ્વાનના શબ્દો જળવાઇ રહે એવા હેતુથી અત્રે આપે છેઃ—

## મુલ્લાં ફીરોઝને મુંબઇ મધે વતન કરીને રેહેવાનો સબબ, અને તેને લગતી બીજી થોડીક હકીકત—મોટા દાદીશેઠની તારીફ.

"હમોને મુંબઇમાં રેહેવાનો સબબ એ બનીયો કે મુંબઇના બેહેદીનોમાં સઉ કરતાં એક ઘણો નામીચો અને સરફરાજ બેહેદીન હતો તે બીજાઓ કરતાં જાહોજલાલી ને મરતબામાં ચહડતો હતો. પાક પરવરદેગારે તેહેને કોઇ ચીજની કમી રાખેલી નહીં હતી (યાને તે સઘળી પરકારે ભરપુર હતો).

"દોલતમાં બી ચહડતો અને નામદારીમાં બી ચહડતો અને જેબી ખુબીનું હું તેને વાસ્તે બએઆન કરૂં તેહને તે પુરતો લાએક હતો. હીમ્મતની અંદર તો તું કેહેકે કે ગોયા બીજો મેઆન!! *

"એ દીનનો મરતબો તેના વડેજ વધઓ છે અને હમેશાં તે જરથોસ્તી દીન ઉપર ચાલનારો છે. અને જરથોસ્તી દીનનો તરીકો તેહેનેથી રોશન થયો છે. તે જાનો દીલથી હમેશ દીનનો બંદો છે. તે બેહેદીન મરદનું નામ દાદી (શેઠ) કરીને હતું અને દાદીશેઠને ગામના થોડો અશલથી દાદીભાઇ નોશેરવાનજી કરીને કેહેતા હતા.

તેની મહજબનું ઠેકાણું બેહેસ્તમાં હોજો."

---

* "મીઆન" નામે એક ઘણો સખી તબેહ પુરૂષ અરબસતાનમાં સખાવતથી મશહુર થઇ ગયો હતો.

## મોટા દાદીશેઠના દીકરા વિષે મુલ્લાં ફીરોઝ.

"પરવરદેગારે તેહને બે દીલબંદ (હિંમતવંતા) બેટાઓના ફરઝંદ આપેલાં છે વાસ્તે હેની બાજુ ફરઝંદથી મજબુત છે, વડો બેટો હોશ–અક્કલ ને ધીરજવાળો છે, ખુસ એખલાકવાળો ને દાનાવ તથા ઓહાયો મદદગાર હતો તેહેનું વખાણ ભરેલું નામ અરદેશર છે. અગરચે તે ઉમ્મરે નાઘયો પણ દાનાઇમાં વડો અને જઇદ છે.

## આતશબેહેરામનું કામ પાર પાડવા માટે મુલ્લાં ફીરોઝના પીતાને મોટા દાદીશેઠનું બોલાવવું.

"હવે આએ નેક સરનજામનો સખી યાને દાદીશેઠ એવું ઇચ્છતો હતો કે એક નવું (આતશબેહેરામ) નવેસરથી પરથે અને તેહને મુંબઇ શહેરમાં એક જગાએ કાયમ કરે અને તેથી કરીને પોતાનો સર એ જગોએ આફતાબથી બી બુલંદ કરાવે, તે જગો ઉપર આતશબેહેરામ તખતનશીન થાય અને તમામ ખલકત પાક પરવરદેગારથી તાંહ ફાયદો શોધે. પણ હીંદુસ્તાનની અંદર શખસ (તે વખતે) લાએક નહી હતો અને નવેસરથી આતશને કાયમ કરી શકે અને અઉવલથી તથા આખર સુધીની તમામ કીરીઆ શું શું અને ક્યાં કરવી હેવું જાણનાર કોઇ (નજર આવતુ) નહી હતુ, જે મીશાલે દીન આઇનની રાહનો હુકમ છે તે રીતે બરોબર વાકેફગાર કોઇ નહી હતુ. (દાદીશેઠે) એક શખસને માહરા બાપ પાસે મોકલઓ જેણે કહીઉ કે દાદીશેઠના દીલમાં આએ આરજુ છે તેટલા વાસ્તે તેણે તમોને યાદ કરીને બોલાવીઆ છે.

"(તેની પાસે દાદીશેઠે કેહેવારીઉ હતું કે) દીલની અંદર મોટી ઉમેદ રાખુ છું અને બુઝોરગ પાક પરવરદેગારથી બી હું ઘણો ઉમેદવાર છું. હું એક આતસબેહેરામ પરથવા માંગું છું અને તે મકાન હેવું (સેતાએશગાહ) બને કે જાંહ પાક પરવદેગારની ખલકત આવી ને તે શાહેબની સેતાએશ બંદગી અને તારીફ કરે. તે જગો ઉપર હું આતશબેહેરામ બેસાડુ યાને તખતનશીન કરૂં અને જરને બદલે તેની ઉપર મારો જાન ફીદા કરૂં. મારી તરફથી ગંજ યાને ખજાણો છે અને તારી તરફથી રંજ ખેંચવી જોઇએ છીએ. (એટલે કે હું પૈસા ખરચું અને તમે મહેનત કરો) પછી તે રંજની અવેજમાં પાછળથી તમોને ગંજ

તો મલવાનોજ છે. માહરી તરફથી પૈસો ખરચાસે અને તહમારી તરફથી રેહેનુમાઇ જોઇસે. જે ખોદાનો વફાદાર બંદો હોય તેનાથીજ ખોદાઇ કામો થાએ છે. અગર તાહરે હાથે એ કામ પાર પડે તો તાહરૂ બી અને માહરૂ બી નામ થસે.

## આતશબહેરામ માટે શોધેલી જગાનું વર્ણન.

"(ત્યાર પછી દાદીશેઠ) કોઇ જગા શોધવાને વાસ્તે તજવીજ કરવા લાગો. શહેરથી એક માઇલ ઉપર કેટલાક બાગોમાં એક બાગ એરાગની મીશાલનો હતો (યાને તે જગો પરના બીજા બાગોમાં તે સઉથી સરસ હતો). તે બાગની અદેખાઇથી બેહેસ્તના દીલમાંબી લાલેના પુલના જીગરના ડાઘની મીસાલ શોલા હતા. તે બાગની હસરતમાં બહેસતના બાગનું કલેજુ બી પાણી થઇ ગયું છે. એવી જગા બાગે એરમ બાબમાંબી કાહ જોઇ હતી. તે બાગના ઝાડો એ પોતાના માથા એવા ઉનચા ઉઠાવ્યા હતા કે ગરૂડ પક્ષીએ તેઓના મથાલા દીઠા નહી હતાં (યાને બીજાં પક્ષાંઓ કરતાં વધારે ગરૂડ પક્ષી આસમાનમાં ઊનચુ ઉડે છે તેહનો એ ઇસારો છે). તે ઝાડો પોતાના તનને એટલા તો ઉનચે લઇ ગયાં હતાં કે બુલંદ આસમાન તેમની આગળ ગોયા ઘણું નીચું હતું. તે બાગની જમીનની ફરસ રંગ બે રંગના પુલોથી બીછાવેલી હતી. તેના હરેક ખુણામાં હજારો ચંપેલીના ઝાડો હતાં જેની ખુસબોના મકાન બને છે. વસંત રૂતુના બાહારની વખતે તો બાગના પુલો અને ગુલે સંબુલને આસમાન પોતાના ખોલામાં અને ગજવામાં ભરીને બેશક લઇ જાએ છે, તે જગો ઉપર આતશ બેહેરામના મકાનનો પાયો નાખ્યો કે એવી રીતનો પાયો બીજા કોઇએ નાખીયો નહી હતો. કેવી અજાએબ તરેહની તે જગા વખત અને નસતા? સાથે બની કે દીલની આરજુ અને ઉમેદનો કેબલોજ બની ગયો. તમામ બેહદીનોને શાહ કેબલેધા તે છે. જ્યારે આએ બુલંદ ઇમારત બંધાઇ ને પુરી થઇ ત્યારે બેહેસ્તનું દીલ બી લુટાઇ ગયું. (યાને બેહેસ્તબી તેથી ફીકકુ પડી ગયું.)

“મુંબઇના કેટલાએક દીનદાર બહેદીનો જે સરદાર લોક હતા તેમની મદદ અને સલાહથી તે દીનદાર બહેદીનો-માં એક તો જમશેદ મોદી જે બોગાનો છોકરો હતો તે મીજલસની અંદર ચાંદની મીસાલે ઝહલ-કતો હતો. બીજો બેહેરામ દાવરનો છોકરો નાના-ભાઇ હતો કે પાક પરવર દેગાર તેનો મદદગાર અને દોસ્ત થાવો, અને તરીજો બેહેસ્તી થએલા વાહાડયાજીના ખાનદાનનો નવરોજી હતો. તેના બે બેટાઓ ઘણા બાહાદુર કામ જાણનારાને શીખેલા હતા. વડાનું નામ માણેકજી હતું અને નાધંલાનું નામ બહમનજી હતું. તે બેહુ ભાઇઓ દાનાવ, અક્કલમાં ચંચલ અને શકતીવાલા હતા. એક બીજો નેકનામ મંચેરજી જીવણજી નામનો હતો. તે જાહાનમાં તેના દીલની મકસદ બર આવે અને તે આરામ સાથે રહે. બાકીના તમામ દસ્તુરો અને બેહેદીનોથી તે મીજલશ ખુશ ખુશાલ થઇ ગઇ” (આતશ બહેરામ પરથાવવાની ક્રિયાની મીજ-શનો હેવાલ જે ઉપર મુલ્લાં ફીરોજે ફારસી બેતોમાં આપ્યો છે તે ઉપલાં લખાણને મલતો જોવામાં આવશે.)

**આ કામમાં મદદ કરનારા હુમદીનો.**

“પહેલા મહીનાનો શતરમો દાહરો કે જેને શરોસ પાક ફીરોઝ કરી. કહે છે અને યઝદઝરદી સને વીષે હાતેફે ગેબ યાને શરોસ ઇજદે આવી ને મહને બેશક એમ બસારત કીધી કે આએ સને જે આતસબહેરામના બોલમાંથા નીકલેલો છે તે ૧૧૫૩ થાય છે. તું એને ધીરજ અને હોસથી ગણી જો. એ પરમાણે દીનની રાહે વાજબ યાને રવા હતું તે રીતે આતશબેહેરામ તે જગાએ તખતનસીન થયા.”

**આતશ બહેરામ પરથવાનો સને**

(જુઓ પાનુ ૩૦ મા આપેલી અબજદની સમજ)

---

## પ્રકરણ ૧૧ મું.

## મોટા દાદીશેઠના ઉંચા ગુણો.

“He did things which brought glory to God and good to man and real abiding happiness to himself.”

“His liberality was not posthumous. He gave from his own substance, and did not surrender what death wrested from him.”

"There is hope for a country when busy men, and men of position, wealth, power, and influence look not only on their own things but also on the things of others, share their good things with the less fortunate, and stretch a hand of help towards the down-trodden and oppressed"—Cochrane.

બાપની તરફથી મેળવેલી આઈતી દોલતનો સદ ઉપયોગ કરવા કરતાં જેઓ પોતે આપ બળથી દોલત મેળવે છે તેઓ પોતાના જાતી સકમાઇનાજ પૈસા પારકાઓનાં સુખને માટે ખરચે તેજ ખરી વાખવાખી છે. ઉપર કહ્યું છે તેમ જે દેશના ઉદ્યોગી શખ્સો બીજાઓનું ભલું જુએ તે દેશને માટે સારી આશા રાખી શકાય છે. જેઓ ભોંયે પડેલાઓને હાથ આપી ઉચકે છે તેઓ આ દુન્યામાંજ સર્વથા શ્રેષ્ટ સુખ જુએ છે. તેઓનું કાર્ય બહેસ્તનુંજ (best) સુખ જાણે મેલવી આપે છે. તેમનાં પરમાર્થથી ખોદાની કીર્તી ગવાય છે, મનુષ્ય જાતનું ભલું થાય છે અને તે કરનારને પોતાને ખરૂં જાથુકનું સુખ મળે છે. દાદીશેઠ આ દુન્યામાં હતા ત્યારે તેમણે દોલતને જમા કરી પોતાની ત્રીજોરીમાં ભરી રાખી નહી. તેવણે તો પોતાની હૈયાતીમાંજ પોતાના ઉપર તાણુ પાડી પોતાનેજ હાથે અનેક દિશાએ મનુષ્ય જાતનું ભલું કરયું. તેવણુ કાંઇ પોતાના મોત પછી, જ્યારે તેમને ધન દોલતનું કાંઇ કામ પડે નહી, ત્યારે સખાવત કરવાને થોભ્યા નહીં, પણુ 'તરત દાન માહપુન'નાં નિયમેજ, તેવણે કામ રાખ્યું. આજ કાલ જેમ કેટલાકો નામને ખાતર કે સરકારને રાજી રાખવા કે ખેતાબો અને માનઅકરામ મેલવવા પૈસા કાઢી આપી ગરીબોનાં ખરાં દુખમાં મદદ કરવાનાજ પવિત્ર હેતુથી સખાવત કરતા નથી તેમ તે જમાનામાં નહતું એ શુભ ભાગ્યની વાત છે. તે વેળા કોઇને ખ્યાલજ માન ચાંદનો આવતો નહતો. દશ દશ મહીના વેર દુકાળ્યાઓને, અને તે પણુ કોમનાજ નહી પણુ તેમ પરકોમનાઓને, રોજ બબેવાર જમાડી પોતાની તીજોરીનું તળ્યું લાવવા સાથ પારકાંના પેટનો ખાડો પુરી કાંઇબી જાથુકનો યાદગારીનો સ્તંભ ઉભો કરવાની લાલચને દાદીશેઠ વશ થયા નહી, એ તેમનું કેવું બાદશાહી દીલ હશે ?

"જો કોઇ તમને નુકસાન કરે તો તમે બુરાઇનો બદલો ભલાઇથી વાળજો."

ઉપલા શબ્દોમાં શેઠ દાદીભાઇએ પોતાના છેલ્લાં વસીયતનામા મધ્યે પોતાના સપુત શેઠ અરદેશર દાદીને શીખામણ આપી છે. એ સોનેરી શબ્દો આજે એક રાજદ્વારી મંત્ર તરીકે અહિંસાને નામે આપણા દેશમાં મહાત્મા ગાંધીએ સર્વના મુખમાં રમતા કીધા છે. કોઇ દુઃખ દે તો તે ખમી જવું અને કોઇને દુઃખ દેવું નહી, પણ સામું જે તમને એક ગાલ પર તમાચો મારે તેને બીજો ગાલ આપવો એવી શીખામણ મહાન પેગામ્બર જીસસ ક્રાઇસ્ટે આજ આશરે બે હજાર વરસ થયાં તમામ દુન્યાને શીખવી છે. લગભગ તેનેજ મલતા મોતીના દાણા શેઠ દાદીભાઈ નોશીરવાનજીની કલમમાંથી ટપકયા એ તેમની બહુ જુજ કેળવણી જોતાં આપણને અતીશ્ય અજાયબીમાં નાખે છે અને તેમના ઓહોળાં મન તથા ચોખ્ખાં દિલની ગવાહી પુરી પાડે છે.

દયા અને ભલાઇના ગુણ કાંઈ ઉંચી કેળવણીથીજ સઘળામાં આવતા નથી. તે તો હૃદયની ખીલવણી અને આત્માના વિકાશથીજ ઉત્પન થાય છે. એવાજ ગુણોનો વારસો જે ઉપલા દરેક વેણોમાં જળવાઇ રહયો છે તે એક એવો વારસો છે કે જે માત્ર તેમનાં પોતાનાજ ફરઝંદો કે સ્નેહીઓ કે હમદીનોનેજ નહી પણ તમામ આદમ જાતને સર્વદાં શિક્ષણરૂપે ઉપયોગી થઇ પડવો જોઇએ. એક મહાન નર કાંઇ માત્ર પોતાના વડીલોના ગુણોના વારસાથી કે આસપાસના સંજોગોથી બનતો નથી, પણ તે જાતી ગુણો, જાતી ખંત અને બાહોશી તેમજ આદમજાત તરફની ફરજના ઉંચા ખ્યાલો ધરાવવાથીજ ઘડાય છે, અને તેવો એક મહાન નર દાદીભાઇ નોશીરવાનજી યાને મોટા દાદીશેઠમાં પારસી તવારીખમાંજ નહી, મુંબઇના ઇતિહાસમાંજ નહી, પણ તમામ હીંદીવાનોના સોનેરી કળસ સાયના કીર્તીવંત મંદીરમાં જળવાઇ રહેશે. તેનું નામ તેના આ ફાની જેહાન મધેનું દેહ રૂપ છોડવા પછી આજ સવાસો વરસ વેર તો જળવાઇ રહયું છે, તે હવે પછીના ઝમાનાઓમાં પણ ચાલુ રહેશે, બલ્કે કદાચ વધવા પામશે, એવો દરેક સંભવ દીસે છે. એક દેશના ભલા મહાન નરોજ તેના મંદિરના કારીગરો છે.

## ઇંગ્લંડ સાથનો વેપાર.

મોટા દાદીશેઠ વિષે Britain's Celebrities of the Age માં જણાવ્યું છે કે

"The great Dady Sett, the first Parsi to establish the native trade of Bombay with England."

**શરાફી ધંધામાં મેળવેલી વિખ્યાતી**

શેઠ દાદીભાઇ નશરવાનજી મોટા પાયા ઉપર શરાફી (bankers') ધંધો ચલાવતા હતા તે વિષે તે વેળાના અને ઇંગ્રેજી પુસ્તકોમાં જણાવવામાં આવ્યું છે. એક ઇંગ્રેજી લખનાર જણાવે છે કે As a banker Mr. Dady Naserwanji was widely known and is mentioned in several memoirs of that time (*e. g.* Admiral Carden's Autobiography p. 190, Hove's Tours in Gujarat etc.) (Mr. S. T. Sheppard's Bombay Place-Names p. 75)

**પારસી પ્રકાશ:**

પારસી પ્રકાશ મધે મોટા દાદીશેઠનાં મરણની નોંધ નીચે મુજબ લીધી છે:

તા૦ ૭ મી આપરેલ ૧૭૯૯. યઝ.
રોજ ૧ માહ ૮ (ક) ૧૧૬૮.

**દાદીભાઇ નોશરવાનજી**–ઉમર વર્ષ ૬૫) એવણ અતરેના એક માતબર વ્યાપારી, વહાણવતી તથા જાગીરદાર હતા. વીલાયતથી અતરે આવતા વ્યાપારી વાહણોની આડત તેમજ ચીન ખાતેનો મોટો વ્યાપાર ચલાવતા હતા. આ માટે એવણના શાહ અર્દેશર, કીંગ જીયોરજ, ફ્રેન્ડશીપ, પ્રીંગ વીલ્યમ અને ડેવીડ સ્કાટ નામના પાંચ વાહણો હતા. ઇ. સ. ૧૭૭૬ માં એવણે અતરે રૂની ગાંસડીઓ દાબવાનો એક "સ્કરૂ" સ્થાપ્યો હતો. એવણે ઇ. સ. ૧૭૮૦ માં મુલ્લાં કાઉસન અતરે આવ્યા બાદ પેહલ વેહલો મુંબઇમાં ઇરાની રોજ માહ પઢવે શરૂ કીધો હતો, અને પોતાની સંફ્રમાં અતરેના થોડાક પારસીઓને પણ શામેલ કીધા હતા. તે બાદ કદમી તરીકા મુજબ મુબઇમાં પહેલવહેલા આતશબહેરામ બનાવી તે તા. ૨૯ મી સપટેમ્બર

૧૭૮૩ ને દીને પરઠાવ્યા હતા. ઈ. સ. ૧૭૯૦ ના ગુજરાત તરફના "સડતાલાના" દુકાલની વખતે એવણે શેઠ પેશતનજી બહમનજી વાડીઆ તથા શેઠ નશરવાનજી માણેકજી વાડીઆની સાથે મલી અતરે આવતા શેંહકડો નાચાર જરથોસ્તીઓની દશ મહિના લગણ પરવરસી કીધી હતી; તે ઉપરાત બીજી ગ્નાતવાલા પણ લગભગ ૨૦૦૦) માણસોને એવણે ઘણીક મુદ્દત સુધી દરરોજ ખોરાક પોંહચતો કીધો હતો. પોતાના કુટુંબના રવાનોને અવલમંજલ પોહચાડવા માટે એવણે વાલકેશરની ઉંઠાણમાં પોતાની જગો ઉપર એક દોખમુ બંધાવી તે તા. ૨૨ મી આપરેલ ૧૭૯૮ ને દીને પરથાવ્યું હતું. તે વેળાની મુંબઈની પારસી પંચાએતના એવણ એક મુખ્ય અકાબર હતા." (પા. પ્ર. દ. ૧ લું પાનું ૯૬).

જે સાલમાં મોટા દાદીશેઠ ગુજરયા તેજ સાલ (૧૭૯૯)માં પહેલા સર જમશેદજી જીજીભાઈ બેરોનેટના પીતા જીજીભાઈ ચાનજીભાઈ વાચ્છા નવસારીમાં ગુજરી ગયા હતા.

**આપ-બળ પર ઇતબાર**

ધંધા તથા વેપારવણજ, ઉદ્યોગ હુન્નર એ સર્વમાં દાદીશેઠે આપબળથી આગળ વધી પોતાના ખાનદાનને કીર્તિવાન બનાવ્યું હતું. આ વીરલો ખરેખર ભાગ્યશાળી નિવડયો હતો અને તેણેજ પોતાના ખાનદાનની નામના વધારી હતી, બલકે એ ખાનદાનનો તેમનાજ તેજસ્વી ગુણોથી પાયો નખાયો હતો.

**વર્તમાન પત્રોની ગેરહાજરી**

મોટા દાદીશેઠની હૈયાતીમાં ગુજરાતી વર્તમાન પત્રો બીબાંમાં કે શીળા (લીથો)માં પણ મુદ્દલ છપાતાં નહતાં. આપણા ઇલાકામાં ઇંગ્રેજી ન્યુસપેપરો વટીક નહતાં. પહેલી મરણની ખબર કહો કે નોંધ કહો તો શેઠ કાવસજી રૂસ્તમજી પટેલની હતી, જેવણ તા. ૬ ઠી ઓગષ્ટ ૧૭૯૯ ને દીને (દાદીશેઠ પછી ૪ મહીને) ગુજરયા હતા અને જે ૧૮૦૦ ના વરસના "The Asiatic Annual Register માં ફકત બે લીટીની છપાઈ હતી. ત્યાર પછીની બલ્કે પહેલવહેલા જણાયલી મરણ નોંધ છેક ૩ જી ડીસેમ્બર ૧૮૦૨ ના દીને ગુજરેલા શેઠ બહેરામજી જમશેદજી ગામડયાની ઉપલાંજ વારસીક રેજીસટરમાં ઇંગ્રેજીમાં છપાઈ હતી જે લગાર લાંબી, આશરે બે ડજન

લીટીની હતી. ઇંગ્રેજી વર્તમાન પત્ર મધેની પહેલી નોધ ૧૮૦૪ માં 'બોમ્બે કુરીઅર'માં આવી હતી જે પણ માત્ર ત્રણ લીટીની હતી. એ નોંધ મરહુમ શેઠ લીમજી ભીખાજી પાંડેના મરણની હતી જેમને માટે માત્ર એટલું લખ્યું હતું કે તેવણ "આ મથકના એક આબરૂદાર પારસી વેપારી" હતા. ત્યાર પછી એજ છાપામાં ત્રણ માસ રહીને શેઠ દોરાબજી રૂસ્તમજી પટેલની નોંધ છપાઇ હતી તે પણ બરાબર એજ શબ્દોમાં હતી. પહેલો ગુજરાતી વર્તમાન પત્ર મધે મરણનો હેવાલ મુંબઇ સમાચાર (જે ૧૮૨૧ માં નીકળ્યું હતું) તેમાં બીજે વરસ શેઠ રતનજી બહમનજી વાડીઆનો લખવામાં આવ્યો હતો. ત્યાર પછી જે ઇંગ્રેજી પત્રમાં મરણની નોંધ આવતી તે બોમ્બે ગેઝેટ હતું જેમાં છેક ૧૮૨૫ માં શેઠ નવરોજી કાવસજી નારીયલવાળાના મરણ વેળા તેમને લગતો કાંઇક હેવાલ છપાયો હતો. 'બોમ્બે ટાઇમ્સ' (હાલનું 'ટાઇમ્સ ઓફ ઈંડયા') માં તો ૧૮૪૧ ના સાલમાં પારસી નોંધોએ દેખાવ દેવા માડયો હતો; તે અગાઉ ૧૮૩૨ માં 'જામે જમશેદ' માં પહેલવહેલી નોધ શેઠ શાપુરજી નવરોજી બંગાલીની છપાઇ હતી.

**૧૦ લાખની સખાવત**

સાધારણ રીતે એક આદમીના એક બે કે ત્રણ દાહેકા ધીકે છે, પણ દાદીશેઠના ચાર છેલ્લા દાહેકા બહુ ધીકયા હતા. ઉપર કહ્યું તેમ 'મુંબઇનો બાહાર'ના લેખક મી૦ રતનજી ફરામજી વાછા મુજબ દાદીશેઠે ત્રીશ લાખની દોલત મેલવી હતી અને તેમની સખાવતનો એકંદર આંકડો કમમાં કમ દશ લાખનો અંકાઇ શકાશે. આજ સવાસોથી વધુ વરસ ઉપરના તે જમાનામાં દશ લાખ તે હાલનો અરધો કરોડ તો સેહેજમાં ધારી શકાશે. આ દિલાવર જરતોસ્તી વીર-લાએ પોતાની દોલતનો ત્રીજો ભાગ ધરમ તથા સખાવતના કામમાં છુટે હાથે આપ્યો હતો. જે જે ધરમખાતાઓમાં તે દોલત રોકાઈ તેથી મુખ્ય કરીને વરસો કે દાહેકાઓજ નહી પણ જમાનાઓ વેર–આજ સુધીજ નહી પણ બીજા ઘણાક જમાનાઓ વેર, તેમનો આશીશ દાયક લાભ મલતો રહે એવી ધરખમ વિચારવંત સખાવતો આ ગરીબોના બેલી, ધર્મ ધુરંધર સખી દાતારે કીધી છે. તેવણે આ ગેતીની જીંદગીમાં પોતાના આત્માને માટે સર્વેથી શ્રેષ્ટ સુખનું બહેસ્ત પ્રાપ્ત કીધું છે.

## મોટા દાદીશેઠના ઉમદા ગુણો.

પારસીઓની તવારીખ લખનાર શેઠ ડોસાભાઇ ફ. કરાકા, દાદીભાઈ નોશરવાનજી વિષે કહે છે કે :-

"He was a man of great simplicity of character, remarkable good nature and unbounded benevolence."

## દાતારમાં દાદીશેઠ.

તે જમાનામાં એવી કહેતી હતી "કે દાતારમાં દાદીશેઠ, સખાવતમાં સોરાબજી" (શેઠ સોરાબજી મંચેરજી રેડીમની તે હીરજી રેડીમનીના ભાઇના છોકરા). 'મુંબઇનો બહાર'ના બાહેશ કર્તા મોટા દાદીશેઠને વાજબી રીતે સખાવતમાં પ્રકાશી ગએલા શુરા તેમજ મુંબઇ ટાપુ ખાતે "પહેલવહેલા પ્રસિધ થયલા કદમી ટોલાના મુખ્ય ઘુરા" કહે છે.

## તેમનો બોહોળો લાગવગ.

શેઠ દાદીભાઈ તેમના જમાનાના "સૌથી માતબર તથા વગવાલા જરતોસ્તીઓમાંના એક હતા." "(One of the most opulent and influential Parsis of the time)" History of the Parsis by D. F. Karaka Vol 1 p 108.)

વાહાણના નોલના દલાલ (freight-broker)ના આ બેટા પોતાના સાહસિકપણાથી થોડા વખતમાંજ એક માતબર વેપારી, વાહાણોના માલેક તથા "જાગીરદાર" બન્યા. તેવણે યુરપ અને ચીન સાથ બોહોળો વેપાર કીધો ("Traded extensively with Europe and China") D. F. Karaka Vol II p 77.

**પોતાની કોમનુ નામ ઉઠાવનાર મહાન જરતોસ્તી.**

મુંબઈ સમાચાર (તા૦ ૨૭-૧૦-૧૮૩૬) મુજબ "દાદીશેઠથી આખા પારસીનાં ટોળાને નામીચું નામ અને માન મળે છે કે જેહની યાદ વરસો ગુજરી ગએ આંચ તો પણ હરઘડીએ અને હરવેલાએ શું નાઘલા કે શું મોટાના મોડાંમાંથી હજુ ખોસતી નથી; કે જેણે પારસીના આખા ટોળાને સારૂ જે વખતમાં મુંબઇમાં પારસીઓ કશી ઝાઝી ગણતરીમાં ન હતા અને આટલા દ્રવ્ય અને નામે વધેઆતા નહી તેવા વખ-

તમાં લાખો રૂપીઆ ખરચીને પોતાની ગનેઆતનુ નામ ઉઠાવેઉ છે કે તે વાતને એક બાળક પણ આજના વખતમાંથી તેહની પછવાડેના નામ લેણુાની ઘધાણીથી કબુલ કરે છે."

**સાયન્ટીફિક ઢબનો સ્ક્રુ**

મોટા દાદીશેઠે સાંચાકામ મારફત રૂ દાબવાનો પ્રેસ (સ્ક્રુ) ચાલુ કીધો તેજ બતાવે છે કે તેવણુ સુધરેલી હુન્નરમંદ (સાયન્ટીફીક) રીતી પ્રમાણે કામ લેવાને કેટલા આતુર હતા. એક ઇંગ્રેજી લખનાર (Hove) કહે છે તેમ "The Screw shows that he was anxious to avail himself of refined scientific methods."

**ફતેહમંદ પારસી સુધારક.**

શેઠ દાદીભાઇ નોશીરવાનજી વળી તે જમાનાના એક ફતેહમંદ જરતોસ્તી સુધારક નિવડયા હતા. કબીસાની તકરારનું તોલ કરી તેવણે આગલા ઝમાનાઓવેરની ચાલુ વરસની ગણુત્રીની રૂઢીનો ત્યાગ કરી પોતેજ નવી સુધારેલી ગણુત્રી મુજબ અમલ કીધો નહી પણ તે સાથ પોતાની કોમના એક મોટા ભાગને તે તરફ દોરવ્યો તે કાંઇ જેવી તેવી ધારમીક સુધારાની ફતેહ ન કહેવાય. આજે એવા કેટલા ધારમીક સુધારકો છે? હજી રોજ માહની શુદ્ધ ગણુત્રીનું કયાં ઠેકાણું લાગ્યું છે?

# પ્રકરણ ૧૨ મું.

—:૦:—

## શેઠ હોરમજજી દાદીભાઇ નોશીરવાનજી.

મોટા દાદીશેઠ પોતાની પાછળ બે દીકરા હોરમજજી તથા અરદેશર દાદીને મુકી ગયા હતા. હોરમજજીનો જનમ ઇ. સ. ૧૭૫૩ માં થયો હતો. હોરમજજી પોતાના પીતાના ધંધા વેપારમાં પડયા નહતા અને તેમની સાથે તેવણે કાંઇ પણ કામ કીધું નહતું, છતાં પીતાએ તેમની ૩૫ વરસની ઉમર થઇ ત્યાં સુધીમાં આશરે રૂ. ૫૦ થી ૬૦ હજાર તેમની પાછળ ખરચ્યા હતા.

**તેમના પુને ખર્ચેલી રકમો.**

હોરમજજીને તેમના પીતાએ કીંગ જયોર્જ' નામના પોતાનાં વહાણુમાં ચીન મોકલ્યા હતા ત્યાં તેવણુ રૂ. ૧૦ હર્જાર ખરચી આવ્યા અને મુંબઇ પાછા આવ્યા બાદ તેવણે પોતાના ભલા પીતા પાસથી રૂ. ૧૩ હજાર લીધા જેના વ્યાજ સુધાં વધતા સંવત ૧૮૫૦ (ઇ. સ. ૧૭૯૪) ના ભાદરવા વદ ૧૪ ને દીને ચોપડામાં તેમને ખાતે રૂ. ૨૦૯૭૦–૧–૫ ઉધારવામાં આવ્યા હતા; એટલા માટે શેઠ દાદીભાઇએ તેમની ચાલચલણુ જોઇ પોતાના વીલ મધે તેમને બીજી કશી વધુ રકમ આપી નહતી અને તેમને પોતાના પ્રાક્રમી નાના બેટા શેઠ અરદેશર દાદીના સ્વાધીનમાં આપ્યા હતા.

હોરમજજી કદીમ રોજ ૨૯ માહ ૮ યઝ. ૧૧૮૨ (તા૦ ૨ જી મે ૧૮૧૩) ને દીને પોતાના શકરમી ભાઇ અરદેશર દાદીની ત્રણુ વરસ પાછળ ૬૦ વરસની ઉમરે કાંઇ પણુ સંતાન મેલ્યા વિના ગુઝર્યા હતા. તેમના ભત્રીજા શેઠ ખરશેદજી અરદેશર દાદી તેમના પાલક થયા હતા.

# અહેવાલે ખાનદાને દાદીશેઠ.

## શેઠ અરદેશર દાદી.

"હીંદીવાનોમાં સર્વથી શ્રેષ્ટઃ–" 'The best of Natives'.

Sir James Mackintosh.

---



**અરદેશર દાદીભાઇ.**

જન્મ—યઝ. ૧૧૨૫; ઇ. સ. ૧૭૫૫

મરણ—રોજ ૨૬ મો, માહ ૧૦ મો (ક) ૧૧૭૯

તા૦ ૨૯ મી જુન ૧૮૧૦

# પ્રકરણ ૧૩ મું.

—:o:—

## શેઠ અરદેશર દાદીભાઇ.

"The heart, and not the hand, has wrought,
From sunken base to tower above
The image of a tender thought
The memory of a deathless love."

WHITTIER.

**દાદીશેઠના દીકરા.**

શેઠ દાદીભાઇ નોશીરવાનજીના બીજા દીકરા અરદેશર દાદી 'દાદીશેઠના' દીકરા તરીકે જણાયલા છે. કમનસીબે અરદેશરના મોટા ભાઇએ પોતાના મશહુર પીતાનું નામ કોઇ પણ રીતે વધારર્યું નહતું તે આપણે આગળ જોયું છે.

**ખાનદાનનું નામ.**

પોતાના પીતા શેઠ દાદીભાઈનાં નામ ઉપરથી મી૦ અરદેશરે તેમજ અત્રેના પ્રખ્યાત દાદીશેઠ ખાનદાને 'દાદીશેઠ' નામ લીધું છે.

**જનમ**

શેઠ અરદેશર દાદીનો જનમ યઝ૦ ૧૧૨૫ (ઇ. સ. ૧૭૫૫) ના સાલમાં થયો હતો.

**કેળવણી**

શેઠ અરદેશરે પણ તે જમાનાને અનુસરતી સાધારણ, બલ્કે પીતાની માફક જુજ કેળવણી લીધી હતી. તેવણ ફક્ત ગુજરાતી ભાષા વાંચી લખી જાણતા હતા. અંગ્રેજીની તો આખી બારાખડીથી પણ તેઓ ભાગ્યે વાકેફગાર હતા.

**વેપાર**

શેઠ અરદેશર પોતાના બાપના વખતમાંજ તેમના (બાપના) કામમાં હંમેશ વળગેલા રહેતા.

તેમની શરાફી પહેડી ૧૮ મી સદીના પાછલા ભાગથી અત્રેજ નહી પણ ખુદ વેલાતમાં પણ જાણીતી હતી અને તેવણે ચીન, બંગાળ, યુરપ ઇ. ખાતે બહોળો વેપાર ચલાવ્યો હતો. મી૦ અરદેશર પોતાના નામચીન પીતા માફક એક મોટા વેપારી, વહાણોના માલેક અને ભાગીદાર હતા. ચીનનો વેપાર, જે તે વેળા ઘણો નફાકારક હતો, તે તેવણે ચલાવ્યો હતો. વલી મી૦ અરદેશર ઇંગ્લેંડ ખાતે દેવીડ સ્કોટની કુંપની મારફતે મોટો વેપાર કરતા હતા.

પોતાના પૂજ્ય પીતા સાથ ઘાડા સંબંધમાં આવવાથી શેઠ અરદેશરે જવાનીમાંજ ચંચલાઇ તથા બાહોશી બતાવવા માંડી અને થોડા વખતમાંજ પોતાના પીતાનો ઓહોળો વહીવટ ચલાવવામાં મદદગાર થઇ પડયા હતા અને સર્વ મંડળોમાં પળોતાઇ જઇ પ્રમાણીકપણા માટે વખણાઇ ગયા અને "તે છતાંબી બાપના હુકમમાં હરગેઝ ઉલટા ચાલ્યા નહી." ('મુંબઇનો બહાર.') એથીજ તેવણુ બાપના આશીષ પામી સુખી થયા હતા.

મોટા દાદીશેઠ જ્યારે ગુજરી ગયા ત્યારે તેમના આ બેટાની ઉમર ૪૩ વરસની હતી. અરદેશરે પોતાના પીતાના ઓહોળા વેપારનું કામ એટલું તો વધારીયું હતું કે તેમની મદદથી બાપના કરતાં વધુ શખ્સોની પરવરેશ થવા માંડી અને તેથી બાપની કીર્તીને વધારી મેલી.

ખાસ કરી ૧૮૧૦ થી ૧૮૪૨ સુધીમાં પારસીઓએ ચીનના વેપારમાં મોટી દોલત મેળવી, પણ ૧૮૪૨ ના સાલના નેનકીનના કોલકરારો પછી અને સ્ટીમરો ચાલુ થતાં પારસીઓનો ચીન સાથનો વેપાર ઘટી ગયો હતો.

તે વેળા નીચલા પારસી વેપારીઓ જાણીતા હતા જેમાં શેઠ અરદેશરનું નામ પહેલું જણાશેઃ—

શેઠો અરદેશર દાદીભાઇ. નશરવાનજી માણેકજી વાડીઆ. પેશતનજી બહમનજી વાડીઆ. હોરમશજી બહમનજી વાડીઆ. સોરાબજી મનચેરજી રેડીમની. ફરામજી નાનાભાઇ દાવર. દોરાબજી રૂસ્તમજી પટેલ. ખરશેદજી માણેકજી શરાફ. બરજોરજી દોરાબજી દાદી બરજોરના. પેશતનજી કાવસજી નાળીએરવાળા. બહેરામજી જમશેદજી ગામડીઆ. ભીમજી ભીખાજી પાંડે. ભીખાજી મેહેરજી.

ઇ. સ. ૧૭૯૯માં "બોમ્બે કુરીઅર" માંથી નીકળેલાં અંગ્રેજી કેલેન્ડરમાં વિમા કુંપની (ઇનશ્યુરનસ સોસાયટી) ના ભાગીદારો નીચલાઓને જણાવ્યા હતા:–

**શેઠો અરદેશર દાદીભાઇ.** નશરવાનજી માણેકજી વાડીઆ, પેશતનજી બહમનજી વાડીઆ. હોરમશજી બહમનજી વાડીઆ. ફરામજી નાનાભાઇ દાવર. ફરામજી માણેકજી વાડીઆ. શેરાબજી મંચેરજી રેડીમની. કાવસજી રૂસ્તમજી પટેલ. જમશેદજી બહમનજી વાડીઆ.

**તેમના ૭ વાહાણો.**

પોતાના વેપાર ખાતાંના ઉપયોગ માટે આ અતી સાહસીક શોદાગર પાસે સઘળાં મળીને ૬) મોટાં વહાણ હતાં. તે માંહેલા પાંચ તો તેમના મરહૂમ પીતાની અસકેઆમતમાંથી તેમને મળેલાં, અને તે પછી 'મીનરવા' નામનું એક વહાણ ૯૫૮ ટન વાળું પોતે બંધાવ્યું હતું, એટલુંજ નહિ પણ પોતીકા બેટાઓને હિસાબના બે બારકશો નામે "અપટન કાસલ" તથા "એલીઝાબેથ" ખાસ પોતાના ઉપયોગમાં લાવતા હતા અને તે ઉપરાંત જ્યારે અગત પડતી ત્યારે બીજા સખશોના કેટલાક બારકશો નોલે માંડી (ચારટર કરી) કામમાં લેતા હતા,

## પારસી વહાણવટીઓ.

ઇ. સ. ૧૮૦૭ ના "બોમ્બે કુરીઅર"માંથી નીકળેલાં ઇંગ્રેજી કેલેનડરમાં વહાણવતીઓની ટીપમાં નીચલા વહાણોનો પારસીઓનાં નામ પર ઉમેરો થયો છે:–

| વહાણનું નામ | માલેક | ટન |
|---|---|---|
| મીનરવા ...... | હોરમસજી દોરાબજી લશ્કરી | ... ૯૫૩ |
| શાહ અરદેશર ...... | ,, | ... ૮૬૯ |
| આલબીયન ...... | શેરાબજી કાવસજી પટેલ | ... ૮૦૦ |
| અલેકજાંડર ...... | ધનજીભાઇ સોરાબજી રેડીમની | ... ૬૦૦ |
| સુલેમાની ...... | ફરામજી કાવસજી બનાજી અને બીજાઓ | ... ૫૪૦ |
| વીલ્યમ ...... | **અરદેશર દાદીભાઇ** | ... ૩૯૦ |

## એમના ત્રણ વધુ વહાણો.

ઈ. સ. ૧૮૦૯ ના "બોમ્બે કુરીઅર"માંથી નીકળેલાં ઈંગ્રેજી કેલેન્ડરમાં વહાણવતીઓની ટીપમાં શેઠ અરદેશર દાદીભાઇના નામ પ

ડેવીડ સ્કોટ, ફ્રેન્ડશીપ, અને શાહ અરદેશર, એ ત્રણ વહાણો ઉમેરાયાં હતાં:

### વાહાણ મીનરવા.

શેઠ અરદેશર દાદીભાઇના નામ ઉપર ૧૯૧૦ માં ઉપલું વાહાણ "મીનરવા" હતું. તેવણ વાહાણો ભરી પરદેશ માલ મોકલતા હતા.

### રૂનો વેપાર.

તે વેળા રૂના વેપારમાં ભારે કમાણી હતી. વળી રૂના ભાવ પણ તે જમાનામાં બહુ કમી હતા. ૧૮૦૮ માં (જેમ્સ ડગલાસ લખે છે કે) ભરૂચી રૂનો ભાવ ખાંડી દીઠ રૂ. ૭૦ થી ૮૦ હતો અને તે ખરીદી બંગાલ અને ચીન તરફ વાહાણમાં મોકલવામાં આવતો હતો.

### તેમના આડત્યાઓ.

દેશાવર ખાતે શેઠ અરદેશર દાદીના અનેક આડત્યાઓ હતા જેઓ મધે નીચલા જાણીતા હતા:-

### શેઠ હોરમજજી દોરાબજી લશ્કરી (છોઇ)

ઇ. સ. ૧૮૦૦ માં શેઠ અરદેશર દાદીભાઇની તરફથી તેમનાં આડતીઆ તરીકે ચીન ગયા હતા અને તે પછી પોતાને હીસાબે તે દેશ સાથે મોટા વેપાર કરતા અને શેઠ અરદેશરના પ્રતાપથી બે મોટા વાહાણના ધણી થયા હતા.

### શેઠ એદલજી બહમનજી (એદલકાકા)

શેઠ દાદીભાઇના પછી તેમના બેટા મી૦ અરદેશર તરફથી પણ ચીન આડત્યા તરીકે ગયા હતા.

**શેઠ બરજોરજી રૂસ્તમજી ચીનાઇ**–સુરતવાળા શેઠ માણેકજી એદલજી અરમાનીના દલાલના નબીરા. તેવણે શેઠ અરદેશર દાદીભાઇના આડટીઆ તરીકે લાંબી મુદત સુધી ચીન જાવઆવ કરી હતી અને ઘણા પૈસા મેળવ્યા હતા અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

**શેઠો રતનજી માણેકજી હાતરીઆ તથા જમશેદજી સોરાબજી** સુરત મધે શેઠ અરદેશર દાદીના આડત્યા હતા અને તેમને માટે રૂ તથા બીજી જીનસોની ખરીદી કરતા હતા.

. **શેઠ મનચેરજી જામાસ્પજી ફ્રામજી ભાવનગરી** શેઠ અરદેશર દાદીભાઇની રૂની આડતનું કામકાજ કરતા હતા.

**શેઠ દાદાભાઇ રતનજી પારખે** (૧૭૭૯-૧૮૪૯)-ઘણા વખત સુધી શેઠ અરદેશર દાદીભાઇના આડતીઆ તરીકે તેવણે કામ કર્યું હતું. શેઠ અરદેશરના નીચલા કારભારીઓ જાણીતા થયલા છે:-

**તેમના કારભારીઓ**

**૧ શેઠ ફ્રામજી પેસ્તનજી મામા** ( ૧૭૭૩-૧૮૨૩ ) શેઠ પેસ્તનજી બહેરામજી હોમજી (બહેલી હોમજી) ના વડા દીકરા અને અરદેશર દાદીના સાળા હતા અને શેઠો ખરશેદજી તથા જાહગીર અરદેશર દાદીના મામા થતા હોવાથી સર્વે માં 'ફ્લાજી મામા'ને નામે ઓળખાતા હતા. પ્રથમ એવણ શેઠ દાદીભાઇ નોશીરવાનજી (મોટા દાદીશેઠ) ની પહેડી પર કારભારી હતા.

**૨. શેઠ રૂસ્તમજી બહેરામજી રાણા** જેવણ શેઠ દાદીભાઈ નશરવાનજીના કાકા શેઠ બહેરામજી હોરમશજી (બહેલી હોમજી) ના નાધલા દીકરા થતા હતા. શેઠ દાદીભાઇની પહેડીમાંજ નોકરીએ હતા.

**૩ શેઠ બહેરામજી રૂસ્તમજી રાણા** (૧૭૮૩-૧૮૩૮) પણ પ્રથમ કેટલુંક વેર પોતાના બેશી શેઠ અરદેશર દાદીભાઇ તથા તેવણ પછી શેઠો ખરશેદજી તથા જાંગીરજી અરદેશર દાદીની પહેડી પર કારભારી હતા. એ રીતે દાદીશેઠની પહેડીની નોકરી બાપ દીકરા મલી રાણાની એ પહેડી કરતી આવી હતી.

**૪ શેઠ લીમજી કાવસજી બેહરામજી બનાજી** (૧૭૮૩-૧૮૨૮) એ શરૂઆતમાં શેઠ અરદેશર દાદીભાઇની પહેડીમાં કામ કર્યું હતું.

**૫ શેઠ દાદીભાઈ કુંવરજી માણેકજી** બનાજી (૧૭૬૯-૧૮૧૪) ઇ. સ.૧૮૦૦ ના સાલમા શેઠ અરદેશર દાદીભાઇના કારભારી થયા હતા. શેઠ અરદેશરના દુબાશો તરીકે નીચલાઓ હતા:-

**તેમના દુબાશો**

**૧ નવરોજજી પેશતનજી પોહચાજી** (૧૭૬૬-૧૮૩૧) પ્રથમ શેઠ અરદેશર દાદીભાઇની પહેડી પર આવતાં વાહણોના દુબાશનું કામ કરતા હતા. તેમના પીતા શેઠ દાદીભાઇ નોશીરવાનજીના માનીતા અને વિશ્વાસુ કારભારી હતા.

૨ શેઠ જીવાજી ધનજી ઢોંડી અતરે જેમ શેઠ દાદીભાઇ નશરવાનજીના તેમજ તેમની પછી શેઠ અરદેશર દાદીભાઇને ત્યાં દુબાશનું કામ કરતા હતા.

૩ શેઠ બહમનજી હોરમસજી મોટાભાઇ એ ઘણા વખત સુધી શેઠ અરદેશર દાદીભાઇની મારફતે તેમની આડતમાં આવતાં વીલાયતી વહાણોના દુબાશનું કામ કર્યું હતું.

૪ ફરામજી કાવસજી બનાજી એ દરિયા ખેડવાની અવલ તરબીયત વેલાતી વહાણનો વેપાર કરનાર, હિંમતવાન શેઠ અરદેશરજી દાદીભાઇના હાથ તલે લીધી હતી. કહે છે કે શેઠ અરદેશર દાદી ઉપર વેલાતી વાહાણોની આડત ઘણી આવતી હતી તે વાહાણોનું દુબાશનું કામ શેઠ ફરામજી ચલાવતા હતા. પોતાની હીમત સંશાર ચલાવવામાં પાકી થયાથી શેઠ ફરામજીએ પોતાનો ધંધો જુદો ઈ. સ ૧૮૦૬ ના સાલમાં કરવાને શરૂ કીધો''(જગત મિત્ર ૧૮૫૧ પા. ૫૦૮-૯)

શેઠ અરદેશર દાદી ફરામજી કાવસજી બનાજીના માસા થતા હતા.

## તેમના ઇંગ્રેજી લખનાર.

શેઠ દીનયારજી કાવશજી ગાંધી (૧૭૫૮-૧૮૩૦) શરૂઆતમાં થોડા વખત શેઠ અરદેશર દાદીભાઇને ત્યાં ઇગ્રેજી લખનાર તરીકે રહ્યા હતા તથા પારસીઓને તેમજ પરભુઓને ઇંગ્રેજી ભાષા શીખવતા હતા

**વેપાર ધંધામાં ગુંચવાડો.**

શેઠ અરદેશર દાદીનો વેપાર મોટા મોટા મુલકો સાથે હતો દુરદરાજ દેશાવરો તરફથી માંગ્યા મુજબ હીસાબે ફરી વળતાં ઘણી ઢીલ થતી હતી, તેટલાં શેઠ અરદેશર બિમાર થઇ પડયા અને તેથી તેમના મરણ વેળા તેમના વેપાર ધંધામાં ગુંચવાડો ઉત્પન્ન થવા લાગ્યો હતો અને ખોટ જણાઇ હતી.

**લવાદ તરીકે.**

શેઠ અરદેશરની વેપાર ધંધામાં સાચવટ તથા આંટ, ભારે હતી શેઠ બેરામજી લીમજી બનાજી (૧૮૩૭-૧૮૨૨) પોતાના પીતા શેઠ લીમજી બનાજી લીમજીના ઇ. સ. ૧૭૫૭ માં નીપજેલાં મરણ બાદ તેમના બનાજી લીમજીના નામથી ચાલતી પહેડીના પોતાના પિત્રાઇઓ સાથે ભાગ્યા થયા હતા. તે પછી ઇ. સ. ૧૭૯૩ માં ભાગ્યાઓમાં વાંધો

પડવાને લીધે પહેડીનું કામ ઇનસાફ્ની કોર્ટે ચઢયું હતું. આ ઉપરથી એવણે શેઠ પેસ્તનજી બહમનજી વાડીઆ જોડે શેઠ અરદેશર દાદીભાઈને લવાદ ઠેડવી તેમના મારફતે તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૦૦ ને દીને પોતાનો હિસ્સો પિત્રાઇઓ પાસેથી ચુકાવી લીધો હતો.

**પારસીઓનો મોહોળો વેપાર.**

આ વેળા વાડીઆ કુટુંબના સ્થાપકના નબીરા નશરવાનજી માણેકજી (૧૭૫૦–૧૮૧૪) જેવણ મોટા વેપારી તથા વહાણના માલેક હતા તેવણને ધંધામાં રૂ. ૧૩ લાખની ખોટ આવી હતી જેને માટે રીકોરડર સર જેમ્સ મેકીનતોશ એમ કહે છે કે તે a trifle for a Parsi હતી. આ ઉપરથી જણાશે કે તે ઝમાનામાં પારસીઓ કેવા વેપાર ધંધાથી વધી દોલતવાન થયા હતા.

## પ્રકરણ ૧૪ મું.

—:૦:—

# શેઠ અરદેશર દાદીભાઈએ પરથાવેલી દરેમેહેર.

## તેની અસલ જમીનના વેચાણના બદલામાં મળેલાં સાત કીમતી ગામો.

શેઠ અરદેશર દાદીશેઠની સખાવતો ઘણી એક થયલી બોલાય છે પણ તે બાબેની સંપૂર્ણ વીગતો જળવાઇ ન રહેવાથી જેટલી જાણમાં આવી છે તેટલીજ હેઠળ આપી છે.

### દરેમહેર.

શેઠ અરદેશર દાદીએ કદીમ રોજ ૧૭ માહ ૧ લો ૧૧૭૩ તા૦ ૨૫ મી સપ્ટેમબર ૧૮૦૩ ને દીને અત્રે કોટેકોટ પોતાના પીતા શેઠ દાદીભાઇ નોશીરવાનજીની નેયતે આદરાનની દરેમહેર કદીમ તરીકા મુજબ પરથાવી હતી.

### વડા પંથકી.

આ અગીઆરી બંધાવી ત્યારે એરવદ સોરાબજી જમશેદજી નાલાદારૂ (૧૭૬૧–૧૮૩૦) ને સુરતથી મુંબઇ બોલાવી તેના વડા પંથકી તરીકે ઠેડવ્યા હતા. અને એવણે ૨૦ વરસ વેર આ અગીયારીમાં એ ઓધો ભોગવ્યો હતો.

### દાદીશેઠની દરેમહેર.

આગળ ત્રીજાં પ્રકરણ માહે જણાવવા મુજબ એક દરેમહેર બાંધવાના ઇરાદાથી પ્રથમ શેઠ દાદીભાઇ નોશીરવાનજીએ ૨૫૦૦ પાઉંડ (રૂ. ૨૫,૦૦૦) ની કીમતે કોટ મધેનું જેમ્સ ટોડનું ઘર ખરીદ કીધું હતું. વળી શેઠ દાદીભાઇના મરણ બાદ ૧૮૦૨ માં રૂ. ૧૨૦૦૧ ની કીમતે તેમના બેટા શેઠ અરદેશરે તેની પડોશના બે ઘર ખરીદ કીધાં હતાં.




**દાદીશેઠની કોટે કોટની અગીઆરી.**

પરદાવી રોજ ૧૭, માહ ૧ લો કે. ૧૧૭૩ (તા૦ ૨૫ મી સપટેમ્બર ૧૮૦૩).



**આ. સોરાબજી જમશેદજી નાઝાદાર**

જેવણે દાદીશેઠ અગીઆરીના વડા પંથકી તરીકે ૧૮૦૩–૨૩ સુધી ઓફીસ બજાવ્યો હતો.

## છાસ્તીના ગામો શેઠ અરદેશર દાદીના હાથમાં કેવી રીતે આવ્યા? ધરમ કરતાં નસીબ કેમ ખુલ્યું?

**છાસ્તીના ગામો.**

મુંબઇની નઝદીકના છાસ્તીના ગામો ઇ. સ. ૧૭૭૪ માં મરાઠાઓના હાથમાંથી ઇંગ્રેજોના કબજામાં આવ્યા હતા, ત્યાર પછી તેમની અગત્યતા વધતી ગઇ હતી. આ ગામોમાંના કેટલાંક ગામો દાદીશેઠ કુટુંબના હાથમાં કેવી રીતે આવ્યા તે જાણુવા જોગ છે.

આગળ જણાવ્યું તેમ કોટ હોરનબી રોડ તરફની સર જમશેદજી સ્કુલવાલી જગા શેઠ દાદીભાઇ નોશરવાનજીએ ઈ. સ. ૧૭૮૭ માં ખરીદી હતી, અને તેઓની મકસદ ત્યાં એક દરેમેહર બાંધવાની હતી. પણુ ઇ. સ. ૧૭૯૧ માં મુંબઇના ચીફ એનજીનીઅર જનરલ નીકલસને તેવણુને જણાવ્યું કે એ જગા પર સરકાર યુરોપ્યનોને માટે એક હોસ્પીટલ બાંધનાર છે માટે એ ઉપર તમોએ કાંઇ અમલો ઉઠાવવો નહિ, સરકાર એ જગોની તમોને કીંમત આપશે અથવા તો તેના બદલામાં તમોને બીજી તમો માગશો તેવી જમીન આપશે. આથી એ જગો છેક ઇ. સ. ૧૮૦૫ લગણુ એમનીએમ પડી રહી હતી, અને ઇ. સ. ૧૮૦૩ ની મોટી આગ પણુ હિયાંથીજ શરૂ થઇ હતી. એ પછી ઇ. સ. ૧૮૦૬ માં સરકારે એ જગો હારપીટલ બાંધવાને માટે શેઠ અરદેશર પાસે લેવાનું નકી ઠેડવ્યું, અને તેના બદલામાં તેઓને છાસટી તરફનાં નીચલાં સાત ગામો આપવાની મરજી જણાવી. આ ગામોની કીંમત તથા તેમની ઉપજ ઉપલી જગા કરતાં ઘણી વધારે હોવાથી તે વધારાના રૂપીઆના બદલામાં સરકારને શેઠ અરદેશરે તથા તેમના વારેસોએ દર વર્ષે રૂ. ૩૦૭૭–૨–૭૫ રેસનો થોકો ઠેડવેલી મુદતે ભર્યા કરવો એવી ગોઠવણુ કીધી હતીઃ–

મલાર, કનેરી, એરૂ, દઇસર, એકસર, તુલસી, માગાથાન.

**રઇયતે બતાવેલી ખુશી.**

એ પછી તે ગામોની રઇયત તથા કુનબીઓ શેઠ અરદેસરની માલેકીમાં રહેવાને તથા તેમને પોતાનું દેહણું ભરવાને ખુશી છે કે નહિ તેની તેઓથી ખાતરી મેળવવાને માટે મુંબઇ તથા છાસટીનો કલેકટર જનરલ મી૦ પીટર લીમેજરર તા૦ ૧ લી એપ્રીલ ૧૮૦૬ ને દીને શેઠ અરદેસરને પોતાની સાથે લઇને તે ગામો ભણી

અયો હતો, અને લોકોને સરકારના હોકમથી વાકેફ કીધા, જેથી તેઓ સઘળાઓ શેઠ અરદેશરની માલેકી હેઠળ આવવાને ખુશી થયા હતા; આ માટે શેઠ અરદેશરે તા૦ ૨ જી મેએ ૧૮૦૬ ને દીને મજકુર અમલદાર ઉપર હેઠે પ્રમાણે લખ્યું હતું:—

"........and you having, in consequence of their order accompanying same, done me the favour, on the 1st April last, of your personal attendance with me on Salsette, to meet the Ryotts, in the villages desired by me, for the purpose of obtaining their consents of holding under me such villages, namely Cusba Mallar, Canary, Arrew, Dyasur, Exar, Toolsey, and Magatona; and as on such occasion the Ryotts acquiesced, and in your presence have granted their consents, I am now, under your approbation, to propose to the Honorable the Governor in Council, that I may become proprietor of these seven villages, subject to a fixed revenue to Government, on such like terms of security of tenure as is vested in Mr. Scott and Mr. Ashburner for the lands they hold in Salsette..........."

એજ મુજબ વળી તા૦ ૨ જી જુન ૧૮૦૬ ને દીને શેઠ અરદેસરે એક લંબાંણુ અરજી સરકારના સેક્રેટરી મી૦ ફ્રાનસીસ વારડન જોગ લખી હતી, તેમાં પણ તેવણુ જણાવે છે કે:—

"........you will, Sir, perceive by the said report, that the Ryotts of the villages desired by me have been assembled by the Collector who hath explained to them particularly the orders of the Governor in Council on the occasion, as directed to him through you, under date the 23rd of December last, and of which he made them, individually and collectively, fully comprehend."

"It thereby appears also, that the Ryotts are willing to allow of my taking out the deeds of property they have thus long and hitherto forborne receiving, or to take out themselves, and to pay me the same rents they are at present assessable, instead of the Hon'ble Company."

આ ઉપરથી સરકારે તા૦ ૩ જી જુલાઇ ૧૮૦૬ ને દીને નીચલો પત્ર લખી એ સાતે ગામો શેઠ અરદેશરના હવાલામાં આપ્યાં હતાં:—

# REV. DEPT.

To

Ardeseer Dady.

Sir,

1. I am directed to acknowledge the receipt of your letter, dated the 2nd of last month, and to inform you that the Hon'ble the Governor in Council has agreed to constitute you the proprieror of the villages of Cusba Mallar, Canary, Arrew, Dyasur, Exer, Toolsey and Magaton or Magatoona, on the like terms of security of tenure as is now invested in Mr. Helenas Scott and Mr. Ashburner, upon condition of your regularly paying the fixed revenue of those villages, which is fixed at Rs. 14,600-1-12 after deducting the interest of the valuation to be made of your ground within the garrison, to be exchanged for them, and upon the express condition likewise of your maintaining the several Ryotts in the enjoyment of the spots they now cultivate, according to the terms on which they have respectively acquiesced in your becoming their landlord, and as they shall severally desire to be continued in it, leaving to you to make the most of the waste and unoccupied ground within your estate, and to raise thereon such articles as you may prefer, as well as within the cultivated parts now occupied by the Currenbees or Ryotts.........................................................

2. In constituting you proprietor of the villages in question, on the terms specified in the preceding paragraph, the Governor in Council confidently relies on your best endeavours to bring the waste lands of those villages into the earliest state of cultivation, setting thereby an example to the other landholders and tenants in Salsette of promoting the public good in concurrence with private advantage as likewise that you and your heirs will ever consider as a primary duty to attend to the comfort and well being of the Ryotts, and to the increase of the population of the villages, thus permanently committed to your and their good management, to the end that others may, by observing the success of your exertions, be induced to become proprietors of land in an island so susceptible of, and of yielding an adequate

and ample return for the labor and expense that may be bestowed upon its agriculture and improvement.

By order of the Hon'ble the
Governor in Council
(Signed) F. WARDEN,
Secretary to Government.

Bombay, July 3rd 1806.

એ ઉપરથી તા૦ ૬ ઠી જુલાઇ ૧૮૦૬ ને દીને અતરેના કલેકટર જનરલ મી૦ પી૦ લીમેજરરે શેઠ અરદેસરને થાણે બોલાવી તેઓને દરેક ગામમાં લઇ જઇ તેનો અખત્યાર સોંપ્યો હતો. એ પછી મજકુર અમલદાર ઉપર શેઠ અરદેસરે તા૦ ૨૪ મી જુલાઇ ૧૮૦૬ ને દીને લખેલાં પતરમાં તેઓ એ ગામોમાં ગયા તથા ત્યાંનાં લોકોની તેમના તરફની વર્તણુકથી ખુશી થયા તે માટે નીચે મુજબ જણાવ્યું છેઃ—

"........and I have the pleasure to inform you, that on my visiting the several villages, I am at present very well satisfied with the conduct of the people thereof."

## કોર્ટ ઓફ ડીરેકટર્સની પ્રસંશા.

એ પ્રમાણે ઉપલાં ગામો શેઠ અરદેસરને સ્વાધીન થયા પછી વળી પાછો તેવણુની હોરનબી રોડની મજકુર જગો કે જેના બદલામાં તેમને તે આપ્યાં હતાં તે જગાની કીમતમાં વાંધો પડયો. અતરેની ટાઉન કમીટીએ તેની કીમતનાં દર ચોરસવારે રૂ. ૨૫) આપવાની ભલામણ કીધી હતી, પણ સરકારે તેના દર ચોરસવારે રૂ. ૨૦) આપવા જણાવ્યા. આથી શેઠ અરદેસરે કેટલીક લંબાણ દલીલોથી બતાવ્યું કે તેવણુની જમીનની કીંમત ટાઉન કમીટીએ જે ઠેરવી છે તેજ આપવી જોઇએ. આથી સરકારે એ બાબદ કૉરટ-ઑફ ડાયરેકટરસની મુનસફી ઉપર સોંપવાને ઠેરવ્યું, અને શેઠ અરદેસરે પણ તેમના અપક્ષપાત ફેસલા ઉપર રાજી થવાની પોતાની મરજી તા૦ ૨૭ મી નવેમ્બર ૧૮૦૬ ને દીનનાં મી૦ વૉરડન સેક્રેટરી જોગનાં પોતાનાં પત્રમાં બતાવી. વળી એજ પત્રમાં તેવણે જણાવ્યું કે "હું કાંઇ મારી જમીનની કીંમતનું રોકડ નાણું તો માંગતોજ નથી. હું હવડાજ નથી માંગતો એમ નહિ પણ આગલ જ્યારે સરકારને નાણાં સંબંધી ખુટ હતી ત્યારે પણ મેં

રોકડ નાણું માંગ્યું નથી. મારો હેતુ આએ બાબદમાં કાંઇ નાણું લઇ વેપઘો કરવાનો નથી, પણ મારાં કુટુંબની જાળવણી તથા પોષણનો બંદોબસ્ત કરવાનો છે અને હતો."

આ માટેના શેઠ અરદેસરના સખુનો નીચે પ્રમાણે છે:—

"I beg the Hon'ble Governor in Council will please to remember, that when the exigencies of the Government were great and cash very scarce, I never even then mentioned a desire to be paid for my ground in cash, when I could have used it to much greater advantage than I can now. My motives are not mercantile but family, and they are the same now as at the period when the offer was made in regard to the principle of adjustment."

આ ઉપરથી સરકારે ઇંગ્લાંડથી "કૉરટ-ઑફ-ડાએરેકટરસ" જેમ ઠેડવશે તે પ્રમાણેની તે જગોની કીંમત ગણવામાં આવશે એવી કબુલાતથી તે જગાનો કબજો તા૦ ૨૯ મી નવેમ્બર ૧૮૦૬ ને દીને શેઠ અરદેસર પાસેથી લીધો હતો.

'કોર્ટ ઑફ ડાયરેકટર્સે' સઘળાં કાગળીયાં તથા રીપોર્ટો તપાસી ઇંગલંડથી તા૦ ૨૧ મી એપ્રીલ ૧૮૦૯ ને દીને અત્રેની સરકાર જોગના ડીસપેચમાં લખ્યું હતું કે 'જ્યારે અરદેશર દાદી પોતાની જગોની કીંમતને માટે અમો ઉપર સોંપે છે અને તે માટેનો સંપૂર્ણ વિશ્વાસ તેણે આ બાબદની શરૂઆતથીજ અમારા અદલ ઇનસાફ ઉપર રાખયો છે, ત્યારે અમોને ચુકાદો કર્યા વગર ચાલતું નથી કે એ જગાની કીંમત જે ટાઉન કમીટીએ દર ચોરસ વારે રૂ. ૨૫. લેખે ઠેડવી છે તે તેમને આપવી.' વળી તેના બદલામાં એવણને આપેલાં ગામો માટે લખેછે કે "અગર દરજ્જાવાલા અને માતબર દેશીઓ એ પ્રમાણે હિંદુસ્થાનમાં જમીનના માલેકો અથવા ઇજારેદાર થાય તે અમોને ઘણું પસંદ છે અને તા૦ ૩ જી જુલાઇ ૧૮૦૬ ને દીને અરદેશર દાદીને જે ગામો તમોએ આપ્યાં છે તે અમો બાહાલ રાખ્યે છીએ અને અમોને અરદેશરે તે જગોને સારી પેઠે સુધારવાની જે કબુલાત પોતાની અમો જોગની અરજીમાં આપી છે તે ઉપર પુરતો ભરૂસો છે તથા જો તેવણ પોતાની કબુલાત બરાબર પાલે અને તે ગામોની રૈયત તથા કુનબીઓ ઉપર માયાલુ રેહે તો તમો તેમને આપણી તરફની ઘટતી

મદદ તથા આશ્રો આપ્યા કરજો. અગર અરદેશર દાદીનો દાખલો બીજા આબરૂદાર અને માતબર વર્ગના લોકો લેશે તો તે જાણી અમોને મોટી ખુશી ઉપજશે અને એવી રીતનાં કામોમાં તમોએ હમેશાં તેવા લોકોને ઉત્તેજન આપવું ચાલુ રાખવું એવું અમો તમોને ફરમાવ્યે છીએ."

આ ડીસપેચ અગત્યનો ધારી તેને પોતાના શબ્દોમા ઉઠળ આપીશું:—

"Moreover as Ardaseer Dady in agreeing to refer the subject to our decision and to abide by whatever rate of valuation we shall fix for the ground, has evinced such a degree of confidence in our justice and such a candour of sentiments so universal in Natives of India and which has indeed been observable in his conduct throughout the whole of the negotiation, we cannot but consider his claim as entitled to such a compensation as may not disappoint the confidence he appears to have placed in our justice; and therefore direct, that you pay him for the ground in question at the rate of Rs. 25 per square yard according to the valuation of the Town Committee whose competency to judge of its value we have no reason to suspect nor of their having been influenced by any partial motive towards Ardaseer Dady.

" We shall now consider the transaction of the Grant of Land &c to Ardaseer Dady in Salsette, independent of the question of its being an Exchange for the ground in Bombay: and having on former occasions recommended to give consideration to the state of the Island of Salsette with respect to the improvement of its resources and the amelioration of the condition of its Inhabitants and it appearing to us that the attainment of these desirable objects will be accelerated if Natives of character and opulence could be induced to become Proprietors or Renters of the Lands of the island, we approve of the Grant to Ardaseer Dady of the 3rd July 1806; and we have not only a reliance on his performance of those conditions, but that he will also pursue that liberal course of improvement of the Land which in his memorial he has informed us it is his intention to do, assuring him of our favor and protection while he continues faithful to his engagements and in the observance of a lenient and moderate conduct towards the Ryotts and other inferior classes of Natives incumbents of the Lands and inhabitants of the villages under his charge, and it will afford us much satisfaction if the example of Ardaseer Dady shall be followed by others of the opulent and respectable class of Natives to whom we direct you to hold out encourage-

ment to engage in similar undertakings. The perusal of the papers connected with this subject has incidentally discovered that some of the Lands of Salsette have been granted to Europeans, particularly to Dr. Helenus Scott and Mr. Ashburner, a practice militating against our general Policy, which prohibits Europeans from becoming the Proprietors of Lands in India, but as local circumstances and characters of the Natives of Salsette may not require so strict an application of this Rule as with respect to the lands under the governments of Bengal and Madras, we will not insist on their resumption; But we direct that you inform us the nature of the tenure of such Grants to the Persons named, or to any others of a similar description; the period at which they were granted and of every circumstance relating thereto."

**ધરમ કરતાં નસીબ ખીલ્યું**

ઉપલા હેવાલ ઉપરથી વાંચનાર જોશે કે કેવી રીતે એક ધારમીક કામ કરવા જતાં કીમતી ગામો દાદીશેઠ ખાનદાનના હાથમાં આવ્યાં. એક પાક દરેમહેર બાંધવાની શુભ નૈયત રાખી તેને માટે જે જમીન મોટા દાદીશેઠે ખરીદી લીધી ત્યાં યુરોપીયનોના દુઃખ નિવારણ માટે એક હાસ્પીટલ બાંધવા ધારી હતી અને તે જમીનની સરકારને જરૂર જણાઇ એટલા માટે તેના બદલામાં તેના માલેક અરદેસર દાદીને સરકારે મુંબઇની નઝદીકના મજકુર ૭ કીમતી ગામો આપ્યાં. બીજી તરફ નઝર કરતાં અસલ દાદીશેઠવાલી જમીન જે યુરોપીઅન જેનરલ હોસ્પીટલ માટે સરકારે ખરીદી લીધી હતી તેજ જગા પાછળથી એ કામને લાયકની નહી જણાવાથી તે નામદાર પહેલા બેરોનેટ સર જમશેદજી જીજીભાઇએ પોતાની કોમનાં બચ્ચાંઓને કેળવણી આપવા માટેનું ખાતું સ્થાપવા ખરીદી લીધી. એ રીતે જે જગા અસલ એક પાક દરેમહેર માટે ઠેડવવામાં આવી હતી તેના ઉપર રાજ કરતી કોમ માટે દુઃખીઓની હાસ્પીટલ સ્થાપવાની સજંત નહતી અને છેવટે ફરીથી ત્યાં પારસીઓ માટેનુંજ એક ધર્માદા ખાતું—એક પૂન્યવંતુ કેળવણીખાતું—સ્થાપવામાં આવ્યું છે, જયાં આજ લગભગ પોણી સદી થયાં કોમના જવાનો કેળવણી સંપાદન કરી તેના પ્રતાપથી દુઃખ દરદોથી બચી સાથે સાથે વળી ધારમીક આસ્થા વધારવાનું આશીશદાયક સાધન પામ્યા છે.

---

# પ્રકરણ ૧૫ મું.

—:૦:—

## શેઠ અરદેશર દાદીનાં બીજાં ધારમીક તથા મનુષ્ય લાભનાં કામો.

મી૦ અરદેશર દાદીએ ઉપલી દરેમહેર પરથાવા ઉપરાંત બીજાં અનેક ધરમના કામો કીધાં હતાં.

### કુવો

પોતીકા પીતાએ પરથાવેલી અગીયારી સામે અસલી કોટની કઢણે એક ગંજાવર કુવો તથા અભારો (ઇ. સ. ૧૮૦૩ ની સાલમાં) શેઠ અરદેશરે હજારો રૂપીઆના ખરચથી બંધાવીને સઘળી વર્ણના લોક તથા જાનવરોની સગવડ માટે ધરમખાતે વપરાતો મેહ્લ્યો હતો. એ કુવો લગભગ ૫૮ વરસ વેર ઉપયોગમાં આવ્યા પછી ઇ. સ. ૧૮૬૦ થી શહેરની સંભાળ માટે બંધાવેલો કોટ સરકારે ભંગાવી નાખીને ત્યાંનો રસ્તો બાહેરના મેદાન સાથે જ્યારે જોડી લીધો, ત્યારે તે કુવો વચ્ચો વચ્ચ આવવાને લીધે તેને પણ પૂરી નાખવાની ફરજ પડી; અને તે ઉપરથી એ કુવો નીકળી ગયો હતો.

**ઝંદ અવસ્તા માટે નિશાળ**

આગળ જણાવવા મુજબ ઇ. સ. ૧૭૯૬ માં શેઠ દાદીભાઇ નોશીરવાનજીએ ઝંદ અવસ્તા શીખાડવા માટે એક નિશાળ પોતાને ખરચે કોટના પીઠાવાલા મોહલ્લામાં સ્થાપી હતી. શેઠ અરદેશર દાદીએ શેઠ એદલજી બહમનજી કાકા હસતક ૧૭૯૬ ના જુન માસમાં રૂ. ૨૧૪૧ આપી તેને બદલે હીરવાડીઆની પોલનો પહેલો માળ તથા ભોંયતળીયું મારગેજ રાખી ત્યાં મજકુર નિશાળ તથા તે સાથ ઇરાની પારસીઓને ઉતારાની જગા કરીને રાખ્યા હતા.

### પાણીનું પરબ.

૧૮૦૧ના સાલમાં શેઠ અરદેશર દાદીએ મહાલક્ષ્મીના ડુંગરની ઉઠાણમાં નાકા ઉપર પોતાની જગાએ પારસી કોમના વપરાસને માટે આસાયસ લેવાની જગા અને પાણી પીવાનું પરબ ધર્મખાતે બંધાવી આપ્યું હતું.

## તેની દેખરેખ માટે પારસી મેનેજર.

એ પરભ નીયમીત ભરવા તથા તેની દેખરેખ રાખવા માટે એક પારસી ચાકર પણ દાદીશેઠે રાખ્યો હતો. તે વેળા જુદદીનને હાથનું પાણી જરતોસ્તીઓ પીતા ન હતા (તે એટલે સુધી કે મુંબઇની વડી પારસી મેટ્રીમોન્યલ કોર્ટના પારસી ડેલીગેટો માટેનું પીવાનું પાણી આપવાનું કામ સરકારે એક પારસીને સોંપ્યું હતું અને તે છેક ૧૮૬૬થી આજવેર પણ એવીજ રીતે ચાલુ છે.) પરભ માટેના પારસી નોકરને ત્યાંજ રહેવા માટે દાદીશેઠે એક મકાન બાંધી આપ્યું હતું.

એ પરભને લગતી જમીન તથા બાંધેલી ઇમારત ઇ. સ. ૧૮૬૮ માં મુંબઇની મ્યુનીસીપાલીટીએ લઇને તેને બદલે તેજ લટા ઉપર એક બીજું પરભ બાંધી આપ્યું.

એ પરભ માટે ત્યા વીહારના તલાવનું પાણી હંમેશા મુફ્ત પોંહચતું કરવાને મ્યુનીસીપાલીટીએ કબુલ કીધું હતું. પણ ઇ. સ. ૧૮૮૩ માં એ જગા પણ મ્યુનીસીપાલીટીને જોઈતી હોવાથી મુંબઇનાં કલેકટરે કાયદાની રૂહે તે એના ત્રસ્ટીઓ પાસેથી રૂ ૯૦૦૦) આપી વેચાતી લીધી હતી.

આ રકમ ને વ્યાજ સાથ તેના ત્રસ્ટી મી૦ દાદી નશરવાનજી દાદીએ સરકારી લોનમાં રોકી વ્યાજે વધારી તેના રૂ. ૨૨૪૫૮ થતાં તેમની ખાહેશ એ રકમ પારસીઓ માટે સસ્તી સુખ-શાંન્તીવાળી એક ચાલી બંધાવવાની થઇ તે માટે (નંબર ૧૯૪ ઈ. સ. ૧૯૦૬ નો) દાવો માંડી નામદાર હાઈકોર્ટની બાહાલી મેલવી તે મરહુમ ખા. બ. મંચેરજી કા. મર્ઝબાન સી. આઈ. ઇ. શેઠ બહમનજી દીનશા પીટીટ વિ. ત્રસ્ટીઓના હસ્તકની ગરીબ જરતોસ્તીઓના રહેઠાણના ફંડમાં સોંપી અને એ રીતે પરભના સ્થાપક શેઠ અરદેશર દાદીના નામની એક ચાલી તારદેવ ખાતે બંધાઇ છે જેને 'દાદીશેઠના રહેઠાણો' કહે છે. આ ચાલી ઉપર એક યોગ્ય તખ્તી મારવામાં આવી છે જેમાં જણાવવામાં આવ્યું છે કે પરભની સખાવતના નાણામાંથી તે રહેઠાણો બાંધવામાં આવ્યાં છે. આ બાબેનું એક ત્રસટ ડીડ ૨૩ મી ડીસેમ્બર ૧૯૦૭ ની તારીખનું શેઠ દાદી નશરવાનજી દાદીશેઠ તથા મજકુર જરતોસ્તી રહેઠાણોના ફંડ ના ત્રસ્ટીઓ વચ્ચે કરવામાં આવ્યું છે.

તા. ૨૩ મી અકટોબર ૧૮૦૪ ને દીને કદમી ગાહંબારનું ફંડ સ્થાપ્યું હતું અને તેમાં પહેલ વહેલી રૂ. ૪ હજારની

**ગાહમ્બાર ફંડ.**

રકમ શેઠ અરદેશરે પોતે ભરી હતી. એ ફંડ પ્રથમમાં શેઠ અરદેશર દાદીભાઇની અને તેમના પછી શેઠો ખરશેદજી અને જાંહગીરજી અરદેશર દાદી શેઠની પેહડી પર તેઓના હસ્તકમાં હતું. તે પછી તા. ૩૦ મી અકટોબર ૧૮૩૬ ને દીને એ ફંડની રકમ જે રૂ. ૧૩૯૧૧-૮-૯ ની હતી તે શેઠો ખરશેદજી અરદેશર દાદીશેઠ, ફરાંમજી કાવસજી બનાજી, ફરદુનજી લીમજી પાંડે, હોરમસજી દોરાબજી લશકરી, અને હોરમસજી દાદાભાઇ શાએરના નામ ઉપર ત્રસ્ટીઓ તરીકે સપુર્દ કીધી હતી. એ બાદ તા. ૭ મી આગસ્ટ ૧૮૪૮ ને દીને એ ફંડની રૂ. ૬૦૨૪૧-૪-ની રકમનું ત્રસ્ટ ફરામજી નશરવાનજી પટેલ, ધનજીભાઇ નશરવાનજી કામાજી, માણેકજી લીમજી બનાજી, અને ખરશેદજી કાવશજી આશબરનરે કરાવ્યું હતું. એ ટ્રસ્ટીઓમાં અવાર નવાર ખાલી પડતી જગાઓ પર શેઠો અરદેશર ખરશેદજી દાદીશેઠ, માણેકજી દાદાભાઇ શાહેર, લીમજી માણેકજી બનાજી, બહમનજી ફરાંમજી કામાજી, હીરજીભાઇ અરદેશર દાદીશેઠ, મેહરવાંનજી ફરાંમજી પાંડે અને ખરશેદજી રૂસ્તમજી કામાજી એક પછી એક શામેલ થયા કીધા છે. હાલ ગાહમ્બર ફંડના ત્રસ્ટીઓ નીચલા સાહેબો છે;

શેઠો હીરજી અરદેશર દાદી, મેરવાનજી મનચેરજી કામા, ફરાંમજી દોરાબજી પાંડે, બહેરામજી નવરોજી ગામડીયા, નશરવાનજી દાદી દાદીશેઠ તથા જાંહગીર હોરમસજી કામા.

એ ફંડની પુંજી જરૂર કરતાં વધારે હોવાથી ઇ. સ. ૧૮૮૦ માં હાઇકોર્ટની મંજુરીઆત મેળવી તે મધેથી રૂ. ૩૦૦૦૦)ની રકમ મરહુમ દાદીશેઠના આતશ બેહરાંમના કંપાઉંડમાં બે મોટાં જમવાના ઓટલા બંધાવવા ખરચી હતી.

અત્રે ચોપાટીના દોખમાઓવાલા ડુંગરની પડોશમાં મરહુમ બાઇ બચુબાઇ તે શેઠ અરદેશર દાદીભાઇના વીધવાના

**ચોપાટીના ડુંગરની જગા.**

ડુંગર પરના કેટલાક ઘોટોની જગા હતી, પાછળથી મરહુમ સર જમશેદજી જીજીભાઇ પહેલા બેરોનેટે તે ખરીદ કરી મુંબઇની પારસી પંચાએતને સ્વાધીન કરી ત્યાં એક ખાસ રસ્તો બંધાવવાને ફરમાવ્યું હતું (જુઓ પા. પ્ર. દફ્‌તર ૨જુ પાનું ૨૭૦).

શેઠ અરદેશર દાદીએ રોજ ૧ લો કદીમ માહ ૯ મો યઝદ ૧૧૭૧ (તા. ૭ મી મે ૧૮૦૨) ને દીને એલાવ ગામમા દોખમાની સામે એક શગડી બંધાવી આપી હતી. આ શગડી ઉપર નીચે પ્રમાણેની

**એલાવની સગડી.**

તખ્તી કોતરેલી છે: "શેઠ અરદેશરજી દાદી રેવાશી મુંબઈ શંવત ૧૮૫૮ માહ મબારખ આદર હોરમજદ."

## આતશબહેરામના દસ્તુરને ખાલી કરાવવાનો દાવો.

દાદીશેઠના આતશબહેરામની સામે કદીમ ટોળાના દસ્તુર તથા તેના હાથ તળેના મોબેદોને રહેવા માટે એક ઘર શેઠ દાદીભાઇ નોશીરવાનજીએ બંધાવ્યું હતું તે કેટલોક ખરચ કરી શેઠ અરદેશરે ફરી બંધાવ્યું હતું. એ મકાન ખાલી કરવાનો મુકદમો ટરટીઓએ માંડયો હતો તેનો ચુકાદો તા૦ ૨૩ મી ફેબરવારી ૧૮૫૬ ને દીને હાઇકોર્ટ મધે નામદાર ચીફ જસ્ટીસે વાદીઓની તરફેણમાં આપ્યો હતો.

ઇરાન માંહેલા "મુબારક" ગામ મધે એક આદરાંનની જ્યારે અગત્ય જણાઇ ત્યારે ઇ. સ. ૧૮૦૭ માં તે બંધાવી આપવા માટે શેઠ અરદેશર દાદીએ અવેજ તથા અસબાબ અત્રેથી ત્યાં મોકલ્યો

**ઇરાનમા આદરાન**

એટલુંજ નહીં પણ તેના જાથુક નીભાવને સારૂ એક વજીફો વટીક તે તરફ લઇ અપાવ્યો હતો. કેટલીક મુદત બાદ તે જાગીર તો અંધેર કારોબારને લીધે બેહદીનોના હાથમાંથી જતી રહી. આ બાબે શેઠ માણેકજી લીમજી હોસંગ હાતરીઆએ સાથે ૧૨૩૪ માં "રીસાલે એજહારે શીઆતે ઇરાન" (યાને ઇરાન દેશની મુસાફરીના હેવાલનો સાર) નામના પુસ્તકને ૬૫ મે પાને એવું જણાવેલું છે કે હવડાં તે મકાન બીસમાર થયેલું છે.

## દુકાળ્યાઓને મદદ.

શેઠ અરદેશરમાં પોતાના પીતાના ગુણો લક્ષણો અને લાયકતા મોટે પ્રકારે હતી. તેમના પીતાની માફક તેવણ મોટા વેપારી તથા જાગીરદાર હતા એટલુંજ નહી પણ તેવણે દુકાળ્યાઓને મોટી મદદ કીધી હતી.

## પુણામાં દુકાળ.

પુણા મધે એક સખત દુકાળ પડવાને લીધે ત્યાંના ગરીબ લોકોના આશ્રયને માટે અત્રેની મેસર્સ ફોરબસની કુંપનીએ એક ઉપરાણું ઉભું કીધું હતું, જેમાં અત્રેના યુરોપીયનો તથા પારસીઓએ મળી રૂ. ૧૯૫૫૦ ની રકમ ભરી હતી.

પારસીઓની ભરેલી રકમ નીચે પ્રમાણે રૂ. ૫૧૦૦ની હતી.

| | |
|---|---|
| શેઠ હોરમજજી બહમનજી વાડીઆ ................ | રૂ. ૧૦૦૦—૦—૦ |
| શેઠ શોરાબજી મનચેરજી રેડીમની ................ | રૂ. ૨૦૦૦—૦—૦ |
| શેઠ પેશતનજી બહમનજી વાડીઆ ................ | રૂ. ૫૦૦—૦—૦ |
| **શેઠ અરદેશર દાદાભાઇ** ................ | **રૂ. ૧૦૦૦—૦—૦** |
| શેઠ નશરવાનજી માણેકજી વાડીઆ ................ | રૂ. ૫૦૦—૦—૦ |
| શેઠ જમશેદજી નાનાભાઇ ગજધર ................ | રૂ. ૧૦૦—૦—૦ |

ઈ. સ. ૧૮૦૪ અને ૧૮૦૫ માં હિંદુસ્તાન તરફ પડેલા દુકાળ વખતે ત્યાંથી ઘણા લોકો અત્રે ધસડાઇ આવ્યાં હતાં, તેઓ નાના મોટા મળી પાંચ હજાર જણાંઓને શેઠ અરદેશરે લગભગ ૧૩ મહીના સુધી પોતાને ખર્ચે ખવાડી જીવાડયાં હતા; અને તે ઉપરાંત કેટલાક અજાણ્યા શખસોને રોકડ નાણાની સખાવતો કીધી તે તો જુદી. કરનાટીક મધે દુકાળ પડવાથી ત્યાંના ગરીબોના આસરાને માટે અત્રે એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું જેમાં નીચલા પારસીઓએ રકમ ભરી હતી:

| | |
|---|---|
| મરહુમ શેઠ શોરાબજી મનચેરજી રેડીમનીના ફંડમાંથી ..... | રૂ. ૧૫૦૦ |
| શેઠ હોરમસજી બમનજી વાડીઆ .................... | રૂ. ૧૦૦૦ |
| **શેઠ અરદેશર દાદાભાઇ** .................... | **રૂ. ૧૦૦૦** |
| શેઠ પેશતનજી બહમનજી વાડીઆ .................... | રૂ. ૨૦૦૦ |
| શેઠ નશરવાનજી માણેકજી વાડીઆ .................... | રૂ. ૫૦૦ |

શેઠ અરદેશર દાદીએ દુકાળ્યાઓને જે મદદો કીધી હતી

**એક મીલનું મત.** તે વિષે મીસીસ ગ્રેહેમ હિંદુસ્તાન મધેના તેણીના ૧૮૦૫—૬ ના વસવાટ વિષે લખતાં જણાવે છે કે

"The Parsi Merchant Ardesher Dadi fed 5000 people besides contributing in other ways towards the support of the teeming population."



**શેઠ અરદેશર દાદીભાઇએ** ઇ. સ. ૧૮૦૫માં દંતોરા મધ્યે બંધાવેલી ધર્મશાળા.

આ ઉપરથી જણાશે કે જેમ પોતાના માનવંત પીતાએ ગુજરાતના ભયંકર દુકાળ વેળા દશ મહીના વેર ભુખ્યાઓને ખવાડયાં હતાં તેમજ શેઠ અરદેશરે પુના-કરનાટીકના દુકાળ વેળા પરમાર્થ કીધો હતો.

**બાપની બાજુએ હંમેશ ખડા**

શેઠ અરદેશર પોતાના પીતાની બાજુએ તેમના વેપાર ધંધામાજ નહીં પણ તેમના સર્વ ધાર્મીક કામોમાં હંમેશ ખડા હતા. કદીમ રોજ માહને લગતી જુંબેશ વેળા તેમજ કુટુંબી દોખમા માટેની જરૂર પીછાનવામાં એવણ પણ સદા પોતાના પીતાના મદદગાર હતા. શેઠ મંચેરજી જીવણજી રેડીમનીએ જે નેમથી પોતાને માટે ખાસ દોખમું બંધાવ્યું તેવી નેમ આ બાપબેટાની ન હતી. (પારસી પ્રકાશ દફ. ૧ પા. ૬૭) મુજબ દાદીશેઠે તથા તેમના આ દીકરાએ તો તે વેળા જે વહેમ ચાલુ હતો કે જે દોખમું બંધાવે તેમાં તે પોતેજ પહેલે પડે તેની લેશભાર પણ દરકાર કર્યા વિના, બલ્કે તેમાં પોતે તેમજ પોતાના કુટુંબનાઓ ખાસ પડવાને માટેજ, બંધાવવાની દૂર અંદેશિ બતાવી હતી કે જેથી વિરોધી જનુનીઓ વખત આવવે જો તેમના કુટુંબવાળાઓને અંજુમનના દોખમામાં પડવાને મના કરે તો તેમના હાડ રખડી જાય નહીં. આ ઉપરથીજ શેઠ ડોસાભાઇ ફ. કરાકા કહે છે કે શેઠ અરદેશર પણ પોતાના પીતા માફક ભલા તથા પરમાર્થી હતા "He was as good and benevolent as his father."

## દંતોરામાં ધર્મશાળા

ઇ. સ. ૧૮૦૬ માં શેઠ અરદેશર દાદીભાઈએ વસાઈની પેલી મેર "દંતોરા" નામના ગામમાં ગુજરાતથી પગરસ્તે આવનારા મુસાફરોના ઉતારાને માટે એક ધર્મશાળા બંધાવી હતી.

**દંતોરા**

અસલ સંજાણના વસનારાઓની હદ દંતોરાની નદીથી વલસાડ આગળની પાર નદી સુધીની હતી. તે સવાસદી ઉપરના જમાનામાં ગુજરાત અને મુંબઇ વચ્ચે ગાડામાં મુસાફરી કરવી પડતી હતી, એટલા માટે માર્ગમાં મુસાફરોને જગે જગ ઉતારા માટે ભારે તાણ પડી હતી. 'મુંબઇનો બહાર'ના જણાવવા મુજબ આ ધર્મશાળાની નીમણુક ખશી નામના પારસીને મોસારેદાર રાખીને તેને હાથે સર્વેની માવજત સારી રવેશે

લેવાડતાં હતા. એ મકાનની મરામત તથા માણસના ગોસારાનું પુરૂં પડે તેટલી ઉપજની એક જાગીર પણ તે તરફ લઇ આપેલી હતી જે તેમના વારેશોના હસ્તકમાં હજી સુધી સચવાઇ રહી આ માલેકની મુરાદ બર આવે છે; જો કે આગગાડી ફરતી હોવાને લીધે તે મકાનમાં હવડાં કોઇની પણ હાજરી અપાતી તો હશેજ નહિં તે છતાંબી તે મકાન સારી હાલતમાં હજી નીભી રહેલું સંભળાય છે."

**દંતોરા નદીનો આપણા ધર્મ સાથનો અસલનો સંબંધ.**

આ ધરમશાળા દંતોરા નદીની પાર આગળ આવી છે કે જ્યાં મુસાફરોને નદી ઓલંગવા અગાઉ આશાયસ લેવી પડતી હતી. સદીઓ ઉપર ગુજરાતના પાંચ પંથકો પાડયાં હતાં જ્યાં ચોકસ મોબેદ પંથોને ક્રિયા કામ માટે ખાસ હક હતો, દસ્તુર શાપુરજી સંજાણાએ 'કીસ્સે—એ—ઝરતુશ્તીઆને હિંદુસ્તાનમાં' જણાવ્યું છે કે સંજાણ મધેના આપણા કદીમ ન્યાગાનો ૩ સદી વેર ત્યાં વસવાટ કરવા બાદ વીખરાવા માંડયા અને આશરે ૨ સદી પછી મોબેદોએ પોતપોતા વચ્ચે ધાર્મીક ક્રિયા કરવાના હક બાબે વાંધા ન પડે તે માટે ઇ. સ. ૧૨૯૦ માં ગુજરાત મધે પોતાના જુદા જુદા ૫ પંથક નેમ્યાં આ માટે ૧ લું પંથક સંજાણનું હતું જેની હદ પાર નદીથી દંતોરા નુદી સુધીની હતી. આ બાબેના ફારસી બેતો નીચે મુજબ છેઃ—

હમજોંરા એકરદેહ પન્જ તકસીમ
નખોસ્ત સંજાન કે સરહદશ એદાન
કે હદેહ ઉ બુદ અઇ મર્દ ખુશતોર
ઝ રૂદે પાર તા આન રૂદે દંતોર

એટલે કેઃ—તેઓએ સંજાણના લોકોએ (ગુજરાતની) સર્વ જગાને પાંચ ભાગમાં વહેંચી તેમાં પહેલી સંજાનની કે જેની હદ તે તરફ હતી. એ ખુશ સ્વભાવના માનસ! તે હદ પાર નદીથી દંતોર નદી વેરની હતી. આ "રૂદે દંતોર" હાલ "દંતોરાની નદી' કહે છે. પ્રખ્યાત ફ્રેન્ચ અવસ્તા અભયાસી તેને "નદી દીગણતોરા" લેખાવે છે અને કહે છે કે એ નદી પરથી બાવા મલંગની કબર જે ટેકડી ઉપર છે તે નઝરે પડે છે.

## પારસીઓએ બંધાવેલી ધર્મશાળાઓ.

આ વાત મગરૂરી સાથ 'પારસી પ્રકાશ'માં નોંધાઇ છે. (વા. ૧. પા. ૨૯૯) કે મુંબઇથી ગુજરાત ખાતે આગલા વખતમાં લોકોને જવું પડતું હતું તે વેળા મુસાફરોના ઉતારા કાજે અત્રેથી જેબી ધર્મશાળાઓ

બંધાયલી હતી તે સઘળી પારસીઓનાજ પૈસાથી બંધાયલી હતી, જે નીચલી ટીપ ઉપરથી જણાશેઃ—

| ધર્મશાળાનું સ્થાન | બંધાવનારનું નામ |
|---|---|
| વાંદરા. | શેઠ માણેકજી જીજીભાઇ |
| ગોરબંદર. | શેઠ નવરોજી જમશેદજી વાડીઆ |
| વસાઇ, | શેઠ લવજી શોરાબજી લાકડાવાળા |
| અગાસી. | શેઠ વીકાજી મહેરજી. |
| દંતોરા. | શેઠ અરદેશર દાદીભાઇ. |
| બાનગંગા તથા તારાપોર | શેઠ વીકાજી મેહરજી; |
| દેહણું | શેઠ બહમનજી તથા મનચેરજી. |
| જાંહઓરડી | શેઠ પેશતનજી ખરશેદજી ચીનાઇ |
| સંજાણુ | શેઠ વીકાજી મેહરજી |
| વાપી | શેઠ હોરમસજી બહમનજી વાડીઆ |
| ઉદવાડા | શેઠ કાવસજી બેહરામજી દંમણુવાળા |
| પારડી | શેઠ પેશતનજી બહમનજી વાડીઆ |

વલસાડમાં જીવીનો વારો, ગંદેવીમાં નવરોજી સીપાઇનો વારો અને નવસારીમાં ખોરશેદ વાંડી.

### જાહેર ફંડોને મદદ.

શેઠ અરદેશર દાદીએ અત્રે ઉભા થયલાં નીચલાં ઉપરાંત ઘણુંએક જાહેર ફંડોમાં નાણુા ભરી પોતાનો સખી દીલગુરદો બતાવી આપ્યો હતો.

**પેટ્રીઓટીક ફંડ**

(૧) ઇ. સ. ૧૮૦૪ માં ઇંગ્લાંડ મધે ઉભાં થયેલાં "પેટ્રીઓટીક ફંડ" માં મદદ કરવાને અત્રેના મુખ્ય રેહવાસીઓમાં ગવરનર જોનાઢન દંકને એક ટીપ ફરતી કીધી હતી જેમાં નીચલા પારસીઓએ નાણુા ભર્યા હતાઃ—

શેઠ પેશતનજી બહમનજી વાડીઆ ૧૦૦ ગીની અથવા.........રૂ. ૮૪૨.
શેઠ હોરમસજી બહમનજી વાડીઆ ૫૦ ગીની અથવા.........રૂ. ૪૨૧.
શેઠ અરદેશર દાદીભાઇ..............................રૂ. ૫૦૦
શેઠ નશરવાનજી માણેકજી વાડીઆ....................રૂ. ૧૫૦,
શેઠ સોરાબજી મનચેરજી રેડીમની.......................રૂ. ૨૦૦.

(૨) લંડનમાં "સ્કોટીશ કોરપોરેશન" નામના બીજા ચાર્લ્સ રાજાએ સ્થાપેલા એક ધર્મખાતાના ફંડમાં મુંબઇના ગવરનર જોનાથન ડંકને અત્રેથી ઉઘરાણું કરી રૂા. ૭૦૦૦) ને આસરેની એક રકમ એકઠી કરી મોકલી હતી તે ત્યાંની વાર્ષિક સભા

સ્કોટીશ કોરપોરેશન ફંડ.

જે તા૦ ૨૫મી જુન ૧૮૦૬ ને દીને મલી હતી તેમાં કબુલ કર્યામાં આવી હતી, તથા ગવરનર ડંકનનો તેમજ નાણા ભરનારાઓનો ઉપકાર માની તે ઠરાવ છપાવવા મોકલ્યો હતો. તે ૧૦ મી મે ૧૯૦૭ના "ઓરએ કુરીઅર" માં નાંણા ભરનારાઓનાં નામની ટીપ સાથે છપાયો હતો, જેમાં નીચલા પારસીઓનાં નામ હતાં:—

શેઠો અરદેશર દાદીભાઇ, પેશતનજી બહમનજી વાડીઆ, હોરમસજી બહમનજી વાડીઆ, નશરવાનજી માણેકજી વાડીઆ, મનચેરજી નવરોજજી.

લંડન હોસ્પીટલ ફંડ.

(૩) ૧૮૦૮ના ડીસેમ્બરમાં ઈંગ્લાંડ મધેની "લંડન હોસ્પીટલ" ના ફંડને માટે મુંબઇમાં ઉઘરાણું કરવામાં આવ્યું હતું, જેમાં પારસીઓએ મોટી રકમ ભરી હતી:—

શેઠ પેસ્તનજી બમનજી વાડીઆ..........................રૂ. ૨૫૨.
શેઠ હોરમસજી બહમનજી વાડીઆ..........................રૂ. ૨૫૨.
શેઠ અરદેશર દાદીભાઇ..........................રૂ. ૨૯૪.
શેઠ ધનજીભાઇ શેરાબજી રેડીમની ..........................રૂ. ૧૦૦.

(૪) લંડન મધે મરણ પામેલા પાદરીઓ તથા સ્કોટલંડની "યુનીવરસીટી"ના પ્રોફેસરોનાં નાવારેસ બચ્ચાંઓના આશરાને માટે "એબરડીન—સોસાઇટી" નામની મંડળી ઉભી થઇ હતી. તેના ફંડમાં મદદ કરવાને અતરેના ઇંગ્રેજોએ ઇ. સ. ૧૮૧૦ માં એક ઉઘરાણું કીધું હતું; જેમાં નીચલા પારસીઓએ પણ મુખ્ય રકમો ભરી હતી:—

નાવારેશ બચ્ચાંઓ માટે ફંડ.

શેઠ અરદેશર દાદીભાઇ ૫ ગીની અથવા............રૂ. ૪૨.
શેઠ નશરવાનજી માણેકજી વાડીઆ ૫ ગીની અથવા.........રૂ. ૪૨.

શેઠ ધનજીભાઇ શોરાબજી રેડીમની ૫ ગીની અથવા.........રૂ. ૪૨.
શેઠ હોરમસજી બહમનજી વાડીઆ ૧૦ ગીની અથવા.........રૂ. ૮૪.

જુઓ તે વેળા ગીનીનો ભાવ રૂ. ૮॥ હતો એટલે સોનું કેટલું સસ્તું!

જાહેર ફંડો.

શેઠ અરદેશર દાદીએ છુટા હાથે અત્રે ઉભાં થતાં જાહેર સેવા બજાવનારાઓને માટેના ફંડોમાં નાણું ભર્યાં હતાં જેમાંના કેટલાકના દાખલા નીચે મુજબ નોંધાયલા છે:-

**કોમોડોરને માનપત્ર.**

મુંબઇના મુખ્ય વેપારીઓએ ઓનરેબલ ઈસ્ટ ઇંડયા કંપનીના અત્રેના દરીઆ વરધી ખાતાંના કેપટન સેલબીને જ્યારે તે સુરત તરફ "કોમોડોર" હતો ત્યારની તેની કીંમતી નોકરીઓને માટે તા૦ ૫ મી સપટેમ્બર ૧૮૦૧ ને દીને એક માનપત્ર તથા સાથે એક તલવાર ભેટ આપી હતી, તે માનપત્ર પર ત્રણ અંગ્રેજ, એક ફીરંગી, એક હિંદુ અને નીચલા ૭ પારસીઓની સહીઓ હતી:-

શેઠો પેશતનજી બહમનજી વાડીઆ, અરદેશર દાદીભાઇ, દોરાબજી રૂસ્તમજી પટેલ, નશરવાનજી માણેકજી વાડીઆ, હોરમસજી બહમનજી વાડીઆ તથા શોરાબજી મંચેરજી રેડીમની.

**વીલ્યમ પીટનું બાવલું.**

ઈંગ્લાંડની તીજોરીના સર્વથી વડા રાઇટ ઓનરેબલ વીલ્યમ પીટે પોતાના અમલમાં તીજોરી ખાતાંનો કારોબાર ઘણી સરસ અને શુદ્ધ રીતે બજાવ્યો તે માટે તેનું એક બાહવલું ઉભું કરવાને લંડનમાં ચયલાં ફંડને માટે મુંબઇમાંના ઇંગ્રેજોએ એક ઉઘરાણું કીધું હતું, તેમાં નીચલા પારસીઓએ દરેકે રૂ. ૫૦ ની રકમ ભરી હતી.

શેઠો પેશતનજી બહમનજી વાડીઆ, અરદેશર દાદીભાઇ, નશરવાનજી માણેકજી વાડીઆ, શોરાબજી મનચેરજી રેડીમની.

## ગૌશિતલાના શોધકને ભેટ.

ઈંગ્લાંડ મધ્યે ડા૦ જેનરે ગઊશીતલા શોધી કાઢવાથી હજારો મનુષ્યોના જીવ બચ્યાથી તેને અત્રેના યુરોપીઅન તથા દેશી રેહવાસીઓ તરફથી એક રૂપાનો સેટ ભેટ આપવા માટે ઉઘરાણું થયું હતું, તેમાં પારસીઓએ નીચે પ્રમાણે રકમો ભરી હતીઃ—

| | | |
|---|---|---|
| શેઠ અરદેશર દાદીભાઇ | .................. | રૂ. ૫૦૦. |
| ,, સોરાબજી મનચેરજી રેડીમની | .................. | રૂ. ૫૦૦. |
| ,, પેશતનજી બહમનજી વાડીઆ | .................. | રૂ. ૪૦૦. |
| ,, નશરવાનજી માણેકજી વાડીઆ | .................. | રૂ. ૧૦૦. |
| ,, હોરમસજી બહમનજી વાડીઆ | .................. | રૂ. ૧૦૦ |
| ,, બરજોરજી રૂસ્તમજી મોદી | .................. | રૂ. ૫૦. |

# પ્રકરણ ૧૬ મું.

—:o:—

## અંજુમનના અકાબર શેઠ અરદેશર દાદી—તેમના ધારમીક વિચારો—કોટની ભયંકર આગ.

### અંજુમનના અકાબર

શેઠ અરદેશર દાદીભાઇ પોતાના પીતાના વખતથીજ તેમની આફ્ક જરતોસ્તી અંજુમનના એક અકાબર હતા.

**અંજુમનની સભા**

તા૦ ૩૦ મી મે ૧૭૯૬ ને દીવસે મુંબઇનાં પારસીઓની સમસ્ત અંજુમન મરહુમ શેઠ બનાજી લીમજીની દરમેહરમાં મળી હતી તે વેળાએ મુંબઇ મધે કેટલાક મોબેદોનાં બરશનુમ ભાગાં તે બાબેની પંથકીઓએ પંચાતને ખબર નહીં કીધી તે વિષેની તજવીજ ચલાવી હતી. આ સભાના કામ ઉપર ઘણા પારસીઓએ સહી આપી હતી જેમાં શેઠ અરદેશર દાદીભાઇની સહી પણ હતી.

**કારજ તુટવા વિષે ફર્યાદ.**

તા૦ ૨૬ મી નવેંબર ૧૮૦૬ ને દીને મુંબાઇના પારસીઓની શમસ્ત અંજુમન કોટ મધેની મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાનજીની દરેમેહરમાં મલી હતી. ત્યાં એક મોબેદ ફરીયાદ લાવ્યો કે તેના ભાઇના છોકરાનું કારજ સુરત મધે આજ નવ વર્ષ થયાં એક મોબેદની છોકરી સાથે થયું હતું. પણ તે છોકરીની માએ હાલ તે વાત નામુકર જાએ છે. આ ઉપરથી પંચાતે શાહેદી ગવાહી લઈ તે ઓરતને પંચાતના માણસ પાસે કહેવડાવ્યું જે તારી છોકરીને દીનના હોકમ મુજબ એ છોકરાને આપ, પણ તેણીએ તે કબુલ કીધું નહી, અને કેટલાક નાલાએક જવાબ પંચાતને કેહવાડયા, જેથી કુલ અંજુમને ઠરાવ કરયો કે પંચાતના ચુકવ્યા પ્રમાણે એ છોકરીને આજથી માસ ૧ સુધીમાં એ છોકરા સાથે આપે તો સારૂ છે, ને જો પંચાતના હોકમ નહીં માને તો પછી માસ ૧ ની મુદત થયા પછી પંચાત મળીને જે કાંઇ એ ઓરતને સજા દેવી હશે તે દેશે. આ અંનજુમનની સભાનાં

કામકાજની લખેલી નોંધની હેઠળ ૧૨ આગેવાનોએ સહી આપી હતી, જેમાં શેઠ અરદેશર દાદીભાઈની પણ સહી હતી.

## દહેરાંને લગતા મુકદમામાં શાક્ષી

તા૦ ૨ જી ઓગસ્ટ ૧૮૦૮ ને દીને મુંબઈની નામદાર રીકોરડર જેમ્સ મેકીન્ટોશની કોર્ટમાં પારસી તથા હિંદુ કોમ વચ્ચેના એક અગત્યના મુકદમાનો ફેંસલો થયો હતો. આ મુકદમાની કેફીયત એમ છે કે પારસીઓનાં દોખમાંઓનાં ડુંગરની ઉઠાણુમાં ડુંગરવાડી નામની જગા ઈ. સ. ૧૭૭૪ માં પાંડુ શીવજી નામના એક તવંગર હિંદુ વેપારીએ પોતાના એક નજદીકના ખેશી પાસેથી વેચાતી લઇ તે પર એક દેહરૂં આસપાસના હિંદુ રહેવાસીઓને પૂંજા કરવાને માટે બંધાવી તેને "બાણુલનાથ" નું નામ આપ્યું હતું. એ પછી ઈ. સ. ૧૭૯૨ માં મજકુર પાંડુ શીવજી નાદાર હાલતમાં આવ્યો, અને તેની સર્વે મીલકતો તે વેળાની મેયરની કોરટના હોકમથી શેરીફે જાહેર લીલાંઉ કરી તેના માગનારાઓના લાભને માટે વેચી નાખી. હવે આ લીલાંમમાથી મજકુર ડુંગરવાડી તથા બાણુલનાથના દહેરાને લગતો પ્લોટ રેવરંડ મી૦ બરોસ નામના અત્રેના એક વખણાયલા પાદરીએ વેચાતો લીધો. તે તેણે ઈ. સ. ૧૮૦૦ માં થોડેક નફે પારસી પંચાતની વતી શેઠ હોરમસજી બહમનજી વાડીઆને રૂ. ૧૪૦૦૦ ની કીંમતે વેચ્યો હતો. હવે આથી શેઠ હોરમજજીએ હિંદુ લોકોને તે તરફ જતા આવતા અટકાવ્યા અને તે દેહરૂ કાઢી નાખવાની તેયારીમાં હતા તેવામાં મજકુર પાંડુ શીવજીનો કોઇ મલારરાવ નામનો ગરીબ વારસ નીકળી આવ્યો, અને તેને નામે પારસીઓની સામે અત્રેની રીકોરડરની કોરટમાં કજીઓ ચલાવ્યો કે આએ દહેરાની જગા તો પાંડુએ આખી હિંદુ કોમને એ દેહરૂં બાંધ્યાથી ધર્મ ખાતે આપેલી કહેવાય, તેટલા માટે પાંડુના માંગનારાઓને અથવા શેરીફને તે વેચવાને કસ્સો અખતીયાર હતો નહિ. આ માટે વાદીની તરફથી "એડવોકેટ જનરલ" હાજર થયો હતો. પારસીઓની તરફથી ત્યાં એવો બચાવ કરવામા આવ્યો હતો કે આ દેહરૂં કાંઇ પાંડુએ હિંદુ શાસ્ત્ર પ્રમાણે જાહેર રીતે ધર્મમાં અર્પણ કરેલું ગણાય નહી. તેણે તો ફક્ત તે પોતાના ખાનગી ઉપયોગને માટે બંધાવી તેમાં મુર્તી વગેરે ખાનગી રીતેજ ગોઠવાવી હતી તથા આએ ડુંગરવાડીની એ દેહરાંને લગતી ટેકરીની

ઉપજ પણ તે પોતાના ખાનગી ઉપયોગમાં લેતો હતો. તે સાથે જ્યારે તેણે આ દહેરૂં ખાનગી વપડાસને માટે પણ બાંધવાનું કામ ચલાવ્યું ત્યારે પારસીની પંચાતના તે વેળાના અકાબરોએ પોતાને હસ્તકનાં દોખમાઓની નજદીકમાં આવી એક ધર્મની જગા બાંધવાને પોતાનો વાંધો પાંડુને જણાવ્યો. એ પછી શેરીફના લીલાંઉમાં આ જગો વેચાતી લેવાનું કારણ ફકત એજ કે તેની પાડોશમાં આવેલા દોખમાઓની આસપાસ બનતાં સુધી કદી વસ્તી રહે નહી, અને એ જગા તેમના ધર્મ પ્રમાણે એકાંત ગણાય. આ માટે તેઓ વંદીદાદ, પહેલવી વજર કરદ દીની, મીનો ખેરદ, વગેરેમાંથી દલીલો લાવ્યા હતા. વળી તેઓની કોમના બે આગેવાનો શેઠો નશરવાનજી માણેકજી વાડીઆ અને અરદેશર દાદીભાઇએ શાક્ષી આપી કે તેઓના ધર્મની શરીઅત મુજબ દોખમાંઓની જગા તદન એકાંત જોઇએ અને તેની પડોશમાં આવું દેહરૂં બાંધી શકાય નહી. તેઓ બંધે સાહેબોએ જણાવ્યું કે આજથી ૨૩ યા ૨૫ વર્ષની વાત ઉપર પંચાતે પાંડુને આ દેહરૂ બાંધવા વીષે પોતાનો વાંધો જણાવ્યો હતો. શેઠ અરદેશરે વળી એટલાં વેર સાક્ષી આપી કે તે વેળા પોતે અને બીજા તેમની સાથના જવાન પારસીઓ આ દહેરાંની આગળની ખુલ્લી જગા પર બેસી ખાતા પીતા તથા મોજમજાહ કરતા હતા, જે પાંડું જાણતો હતો, તો પણ તે વીષે તેણે કોઇ વેળા વાંધો લીધો હતો નહિં. એ ઉપરાંત પારસીઓએ બનારસથી કેટલાક શાસ્ત્રીઓને બોલાવી મંગાવી તેમની કોરટમાં શાક્ષી લેવાડી કે આ દેહરૂં હિંદુ શાસ્ત્ર પ્રમાણે પરઠાવેલું નથી, માટે તે વેચી શકાય. આંની સામે સદર અદાલતના પંડીતોએ શાક્ષી આપી કે એ દેહરૂં હિંદુશાસ્ત્રના કાનુન પ્રમાણે પરઠાવી આખી ગીરગામ તરફ વસનારી હિંદુ પ્રજાને આપેલું ગણાય, માટે તે કોઇથી વેચાય અથવા ગીરવી શકાય નહી. એ પ્રમાણે કજીઓ પાંચ દહાડાવેર ચાલ્યા પછી મજકુર તારીખે નામદાર રીકાર્ડર સર જેમસ મેકીનટોશે વાદીના લાભમાં તેનો ચુકાદો કીધો કે દેહરૂં હિંદુશાસ્ત્ર પ્રમાણેની ક્રિયા કરી હિંદુ ગ્નાતને માટે ખુલ્લું મુકેલું હતું માટે શેરીફે પાંડુની બીજી મીલકતોની સાથે તેને લગતી જગો વેચવી જોઇતીતી નહીં. એમ કહીને દેહરાંની જગો હિંદુ કોમને અપાવી હતી. આ વેળાએ સર જેમ્સે આપણી એ જગો હાથ કરવાની કોશેષની શુભ મકસદ, તથા આપણી કોમની તે વખતની તથા આગલી જાહોજલાલી, અને આપણાં રવાંનોને ઠેકાણે

પાડવાની રીત માટે ઘણા મોતેબર વિચારો પોતાના "જડજમેંટ"માં જણાવ્યા હતા.

## પારસીઓ વિષે મોતેબર વિચારો.

ઉપલા ચુકાદામાં નામદાર રિકોરડર સર જેમ્સ મેકીનટોશે પારસીઓ તથા તેમની ધર્મની લાગણી વિષે જે વિચારો જણાવ્યા હતા તે અગત્યના હોવાથી હેઠળ ઇંગ્રેજીમાંજ ટાંકીશું:

"The Parsees are a small remnant of one of the mightiest nations of the ancient world, who flying from persecution into India, were for many ages lost in obscurity and poverty, till at length they met a just government under which they speedily rose to be one of the most opulent mercantile bodies in Asia. In this point of view I consider their prosperity with some national pride. I view their wealth as a monument of our justice, and I think we may honestly boast that the richest inhabitants of this settlement are not of the governing nation. This little tribe is on other accounts interesting. They have preserved the activity of their minds and the vigour of their bodies during a residence of a thousand years in India.

"Here we see the immutable character of an Asiatic race. The remains of those Persians who three and twenty centuries ago, in the armies of Xerxes, destroyed the Temples of Idols, who were among the most ancient monotheists and iconoclasts of the world, still preserve their abhorrence of Idolatry, and shew it with peculiar force against those Idolatrous symbols which, though they are to be found from the mountains of Thibet to the Appenines, are always peculiarly abhorrent from the moral sentiments of man unperverted and undegraded by superstition.

"Feelings of a very similar nature led the ancient Persians to that peculiar mode of burial above ground which is still practised by their descendants in this country; and it must be acknowledged that no sentiment can be more natural than the desire of insulating such repositories of the dead, of guarding

them by a sort of sacred solitude from outrage from the eye of frigid curiosity, and perhaps from the abhorrence of adverse sects.

"For nearly as the feelings which produce this mode of disposing of the dead approach to those which lead to the common practice of interment, there is perhaps none at which our habitual sentiments are more apt to revolt. But if our own mode of burial were a new practice to be examined for the first time, it is not without circumstances abhorrent to the feelings, which might take it seem to be an obscure and gloomy imprisonment of the sacred remains of the dead." (Bombay Courier, 20th August 1808.)

**પારસીઓ સર્વથી માતબર**

ઉપલાં ઉપરથી વાંચનાર જોશે કે એક મોટા ઇંગ્રેજ ન્યાયાધીશ આગલા પારસીઓ માટે કેવા મગરૂરી લેવા જોગ વિચાર દર્શાવે છે. તે કહે છે કે પારસી કોમ એશિયા ખંડના સર્વથી માતબર વેપારીઓમાંની એક કોમ હતી અને એટલું પણ ખુલ્લા દિલથી તેણે કહી દીધું હતું કે પારસી કોમના જેટલી માતબર આ દેશ પર રાજ્ય ચલાવનાર બ્રીટીશ કોમ પણ ન હતી.

વળી મજકુર ન્યાયાધીશ કહે છે કે પારસીઓએ એક હઝાર વરસ સુધી પોતાના મગજની તેમજ શરીરની ચપલતા ધરાવી હતી.

## પારસીઓની દોખમાની રીતી.

વળી એજ ન્યાય મૂર્તિ પારસીઓનો મૂર્તિ પૂજાની સામેનો કહેર ૨૩ સદીઓ સુધી જળવાઇ રહેવા વિષે ભાર મૂકી જણાવી તેમની વહેમી માન્યતાઓ વિરૂદ્ધના વિચાર વિષે ઇશારો કરી શાબાશી આપે છે.

વળી એ ન્યાયાધીશ આપણા દોખમાઓ જુદદીનોની નઝરથી પવિત્ર એકાંતપણામાં દૂર રખાવવાની રીતીની પીછાન કરે છે અને તે એટલે સુધી તેમ કરતા પોતાની ખ્રીસ્તી કોમની દાટવાની રીતીને અંધકારવાલા એકાંત કેદ જેવું જણાવવાને પણ ચૂકતો નથી.

## કોટની આગ.

તા૦ ૧૭ મી ફેબરૂઆરી ૧૮૦૩ને દીને મુંબઇના કોટના બજાર આગળ એક મોટી અને ભયંકર આગ લાગી હતી, કે જેથી લગભગ પોણું બજાર અને ૧૦૦૦) રહેઠાંણો બળી ગયાં હતાં, અને શેંકડો જીવડાંઓનો નાશ થયો હતો. એ આગ સવારના એક તબેલામાંથી શરૂ થઇ, કે જેમાં કેટલાક કીંમતી ઘોડાઓ બાંધેલા હતા. અને તે સઘળા તેનો ભોગ થઇ પડયા હતા. *

માઠાં ભાગ્યે આખો દિવસ પવન જોશમાં હોવાથી બળતું એટલી અજાયબ જેવી ઝડપથી ફેલાયું કે સાંજના સુરજ અસ્ત પામતી વખતે કોટમાંનાં દરેક ઘેરને આગથી બચવાની આશા છોડી દીધી હતી, અને સેક્રેટરીયટ ઓફીસનાં સઘળા કીંમતી દસ્તાવેજો અને કાગળીઆંઓ જલદીથી ખાલી કરી બાહેર લઈ ગયા હતા, અને સાંજ પડતામાં સઘળા વેપારીઓ પોતાનો અવેજ, અને સઘળા રેહવાસીઓ પોતાનો સરંજામ તથા રાચરચીલું, ઘરમાંથી બાહેર કાઢવા પડયા હતા.

ઉપલી આગમાં જે ૪૬૬ ઘરો બળી ગયાં તેની સંખ્યા કોમ વાર નીચે મુજબ હતી ;—

| કોમ | ઘર |
|---|---|
| હીંદુ | ૨૩૧ |
| પારસી | ૧૪૧ |
| મુસલમાન | ૮૩ |
| ધર્મ સ્થળો | ૬ |
| યુરોપીયન | ૫ |

એ ઉપરાંત ૫ બરાખો નાશ પામી હતી. એ રીતે કોટનો લગભગ ત્રીજો ભાગ ફના થયો હતો. આફતનું એક રૂડુ પરીણામ એ આવ્યું કે શહેરની વસ્તી કોટની બાહેર થવા લાગી.

મજકુર આગમાં જે દેશીઓની મીલકત બળી ગઇ હતી તેઓમાના મુખીઓએ તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૦૪ એ એક અરજી

---

* એ તબેલો કોટેકોટ હાલ જ્યાં સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇન્સ્ટીટયુટની મોટી સ્કુલવાળું મકાન છે તે જગો પર હતો. આ જગો શેઠ અરદેશર દાદીભાઇની હતી, અને તે હરજીવનલાલની વાડીને નામે ઓળખાતી હતી.



દાદીશેઠ કુટુંબનું અસલ કોટ મધે કાવસજી પટેલ સ્ટ્રીટમાં આવેલું ઘર
(તેનો અસલી દેખાવ)
(મકાનની બાહેર બાઇ હમબાઇજી ન. ખ. દાદીશેઠની પોતાની ઘોડાગાડી ઉભી છે.)

બળી ગયલી જગાઓ પર નવા ઘરો સરકારના પલાન પ્રમાણે બાંધ-વાનો બંદોબસ્ત કરવાને ઠેરવેલી "ટાઉન કમીટી"ના સરનશીન થોમસ લીચમોર તથા બીજા અધિકારીઓ જોગ કીધી હતી. તેમાં જણાવ્યું હતું કે તમારી કમીટી જે નવા પલાન પ્રમાણે બળેલી જગાઓ પર ઘરો બંધાવવા માંગતી હતી તેથી અતરેના વેપારીઓને ઘણી અાપ-દામાં આવવું પડયું હતું.

આ અરજી ઉપર ૨૭ હિન્દુ, ૪ મુસલમાન અને નીચલા પારસીઓની સહીઓ હતી:-

શેઠો ફરામજી નાનાભાઇ દાવર. અરદેશર દાદીભાઇ. શોરાબજી મનચેરજી રેડીમની. પેશતનજી બહમનજી વાડીઆ. રૂસ્તમજી જીવણજી દાદાભાઇ. શાપુરજી મનચેરજી. નશરવાનજી હીરજી. રતનજી બહમનજી વાડીઆ. માણેકજી નાનાભાઇ. ધનજીભાઇ દાદાભાઇ માણેકજી. એજનજી હીરજી અબાજી. દાદાભાઇ નશરવાનજી મોદી. શોરાબજી વાછાગાંધી.

## શેઠ અરદેશર દાદી તેમની મીલકતો-તેમને નામના મોહોલ્લાઓ.

**કુટુંબી ઘર.**

શેઠ અરદેશર દાદીનું ઘર કાવસજી પટેલ સ્ટ્રીટમાં હોંગકોંગ બેંકની સામે આવ્યું હતું. આ મકાનનો એક ભાગ જે શેઠ દાદી નશરવાનજી દાદીશેઠની માલેકીનો હતો તે શેઠ અરદેશર જમશેદજી નારીએલવાલાએ રૂ. ૨૨૫૦૦૦ (સવાબે લાખ) એ ખરીદ કીધો હતો અને બાકીનો (દક્ષીણનો) ભાગ હાલ જમશેદજી નશરવાનજી દાદી શેઠના વારસોના હાથમાં છે.

**કુટુંબી પહેડી.**

દાદીશેઠની કુટુંબી પહેડી હાલ કંપની કુાં. છે તેની ઉતર પુર્વ જ્યાં પાછળથી દાદાભાઇ દુબાશની આફીસ આવી હતી ત્યાં હતી.

શેઠ અરદેશર દાદીની માલેકીની મુંબઇ મધે ઓછામાં ઓછી ૨૦ મોટી માલકતો હતી જેમાં મુખ્ય અમરેલી કેસલ, મજગામ કેસલ તથા પરેલ મધેની હાલની મોરારજી મીલવાળી જગા પણ હતી.

કોટમાં મેડોઝ સ્ટ્રીટના નાકા આગળથી તે છેક ફોર્બસ સ્ટ્રીટના અરધા ભાગ ઉપરાંત એપોલો સ્ટ્રીટના વળાંણ સુધી

**દાદી બીલ્ડીંગ.** શેઠ અરદેશરે જગા લઇ તે ઉપર મોટે ખરચે 'દાદી બીલ્ડીંગ' નામની એક ગંજાવર હવેલી બાંધી હતી.

આ વખતમાં ચોમેરની જગ્યા વચ્ચે એક મોટું તળાવ હતું. ઇ. સ. ૧૮૦૪માં આ તળાવ પુરીને હવેલી બંધાવીને પોતાના માનવંતા પીતાની યાદગારી જાળવી હતી. એ મોટા વીસ્તારની મીલકતના ચાર બ્લોકો હતા જેમાંના એમાં મેસર્સ ગ્રીવ્સ કોટન કું. ની ઓફીસ હાલ આવી છે અને પેલે નાકે આગળ 'બોમ્બે ક્રોનીકલ' પ્રેસ હતું. એ મીલકત ફોર્બસ તથા એપોલો સ્ટ્રીટ સાથ ઇંગ્રેજ બઝાર વેરલંબાઇ હતી અને મજકુર તળાવની આસપાસના ચોગાનમાં સાંજને વખતે પારસી શેઠીઆઓને હવા ખેરવા માટે બેસવાની જગ્યા હતી. આ બાગમાં પ્રખ્યાત ભીખા બહેરામ અત્રે ઇરાની બાનુને લઇને આવ્યા હતા અને ત્યાં તેણીની પસંદગી જાણીતા રૂસતમ દોરાબ (જેંદરાલ) ઉપર ઉતરી હતી; છેવટે તેમની શેહાદી થઇ હતી. મજકુર બીલ્ડીંગ તે જમાનામાં ઘણી વખણાવલી હતી. તા૦ ૨૩ મી ઓગસ્ટ ૧૮૫૧ ના 'બોમ્બે ગેઝેટ' પરથી જણાય છે કે એજ બીલ્ડીંગ એપોલો સ્ટ્રીટ મધે આવી હતી અને પાછળથી તે સાસુન બીલ્ડીંગ તરીકે ઓળખાઇ હતી.

**તેનો વીસ્તાર તથા તેની ઉપજ.** આ દાદી બીલ્ડીંગનો વીસ્તાર ૮૪૯૪ ચોરસવાર હતો. તેનું ભોંય ભાડું ઇસ્ટ ઇંડયા કું. ને દર ચોરસવારે હડી રેસ પ્રમાણે એકંદર રૂ. ૫૦-૨-૪૬ અપાતું હતું અને તે ઉપરાંત તેની આંકણી રૂ. ૬૩૪ હતી એટલે તેના રૂ. ૬૯૪ ભરવા પડતા હતા. એ મીલકતનું ભાડું રૂ. ૩૩,૬૦૦ નું હતું અને એસેસ્મેન્ટ તથા ભોંય ભાડું બાદ કરતાં ચોખું ભાડું રૂ. ૩૨૯૨૩-૨-૧૨ આવતું, એટલે એ મીલકતની કીંમત રૂ. ૩,૮૫.૪૩૧ ઉપર ૮½ ટકા દર સાલ ઉપજતા. એ ઉપરથી એવી ગણત્રી થતી કે જો સમારકામ માટે ભાડાંમાંથી ૧૫ ટકા બાદ કરે તો શુ તેની થાપણ ઉપર ૭½ ટકા જેટલી આવક મલી શકતી. (જુઓ Warden's Landed Tenures of Bombay P. 97.)

**મજુરીના દરો.**

ઘર બાંધવા માટે તે વેળા મજુરીના દર હીંદુસ્તાનના બીજા કોઇ પણ ભાગ કરતાં બમણા હતા કારણ કે અત્રે જરૂરયાતની ચીજો મોંઘી મળતી (વોરડન પેરા ૨૫૪.)

ઈ. સ. ૧૮૦૩ માં મુંબઈ કોટ મધે જે જમીન વેચાતી હતી તેનું ભાડું દર ચોરીસવાર જુદા જુદા મોહલ્લામાં રૂ. ૧૩ થી ૩૫ ઉપજતું હતું અને જે સરેરાશ ભાવ કેપટન ડીકીનસને કોટની જમીનનો ગણ્યો તે દર ચોરસવારે રૂ. ૧૫ નો હતો અને

**કોટની જમીનનું ભાડું.**

તેનું ભાડું ૭ ટકે ૩ 1/16 ગણાતું પણ કોટની ૧૮૦૩ની આગની આગમજ કોટની જમીનના ભાવ ચોરસવારે રૂ. ૮, ૧૦, અને ૧૨ હતો. વળી ખુદ ઈંગ્લંડ ઈંડયા કંપનીએ પોતે શેઠ અરદેશરની જમીન રૂ. ૨૫ ના અને શેઠ હોરમજી બહમનજી વાડીઆની રૂ. ૧૬ ના ભાવે ખરીદી હતી. (વૉરડન ૯૩) પણ આ તો કોટની જમીન કે જે ઉપર મોટાં ઘર હતાં તેનો ભાવ હતો. કોટની બાહેર તો મુખ્ય કરીને કંગાલ ઝુંપડાં હતા.

તે વેળા જમીનનો ટેક્ષ તથા કસ્ટમ ટેક્ષ ઉપરાંત ગાડીનો ટેક્ષ, મારકેટ ફી વિગેરે લેવાતી હતી તે જો ઉમેર્યે તો દર માણસ દીઠ રૂ. ૬ ટેક્ષના થતા, જ્યારે તે વેળા ઈંગ્લંડમાં ટેક્ષો એટલા પાઉન્ડના હતા.

## તેમના બંગલાનું તુટી પડવું.

શેઠ અરદેશર દાદીભાઈએ વાલકેશ્વરની દક્ષિણ બાજુએ એક મોટો બંગલો બાંધવા માંડયો હતો. તે લગભગ તૈયાર થવા આવ્યો તેટલાં તા, ૨૦ મી મે ૧૮૦૦ ને દીને એકાએક તુટી પડયો અને તેમાં ૨૫ માણસો દબાઈ તુરત મરણ પામ્યાં, તથા ઘણાકો સખ્ત ઘાએલ થયાં હતાં.

## મોહલ્લાઓને નામ

શેઠ અરદેશર દાદીનું પ્રખ્યાત નામ તે વેળા મુંબઈના નીચલા કેટલાક મોહલ્લાઓને આપવામાં આવ્યું હતું:-

અરદેશર દાદીભાઈ સ્ટ્રીટ જે ગીરગામ બેક રોડથી ફોકલેન્ડ રોડ સુધી લંબાયો છે. એ મોહોલ્લાનો એક ભાગ આગલ ધાકજી દાદાજી સ્ટ્રીટ તરીકે ઓળખાતો હતો અને હાલ તે પારસીવાડા કહેવાય છે. અત્રે અસલ શેઠ અરદેશરની મીલકત હતી.

દાદી સ્ટ્રીટ અથવા દાદી અગીઆરી સ્ટ્રીટ ગીરગામ બેક રોડ ખેતવાડીની પૂર્વ આવ્યો છે. જે જગાએ આ મોહોલ્લો આવ્યો છે ત્યાં શેઠ અરદેશર દાદીની વાડી હતી.

દાદીશેઠ હીલ પ્રાઈવેટ રોડ ગોવાલ્યા તલાવ તથા નેપ્યનસી રોડને નાકે આવ્યો છે.

# પ્રકરણ ૧૭ મું.

—:o:—

## શેઠ અરદેશર દાદીની જાહોજલાલી-લગનની ધામધુમ.

---

વેપાર ધંધામાં પોતાના પરસેવાથી એકઠી કરેલી દોલતનો ઉપયોગ શેઠ અરદેશર દરેક વાતે મોટાં દિલથી કરતા. તેમની જાહોજલાલી આ તરફ એક કહેતી સમાન હતી. પ્રસંગ આવવે ખરચ કરવામાં તેવણુ કશી રીતની વાણુ કરતા ન હતા.

### તેમના બેટાઓની શાદીની ધામધુમ.

શેઠ અરદેશર દાદીના બેટાઓ ખરશેદજી તથા જાહંગીરની શેઆદી કદીમ રોજ ગુઆદ માહ અમરદાદ યઝ. ૧૧૭૨ તા૦ ૯ મી જાનેવારી (૧૮૦૩) ને દીને થઇ હતી તે પ્રસંગે થયલી ધામધુમનો હેવાલ 'મુંબઇનો બહાર'નો લખનાર નીચે મુજબ આપે છેઃ—

"અમરદાદ મહીનાના ગુઆદ રોજે આ શેહાદીની ખુશાલીમાં માસ એક આગમજથી તે લગભગ તેટલા જ પાછલા વખત સુધી એવી તો ધામધુમ કરવામાં આવી હતી કે, તેમાં સખાવતની રાહે ખરચાએલા રૂપીઆની સંખ્યા લાખોની કહેવામાં કાંઇ જ સરાહગાત જેવું સમજાશે નહીં. આ કારણુ માટેના ખરચની ટીપ એટલી તો લંબાણુ દેખાય છે કે, તે સર્વેનો સમાસ હમારી ટુંક નોંધમાં લેવાનું બનતું નથી; પણુ વાંચનારી શોખીલી આલમને તે માહેલી એકજ રકમ અચરતી પમાડવા અહિંઆ જણુાવીએ છીએ.

"આ માલદાર શેઠીઆએ પોતીકા ઘેર આમળ પાદશાહી સભાને છાજતો એક રોનકદાર માંડવો જે બંધાવ્યો, તેના કામ પર ફકત વીસ હજાર રૂપીઆ ખરચ્યા હતા, માટે તે હિસાબે બીજા કામો ઉપર કેટલા પૈસા થયા હશે તેની અટકલ આંકવાનું આસાનીથી સમજી શકાશે."

એને લગતી ધામધુમોને માટે "બોમ્બે કુરીઅર"માં લખ્યું હતું કે "આ ધામધુમો પૂર્વ તરફના દેશોની રીત મુજબના ઠાઠમાઠ અને

ભપકા ભરેલી હતી કે જે જાણે અરેબીયન નાઇટસમાંની સવ'થી વધારે રંગીન વારતામાંના બયાનને મળતી આવતી હતી. દરેક ઠેકાણે આપણી આંખ રોશનીની રેલછેલ અને પૂર્વ તરફના સઘળી જાતના ઘરેણાંઓ અને જવાહેરોના ઝલકાટ ઉપર ખેંચાતી હતી. પહેરોણાંઓને નાચનારીઓના પોઢ અને સુંદર ગાયણ તથા નાચથી મનમોહન કરી નાખવામાં આવતા હતા. ટેબલો ઉપર તરેહવાર જાતના પકવાનો તથા શરાબોના જાણે ઢગલા પડેલા હોવાથી પરણતાં જોડાંના સુખી બાપોની પહેરોણાગત જણાઇ આવતી હતી. વળી આ સુશોભિત દેખાવ યુરોપીઅન બાનુંઓના દીલને બંદીવાન કરે એવી મોહીણી તથા શરકેશીયન નાજનીનોની જેબદાર ખુબસુરતીથી કરી બેવડો તેજદાર લાગતો હતો."

ઇંગ્રેજી લખાણ નીચે મુજબ હતું:-

"For some weeks past, the most splendid preparations have been making for celebrating the nuptials between the families of Ardeshir Dady and Sorabjee Muncherjee, Parsee merchants of this place, in a style of Eastern magnificence and grandeur, which almost realized some of the most high coloured descriptions of the Arabian Nights. The eye is everywhere attracted by a profusion of lights and glittering ornaments, disposed in all the variety of Oriental taste. The welcome guests are enchanted with the display of female elegance in the graceful evolutions of the dance, the charming performers breathing the perfumes of Arabia, whilst the mellifluoues airs of soft music ravish the senses. Tables covered with the soft exquisite viands and generous wines display the attentive hospitality of the happy fathers and the gay and luxuriant scene is animated and enlivened by the captivating charms of the European fair blended with the sombre graces of Circassia."

(Bombay Courier 29th January 1808).

એજ માફક નોંધાયું છે કે શેઠ સોરાબજી મંચેરજી રેડીમનીએ પોતાને ત્યાંના છોકરાંઓની શાદીની ખુશાલીમાં ઇ. સ. ૧૮૦૪ (ય. ૧૧૭૩) માં જે ખાણીપીની કીધી હતી તેના મોટા ખરચોમાં ફક્ત ખાણા પાછળ રૂ. ૧૦,૦૦૦ (દશ હજાર) નો ખરચ કીધો હતો. દાદી-

શેઠને ત્યાંના માડવ વિષે તે વેળા એક ખ્યાલ ગવાતો હતો જેનો એક ભાગ હેઠળ આપ્યે છીએ:—

મુંબઇ શહેરમાં બનાયા માડવ
વાહજી અરદેશર શેઠકા,
કાચ, કલ્લાઇ ચરાતુ અબરક
ચારોકી જોત મીલ રઇ
કારીગરને કીધી ચતુરાઈ
કેસદ લડાયા હુનરકા.

કહે છે કે આગ લાગવાથી એ માડવાને આખરે તોડી પાડવો પડયો હતો.

વળી કહે છે કે આ લગનની શુકર ગુઝારીમાં શેઠ અરદેશરે અગીયારી બાંધવા માટે હરજીવનલાલની વાડીવાલી જગા મોટી કીંમતે (સર જમશેદજીની સ્કુલવાલી) ખરીદી હતી.

મી૦ ચાર્લ્સ ડગલાસના જણાવવા મુજબ તે જમાનામાં પરોણા-ઓને સર્વથી વધુ મોજ કરાવનારાઓ પારસીઓ હતા—

"The greatest native entertainers were the Parsis." (પા. ૧૭૭)

ઇ. સ. ૧૭૮૫ થી ૧૮૦૧ દરમ્યાન અત્રે જીનસોના ભાવ નીચે મુજબ પટેલ ખાનદાનના ચોપડાઓ ઉપરથી મળે છે:—

| રૂ. | | રૂ. | |
|---|---|---|---|
| ૨૮ | ઘઉં ખાંડી ૧ | ૧૦॥ | શાકર મણ ૧ |
| ૪ | દાળ તુવરની ફરો ૧ | ૭૫ | ધીંગકધોયનો ટાકો ૧ |
| ૧૦ | ચોખા ઉંચાની ગુણ બંગાલી | ૧૯ | નેનસુખનો ,, ૧ |
| ૩૦ | ,, જીરાસાલ ખાંડી ૧ | ૧ | શરકાની બાટલી ૧ |
| ૨૫ | દોરીઆનો તાકો ૧ | ૧૨ | બ્રાન્ડી ડજન ૧ |
| ૧૬ | મલમલ | ૧૭ | મઝલીનનો તાકો ૧ |
| ૫ | ચાહ રતલ ૧ | ૧૧ | પાઘડી બુરાનપુરી |
| ૪ | પેનસીલ દજન ૧ | ૨૫ | બુટની જોડ ૧ |
| ૧૬ | કાગળ ફુલસકેપ રીમ ૧ | ૨॥ | ગોલાબની બાટલી |
| ૭ | ટુવીલ નંગ ૧૦૦ નું બંડલ | ૧૬ | આગા બાનુનો તાકો ૧ |

પાલખીની ભેટ

કાવસજી ૨. પટેલના લગ્નને ટાંકણે શેઠ અરદેશર દાદીએ પાલખી તથા ગાડીની ભેટ કીધી હતી તથા તે ઉપરાંત શાલ પહેરાવી હતી.

માડવા બાંધવા સામે પોલીસનો અટકાવ.

તા૦ ૨૦ મી અકટોબર ૧૮૦૭ ને દીને અતરેના સઘળી કોમનાં આગેવાનોએ મુંબઇના ગવરનર જોનાથન ડંકનને એક અરજી કીધી હતી કે અમો તેમજ અમારા વડવાઓ મરણ તથા લગનની ક્રિયાને માટે નાત વગેરે જમાડવાને અમારાં ઘેર આગળ જે છેક અસલના વખતથી માડવાઓ બાંધતાં આવ્યા છીએ તેનો પોલીસે અટકાવ કર્યો છે, અને તેનાં કારણમાં તેઓ ઇ. સ. ૧૮૦૩ ની ભયંકર આગનો દાખલો આપે છે. પણ તમારા અરજદારો કેહવાની રજા લે છે કે તે આગ કાંઇ એવી અમારી ધર્મ સંબંધી ક્રિયાઓ ઇયા માંડવાઓથી લાગી નથી, ઓર હમે તો એવી કાંઇ હોનારત નહિં બને તે વિષે હંમેશા ઘણા સાવચેત રહીજીયે છીએ. અમો તથા અમારા વડવાઓ જે આટલી લાંબી મુદત થઇ માયાલુ સરકારનાં રાજ્યમાં સુખચેન ભોગવતા આવ્યા છીએ તે ઉપરથી અમો કહી શકયે છીએ કે એ અટકાવ અમારૂં ભલું થાય એવા વિચારથીજ કર્યો હશે; પણ કેહવાની રજા લઇએ છીએ કે એથી અમારી ધર્મ સંબંધી ક્રીયાઓને ઘણી ખલલ પોંહચશે, માટે આશા છે કે સરકાર એ વાત પોતાનાં માયાલુ ધ્યાનમાં લેશે. આ અરજી ઉપર ૨૯ હિંદુ, ૬ મુસલમાન, અને ૧૯ પારસીઓની સહીઓ છે. તેમાં શેઠ અરદેશર દાદીભાઇએ પણ પોતાની સહી આપી છે.

લોર્ડ વેલેનશીયા—"યુરપ અને એશિયાનો મેળાપ."

વેલાતનો એક મોટો ઉમરાવ રાઇટ ઓનરેબલ લોર્ડ જયોર્જ વાઇકાઉન્ટ વલેનશીયા (૧૭૭૦–૧૮૪૪,) દુન્યાની મુસાફરી કરતો ઇ. સ. ૧૮૦૪ માં મુંબઇ આવ્યો હતો ત્યારે તેનાં માનમાં શેઠ અરદેશરે તા૦ ૨૯ મી નવેમ્બર ૧૮૦૪ ને દીને પોતાનાં પરેલના બંગલામાં એક મોટી પાર્ટી આપી હતી જ્યાં મુંબઇના મોટે ભાગના સઘળા ગ્રહસ્થોને નોતર્યા હતા. આ વિષે મજકુર લોર્ડ

પોતાની મુસાફરીના હેવાલના પ્રખ્યાત પુસ્તકોમાં* લંબાણથી નીચે મુજબ લખે છે:–

"એક ઘણુંજ માતબર પારસી અરદેશર દાદીએ મને એક અંતી ભપકાદાર અને ઉમદા જ્યાફત આપી હતી, એ સઘળા ખાણા પીણા લાઇટની ગોઠવણ બેન્ડ વિ. થી હું એટલો છક થઇ ગયો કે યુરપ અને એશિયા એ બંને સાથે મળ્યાં હોય એમ મને લાગ્યું" મી૰ કરકરયા કહે છે તેમ "એક સદી પર પારસી જાહોજલાલીનો આવો ઉત્તમ ખ્યાલ એક નામીચા ઇંગ્રેજ દુન્યા ફરી આવેલા મુસાફરના મનમાં મરહુમે બેસાડયો એ કાંઇ આપણને પારસી તરીકે થોડું મગરૂર થવા જેવી બીના નથી."

મજકુર ઉમરાવ મુસાફર આ પારટીનો હેવાલ આપે છે કે :–

"From the length of time which Bombay has been under the control of Europeans, the Parsees since their arrival there, have adopted little of the Asiatic manners. They indeed wear the dress which they informed me had been adopted on their arrival, but they eat and drink like the English.

"Ardeshir Dady one of their richest members gave me a most magnificent entertainment. The table for the Europeans was chiefly covered with English cookery, but they sent me from their own, several dishes, which were very highly seasoned and good. The wines were excellent; but when I adjourned to their table, I was not a little astonished to find liqueurs placed opposite each Parsee which they drank in glasses, as freely as wine, and which though they sat late, seemed to have no effect on them. Their houses are furnished with a profusion of English looking glasses, prints and paintings. They always light them up remarkably well; but on this occasion the whole gardens were illuminated with torches and lamps which had a most brilliant effect. The band playing in the verandah and the crowd of differently dressed people had the semblance of an English masquerade. We had a very good set of nautch-girls

* Voyages and Travels in India, The Red Sea, Abyssinia and Egypt by Viscount Valentia

which much pleased Sir James Mackintosh, who had not before seen this Asiatic amusement. Coffee and tea, pan and attar, lavender water and other perfumes, completed the melange of this Anglo-Asiatic entertainment, from which we departed about mid-night. To the credit of the Parsee humanity, they provide for all their poor; and to the credit of their private morals there is not a single prostitute or mistress to a gentleman of their caste in the settlement. They are generous and splendid in the higher orders and in the lower, active and intelligent, far surpassing as servants the Musulmans or Hindoos."

પારસીઓ ઉપર મગન થયલા એજ લોર્ડ કહે છે કે, મુંબઇમાં સઘળી જમીન પારસીઓનીજ છે:—

"There is hardly a house or a foot of land in the island belongs to any other."

તે વળી ખુલ્લાં દીલથી કબુલ કરે છે કે કોઇ પણ બ્રીટીશ રૈયત કરતાં હું પારસીઓને બહુ પસંદ કરૂં છું:—

"I confess I infinitely prefer them (the Parsees) to any race of people subject to the British control."

**પારસીઓની રીતભાત.**

ઉપલા ઉમરાવ મુજબ તો આજ સવા સદી ઉપર પારસીઓની રીતભાત એશયાટિકો જેવી ન હતી. તે કહે છે કે જો કે પારસીઓ એશિયાટિકો (હિંદુઓ) માફક કપડાં પહેરતા પણ તેમની ખાવા પીવાની રીત ઇંગ્રેજોને મલતી હતી, તેમના ઘરમાં વેલાતી વસ્તુઓ ઘણી હતી.

**ઇંગ્રેજી વાણીઓ.**

શેઠ અરદેશર દાદીએ યુરોપીયન પરોણાઓ માટે ઇંગ્રેજી વાણીઓજ રંધાવી હતી. દારૂ વિષે કહે છે કે પારસીઓની ટેબલ ઉપર ગ્લાસમાં જેટલું પીતા તેની તેમને નિશા લાગતી ન હતી.

**કોમની મગરૂરી —એકે વેશ્યા નહી**

એજ મુસાફર તે જમાનાના પારસીઓ વિષે જણાવે છે કે તેઓ પોતાના સર્વ ગરીબ હમદીનોની પરવરશી કરે છે, અને એક પણ પારસી વેશ્યા નથી. આજે એ મગરૂરી રહી છે કે ?

તે વેળા નાચ ફકત માટીડાજ જોતા. બૈરાંઓને ત્યાં જોવાને દાખલ
કરવામાં આવતા ન હતા ફકત નાચનારી બાઇઓજ

તે વેળાના નાચ ઓરત જાતની હતી તેમની સાથે સીતાર અને
સારંગી વજાડનારાઓ હતા.

સારા ભાગ્યે આજના સુધરેલા જમાનામાં રાંડનો નાચ બંધ થયો છે. પણ તેની જગા મડમ ગાનારીઓ તથા નાચનારીઓએ લીધી છે અને કેબેરેટ તથા કોનસર્ટો થવા લાગ્યા છે.

તે વેળા યુરોપીયનો સાથ જમવાની પારસીઓમાં છીટ હતી. ત્યારે મજકુર અરદેશર દાદીએ આપેલાં ખાણામાં કેમ બન્યું હશે? તે જમાનાના પારસીઓ યુરોપીઅનો સાથ એકજ ટેબલ ઉપર જમવા સામે ભારે છીટ ધરાવતા. જેમ આજે પણ કેટલાક યુરોપીઅનાઇઝ નહી થયલા હિંદુઓ ખુદ પારસીઓ કે મુસલમાન ભાઇઓ સાથે એકજ ટેબલે બેશી જમતા નથી અને એક છેડે પારસીઓ તથા મેહોમેદનોની ટેબલ જુદી અને હિંદુઓની બીજે છેડે જુદી રાખવામાં આવે છે.

દુર કયાં જાવો છો? આપણા ઓલ્બ્લેસ બાગ તથા કામા બાગમાં થોડાજ વરસ ઉપર ખુદ કંપાઉન્ડમાં એકજ ટેબલ ઉપર પારસી મેજબાન સાથ કોઇપણ જુદદીનને ખાવા બેસાડવા દેવામાં આવતો ન હતો; અને તેની ટેબલ જુદી પાડવી પડતી હતી.

## પારસી બ્રેન્ડીનો પંચ.

તે વેળા લગનમાં જે દારૂ વપરાતો તેને કોઇક "પારસી બ્રેન્ડી" કહેતા. આ કયો બ્રેન્ડી હશે? તે તાડી હશે કે મોવડું?

આપણે ધારીશું કે તે શીરાઝી વાઇન હશે જેનો ઇરાનથી જ પારસીઓને શોખ હતો!

# પ્રકરણ ૧૮ મું.

—:o:—

## શેઠ અરદેશર દાદીનું મરણ-તેમની પાયદસ્તને મળેલું અનુપમ માન-તેમનું છેલ્લું વીલ.

### અરદેશર દાદીભાઇનું મરણ.

પરાક્રમી શેઠ અરદેશર દાદીનું દુઃખદાયક મરણ તા૦ ૨૯ મી જુન ૧૮૧૦ ને દીને (કદીમ રોજ ૨૯, માહ ૧૦ મો ૧૧૭૯ યઝ.) મુંબઇ મધે નીપજ્યું હતું.

તેવણ પોતાના બાપના પછી ૧૧ વરસ રહીને ગુજર પામ્યા હતા.

**દેવલનો ઘંટ**

તે વેળાના ગવનરનર જોનાથન ડંકન તથા વડા જડજ સર જેમ્સ મેકીનટોશ તથા બીજા સરકારી અમલદારો ને શેઠ અરદેશર માટે એટલું માન હતું કે જ્યારે તેવણ ગુઝર્યા ત્યારે તેમની પાયદસ્ત નીકળતાં તેમના કોટના કાવશજી પટેલના મોહલ્લાના ઘરની નઝદીક આવેલાં ઇંગ્રેજોના મોટાં દેવલ (કેથીડ્રલ) નો ઘંટ એમના માનમાં ગવરનરના હુકમથી વગાડવામાં આવ્યો હતો. આ બાબત મુંબઇનો પાછલો જાણીતો ગવરનંર સર બારટલ ફ્રીઅર (૧૮૧૫-૧૮૮૪) પોતે લખી ગયો છેઃ—

### સર બાર્ટલ ફ્રીયરે કીધેલી યાદ.

આ ઘંટને લગતા બનાવની યાદ શેઠ કાવશજી જેહાંગીર રેડીમનીએ અત્રેની એલ્ફીનસટન કોલેજ માટે એક ઇમારત બાંધવા રૂ. બે લાખની રકમ સરકારને સપુર્દ કરવાથી વીક્ટોરીયા ગાર્ડન સામેની જગા ઉપર તેનો પાયો નાખવાની ક્રિયા જે તા૦ ૭ મી માર્ચ ૧૮૬૩ ને દીને મુંબઇના ગવરનર સર બારટલ ફ્રીયરે કીધી હતી તે વેળા કરવામાં આવી હતી. તે નામદારે ભાષણ કરતાં શેઠ અરદેશર દાદીના મરણ માટે વગાડવામાં આવેલા ઘંટ બાબે નીચલો ઇશારો કર્યો હતો કેઃ—

"I am told too that, on his maternal side, the gentleman to whose liberality we owe this Building, is descended from one who is still remembered as a leader of the Parsees in his day, and of whom it is told that the Governor of those days, Mr. Jonathan Duncan, ordered the great bell of St. Thomas's Church to be tolled as a testimony of the public respect to his memory as his funeral passed by."

The Speeches and Addresses of Sir. H. B. E. Frere Compiled by B. N. Pitale P. 320)

આ બાબતને સર બાર્ટલ ફ્રીયર અગત્ય આપી વધુ જણાવે છે કે:–

"These things were not insignificant in a community like that of the Parsees."

## એક ઇંગ્રેજ વેપારીના એકઝીક્યુટર

અતરેનો જાણીતો વેપારી મી૦ અલેકજાનડર આડમસન કે જે મુંબઇમાં લાગટ છેલ્લા ૨૫) વર્ષ વેર રહેલો હતો તે ઇ. સ. ૧૮૦૭ માં મરણ પામ્યો હતો. તેણે પોતાની મીલકતના એકજીક્યુટરો તરીકે મી૦ ચારલ્સ ફોરબસ અને શેઠ **અરદેશર દાદીભાઇને** ઠેરવ્યા હતા.

**ગવનર જોનાથનને પારસાઓ તરફનું માન**

ઇ. સ. ૧૭૯૫ના સાલથી જોનાથન દંકને તેના મરણ વેર (ઇ. સ. ૧૮૧૧) મુંબઇના ગવરનર તરીકે હાકમી ચલાવી હતી અને તે મુદત દરમીયાન અત્રેના સર્વ કોમના લોકોમાં તે પળોટાઇ ગયો હતો.. તા૦ ૧૧ મી ઓગસ્ટ ૧૮૧૧ ને દીને કોટ મધેની સેક્રેટરીએટની ઓફીસમાં તે પોતાના રહેવાના મકાનમાં મરણ પામ્યો હતો, તેને બીજે દીને લશ્કરી માન સાથે કોટના ચર્ચ-ગેટ સ્ત્રીટમાં આવેલાં સેન્ટ થોમસના મોટાં દેવળમાં દફન કરવામાં આવ્યો હતો. તેને છેલ્લું માન દેવાને મુંબઇના મુખ્ય પારસીઓ દાદીશેઠના ઓટલા ઉપર જામા પીછોડી સાથે ઉભા હતા. ઉપર જોયું તેમ એજ ગવરનરે આગલે વરસ શેઠ અરદેશર દાદીભાઇના મરણ વેળા એજ દેવળનો ઘંટ ગમગીની જાહેર કરવા માટે જ્યારે તેમની લાશ એજ ઘરમાંથી બાહેર કાઢવામાં આવી ત્યારે વગાડવાનો હુકમ જાતે ત્યાં હાજર થઇને કીધો હતો.

**શેઠ અરદેશર દાદીનું વીલ**

શેઠ અરદેશર દાદીએ શેવટનું એક અતી ટુંકું વસીયત નામું ઇંગ્રેજી ભાષામાં પોતાના મરણની ૭ દીવસ આગમજ તા૦ ૨૩ મી જુન ૧૮૧૦ ને દીને કીધું હતું જેની રૂએ તેવણે પોતાની સર્વ અસક્યામત પોતાના બંને હૈયાત બેટાઓને આપવાને ફરમાવી પોતાના વીલનો વહીવટ કરવા માટે પોતાના બંને બેટાઓ ઉપરાંત નીચલા દોસ્તોને એક્ઝીક્યુટરો નેમ્યા હતા:—

મી૦ વીલ્યમ શેટન
મી૦ જેમ્સ કેડલર
મી૦ એશબરનર
શેઠ ધાકજી દાદાજી

આ વિલ હેઠળ આપીએ છીએ:-

In the name of God Amen

I, Ardeseer Dady, of Bombay Parsee merchant, being sound in memory and understanding knowing the uncertainty of life, do make this my last will and testament in manner and form as follows :—

I leave and bequeath all my effects and property of every kind whatsoever to my dear sons Cursetji Ardaseer and Jehangir Ardaseer in equal proportions. And I do also hereby appoint my said dear sons Cursetji Ardeseer & Jehanghir Ardaseer, William Shatten, James Calder, Luke Ashburner, Dhakji Dadaji, merchants residing at Bombay my sole executors of this my last will and testament made by me in Bombay this twentyseventh day of June one thousand Eight hundred and ten.

Signed Sealed and Delivered
to be the last will and testament
in presence of
(Signed) Geo. Keir M. D.
William Dunbar

(સહી) અરદેશર દાદી **A. D.**
i. e. Ardesher Dady

જ્યારે તેમના પીતા શેઠ દાદીભાઇએ પોતાનું લંબાણુ વસીયતનામુ કોઇપણ વકીલની મદદ વિના ગુજરાતી ભાષામાં કીધું હતું ત્યારે શેઠ અરદેશરે સોલીસીટરની મદદ સાથ ઇંગ્રેજી ભાષામાં એ અતી ટુંકું વીલ કીધું હતું. તેવણના વીલની ઉપર સાખ એક નામચીન (એમ. ડી.) અંગ્રેજ તબીબ ઉપરાંત એક ઇંગ્રેજ સોલીસીટર (મી૦ ડનબાર) ની જણાય છે.

**શેઠ અરદેશર ને ઇંગ્રેજી મુદ્દલ આવડતું નહતું.**

વાંચનારે ઉપર જોયું હશે કે શેઠ અરદેશર દાદીએ પોતાનું મઝકુર વસીયાતનામું જે ઇંગ્રેજી ભાષામાં લખાવ્યું છે તેની હેઠળ પોતાની શહી ગુજરાતીમાં કીધી છે અને તેની પાડોશમાં બે ઇંગ્રેજી મોટા હરફ A. D. ઇંગ્રેજીમાં લખ્યા છે અને સહીના ગુજરાતી ભાગને ઇંગ્રેજીમાં સમજાવ્યો છે. જો શેઠ અરદેશર ઈંગ્રેજીનું કાંઇ પણ જ્ઞાન ધરાવતા હતે અને સેજ સાજ પણ ઇંગ્રેજી જાણતા હતે તો તેવણ ખચીત પોતાની સહી તો ઇંગ્રેજીમાં જ કરતે એવુ અનુમાન થઇ શકે. ફક્ત નામના પહેલા બે જાવત અક્ષરોજ A. D. ઈંગ્રેજીમાં લખ્યા છે તે ઉપરથી ધારી શકાય કે તેવણ એટલા ઇંગ્રેજી પોતાના નામની શરૂઆતના અક્ષરોજ લખી શકતા હતા. છતાં તેવણ આવો બોહોળો વેપાર દેશેદેશ સાથ ચલાવતા તથા મોટા મોટા ઇંગ્રેજો શું પણ ખુદ ગવરનર સાથ સમાગમમાં આવી તેમનું માન તથા ચાહ પામતા એ એક અજાયબી છે, તે તેમની જાતી અકકલ હુસ્યારીનો એક અચુક પુરાવો છે. જ્યારે પીતા પોતાની સહી પણ ઇંગ્રેજીમાં કરી શકતા નહતા, ત્યારે આ બેટો ફક્ત પોતાના તથા બાવાના નામના પહેલા અક્ષરોજ ઇંગ્રેજીમાં લખી શકતો, તે ઉપરથી અટકલી શકાય કે આ બાપ બેટા હજારો અને લાખોના વેપારની ઉથલપાથલ કરતા હતા તેમને ઇંગ્રેજીનું કશું પણ જ્ઞાન નહતું. તેમના બખતાવર ધણીયાણી બાઇ બચુબાઇને તો એક ગુજરાતી હરફ વટીક વાંચતાં કે લખતાં આવડતો નહતો.

# પ્રકરણ ૧૯ મું.

—:o:—

## શેઠ અરદેશર દાદીના ઉંચા ગુણ–તેમના વિષે જાહેર લખનારાઓના અભિપ્રાયો

"Ardeshir Dadabhai the best of natives."

સર જેમ્સ મેકીનટોશ મુજબ.

મથાળે જણાવ્યું છે તેમ શેઠ અરદેશરને મુંબઈના વડા જડજ સર જેમ્સ મેકીનટોશે (૧૭૬૫–૧૮૨૨) the best of all our natives જણાવ્યા છે એટલે "તેવણ હીંદીવાનોમાં સર્વથી સરસ હતા"

**સર જેમ્સ મેકીનટોશને છેલ્લી અરજ**

સર જેમ્સને પણ શેઠ અરદેશરની પહેડી સાથ લેવડદેવડ હતી અને તેવણે (અરદેશરે) ગુઝરતી વેળાએ એ જડજને વિનંતી કીધી હતી કે તેમના કુટુંબ તરફ તે દીલસોઝીથી જુએ.

**ઓમ્બે કુરીઅરનું અંત**

શેઠ અરદેશર દાદીના મરણની નોધ લેતાં અત્રેના "બોંબે કુરીઅર" પત્રે લખ્યું હતું કે "મરહુમ એક પહેલી પંક્તીના અને માન પામેલા પારસી વેપારી હતા. એવણ માતબર અને સાહસીક દેશીઓમાં પોતાના મનની ઉદાર વળાણ માટે જાણીતા હતા, કે જે પ્રકૃતિને લીધે એમના માટે ઈંગ્રેજો ઘણો ઉંચો ખ્યાલ અને મોહબત ધરાવતા હતા, અને જે કોઈ પણ મંડળમાં એમને આગેવાન દરજ્જો આપવાને પુરતી હતી. તેવણ ઘણા દયાળુ અને સખી તબેહના હતા અને પુસ્કલ હીંદીવાનોએ એવણના ગુજરવાથી પોતાનો મુરબી ખોહયો હોય તેમ તેઓ વિલાપ કરે છે."

"*Ardaseer Dadysett*:—Died on Friday morning, the 29th Inst (June) in the 55th year of his age, Ardaseer Dady, a highly respectable Parsi Merchant, of the first rank on this Island. He was distinguished among the wealthy and enterprizing Natives by a liberality of mind, that gained him the good will and esteem of the British inhabitants, and would have rendered him

conspicuous in any society. He was kind and charitable, and very many of the poor natives loudly bewail the loss of their benefactor. The reflexion on these good qualities and the general regret of all classes will be the best consolation which his family can receive on the present melancholy occasion."

(Bombay Courier, 30th June 1810.)

## પારસી પ્રકાશની નોંધ.

રોજ ૨૬ માહ ૧૦ (ક.) ૧૧૭૮ યજ. મરણ—અરદેસર દાદીભાઇ—ઉમર વર્ષ ૫૪, શેઠ દાદીભાઇ નોશિરવાનજીના બીજા દીકરા—એવણ પોતાના બાપની માફક તે વેળાએ એક મોટા વ્યાપારી વાહણવતી તથા જાગીરદાર હતા. ચીન ખાતે એવણનો ઓહલો વ્યાપાર ચાલતો હતો તથા તે માટે બાપના વખતના વહાણો ઉપરાંત વીલ્યમ, મીનરવા, એલીઝાબેઠ, તથા આપટન કાસ્ટલ નામનાં બીજાં ચાર વાહણો એવણે રાખ્યાં હતાં. ઇંગ્લાંડ ખાતે પણ એવણ માસીઅરસ દેવીડ સ્કાટની કંપનીની મારફતે મોટો વ્યાપાર કરતા હતા. મુંબઇમાં કોટે કોટ એવણે પોતાના બાપની નઇઅતે આદરાનની એક દરેમહેર કદમી તરીકા મુજબ તા૦ ૨૫ મી સપ્ટેમ્બર ૧૮૦૩ ને દીને પરઠાવી હતી. ઇ. સ. ૧૮૦૫ માં એમણે વસાઇની પેલી મેર દંતોરા નામના ગામમાં એક મોટી ધર્મશાળા બંધાવી હતી. ઇ. સ. ૧૮૦૬ માં છાસ્તી તરફ કનેરી, મલાર, તુલસી, મગીથન, દઇશર, એરૂ તથા એકસર નામના સાત ગામો એવણે દર વર્ષે સરકારમાં રૂ. ૩૦૭૭—૨—૭૫ રેસનો થોકો ભરવાની કબુલાતે પોતાની હોરનબી રોડની જુની જગા આપી તેના બદલામાં લીધાં હતાં. ઇ. સ. ૧૮૦૫—૬ વાળા હિંદુસ્થાનમાં પડેલા દુકાલની વખતે એવણે ઘણાક મહીના સુધી દરરોજ ચાર પાંચ હજાર માણસોને પોતાને ખરચે ખોરાક પુરો પાડયો હતો. ઇ. સ. ૧૮૦૮ માં ઇરાન મધે "મુબારકા" નામનાં ગામમાં એવણે પોતાને ખરચે આદરયાનની એક દરેમેહર બંધાવી આપી હતી. તે વેળાની મુંબઇની પારસીની પંચાતના એવણ એક મુખ્ય અકાબર હતા. એવણ મરણ પામ્યા તે વેળાએ કહે છે કે સચકાર કાઢતી વેળાએ મુંબઇના ગવરનર જોનાઢન દંકન એવણના ઘરની સામેના સેંટ થોમસના મોટા દેવલમાં આવી ઉભો હતો, અને તેના હોકમથી જેવું એવણનું રવાન ઘેરમાંથી બાહેર કાઢયું ત્યારથી તે દેવલવાળો આખો મોહલો પસાર કરી ગયું ત્યાં લગણ

ગમગીનીનો ઘંટ વગાડવામાં આવ્યો હતો (પા. પ્ર.) દફતર ૧ લું પા. ૧૧૭).

## પ્રખ્યાત વિદ્વાન કવી મુલ્લાં ફીરોઝે જોડેલી શેઠ અરદેશર દાદીના મરણ વિષેની ફારસી બેતો.

પંદનામએ મુલ્લાં ફીરોજ, જેનો તરજુમો મોબેદ ફરદુનજી મરજબાનજીએ ઇ. સ. ૧૮૩૪ માં કીધો હતો, તેમાં મોટા શેઠ અરદેશર દાદીભાઇ બાબે નીચલી બેતો મુલ્લાં ફીરોઝે જોડેલી આપવામાં આવી છે:—મોટા વેપારી શખી દેલના બેહેસ્તનશીન શેઠ અરદેશરજી ગુ. શેઠ દાદીભાઇનાં ગુજરવાની તારીખની ગરોશમાન મકાની મુલા ફીરોજજી સાહેબે બેતો બનાવી હતી તે બેતો આએ કેતાબમાં ફારસીમાં છાપી છે. વલી તે બેતો તેહની માએની સુધાં, ગુજરાતીમાં નીચે જાહેર કીધી છે:—

બેત ૧ — અરદશીરઆં ઓમદેઇ તોજારે દહર  
બોદ જે દાદી દરજમાને ઇઆદગાર.

માએની=જમાનાના વેપારીઓનો મોટો અરદેશર દાદીથી જમાનાઓ ઈઆદગાર હતો ઇઆને અરદેશરજી તે દાદી શેઠનો છોકરો હતો.

બેત ૨ — કસ નદીદો કસ નબીનદ નીજ હમ  
મેસલેઉ ફરખોનદેહ ઓઇ બા બેકાર.

માએની=તેહના જેહવો નેક ખશલતનો અને આબરૂવાલો કોઇએ નહી જોઇઓ ને વલી કોઇ નહી જોશે.

બેત ૩ — મોશકેલે બીચારેગારા કરદે હલ  
બીનવારા અજ નવા દાદેહ કરાર.

માએની=તેણે બીચારા લોકોની મોશકેલ આશાન કીધી અને કંગાલ લોકોને જર અને માલ આપી સંતોશ કીધો.

બેત ૪ — ગાહે બખશેશ હાસેલે દરીઆઓ કાન  
બુદ દર ચશમશ મેસાલે ખાક ખાર

માએની=બખશેસ કરતી વેલાએ દરીઆ અને ખાંણુની પાકેલી ચીજો તેહની આંખ આગલ ખાકની મીશાલે ખાર હતી—ઇઆને બખશેશ કરતી વેલાએ શું દરીઆની શું ખાંણુની ગમે તેવી ચીજો તેહની આંખ આગલ કાંઇ માલીઅત ધરાવતીતી નહી.

બેત ⎫ માન્દ દર ગેતી બકામો નામે નીક
૫ ⎭ રફ્ત સાથે ઓમરે ઉ પનજાહો ચાર

માએની=દુનીઆંમાં મોરાદ અને નેકનાંમી સાથે રહેઓ અને તેહની ઉમરના ચોપન વરસ જારે થાઆ તારે

બેત ⎫ શોદ હોમાએ રૂહે ઉ સુએ બેહેશત
૬ ⎭ દર પનાહે રહેમતે પરવરદેગાર.

માએની=તેહના રવાનનું મોરગ બેહેસતની તરફ પરવરદેગારની મેહેરબાંનગીની પનાહમો ગીઉ.

બેત ⎫ આસમાં દર માતમે ઉ ખું ગીરીસત
૭ ⎭ શોદ જમી અંદર ગમે ઉ સુગવાર.

માએની=તેહની માતમમો આશમાને લોહી રડીઉ અને જમીન તેહના ગમમો માંતમ ભરેલી થઇ.

બેત ⎫ મન ચે ગોઅમ હાલે ખીશાં ચુ ગોઝશત.
૮ ⎭ ગશતે ચું બીગાંનગાંરા દેલફેકાર

માએની=તેહનાં ખેશોનો હાલ કેહેવો ગુજરેઓ તે હું ઉ શું કહું, જારે બેગાંનાં લોકોના દેલ તેહના ગોજરેઆથી ઘાએલ થાઆં.

બેત ⎫ સાલે ફોતશ ખાશત ફીરૂઝે હઝીન
૯ ⎭ અજ દેલે ગંમગીનો જાને ગશતે જાર.

માએની=ગમગીન ફીરોઝે તેહના ગોજરીઆનુ વરસ ગમ ભરેલા દેલથી અને રડતા જાનથી ચાહાઉ.

બેત ⎫ બીસત બા શેશ રફ્ત રૂજ અજ માહે દેએ
૧૦ ⎭ બીકમો બી બીશ હંગામે શોમાર.

માએની=ગણુતી વખતે વગર કમ અને વગર જીઆદતી દેહે મહીનાના છત્રીસ દાહડા ગયલા હતા. ઇઆને દેએ મહીનોને આશતાદ રોજ હતો.

બેત ⎫ સાલ અજ ગાહે જલુસે ઇઅજદજરદ
૧૧ ⎭ ઇઅક સદો હફતાદો નોહ બુદે હજાર.

માએની=ઇઅજદજરદને તખત ઉપર બેડાનો સને ૧૧૭૯ હતો.

બેટ ⎫ રૂહે પાકે ઉ જે પાકાને જહાંન
૧૨ ⎭ બાદ અમોરજીદ અજ આમોરજગાર.

માએની=જહાનના પાક લોકોમાંથી તેહનું પાક રવાંન બખસેસના કરનાર ઇઅજદાંએ બખસેલુ હોજો.

ઉપલી મુલ્લાં ફીરોઝની એતો, હેઠળ અસલ ફારસી ઝબાનમાં આપીએ છીએ;—

در تاریخ وفات عمده تجار مرحوم مغفور سیته اردشیر جی ولد جنت مکاني دادیبهان ولد نوشیروانجی صاحب جناب ملا فیروز نظم نموده—

اردشیر آن عمده تجار دهر ❊ بد ز دادی در زمانه یادگار
کس ندید و کس نه بیند نیز هم ❊ مثل او فرخنده خوئی با وقار
مشکل بیچارگان را کرده حل ❊ بینوا را از نوا داده قرار
گاه بخشش حاصل دریا و کان ❊ بود در چشمش مثال خاك خوار
ماند در گیتی بکام و نام نیك ❊ رفت سال عمر او پنجاه و چار
شد همای روح او سوی بهشت ❊ در پناه رحمت پروردگار
آسمان در ماتم او خون گریست ❊ شد زمین اندر غم او سوگوار
من چه گویم حال خویشا چون گذشت ❊ گشته چون بیگانگانرا دل فگار
سال فوتش فیروز حزین ❊ از دل غمگین و جان گشته زار
بیست ماشش رفته از ماه دی ❊ بی کم و بی بیش هنگام شمار
سال از گاه جلوس یزدجرد ❊ یکصد و هفتاد نه بود و هزار
روح پاك او ز پاکان جهان ❊ باد آمرزیده از آمرزگار

## બાપ જેવાજ ભલા બેટા

શેઠ અરદેશર માટે લખતાં મી૦ ડોસાભાઇ ફ. કરાકા પોતાની History of the Parsis માં તેમને પોતાના પીતા જેવાજ ભલા અને સખી દીલના (as good and benevolent as his father) જણાવે છે. (vol II p 77.) મી૦ કરાકા વધુ કહે છે કે:-

"For his noble character and many excellent virtues he was held in the highest estimation by all classes and races of the people of Bombay who manifested the greatest grief at his death."

## નાવારેસ બચ્ચાંઓ માટેના ફંડ

પોતાના મરણની થોડાજ મહીના અગાઉ શેઠ અરદેશરે ૫) ગીની લંડન મધે વેલાતના નાવારેસ બચ્ચાઓના ફંડ માટે મોકલી આપી હતી.

મી૦ કરકરયા લખે છે તેમ "દાદી શેઠનો દીકરો" તે મરહુમ ખરેખરજ હતો અને પોતાના બાવા કરતાં પણ વધારે જાહોજલાલી ભોગવી હતી."

**પીતાની નસીહતને માન.**

'મુંબઇનો બહાર'ના કર્તાના જણાવવા મુજબ "પોતીકા પિતાની નશીહતને માન સહી સ્વીકારી ચાલ્યા તેમાં અરદેશર શેઠે અત્યંત ફાયદો જોયો એટલુંજ નહીં પણ બાપ કરતાં વધારે જાહોજલાલીએ પોંહતા." પોતાના પુજ્ય પીતાએ વસીયત નામામાં ફરમાવ્યું હતું તે મુજબ ચાલી તેવણ તેમના મુગા આશીષ પામ્યા હતા. પીતાની છેલ્લી નસીયત મુજબ તેવણ પોતાના સગા સ્નેહીઓ તેમજ પોતાના દોસ્ત આશનાઓજ નહી પણ હાથ નીચેનાઓ સાથે હમેશ સારી રીતે વર્ત્યા હતા. તેમને એવું ફરમાવ્યું હતું કે પોતાનું ઘેર તપાસીને જે લોકોનું દેવું હોય તે તેમને પહેલાં દોકડે પાયકે ચુકવી દેવું તેમજ તેવણે કીધું હતું. પીતાની એજ નશીયત મુજબ તેવણ

હમજાત તથા પરજાત સાથે હંમેશ હેતપ્રોતથી હલી મલી ને ચાલ્યા હતા અને જો કોઇ તેમનું બુરૂં કરે તો પણ ભલુ કરવાની સદા કાલજી રાખી હતી. તેવણુને ખોદા એ આપેલી હિંમતનો શુભ ઉપયોગ કરયો હતો. પણ પોતાના પીતાએ તેમને નશીહત આપી હતી કે વહાણોનો તેમજ બીજો વેપાર કમી કરવો તેમ તેવણે કમ ભાગ્યે કીધું નહી તેનો અંજામ સારો આવ્યો નહી. પોતાના પીતાની વસીયત મુજબ તેવણે પોતાનો અશલથી વીલાતી વાહાણોવાલાની તથા બીજા વહાણોવાલાઓની દલાલી કરતા આવ્યા હતા તે ધંધો ચાલુ રાખવાનું ડહાપણુ વાપરયું હતું. મી૦ કરકરયા કહે છે તેમ આ નાના દીકરા અરદેશરે પોતાના બાવા કરતાં પણ વધારે જાહોજલાલી ભોગવી મોટું નામ કાઢયું હતું.

## શું પારસીઓની આબાદીનો અંત આવ્યો.

મુંબઇના વડા જડજ સર જેમ્સ મેકીનટોશે (૧૭૬૫–૧૮૩૨) તે વેળા લખ્યું હતું કે 'પારસીઓની આબાદી હવે વહી ગઇ છે અને પડતી શરૂ થઇ છે." આ વાત ખરી છે કે ૧૮૧૦ ના મજબુત ફટકા પછી દાદીશેઠ ખાનદાન પોતાની આગલી જાહોજલાલી પાછી મેળવવાને શકતીવાન થયું નથી. પણ તેથી કાંઇ તમામ પારસી કોમની આબાદીના દહાડા વહી ગયા ન હતા. તેજ વેળા બીજાં નવા ખાનદાનો ઉગી નીકળ્યાં હતાં જેઓએ કોમની કીર્તી બેશક આગળ વધારી છે.

## દુકાળ વેળાની સેવા.

બંને બાપ બેટાએ દુકાળ વેળા સખાવત કરી ગરીબોની ભુખ ટાળી તેમની આંતરડીની દુઆ લીધી હતી. શેઠ અરદેશરની દુકાળ વેળાની કીમતી સેવાઓ વિષે ઇ. સ. ૧૮૦૫ અને ૧૮૦૬ના સાલમાં હીંદ માટેના પોતાના જર્નલમાં એક નજરે જોનાર મડમ (મીસીસ ગ્રાહમ) લખે છે કે:—

The Parsi Merchant Ardesher Dadi fed 5000 people besides contributing in other ways towards the support of the starving population.

## આપથી કીધી સવાઇ.

પોતાના માનવંત મુરબી દાદીભાઇ નશરવાનજીના છેલ્લાં વસીયત નામાના ફરમાનોને બોલે બોલ અરદેશર દાદીએ પાલ્યા એટલું જ નહી પણ તેથી જાણે સવાઇ કરી બતાવી. આમ કરવામાં કુદરતે પણ તેમને યારી આપી. આ સવાઇ પોતીકા વેપાર ધંધામાંજ નહી પણ પરમાર્થ અને સખાવતના કામમાં પણ જણાઇ આવે છે. ખાસ કરીને તેમની જાહોજલાલી કહેતી સમાન થઇ પડી હતી.

**તેમનો દોરદમામ.**

મોટા દાદીશેઠ માત્ર એક ઘોડાની કરવતમાં ફરતા હતા ત્યારે તેમના મોજીલા બેટા અરદેશર વેલાતથી ઘોડા ગાડી (ચાર્ટ) મંગાવી અત્રે દમામથી ફરકાવતા હતા, તેમનો વેપાર પણ તેવોજ બોહોળો હતો, તેમની ઇંગ્રેજ બજારમાં અનેક મીલકતો જાણીતી હતી.

# પ્રકરણ ૨૦ મું.

—:o:—

## બાઇ બચુબાઇ તે અરદેશર દાદીભાઈ (દાદી શેઠ)ના વીધવા —તેવણે બનાજીના દોખમા માટે બક્ષેશ કીધેલી જમીન.

—

અરદેશર દાદીશેઠના ધણીઆણી બચુબાઇ દરેક રીતે એક લાયક જરથોસ્તી બાનુ નીવડયાં હતાં. તેમને માટે તેમના નામચીન સસરા મોટા દાદીશેઠે પોતાના વીલ મધે જે ફરમાશ કીધી છે કે "ઘરની શરમ તમારે હાથ છે...જાંહતાંથી મારી શરમ રહે તે કરજો." (જુઓ પાનુ ૬૮) તે તેવણે છેક બોલેબોલ પાળી હતી. અરદેશર દાદીના પહેલા ધણીઆણી બાઇ ભીખાઇજી તેમના મરણ આગમજ ગુઝરી ગયાં હતાં.

### દોખમાની જમીનની ભેટ.

ય. સ. ૧૮૩૧ માં (રોજ ૭ માહ ૯ (ક) ૧૨૦૦ ને દીને) બાઇ દીનબાઇ તે શેઠ ફરામજી કાવસજી બનાજીના દીકરીની ઉઠમણાંની મીજલસમાં તેમના પીતા શેઠ ફરામજી કાવસજી બનાજીએ ચોપાટીના ડુંગર ઉપર એક મોટું દોખમુ બંધાવવાની તંદરોસ્તી પઢાવી હતી. તે દોખમુ બંધાય તેટલી જગો બાઇ બચુબાઇ તે શેઠ અરદેશર દાદીભાઈના વીધવાએ પંચાતના દોખમાઓવાલા ડુંગરની પાસેના પોતાના ડુંગરમાંથી આપવાને કબુલ કીધું હતું. ઉપલી ક્રિયામાં એ બાબે બાઈ બચુબાઇ પર લખેલી ચીઠી તથા તેનો આવેલો જવાબ મીજલસમાં વંચાયો હતો. આ બંને કાગજો તે વેળાનાં મુંબઇ સમાચારમાં છપાયાં હતાં તે નીચે મુજબ હતાં:—

### શેઠ ફરામજીએ લખેલી ચીઠી

"માતાજી સાહેબ બાઇ બચુબાઇ તે બેહેશતી શેઠ અરદેશરજી દાદીભાઇની ધણીઆણી લા. સેવક તમારો હંમેશાનો દોઆગો ફરામજી કાવશજીની બંદગી વાંચવી. લખવા કારણ એ છે જે આશમાની કજાથી હાલમો હમારી છોકરી બાઇ દીનબાઇનું આએ જાહાનથી ગુજરી જવું થાઇગ઼ં છે. તેહની નઇઅતે શ્રી મુંબઇની પંચાતનાં દોખમાંવાલા ડુંગરની દેવાલને લગતો તમારો ડુંગર છે તે ઉપર એક દોખમું બાંધવાની

ખાએસ કરૂંચ વાસ્તે તમારી પાસે માગુંચ કે પંચાતનાં દોખમાવાળા ડુંગરની દેવાલને લગતો તમારો ડુંગર છે તે ડુંગરમાંથી મોદીનાં દોખમાંની તરફથી એક કટકો ડુંગરનો એક દોખમાંનો પોહોચી વળે એટલો જો તમો હમુને આપો તો તે ઉપર જરથોશતી ફેરકાનાં લોકોને વાસતે એક દોખમું બાંધી અનજુમનમો આપું. અગરજો એ નેક કામને તમો કબુલ ફરમાવી આજે જવાબ લખો તો હમો એ ઉઠેઆંણુંની વેળાએ અંનજુમનને જાહેર કરીએ. એજ અરજ. તા૦ ૫ મી મેએ ૧૮૩૧.

લા૦ સેવક ફરામજી કાવશજી બનાજીનાની બંદગી ને ઉપર લખેલું છે તેથી વાકેબ થાઇને મહેરબાનીથી એ જગો આપો એજ અરજ."

### ઉપલી ચીઠીનો જવાબ.

"પાક મનશનીના નેક ખાહેશવાલા ભાઇ ફરામજી કાવશજી બનાજીનાં લા૦ દોઆગો બાઇ બચુબાઇ તે બેહેશતી શેઠ અરદેશરજી દાદીભાઇનરી ધણીઆણીની દોઆ વાંચવી. લખવા કારણ એ છે જે તમારી આએ ચીઠી વાંચી હમો વાકેફ થાએઆં, અને તમારો નેક એરાદો વાંચી આફરીન કીધી. અને તમોએ જે અમારા ડુંગરમાંથી એક દોખમાં જોગ જગો માંગી છે તે હમોએ મોટી ખુશીથી કબુલ કરી તમુને લખીએચ કે તમો બાંધો, ને એક દોખમાંને પોચી વલે એટલી જગો આશરે કાઠી ૩૦) લાંબી તથા કાઠી ૨૦) પોહોરી મોદીનાં દોખમાંની તરફથી હમારા ડુંગરોમાંથી અનજુમનના કામ સારૂં અમો આપવાને ઘણા ખુશી છઇએ કે તે તરફથી દેવાલ ભાંજીને તેટલી જગો તમો પંચાતનાં ડુગરનો દાખલ કરીને તે ઉપર તમો સુખેથી એક નવું દોખમું બાંધો. હમોએ એટલી જમીન એ નવા દોખમાંનાં કારણુસર માજદીઅશની દીનનાં લોકોનાં કારણુસર ધરમ ખાતે મોટી ખુશીથી આપી છે. ખોદાએતાલા તમુને એથી જીઆદા નેક બુધી આપે ને એવાં નેક કામો કરવાની ખાએસ રાખતા રેહવો. એજ વીનંતી.

તા૦ ૫ મી મેએ ૧૮૩૧ અંગરેજી લા૦ બચુબાઇ તે શેઠ અરદેશરજી દાદીભાઇની ધણીઆંણી, જત અમોને લખતાં આવડતું નથી તેથી અમારે હાથે નીશાની કરી છે.

દા૦ બેહરામજી રૂસતમજી (રાણા)."

[મુંબઇના શમાચાર, તા૦ ૯ મી મેએ ૧૮૩૧.]

**તખ્તી** મઝકુર દોખમું તૈયાર થવાથી તેને પરઠાવાની ક્રિયા રોજ ૫ માહ ૯ (કે) ૧૨૦૧ યજ. (તા૦ ૩ જી મે ૧૮૩૨) ને દીને થઇ હતી. એ દોખમાં ઉપર જે તખ્તી મારી છે તે મધે જણાવ્યું છે કે "એ દોખમાની જમીન નેક નામ પાકદામન શેઠાણી બાઇ બચુબાઇ તે બેહસ્તી શેઠ શેઠ અરદેશર દાદીભાઇના ધનીઆણીએ અમારા માગીઆથી પંચાતના ડુંગરને લગતા પોતાના ડુંગરોમાંથી તોડીને ૩૫૬૮ ઇસ્કુવેર વાર જમીન આએ ધરમના કામમાં અમોને આપી ને એ સવાબમાં શામેલ થઆ છે અને હાલમાં આએ દોખમું તેઓની આપેલી જગા ઉપર બાંધીઉં છે.

**તેમનું મરણ** બાઇ બચુબાઇ મુંબઈ મધે રોજ ૧ લો માહ ૭ (કે) ૧૨૧૦ (યઝ) તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૪૧ ને દીને પોતાના ધણીની ૩૧ વરસ પાછળ ૮૦ વરસની ઉમરે આ દુન્યાની લીલી સુકકી જોઇ ગુજરીયાં હતાં. તેવણ શેઠ પેસ્તનજી બહેરામજી હોમજીના બેટી થતાં હતાં.

## (તેમના મરણ બાબે મુંબઇ સમાચાર)

## બચુબાઇ તે અરદેશર દાદીભાઇનાં વીધવા

હમો હમારાં પતરમો અસતરીઓનું મરતીઉક જણાવતાં નથી તે હમો ઘણું કરીને એ કારણ પરથી કે તેણાનાં કાંમ તથા ચાલ ચલણની ખબર બરાબર રીતે હોતી જહા અને જેહને ખબર હોએચ તે લખીને જણાવતું નથી. કેમકે મરતીઉકની બીના લખવી માતરે મીતર તથા જાંણ પીછાનવાલાઓને શરમાવાર છે. કાંજે એ સઘલુ જાંણે પણ આપણા ગામઠી લોકો એ રીતે કરવાથી ઘણાં પછાત છે તે સાથે અસતરીઓ પોતાનાં ઘરગતુ કામોમાં પોતાનો દહાડો ગુંજારે છે, તેથી કરીને બીજાં સારા કામો પછવાડે કોશેસ કરી શખતાં નથી. તેથીબી જાજુ લખવાનું હોતુ નથી પણ આ એક મરતીઉક કે જે લખવાને લાએક અને નોધ કરવા જોગ છે તે હમોએ ઉઠલ પરગટ કરેઉં છે. આપણી ટાપુઓના મોટા ધરમાતુ અને પુનશાંન તથા ધનવાંન તથા પારશીનાં ટોલામો નાંમીચું નામ પામેલા

ધણી શવરગવાશી દાદીશેઠની વહુ અને અરદેશર શેઠની ધરીઆંણી અને અને ખરશેદજી શેઠની માએ શેઠાની બાઇ બચુબાઇએ ગએઆ શુકર-વારે ધણું દાહડાનાં માંદગીથી આશરે ૮૦ વરસની વએમો આ જગત કે જેહમાંથી કોઇને જાએઆ વીનાંએ છુટકો નથી તે જંનજાલી જગતમાંથી નીશરીને શવરગવાશી લોકોમો જાઇ વાશો કીધો. એ મરનાર શેઠાણીએ પોતાની આખી ઉમરમાં ધરમનાં અને પુનના કામો સારા સારા અને પુશકલ કરેઆં છે કે તે વશતીના લોકોને સરવ કોઇને સારી રીતથી રોશન છે, એ મરનાર બાઇએ પોતાના મરનાર ધણીની ઓજોરગી તથા નામને જાલવવાને સારૂ આજની ઘડી વેર પોતાથી જે સારૂ કામ બની શખેઉ કરવામાં કશી રીતેથી કશુર રાખી નહી અને હરેક ગરીબોને પોતાથી બની આવેઓ તેટલો આશરો કરેઓ અને કોઇનો સવાલ કરેલો આજ દીન લગે પોતાથી બનેઉ તાહાં લાગે પાછો ફેરવેઓ નથી અને પોતાથી જે મદદ તથા ખુબી થાઇ તે કરી દેખડાવી તથા પોતાના ઓહલાં કુટમબના ઘણા એ માણુસોનું તથા બીજા ગરીબ લોકોનુ આજ દીન લગે એ મરનાર શેઠાણીએ પાલન કરેઉં કે તેવી રીતે બીજી દોલતવાન અસતરીઓને કરવું મુશ્કેલ છે. આ ધરમ તથા પુનનાં કામ કરનારી અને ગરીબોને આશરો તથા મદદ કરનારી શેઠાણીનાં મરવાથી મરનારનાં કુટુંબીઓમાં મોટી લાગણી અને નાખુશી ઉપજી છે કે તે મરનારના ગુણને કોઇ મંનથી હરગેજ મેલશે નહી અને હઇઆંથી ભુલશે નહીં.

(મુંબઇના સમાચાર તા. ૨૮ મી ફેબરવારી ૧૮૪૧)

## ચોપાટીની જમીનનું વેચાણ.

ચોપાટીના દોખમાઓવાળા ડુંગરની પડોસમાં બાઇ બચુબાઇ અરદેશર દાદીવાળા ડુંગરપરના કેટલાક લોકોની જગા જે આપણા દોખ્માને લગતી હતી તે મરહુમ સર જમશેદજી જીજીભાઇ પહેલા બેરોનેટે પોતાની હૈયાતીમાં ખરીદ કરી મુંબઇની પારસી પંચાયતના ફંડના ત્રસ્ટી સાહેબોના સ્વાધીનમાં આપવા ધારીતી કે આયંદે કોઇબી જુદદીનનો પગપેસારો તે તરફ થાય નહી તે તા. ૧૯ મી ડીસેમ્બર ૧૮૬૮ દીને ત્રસ્ટી સાહેબોને સ્વાધીન કીધી હતી.



ખરશેદજી અરદેશર દાદી

જ.-રોજ ૨૨ માહ ૯ (ક) ૧૧૪૮ તા૦ ૨ જી જુન ૧૭૭૯

મ.-રોજ ૨૯ માહ ૧૨ (ક) ૧૨૨૦ તા૦ ૨૧ મી ઓગસ્ટ ૧૮૫૧



**નશરવાનજી ખરશેદજી અરદેશર દાદી**

જ.–રોજ ૭ મો, માહ ૮ મો (કે) ૧૧૮૯ તા૦ ૮ મી એપ્રીલ ૧૮૨૦

મ.–રોજ ૩૦ મો, માહ ૧૨ મો (કે) ૧૨૦૨ તા૦ ૨૦ મી જુન ૧૮૩૩

# પ્રકરણ ૨૧ મું.

——:o:——

## શેઠ ખરશેદજી અરદેશર દાદી (શેઠ) તેમનો વેપાર રોજગાર

——

માહા પ્રતાપી શેઠ અરદેશર દાદીભાઇનાં ત્રણ બેટા નામે (૧) ખરશેદજી (૨) જાંહગીર અને (૩) નશરવાનજી હતા. આ છેલ્લા બાળપણમાં (ઇ. સ. ૧૮૦૬ માં), કદમી ચોથા ગાથા અને ૧૧૭૬ ને રોજે ગુજરી ગયા હતા.

### જનમ.

શેઠ ખરશેદજીનો જનમ રોજ ૨૨ કદીમ માહ ૯ યઝ. ૧૧૪૮ (તા. ૨ જી જુન ૧૭૭૯) ને દીને થયો હતો.

### પાલક.

આગળ જણાવ્યું છે તેમ શેઠ ખરશેદજી અરદેશર દાદી પોતાના કાકા હોરમસજી દાદીભાઇ નશરવાનજીના પાલક થતા હતા.

**વેપાર**

૧૮૧૦ માં બાપના મરણ બાદ પોતાના ભાઇ શેઠ જાગીરજી સાથે "ખરશેદજી અને જેહાંગીર અરદેશરની કુંપનીને નામે રાસમાં જેનરલ મરચંટ દલાલ તથા એજંટો તરીકે વેપાર ચલાવતા હતા તેમજ મેશર્સ મીલબર્ન, પેટ્રીક સ્ટયુઅર્ટ, અને એદમ સ્કીનરની પહેડીઓની દલાલી કરતા હતા. તેમની પહેડી નં૦ ૨ પારશી બજારમાં આવી હતી.

### ચહતી પછી પડતી.

શેઠ અરદેશર દાદીનો વેપાર વધુ ઓહોળો હતો. વહાણો મારફતે આ વેપાર જુદાં જુદાં બંદરો સાથ તેવણુ ચલાવતા હતા.

**તેમના એસ્ટેટનો ગુચવાડો.**

આ ઓહોળા કામનો વહીવટ કરવામાં ગુચવાડો ઉત્પંન થયો હતો તેની સફાઇ લાવવા સારૂ છેક કલકત્તાવેરથી તે વખત પર વખણાએલા મી. હરબટ કોંપટન જેવા બાહોશ બારીસ્ટરને મોટા ખરચથી બોલાવી મંગાવ્યો હતો, અને તેણે આપેલી સલાહ મુજબ સઘળું કામ એવી તો સારી રીતે પાર પડયું હતુ કે, સઘળા માંગનારાઓને એસકેઆમતની ઉપજમાંથી હીસ્સો પડતું ચુકવી દઈ રાજી કીધા હતા, અને એ રીતે કુટુંબની ઇઝત સચવાઈ હતી. ઉપલા બેરીસ્ટર પાછળથી મુંબઇની સુપ્રીમ કોર્ટના વડા જજ સર હર્બર્ટ કોમટન (૧૮૩૨–૩૯) તરીકે નેમાયો હતો.

**શેઠ દાદીભાઇના વીલમાં ફરમાશ.**

ઉપલી સફાઇ એવી રીતે કીધી હતી કે શેઠ દાદીભાઈ પોતાના વીલ મધે ચોકસ બક્ષેશો સગાઓ, નોકરો વિગેરેના લાભમાં કરાવી બાકીની સર્વ અસ્કયામત તેમના નાના બેટા અરદેશરજી અને તેમના બેટાઓને આપી ગયા હતા, એવું જણાવીને કે તેમની દોલતનો મોટો ભાગ ભાઇ અરદેશરજીની પોતાની કમાઇનો હતો. આથી અરદેશરની દોલતનો ત્રીજો ભાગ માંગનારાઓને હસ્તક ગયો હતો અને તે પુરતો માલમ પડયો હતો.

**ત્રસ્ટીઓનો ઠરાવ**

અરદેશર દાદીના ત્રસ્ટીઓએ તા. ૧૯ મી જુન ૧૮૧૨ તથા તા. ૧૯ મી જાનેવારી ૧૮૧૫ ને દીને ત્રસ્ટદીડો કરી તેમના મરહુમ પીતાના રહેવાના મકાન તથા ધંધાની દુકાન બંને ભાઇઓ ખરશેદજી તથા જાંહગીરને આપી હતી. આ બંને ભાઇઓએ પોતાના પીતાના માગનારાઓના લાભમાં મોટા ભોગ આપ્યાથી માગનારાઓની કમીટીએ તેમને તે માટે બદલા તરીકે રૂ. એક લાખ આપવાનો ઠરાવ કરયો અને છારટીના જે સાત ગામો અરદેશરનાં હતાં તેમની કીમત રૂ. ૧૨૫૦૦૦ ઠેરવી બાકીના રૂ. ૨૫ હજાર ઉપલા બંને ભાઇઓ પાસે મરનારના ઇસ્ટેટને અપાવી ગામો તેમજ બાપીકુ ઘર કે દુકાન કોઇપણ દીવસે વેચવી નહી એવી શરત કીધી હતી, પછી ચાર ગામો મલાડ, એરૂ (Avran), કનેરી અને તુલસી શેઠ ખરશેદજી અરદેશરને ફાળે આવ્યા હતા.

તેમના પીતા મી૦ અરદેશરનો વેપાર જ્યારે ધમધોકાર ચાલતો હતો, ત્યારથી બેઉ ભાઇઓ અરદેશર અને જહાંગીર અલાહેદો રોજગાર રાસમાં કરતા હતા; અને પેટ્રાક સ્ટુઅર્ટની પહેડીનો ખુદ માલેક પાછળથી નાદાર થઇને ચીન તરફ જઇ બેઠાને લીધે આ ભાઇઓનું મોટી રકમનું લેહણું તેમાં ડુબી ગયું હતું.

**ભાઇઓ વચ્ચે ભાગીદારી.**

ત્યાર પછી પોતાના ભાઇ શેઠ જાંગીરજીના મરણથી શેઠ ખરશેદજીએ પોતાના વડા દીકરા શેઠ દાદીભાઇને તા૦ ૮ મી નવેમ્બર ૧૮૧૮ ને દીને શામેલ કરી ખરશેદજી અરદેશરની કું. ને નામે વેપાર ચાલુ કીધો હતો.

શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠ ઇ. સ. ૧૮૩૬ માં શેઠ દાદીભાઇના મરણથી પોતાના બીજા દીકરા શેઠ અરદેશરને તા૦ ૭ મી નવેમ્બર ૧૮૩૯ ને દીને શામેલ કરી મેશર્સ હીગીન્સ એન્ડ કારડવેલ, જોન સકીનરની કુંપનીની દલાલી તથા પોતાનો મોટો વેપાર ચલાવતા હતા.

## અરદેશર દાદીભાઇના દીકરાઓની નબળી હાલત.

તા૦ ૩૦ મી જુલાઇ ૧૮૧૦ ના પોતાના જરનલમાં સર જેમ્સ મેકીનટોશ કહે છે કે "Dady's two sons seem to be in danger; most people are interested for them. The father was certainly best of our natives. On his death he particularly said that he hoped for my coutenance to his family. The alarm seems to be spreading in such a way that it may affect those who were thought the richest. Commercial credit is threatened and I should not wonder if the Parsis had seen their brightest days."

(મી૦ જીજીભાઇ આર. બી. જીજીભાઇ સાંજ વર્તમાન પટેટી અંક ૧૯૨૬)

અત્રેની 'ઇન્સ્યુરંસ (વીમા) સોસાયટીમાં શેઠો ખરશેદજી તથા જાંહગીર ૧૮૦૧ ના સાલથી જોડાયા હતા અને અને બંને ભાઇઓના નામ ઉપર (૧૮૨૦ માં) એકેક શેર હતો. એ઼મ્બે ઇન્સ્યુરંસ સોસાયટીના દર પંદર હજારની કીંમતના ૧૦૦ શેરો હતા તેમાં ૫૦ ઇંગ્રેજોના, ૫ ફીરંગીઓના, ૧૧ હીંદુઓના, ૨ મુસલમાનોના ત્યારે ૩૧ પારસીઓના હતા. આ સોસાયટીમાં

**ઇન્સ્યુરંસ સોસાયટીના ભાગીદાર**

શેઠ ખરશેદજી અ. દાદીનો તથા શેઠ જાહગીર અ. દાદીશેઠનો એકેક શેર હતો.

**જીંદગીની વીમાની કું. ના ભાગીદાર**

"ઓરએ લાઇફ ઇન્શ્યુરંસ કંપની"ને તા૦ ૧ લી મે ૧૮૨૩ ને દીને સ્થાપવામાં આવી હતી તેના દર દશ હજારના એકસો શેરો હતા તેમાં ૬૭ ઇંગ્રેજોના, ૫ ફીરંગીઓના, ૪ હિંદુઓના, ૨ મુસલમાનોના અને ૨૨ પારસીઓના હતા જે મધે એક શેઠ ખરશેદજી અરદેશર દાદીના નામ પર હતો.

પોતાના પીતાની હૈયાતીમાંજ (ઇ. સ. ૧૮૦૫ માં) 'એલીઝાબેથ' નામનું વહાણ શેઠો ખરશેદજી અને જાંહગીર અરદેશર દાદીના નામ પર હતું. ત્યાર પછી ૧૮૦૮ મા વાહાણ 'અપટન કેસલ' જે ૫૯૬ ટનનું હતું તે બને ભાઇઓની માલેકીનું નોધાયું હતું.

૧૮૩૧ માં વાહાણ 'પાસકોઆ' જે ૮૦૨ ટનનું હતું તે એ બંને ભાઇઓની માલેકીનું હતું. એક બીજું વાહાણ 'સ્કેલબી કેસલ' નામે ૧૨૭૪ ટનનું હતું ને ૧૮૩૮ માં ખરશેદજી અરદેશરની કુંપનીને નામે નોંધાયલું હતું.

મજકુર વાહાણ "પાસકુઆ," ઘણા વર્ષો સુધી સફર કર્યા બાદ છેલ્લી ખેપે ઇ. સને ૧૮૩૬માં ચીનથી મુંબઇ આવતા સીંગાપોરની બહાર "પેદર બ્રાંકો" નામના ખડક સાથે જોરમાં અથડાયાથી ત્યાંના બંદરની અંદર જઇને ડુબી ગયું હતું.

આ છેલ્લા વાહાણ વિષે શેઠ ખરશેદજીએ ફરમાવ્યું હતું કે તેને ભાડે અપાવવું કે તેમાં નોલ ઉપર માલ લેવો પણ તેને કદી પોતાના વેપાર કરવામાં રોકવું નહી.

**વહાણ પર શીખાઉઓને તાલીમ**

ચીનનો વેપાર કરનારા વહાણવટીઓની એક સભા તા૦ ૧૬ મી સપટેમ્બર ૧૮૩૩ ને દીને મળી હતી. તેમાં વેપારીઓના વહાણોના કપટાનો, માલમો, અમલદારો તથા ખલાસીઓના મુસારા તથા હકસાઇ વિગેરેને માટે ચોકસ બંદોબસ્તો કરી કેટલાક કાએદાઓ ઘડી કાઢયા હતા. તે સાથ એવું કહેવડાવ્યું હતું કે અત્રેની 'નેટીવ એડયુકેશન સોસાયટી'ના સેક્રેટરીથી તહેકીક કરી

જેવી જ્ઞાતના છોકરા સુકાનીના તથા વહાણોને લગતાં બીજાં કામો શિખવાને 'એપ્રેન્ટીસ' તરીકે રહેવાને ખાહેશ રાખે તેમને વહાણો ઉપર રાખી શીખવાની ઘટતી મદદ તથા ઉતેજન આપવું, આ બંદોબસ્ત છપાવી અત્રેના બારામાંના સઘળાં વેપારી વાહાણોના કેપટનો ઉપર મોકલ્યા હતા. સહી કરનારા વેપારીઓની કંપનીઓમાં ૧૭ ઇંગ્રેજ તેમજ દેશી કંપનીઓના નામો જોવામાં આવે છે તે મધે શેઠ ખરશેદજી અરદેશર દાદીની કંપની પણ સામેલ હતી.

**ચેમ્બર ઓફ કોમર્સના સભાસદ.**

મુંબઇ મધે તા૦ ૨૪ મી સપટેમ્બર ૧૮૩૬ ને દીને એક ચેમ્બર ઓફ કોમર્સ સ્થાપવા માટે અત્રેના યુરોપ્યન તથા દેશી વેપારીઓની એક સભા 'કસ્ટમ હાઉસ'માં મલી હતી તેજ દીને એ મંડળીના કાયદાઓ બાહાલ રાખવા બાદ ૭ ઇંગ્રેજો તથા ૩ પારસીઓની કારોબાર મંડળી નેમાઇ હતી જેમાં શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠની પણ નેમણુક થઇ હતી અને તેમની ખરશેદજી અરદેસર દાદીની કંપની એ મંડળીમાં બીજી આઠ પારસી વેપારી પહેડીઓ સાથ જોડાઇ હતી. આ મંડળીને દરેક મદદ આપવાને સરકારે કબુલાત આપી હતી.

ત્યાર બાદ તા૦ ૧ લી જાનેવારી ૧૮૩૭ ને દીને મજકુર ચેમ્બરની મળેલી સભામાં મુંબઇના ઇંગ્રેજ તથા દેશી વેપારીઓએ એક લખત ઘડી કાઢી એવું ઠેરાવ્યું હતું કે આવતી તા૦ ૧ લી ફેબરવારીથી અત્રેના દરેક વેપારીએ માલના વેચાણ તથા ખરીદીનાં નાણાં આપવા લેવાની મુદત બે માસને બદલે એક માસની રાખવી તથા બારદાનનો હિસાબ બરાબર જોખ ઉપરજ રાખવો.

આ લખત ઉપર ૧૧ પારસી પહેડીઓએ સહી કરી હતી તેઓમાં મેસર્સ ખરશેદજી અરદેશર દાદીની કુંપની પણ હતી.

**પાર્લમેન્ટ જોગ અરજી**

ઇ. સ. ૧૮૨૮ મી સાલના છેલ્લા દીવસે મુંબઇના જુદી જુદી દેશી કોમના મુખ્ય રહેવાસીઓએ ઇંગ્લંડ ખાતે સર ચાર્લ્સ રોબર્ટસ મારફતે ત્યાંની આમની સભા જોગ એક અરજી મોકલી તે મધે નીચલી ત્રણ માંગણીઓ કીધી હતી.

(૧) હિંદુસ્તાનના દેશીઓને પેટી જુરી માફક હવે ગ્રાન્ડ જુરીમાં બેસવાનો હક આપવો.

(૨) તેમને સુલેહના અમલદાર (જસ્ટીસ ઓફ ધી પીસ) નું માન આપવું.

(૩) માહેલા ખાતાંમાં ઇનસાફ ચલાવવાની રીતમાં સુધારો કરો અને તેમ કરી સતાવાળાઓની આપખુદીને આંકોશમાં મેળવી. આ અરજી ઉપર ૪૦ હિંદુ, ૫ મુસલમાન તથા જે ૫૦ પારસીઓએ આગેવાની લઇ સહીઓ કરી હતી તેમાં શેઠ ખરશેદજી અરદેસર દાદી પણ શામેલ થયા હતા.

**રૂની આયાત નીકાશ**

શેઠ ખરશેદજીની પહેડી રૂનો પણ વેપાર કરતી હતી. ઈ. સ. ૧૮૪૫ માં મુંબઇ ઇલાકામાં રૂની આયાત તથા નીકાશને લગતો નવો ધારો હિંદુસ્તાનની સરકારે બાંધ્યો તે ધારામાં કાંઇક ફેરફાર કરવા અને ખાસ કરી રૂ પાકવવાની જમીન પરનું દેણું ઓછું કરવા તથા ચીન ખાતે જતા રૂની જગાત ઉપર ઘટાડો કરવા માટે તા૦ ૪ થી ઓગસત ૧૮૪૫ ને દીને મુંબઇના રૂના વેપારીઓએ સરકારના સેક્રેટરી ઉપર એક અરજી મોકલી હતી તેમાં ૨૫ ઇંગ્રેજ ૨ હિંદુ અને ૧૦ પારસી પહેડીઓ શામેલ થઇ હતી જેમાં શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠની કુંપની પણ જોડાઇ હતી.

## અફીણની જગાતમાં વધારો.

માલવા અફીસની એક પેઠી મુંબઇમાં લાવવાની જગાત જે રૂ. ૧૨૫ ની હતી તે ૧૮૪૫ ની સાલમાં સરકારે વધારી રૂ. ૨૦૦ કરવાથી અત્રેના ઇંગ્રેજ તથા દેશી વેપારીઓએ તા૦ ૨૦ મી ઓગસ્ટ ૧૮૪૫ ને દીને એક અરજી ઇંગ્લંડમાં 'કોર્ટ' ઓફ ડીરેક્ટર્સ' ઉપર મોકલી એ જગાત ઓછી કરવા બાબે માગણી કીધી હતી. આ અરજી ઉપર મુંબઇના ૧૬૨ વેપારીઓએ સહી કરી હતી તેઓમાં ૮ પારસીઓ હતા, જેઓમાં શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠ પણ હતા.

## તેમના કારભારીઓ.

આ બંને દાદીશેઠ ભાઇઓની પહેડી ઓહોળો વેપાર ચલાવતી હતી. તેમના એક મુખ્ય કારભારી તેમનાજ ખેશી શેઠ બહેરામજી રૂસ્તમજી રાણા (૧૭૮૩–૧૮૩૮) હતા, જેવણ તેઓના પીતા શેઠ અરદેશર દાદીભાઇની પહેડી પર પણ કારભારી તરીકે ઉપયોગી નીવડયા હતા.

# પ્રકરણ ૨૨ મું.

—:o:—

## ખરશેદજી અરદેશર દાદી પંચાતના અકાબર. તેમના ધર્મી કામો.

શેઠ ખરશેદજી અરદેશર દાદી પણ પોતાના માનવંત બાપ બપાવા મિસાલ મુંબઇની પારસી પંચાતના એક અકાબર હતા.

તા૦ ૪ થી મારચ ૧૮૧૮ ને દીને શમશત અંજુમન શેઠ દાદીભાઈ નોશીરવાનજીનાં આંદરાન મધે મલી હતી જ્યાં એવું ઠેરવ્યું હતું જે આજ લાંબી મુદત થઇ (ઇ. સ. ૧૭૮૭ ના ગવરનર બોડામના ઠરાવ મુજબ) આપણી કોમને લગતા બંદોબસ્તો તથા ઘેરગતુ કજીયાઓનો ચુકાદો પંચાતથી થતો આવ્યો છે, તથા પંચાતમાંથી બાર જણાને ચુંટી કાઢી, તેમને સરકાર તરફથી પંચાતના અધિકારીઓ તરીકે મુકરર કરવામાં આવ્યા હતા તેઓમાંથી હરકોઇ બે જણા આપણી કોમને લગતા ટંટાઓ સાંભલી તેનો નીવેડો લાવતા હતા. તેઓના મરણ પછી તેઓનાં ફરજંદો આએ પ્રમાણે ચલાતા હતા. પણ તેઓમાંનાબી ઘણાઓ મરણ પામવાથી તથા આપણા લોકોની વસ્તી વધવાથી ઘણાઓ પંચાતના આગલા બંદોબસ્તોથી ઉલટા ચાલે છે. તેટલા માટે એ રોજે અતરે શમશત અંજુમન મલી ઠેરવ્યું છે કે બાર બેહદીનો તથા ૭ મોબેદો મલી ૧૮ જણની એક પંચાત હવેથી આપણી કોમને લગતા ઘેરગતુ કજીયાઓ સાંભલવા તથા તેમનો નીવેડો લાવવાને માટે મુકરર કરવી. તે મુજબ નીચલા ૧૮ ગ્રહસ્થોને પંચાતના અધિકારીઓ તરીકે નેમ્યા હતા.

### બેહદીનો.

દાવર ફરામજી નાનાભાઇ
વાડીઆ જમશેદજી બહમનજી
વાડીઆ હોરમજજી બહમનજી
**શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠ**
શેઠ ધનજીભાઇ શોરાબજી દાદીશેઠ

શેઠ ફરામજી કાવસજી બનાજી
મોદી શોરાબજી વાછા ગાંધી
શેઠ બરજોરજી દોરાબજી દાદીબરજોર
શેઠ દાદાભાઇ કાવસજી સાહેર
શેઠ ખરશેદજી માણેકજી સરાફ
શેઠ પેશતનજી ભીખાજી પાંડે
શેઠ નવરોજજી મેહરજી

## મોબેદો

દસ્તુર ખરશેદજી જમશેદજી જામાસ્પઆશાના
દસ્તુર મુલ્લા ફીરોજજી કાઉશજી
આ. મહેરવાનજી નવરોજજી શેઠના
આ. રૂસ્તમજી શાપુરજી શેઠના
પંઠકી દોરાબજી ફરામજી
આ. હોરમજજી દોરાબજી લશકરી

એઓ પંચાતને લગતું કાંઇબી કામકાજ હશે તે સાથે એકઠા મલીને કરશે. પણ કાંઇ નજીવી બાબદના ટંટાઓ હોય તે અટકાવવાને ઢીલ ન થાય માટે જેમ આગલ શેઠ જમશેદજી બહમનજી વાડીઆ તથા શેઠ ફરામજી નાનાભાઇ દાવર ચુકવતા હતા તેમ તેઓ ચુકવે. પણ જ્યારે જરૂર પડે ત્યારે પોતાની સાથે બીજા બે ચાર અધિકારીઓને સામેલ કરે.

વળી અંજુમને એવું ઠેરવ્યું હતું કે

૧. આજથી કોઇ ધણીએ પંચાતની પરવાનગી શિવાય પોતાની જીવતી ઓરત છતાં બીજી ઓરત કરવી નહીં.

૨. ઠેરવેલા દસ્તુર તથા તેમના તાબા હેઠલના મોબેદ સિવાય બીજા કોઇ એવી પરવાનગી મેળવી બીજી બાયડી કરનારના આશીર્વાદ ભણે નહીં.

૩. જે કોઇ મા બાપો પોતાની દીકરીને સાસરે નહી મોકલશે અથવા જે સાસુ સસરાઓ પોતાની વહુને નહી તેડાવશે

તેની ફરીયાદ પંચાત સાંભળી ઘટતા હુકમો કરશે અને જો કોઈ તે હુકમ તોડશે તેને સજા કરવામાં આવશે.

**વલસાડની અંજુમનની ફરીયાદ**

ઇ. સ. ૧૮૨૦ માં વલસાડની જરથોસ્તી અંજુમન તરફથી એક ફરીયાદ લખાઇ આવી હતી કે ત્યાંના કોઇ મોબેદે એક પરણેલી ઓરતને તેનો ખાવીંદ હૈયાત હોવા છતાં વલસાડથી મુંબઇ લાવી તેની સાથ નાતરૂં કીધું અને જણાવ્યું હતું કે અમારે ત્યાં ઇંગ્રેજી અમલ થયા પછી એ રીતે વાત ઘણી બહેકી છે માટે એ બાબે ઉપાય લેવો. આ બાબે વિચાર ચલાવવા મુંબઇની શમસ્ત અંજુમનની સભા દાદીભાઇ નોશરવાનજીના આતશબહેરામમાં મળી હતી જ્યાં અંજુમને એવું ઠેડવ્યું હતું કે વલસાડમા આ રીતે કહે છે તે જાણે મઝદકી દોર ચલાવ્યા જેવું છે માટે આ કામમાં જેઓ શામેલ હોય તેમને ન્યાત બહાર કાઢવા અને મજકુર મોબેદ સામે કોર્ટમાં દાવો લડવો અને તે માટેના ખરચમાં પોતાની મદદ આપવાને જણાવ્યું હતું અને તે ઉપરાંત એવી સુચના કીધી હતી કે જેઓએ આ અપરાધમાં મદદ કીધી હોય તેમને નાહન નવાડી તેઓની પાસે પશેમાનીની પતેત કરાવવી. આ અંજુમન તરફના પત્ર ઉપર શેઠ ખરશેદજી અરદેશર દાદીની પણ સહી જોવામાં આવે છે.

**સાતે ગામોનું ખત**

શેઠ અરદેશર દાદીના મરણ પછી ૯ વરસે એટલે તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૧૯ ને દીને તેમના દીકરાઓ શેઠો ખરશેદજી અને જાંગીર અરદેશર દાદીને સરકારથી બદલામાં મળેલા સાતે ગામોનું ઈસ્ટ ઇંડીઆ કું. તરફથી અત્રેની સરકારના સેક્રેટરી મી૦ ડબલ્યુ. ન્યુનહામની સહી સુધાતું એક "દીડ ઓફ કનવેઅન્સ" કરી આપવામાં આવ્યું હતું. એ ગામોમાંના કેનેરી, મલાહર, તુલસી અને એરૂ એ ચારે ગામો શેઠ ખરશેદજીને હીસ્સે આવ્યા હતાં. (જે ઇ. સ. ૧૮૬૯ માં તેમના છોકરાની કંપનીના ભાગવાથી વેચી નાંખવામાં આવ્યા હતાં અને તે એક ખોજા ગૃહસ્થે ખરીદ કીધાં હતાં.) બાકીના ત્રણ ગામો શેઠ જાંગીરજીને હીસ્સેના તેમના ત્રણ દીકરાઓ શેઠો હોરમસજી, શોરાબજી તથા દાદીભાઇ દાદીશેઠના હસ્તકમાં હતાં અને હાલ તે પણ પારકાને વેચાઇ ગયાં છે.

મરહુમ શેઠ અરદેશરનાં વહીવટનો જ્યારે ફડચો થયો ત્યારે બેઉ ભાઇઓ ખરશેદજી તથા જાંગીરજી એ ફડચો કરનારાઓ પાસેથી છાસતીના સાતે ગામો, ઉપરાંત કોટ માંહેલા કુટુંબોને રહેવાના મોટા ઘેરાબી વાજબી કીંમત આપીને વડવાઓના નામને સજીવન રાખવાના હેતુથી ખરીદ લીધાં હતાં.

**ફડચામા રાખેલા ગામો**

## ધારમીક મકાનો.

શેઠ અરદેશર દાદી પછી તેમના વડા દીકરા શેઠ ખરશેદજી અરદેશર દાદી તેમની માફક કુટુંબી સખાવતી મકાનોનો વહીવટ કરતા હતા.

દાદીશેઠ ખાનદાનના ધરમ ખાતાં સંબંધ બાઇ માણેકબાઇ અને તેમના જેઠ મી. ખરશેદજી અરદેશર દાદી સાથે ૧૮૩૭ નાં સાલમાં વાંધો પડવાથી તા. ૧ લી જુલાઇ ૧૮૩૭ ને દીન એક ફારગતી કરી બાઇ માણેકબાઈએ શેઠ ખરશેદજી અરદેશર દાદીની તરફેણમાં તેમના વડીલો ના ધર્મ સ્થળોનો વહીવટ સોપ્યો હતો.

**ફારગતી.**

## માહાલક્ષ્મીની જમીન.

મરહુમ શેઠ અરદેશર દાદીની માલેકીની જમીન જે માહાલક્ષ્મી ભણી હતી તેનો પ્લાન તેમના વીલના એકઝીકયુટરો શેઠો ખરશેદજી અરદેશર અને ધાકજી દાદાજીએ ૧૮૩૯ ના સાલમાં મુંબઇના કલેકટરને ત્યાં રેજીસ્તર કર્યો હતો જે બાબેનો પત્ર હેઠળ આપયો છે. (એ પત્ર ૧૮૪૯ ના સાલમાં તે વેળાની સુપ્રીમ કોર્ટ મધેના એક મુકદમામાં દાખલ કરવામાં આવેલો દીશે છે.

# PLAN OF MAHALUXMI GROUND

Memo showing the present disposition of charitable ground at Mahaluxmi

| Ground occupied by different temples | sq yds | No. |
|---|---|---|
| 1. Mahaluxmi temple | 209 | 24 |
| 2. Dhakleshwar | 2297 | 25 |
| 3. Kalkadevi | 230 | |
| 4. Noodani Bawa | 225 | 26 |
| Annaji Meetra | 164 | 27 |
| | | 28 |
| | | 29 |

No. 1316 of 1839

TERRITORIAL DEPARTMENT REVENUE

To,

CURSETJEE ARDASEER, ESQRE
DHAKJEE DADAJEE ESQRE
Executors of the late Ardaseer Dady.

GENTLEMEN,

I am directed by the Hon'ble the Governor in Council to acknowledge the receipt of your letter to the address of Mr. Acting Secretary Boyd, dated the 6th December last, and in reply to acaquaint you that the Collector of Bombay has been authorized to Register the plan of the Ground at Breach Candy therein appended to.

2nd. The plan which accompanied your letter is herewith returned.

I have the honour to be
Gentlemen
Your most &c.

Bombay Castle
18th April 1839

(Endorsed on the back)
Supreme Court Bombay Equity Side
Augustus Smith Lesmessurier Esqre & others
vs
Parvvotteeboye widow & others

Produced and Regd. for Information at the hearing this 21st November 1849.

Wm. MAYHEW
Registrar.

આ માહાલક્ષ્મીની દાદીશેઠ કુટુંબની જમીનની વચ્ચે માહાલક્ષ્મીનો રસ્તો પસાર થતો હતો જે શેઠ દાદીભાઇ નોશરવાનજીએ ખાસ પોતાને માટે સ્વાધીન રાખ્યો હતો. એ જમીનની પશ્ચિમ તથા પૂર્વ તરફ બાગની બાજુ જગ્યા હતી અને એ બાગની લગોલગ પશ્ચિમે કુંપની સરકારનું તોપખાનું હતુ અને તેની પશ્ચિમે સર જમશેદજી જીજીભાઇની મીલકત આવી હતી. કહે છે કે દાદીશેઠવાલી માહાલક્ષ્મીની જમીનનો એક ટુકડો નામદાર સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ ને વગર કીમતે આપવામાં આવ્યો હતો, સર જમશેદજી તે જગા ઉપર બંગલો બાંધી ત્યાં વાડીએ જતા હતા, ત્યાં તેમના બેટા શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇનો પણ બંગલો હતો. એ બંગલો હાલ કોહલાપુરના માહારાજાના હાથમાં આવેલો કહેવાય છે આ જમીન સંબંધ એવી શરત કરવામાં આવી હતી કે તે ઉપર હિંદુઓ પોતાનું દેવાલય બાંધે તે પહેલાં દાદીશેઠ કુટુંબની પરવાનગી મેળવવી.

**દોખમા સામેની શગડી.**

તા૦ ૨૬ મી માર્ચ ૧૮૩૦ ને દીને મુંબઇ મધે ચોપાટીના ડુંગર ઉપર દોખમાઓની સામે એક મોટી પથ્થરની સગડી અતરેવાલા શેઠો હોરમજજી અને માણેકજી દાદાભાઇ સાહેરે પોતાના બાવા મરહુમ શેઠ દાદાભાઇ કાવસજી સાહેરની નઇયતે પરઠાવી હતી. આ વેળાએ ત્યાં થએલી જશનની ક્રીયામાં જરથોસ્તીઓની એક મોટી ઠઠ મળી હતી. તે ક્રીયા પૂરી થવા બાદ મજકુર શેઠો તરફથી એક અંજુમન પત્ર વંચાવવામાં આવ્યો હતો તેમાં એક શગડી બાંધવા માટે પંચાતના સાહેબોએ પોતાના હસ્તકની જમીનમાંથી થોડીક જગા તથા શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠે પોતાના માતાજી બાઇ બચુબાઇના ડુંગરમાંથી થોડીક જગા ધરમખાતે આપી હતી, તેમજ શેઠ બહમનજી હોરમજજી વાડીઆ તથા મરહુમ શેઠ હીરજી જીવણજી રેડીમનીની બેટી બાઇ સુનાંબાઇએ પોતાની વાડીની દેવાલો ભાંજી એ શગડીનાં બાંધકામને માટે કુવા તથા તલાવોનું પાણી લેવા દીધું, તથા એને લગતો શામાન અને ગાડાંઓ જવાને પોતાના ગડકા તથા છાપરાં ભાંજીને રસ્તો આપ્યો તે માટે એ સર્વ સાહેબોનો ઉપકાર માન્યો હતો, તથા એ શગડી પંચાતના ત્રસ્ટીઓને સ્વાધીન કીધી હતી. એ પછી એજ દીને બપોરના એ શેઠો તરફથી કોટ માહેલી મરહુમ માણેકજી શેઠવાળી

વાડીમાં ન્યાતનું જમન કીધું હતું ત્યાં જમવાને સર્વ અનજુમન ગયું હતું. એ શગડીમાં નીચલી તખ્તી એક મોટા પથ્થરપર કોતરેલી છે:-

"બનામે યઝદે મહેરબાન."

"બેહેશતી દાદાભાઇ કાવશજી શાએરનાં ઉઠમનાંને દને એવણુના છોકરાવોએ તે બેહેશતીનાં રવાનનાં શવાબને વાશતે તંદરોશતી પઢાવી હતી જે શ્રી મુંબઇનાં દોખમાંના ડુંગર ઉપર શગડી એ બેહશતીની નઈએતે બંધાવીશું. તે કારણુસર માજદીઅશની દીનના અંજુમનના સાહેબોને અરજ કીધાથી એ જગા બતલાવી તેથી શેઠ દાદીભાઇ નશરવાનજીનાં ડુંગર ઉપરની થોડી જમીન તથા થોડી પારસીની અનજુમનના ડુંગરની જમીન લઇને મેલવીને આએ શગડીનું કામ જરતોસ્તી લોકોની અનજુમનને વાશતે શરૂ કીધું તે રોજ ૨૬ મો આશતાદ માહ ૭ મો મેહેર મઇનો કદમી શને ૧૧૯૯ ઇઆજદજરદી શંવત ૧૮૮૬ નાં વરખે ચઇતર શુદ ૨ ને વાર શુકરે તારીખ ૨૬ મી મારચ શને ૧૮૩૦ ઇશવીને દીને તમાંમ થાઇઉં ને એ દીનેથી એ શગડીની એમારત જરતોશતી ટોળાની અનજુમનને હવાલે આપી છે."

### દસ્તુર માટે મકાન.

આતશબહેરામના દાદીશેઠ કંપાઉંડમાં કદીમ ટોળાના વડા દસ્તુરને રહેવા માટે એક મકાન એ પવિત્ર મકાનના મુતવલી તરફથી આપવામાં આવ્યું હતું.

### આતશબહેરામની દીવાલ.

શેઠ ખરશેદજી અરદેશરે રૂ. ૧૨ હજારને ખરચે આતશબહેરામની આસપાસ દીવાલ બંધાવી હતી.

### નિભાવ.

શેઠ ખરશેદજી અરદેશરના વખતમાં આતશબહેરામના નિભાવ માટેના ઘરોનાં ભાડાંની હરાજી થતી હતી.

### કદમી ગાહમ્બાર ફંડ

આગલ જણાવ્યુ તેમ શેઠ ખરશેદજી પોતાના પીતાએ સ્થાપેલાં કદીમ ગાહમ્બર ફંડના એક ટ્રસ્ટી હતા અને એ ફંડ તેમની પહેડીના હસ્તકમાં હતું.

**કુવા**

શેઠ ખરશેદજી અરદેશરે ચોપાટી એસ્ટેટ ઉપર એક કુવો (ટાંકુ) બંધાવ્યો હતો.

**તેમની વાડી**

શેઠ ખરશેદજી અરદેશરની જમીન (વાડી) દાદીશેઠના આતશ બહેરામની પૂર્વે હતી જેને 'Oart Gatewady' કરીને કહેતા હતા.

**બેટાના ઉઠમણામાં સખાવત**

તા૦ ૨૬ મી અક્ટોબર ૧૮૩૬ ને દીને શેઠ ખરશેદજીના બેટા શેઠ દાદીભાઇ જેવણુ ૨૨ વરસની ભર જવાન વયે ગુઝર્યા હતા તેમના ઉઠમણાની મીજલસમાં શેઠ ખરશેદજીએ રૂ. ૧૫૦૦ કદીમ ગાહંમ્બાર ફંડમાં તથા રૂ. ૨૫૦) પંચાત ને લગતાં આધલાં પાંગલાનાં ફંડમાં તથા રૂ. ૨૫૦) નાવારેસ ઈરાનીઓના ધર્મ ખાતાંમાં આપ્યાં હતા.

**દોખમાનો ટાણો**

ઇ. સ. ૧૮૩૧ ના સાલમાં મુંબઇ મધે શેઠ ફરામજી કાવસજી બનાજીએ પોતાની બેટી બાઇ દીનબાઇના પુન માટે બંધાવવા માડેલાં દોખમાનો તાણો પુરવાની ક્રિયા કરવામાં આવી હતી. આ વેળા ડુંગર ઉપર ૧૦ થી ૧૨ હજાર પારસીઓ ભેગા મળ્યા હતા. આ પ્રસંગે મેળાવડાની મેનીજમાં શેઠ ફરામજી બનાજીની સાથ પંચાએતના બીજા અકાબરોમાં શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠે "સારો દહાડો કમર બાંધી મહેનત લીધી હતી."

**દોખમાંની પછવાડેનો રસ્તો.**

શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠે ઇ. સ. ૧૮૩૬ માં પોતાના ધણીયાણી બાઇ ભીખાઇજીનાં ઉઠમણાને દીતે ચોપાટીના ડુંગર ઉપરના દોખમાની પછવાડેની ખંબાલા હીલ તરફની એ બાઇની માલેકીની જગામાંથી એક ગાડી જાય તેટલો રસ્તો આપણી કોમને વાપરવાને સારૂં ધરમખાતાંમાં આપ્યો હતો. આથી જે લોકોને ચહડવાની અડચણને લીધે ધરમની ક્રયાના કારણસર તે જગોએ જવાને બનતું ન હતું, તેમને જવાને બની આવ્યું હતું. ગાડી છેક ઠેઠ જવા લાગી એટલે પછી કોઇને કશી રીતે અડચણ પડી નહી અને કોમનો જે રસ્તો હતો તે ચહડવાને તેથી હવે ઘણો ફાયદો થયો છે.

એજ ઉઠમણામાં શેઠ ખરશેદજીએ રૂ. ૧૦૦૦ ની રકમ કદીમ ગાહમ્બારના ફંડમાં, રૂ. ૫૦૦ પંચાતને આંધળા પાંગલાના ફંડમાં તથા રૂ. ૫૦૦ નાવારેસ ઇરાનીઓના ધર્મખાતાંમાં આપ્યા હતા.

## નવું દોખમું.

મુંબઇમાં જરથોસ્તીઓની વસ્તી વધવાથી એક નવું દોખમું બાંધવાની શરૂઆત થતાં તેના ફંડમાં શેઠ ખરશેદજી અરદેશર દાદીએ રૂ. ૭૦૦) આપ્યા હતા.

બાઇ ભીખાઇજી ખરશેદજી અરદેશર દાદીશેઠ રોજ ૧૯ માહ ૨ જો (ક) ૧૨૦૬ (તા૦ ૧૮ મી અકટોબર ૧૮૩૬) નેદીને ગુજરયાં હતાં.

## કદમી કમીટી.

ઈ. સ. ૧૮૨૬ માં ભરૂચવાલા દસ્તુર અસપંદયારજી કામદીનજીએ 'કદીમ તારીખ પારસીઓની કસર' બાબે કેતાબ છપાવી પ્રગટ કરી જણાવ્યું હતું કે કબીશો જરતોસ્તી દીનમાં જાએજ છે. આ ઉપરથી અત્રેના કદમી અને શહેનશાહીઓમાં ભારે તકરાર પાછી જાગૃત થઇ હતી. અને એ તકરાર રીતસર ચલાવવા માટે થોડાક આગેવાનોની એકેકી જુદી કમીટી મુકરર થઇ હતી. કદમીઓની તરફની કમીટીમાં મુલ્લાં ફીરોઝ સાથ ભાઇઓ ખરશેદજી તથા જાંગીરજી અરદેશર દાદીની પણ નેમણુક થઇ હતી.

**મુંબઇની પંચાતમાં ખાતુ**

શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠ તથા તેવણનાં ધણયાણી બાઇ ભીખાજીના પુનને વાસ્તે સર કાવસજી જાહાંગીર નાઇટ સી. એસ. આઇ. એ મુંબઈની પારસી પંચાતમાં ખાતું (નં. ૨૨૭) પડાવ્યું છે. એવણે રૂ. ૧૦ હજાર આપ્યાં તેમાંથી અરધું વ્યાજ હાલ મુંબઇના ગરીબ લાચારોના ફંડ નં. ૧૫ ખાતે અને અરધું અવસ્તા નીશાલ ફંડ (૩૬ માં) ખરચવામાં આવે છે.

ઇ. સ. ૧૮૨૮ માં ૧૮ પારસીઓને 'ગ્રાન્ડ જુરર' નેમવામાં આવ્યા હતા તેઓ મધે બંને ભાઇઓ ખરશેદજી તથા જાંગીરજી અરદેશર દાદીશેઠને પણ નેમ્યા હતા.

આ બાબે પાર્લામેન્ટમાં ધારો પસાર કરાવવા માટે ઉપકાર માનવા સારૂં ૧૮૩૩ માં મુંબઇના દેશી રહેવાસીઓની સભા ભરાઇ હતી અને ત્યાં પસાર થયલા ઠરાવ મુજબ એક ઉપકાર–પત્ર ઘટતે ઠેકાણે મોકલવામાં આવ્યો હતો. તે પત્ર ઉપર શેઠ ખરશેદજી તેમજ તેમના બેટા દાદી ખરશેદજી દાદીએ સહીઓ કરી હતી.

**મુલ્લાં ફીરોઝ કેતાબખાનુ**

મુંબઇના કદીમ જરથોસ્તીઓના નામીચા વડા દસ્તુર મુલ્લાં ફીરોઝ ૧૮૦૩ માં મરણ પામ્યા તે વખતે પોતાનુ કીમતી કેતાબખાનુ સર્વ લોકોને વાપડવાને જાહેરમાં ખુલ્લુ રાખવાને કદીમ અંજુમનનાં સાહેબોના સ્વાધીન કરી ગયા હતા, તે કેતાબખાનુ તા૦ ૧૮ મી ઓગસ્ટ ૧૮૪૨ ને દીને એક લેખ કરી તે ઉપર ૧૭ જરતોસ્તીઓએ સહી કરી સ્વાધીનમાં લીધું હતુ, જેઓ મધે દાદીશેઠ ખાનદાનના શેઠો ખરશેદજી અરદેશર દાદીશેઠ, અરદેશર ખરશેદજી દાદીશેઠ તથા હોમજી ખરશેદજી દાદીશેઠ પણ હતા. એ કેતાબખાનું દાદીશેઠના આતશબહેરામની સામે કદમી દસ્તુરને રહેવાના ઘરના આગલા દીવાનખાનામાં 'મુલ્લા ફીરોજ કેતાબખાના'ને નામે સર્વ લોકોને વાંચવાને ખોલ્લું મેલ્યું હતું. તેની કેતાબો હાલ કામા ઓરીયેન્ટલ ઇન્સ્ટીટયુટમાં રાખેલી છે.

### તેમના બેટી બાઇ ગુલબાઇનુ ઉઠમણુ

ઇ. સ. ૧૮૪૮ માં (રોજ ૧૦ માહ ૫ (ક) ૧૨૧૭) બાઇ ગુલબાઇ તે શેઠ માણેકજી લીમજી બનાજીના ધણયાણી તથા શેઠ ખરશેદજી અ. દાદીશેઠના બેટીના ઉઠમણામા તેમના ખાવીંદ તથા બાવાએ મલી રૂ. ૧૮૫૦ ની રકમ ધરમ ખાતાંઓમાં આપી હતી.

### સુલેહના અમલદાર

તા૦ ૧ લી માર્ચ ૧૮૩૪ ને દીને મુંબઇના નામદાર ગવરનર કયેરે ૮ પારસીઓને સુલેહના અમલદાર ઠેડવ્યા હતા તેઓ મધે શેઠ ખરશેદજી અરદેશર પણ હતા.

**રોયલ એશીયાટીક સોસાઇટી**

શેઠ ખરશેદજી અરદેશરને, રોયલ એશીઆટીક સોયાયટી ઓફ ગ્રેટબ્રીટન એન્ડ આયરલંડના ઇ. સ. ૧૮૩૭ મા નોન–રેસીડટ મેમ્બર તરીકે ચુંટી કાઢયા હતા. એ મંડળીમાં એ રીતે નામ દાખલ કરવા માટે ઇંગ્લંડના પેહલે વાગેના ૩૫ ગ્રહસ્થોની સહીનો એક ભલામણ–પત્ર મોકલવો પડતો હતો તથા તેમાં દાખલ થવાની

રકમના ૨૫ પાંઉંડ તથા મેમ્બર તરીકે પા પાઉંડ આપવા પડતા હતા. એ વેળા નીચલા પારસી ગ્રહસ્થો એ મંડળીના નોન–રેસીડંટ મેમ્બર હતા:–શેઠો જમશેદજી જીજીભાઇ, ફ્રામજી કાવશજી બનાજી, દાદાભાઇ પેસ્તનજી વાડીઆ તથા બેહમનજી ભીખાજી ચીનાઇ.

**જેનરલ પોટીનજર ને નાચ પાર્ટી**

૧૮૪૪ ના સાલમાં ચીન મધેના બ્રીટીશ વેપાર ખાતાંના વડા તથા હોંગકોંગના માજી ગવરનર અને કમાન્ડર–ઇન–ચીફ જેનરલ પોટીનજર પોતાને વતન ઈંગ્લંડ જવા અત્રે આવ્યો હતો. તેને અત્રેના ચીન સાથે વેપાર ચલાવનાર ૪૧ પારસી ગ્રહસ્થો એ ઉઘરાણું કરી એક ઝયાફત તથા નાચ પાર્ટી પરેલ ખાતે લાલબાગમાં આપી હતી. તે આપનારાઓમાં શેઠ ખરશેદજી અરદેશર તથા તેમના બેટા અરદેશર ખરશેદજી દાદીશેઠે પણ ભાગ લીધો હતો.

## સર જમશેદજી જીજીભાઇ ત્રાન્સલેશન ફંડ

૧૮૪૨ માં પહેલા સર જમશેદજી જીજીભાઇને નાઇટનો ખેતાબ મળ્યો તેની ખુશાલીમાં એક ફંડ ઉભું થયું હતું તેનું નામ ‘સર જમશેદજી જીજીભાઇ ટ્રાન્સલેશન ફંડ’ રાખી તે ટ્રસ્ટીઓને સ્વાધીન કરવામાં આવ્યું હતું. આ ફંડ ખાતે તે વેળા એકંદર રૂ. ૧૬૮૪૬ ભરાયા હતા જે મધે શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના રૂ ૫૦૦ હતા.

**સરકાર શું વ્યાજ ભરતી!**

તે વેળા મુંબઇ સરકારની નાણા સંબંધી હાલત સારી ન હતી. સરકારી જાહેરનામાંઓ ઉપરથી જણાય છે કે સરકાર તે વખતમાં ૮–૧૦ અને ૧૨ ટકાના વ્યાજ સુધી નાણું ઉંછીનું લેતી હતી અને વેલાતની હુંડીની મુદત લખી તારીખથી ૫૪૩ દહાડાની હતી.

**ઇ. સ. ૧૮૦૨ ના સાલની તવારીખ.**

૧૮૦૨ ના સાલમાં મુંબઇના ગવરનરની કાઉન્સીલ મધે એ સિવાય સરકારી મોટા અમલદારો સીનીયર મર્ચંન્ટ (વેપારી) અને જુનીયર મર્ચંન્ટસ તરીકે ઓળખાતા હતા. કારણકે તે વખતે ઇસ્ટ ઇંડીઆ કું. આ દેશ મધે રાજ ચલાવતી તે સાથ વેપાર પણ કરતી હતી.

પોસ્ટ આફીસ મધે માત્ર બુધવાર અને શનીવારને દહાડે દેશાવરથી આવેલાં કાગળો લોકોને આપતા હતા.

ટપાલની રૂઢી– એક તોલાના રૂા. ૨૦.

મુંબઇથી કલકતા ખાતેના મેલમાં નાખેલું કાગળ મોકલવાનો ખરચ ૧) રૂપીયો અને ૧૨) આનાનો હતો, અને કેપને રસ્તે વાંહાણોમાં ઇંગ્લંડ કાગળો જતાં હતાં, પણ તે ઉપરાંત કોઇ ને ઘણું અગતનું કામ હોએ તો દર મહીને બશરા તથા ઈસટમબોલને રસતે ઇંગલાંડ મોકલવા સારૂ સેક્રેટેરીઅટમાંથી મેલ જતો હતો જેનો પોસ્ટ ખરચ પાઆ તોલાની અંદરનાં એક કાગજનો રૂ. ૧૦), અરધા તોલાનાં કાગજનો રૂ. ૧૫), અને એક તોલાના વજનનાં કાગજનો રૂ. ૨૦) એ રીતે આપવો પડતો હતો. મુંબઇની માંદવીની જગાત વીશે એવો કાએદો હતો કે ઇસટ ઇનંડીઆ કંપનીનાં બારકસોમાં જો માલ આવે તો ચીનથી આવેલા માલના ભરતીઆં ઉપર શેંહકડે ૨૦) ટકા વધારવા અને યુરોપથી આવેલા માલના ભરતીઆં ઉપર ૬૦ ટકા વધારવા અને પછી તે ઉપર શેંહકડે રાા ટકાની જગાત લેવી. એ વખતમાં ઇંગરેજ સરકારની પરવાનગીથી ગોલામોનો ધંધો ચાલું હોએ એવું દેખાય છે, કાયકે માંદવીની જગાતના એક કાએદામાં લખેલું છે કે કોઇ ધણી બીજા દેશથી ગોલામને લઇ આવે તો દર એક ગોલામ દીઠ રૂ. ૧૦૦ જગાતના લેવા. આગલા વખતમાં મુંબઇ મધે દેશી કુટુંબોમાં ગુલામો રાખવાનો રવાઇઓ ઘણો ચાલતો હતો. તેઓને એજ પ્રમાણે જગાત આપી છુટથી લાવીઆમાં આવ્યા હશે. (શેઠ સોરાબજી બંગાલીનું લખાણુ બોમ્બે કુરીઅર ૧૮૦૧ માંથી રાસ્ત ગોફતાર તા. ૪ થી અકટોબર ૧૮૬૮ ના અંકમાં (જુવો ચુંટી કાડેલાં લખાણો, કર્તા–મરહુમ શેઠ શો. શા. બંગાલી. દફ. ૨ જી.)

# પ્રકરણ ૨૩ મું.

—:o:—

## શેઠ ખરશેદજી અરદેશરના મરહુમ પીતા અરદેશર દાદી તરફની મીલકતો.

**શેઠ અરદેશર દાદીના મરણ પછી** કયાં કયાં મકાનો તેમના વારસોના હાથમાં આવ્યાં હતાં?

---

૨૪ બંગલાઓ, ઘરો વખારો વિગેરેની એક મોટી ટીપ.

---

શેઠ અરદેશર દાદી પોતાના વારસોને માટે પોતાની પાછળ મુંબઇ મધે કમમાં કમ બે દજન નીચલી કીમતી સ્થાવર મીલકતો મેલી ગયા હતા, જેમાંની કેટલીક વિષે અત્રે પાને ૧૨૩ મે ઇશારો કીધો છે.

૧ કોટ કાવસજી પટેલ સ્ટ્રીટ મધે નં. ૨ વાળું ઘર જેમાં શેઠ અરદેશર દાદીનું કુટુંબ રહેતું હતું.

**સાંસુસીવાળું મોટું ભાયખલેનું મકાન.**

૨ ભાયખલા મધેનું મહેલ જેવું મોટું સુંદર મકાન જે 'સાં સુસી' એટલે (જંજાલ વગરનું, શાન્તીવાળું) નામે ઓળખાતું અને હાલ પણ ઓળખાય છે અને જે પાછળથી સાંસુનવાળાઓની મીલકત થઇ હતી અને જ્યાં હાલ ડા. માસીનાની હાસ્પીટલ આવી છે. આ મકાન સાથ ૨૧૩૩૩ ચોરસવાર કંપાઉન્ડની જમીન આવી હતી જેની આસપાસ પથરની દીવાલ હતી. વાંચનાર જાણીને અજબ થશે કે એ મકાન તે વેળા ફકત રૂ. ૨૦૦ ને માસીક ભાડે આપ્યું હતું. આજે તેની કીંમત અને તેનું ભાડું કેટલું મોટું આવી શકે તે સમજી શકાશે.

૩ ઉપલાજ મેહેલની પછવાડેની ૧૨૧૦૦ ચોરસવારની જમીન, ઝાડપાન સાથની (અને વળી તેની નઝદીક એક બાગ તથા તે મધેનું એક નાનું ઘર) જે 'ફુલ-વાડી'ને નામે ઓળખાતી અને જેનો વીસ્તાર ૧૪૭૧૫ ચોરસવાર હતો.

૪ વળી ઉપલીજ 'સાંસુસી'વાળી જગાના તબેલાની પછવાડેની ૧૩ હઝાર ચોરસવાર જમીન જેની ઉપર ૯૦૦ ખજુરીના ઝાડ હતાં.

૫ મલબાર હીલ ઉપર ગોવાળ્યા તળાવની નઝદીકનું મોટા ભાગ સુધાંનું મકાન જે રીટ્રીટ (Retreat)ને નામે ઓળખાતું અને જેમાં રૂ. ૧૭૫ ને માસીક ભાડે મી. શેટન રહેતા હતા. તે જમાનામાં મલબાર હીલ પર બહુજ જુજ બંગલા બંધાયા હતા.

૬ ઉપર (પાને ૧૨૪ મેએ) જણાવેલી કોટ મધે ફોબ્સ સ્ટ્રીટ મધે આવેલી પોહોલી ચોલી ઇમારતોથી બનેલા ગંજાવર હવેલી, જેનું નામ 'દાદી બીલ્ડીંગ' હતું ને ત્યાં તેની પૂર્વ આવેલું 'કોરનર હાઉસ' નામનું ઘર, જેને 'એડમીરલ્સ હાઉસ' કહેતા, અને તેની સાથનો તબેલો, જે રૂ. ૩૫૦ ના માસિક ભાડે આપ્યાં હતાં તે તથા તેની સાથની ત્રણ વખારો જે પણ સરકારને રૂ. ૩૭૫ ને માસિક ભાડે આપી હતી.

**દાદી બીલ્ડીંગ.**

આ દાદી બીલ્ડીંગ અરદેસર દાદીના ગુજરવા બાદ વેચાઇ તે પારકે હાથે ફરતાં ફરતાં ૧૮૬૮ થી સર અબદલ્લા દાઉડ સાસુન નાઇટ સી. એસ. આઇ. ને હાથ આવી છતાં એ મહેલ જેવી હવેલી આગલા દાદીના નામથીજ પાછળથી પણ ઓલખાતી હતી.

૭ ઉપલીજ હવેલીની પડોશમાં એક ઘર તબેલા સાથ જે મીo લેકી (Leckie) એ રૂ. ૩૦૦ ને માસિક ભાડે લીધું હતું અને તેની સાથ પણ વખાર હતી જે પણ સરકારે રૂ. ૩૭૫ ના માસિક ભાડાંએ રાખી હતી.

૮ ઉપલાનીજ પડોશમાં એક ઘર જે 'નેવી કેપટનનું ઘર' (Navy captains' House) કરી લેખાતું જે સરકારે (તબેલા સુધાં) રૂ. ૩૦૦ ને માસિક ભાડે રાખ્યું હતું અને તેની પડોશની ત્રણ વખારો જે રૂ. ૩૭૫ ને માસિક ભાડે સરકારે રાખી હતી.

૯ વળી ઉપલાંનીજ નજદીક એક મોટું ઘર (તબેલા સાથનું) જેમાં એકાઉન્ટન્ટ-જેનરલ રૂ. ૩૫૦ ના માસિક ભાડે રહેલો હતો. આની સાથે વળી ૩ વખારો હતી જે સરકારે રૂ. ૩૭૫ ના માસિક ભાડે રાખી હતી.

૧૦ ઉપલીજ ઇમારતોની પછવાડે એક જમીનનો ટુકડો તથા વખાર તેમજ મીઠાં પાણીનો કુવો હતો જે સઘળી જમીન ૧૬૩૬ ચોરસ વાર હતી અને જે ઇમારત બાંધવાને લાયકની હતી.

૧૧ કોટ ટેમરીન્ડ લેન મધેનું ઘર. આ ઘર મી૦ વોડ઼ નામના એક યુરોપીયનને રૂ. ૧૨૫ ના માસિક ભાડે આપ્યું હતું.

૧૨ કોટના દેવલના મોહલ્લા (જેને તે વેળા ચર્ચ લેન કહેતા હતા) મધે ઘર નાં. ૨ માં આવેલી વખાર. આ વખારમાં રૂની ૪૫૦ કાચી ગાંસડી રહી શકતી અને જેનું ભાડું રૂ. ૧૦૦ ઉપજી શકતું.

૧૩ કોટ મધે ચર્ચ લેનનું ઘર નં. ૩ જાંમા આવેલી વખાર જેમાં રૂની કાચી ૭૦૦ ગાંસડી માઇ શકતી અને જેનું ભાડું રૂ. ૧૦૦ ઉપજી શકતું.

૧૪ કોટ એપોલો સ્ત્રીટમાં નં. ૮ વાળું ઘર જેમાં કેપટન ઇમેન્યુઅલ મારગટી (Margoty) રૂ. ૩૦૦ ને માસિક ભાડે રહેતો. વળી ઉપલાં મકાન સાથ જોડાયલી વખાર જેનું જુદું ભાડું રૂ. ૧૦૦ ઉપજી શકતું.

૧૫ કોટ મેડાઝ સ્ત્રીટમાં નં. ૩૧ વાળું ઘર (અને તેની સાથનો તબેલો) જે મી૦ હંગરફર્ડને રૂ. ૧૫૦ ના માસિક ભાડે આપવામાં આવ્યું હતું, આ મકાન ડાં. મેકીને રૂ. ૨૯ હજારે વેચ્યું હતું.

૧૬ કોટ એપોલો સ્ત્રીટ મધેનું નં. ૧૧ વાળું ઘર જે કેપટન રીડોકને રૂ. ૧૨૫ ના માસિક ભાડે આપ્યું હતું.

૭ એજ સ્ત્રીટમાં નં. ૧૨ વાળું ઘર જે મી૦ હ્યુકીનને રૂ. ૧૨૫ ના માસિક ભાડે આપવામાં આવ્યું હતું. આ બંને મકાનો ડ. પામરે ખરીદયાં હતાં.

૧૭ કોટ ફ્રોબ્સ સ્ટ્રીટમાં નં. ૧ વાલું ઘર જે રૂ. સેન્ડવીથને રૂ. ૬૦ ને ભાડે આપ્યું હતું. (મઝકુર મકાનોમાં ઇંગ્રેજોને ખાસ ઓછે ભાડે આપવામાં આવ્યા હતા)

૧૮ કોટ વોહરા બઝાર મધેની ૨૬૨૮ ચોરસવાર ખાલી જમીન જે આગળ પાંડુ બીરૂ સીનવીની પાસથી ખરીદી હતી અને મકાન બાંધવા લાયકની હતી.

૧૯ બહાર કોટ મસજીદ બંદર ઉપર આવેલાં કુલી સ્ટ્રીટ મધેનું ઘર જે મરહુમ મહમદ કાસીમ પાસથી ખરીદયું હતું અને જેનું માસિક ભાડું રૂ. ૧૫૦ હતું.

૨૦ અંબરોલી નામની વાડી મધેનું ઘર (તબેલો તથા વખાર સાથ) એ આખી વાડી તેના ફળના ઝાડો સુધાંનું ભાડું રૂ. ૧૨૫ હતું.

૨૧ માહીમના જંગલ મધે ચાતોલી નામની વાડીમાંના ૮ કયારા જે ઉપર ૮૦૦ નાળયેર તથા બીજાં ફળોનાં ઝાડો હતાં.

૨૨ ઉપલીજ વાડીની નઝદીક જમીનના ૪ કયારા તથા તે મધેના ચાર ઘરો અને આઉટ-હાઉસો ૪૦૦ નાલ્યરી અને બીજાં ફળના ઝાડો સુધાં.

૨૩ ઉમરખાડીની તે વેળાની નવી જેલને નાકેનું ઘર તેની પડોશના આઉટ-હાઉસો અને કંપાઉન્ડ સાથે જેનું માસિક ભાડુ રૂ. ૬૦ ગણાતું.

૨૪ કોટ પારસી બજારનું ઘર નં. ૩ (જે મધે શેઠ અરદેશર દાદીની ઓફીસ યાને પેહેડી હતી.). આ મકાન બંને ભાઇઓ ખરશેદજી અને જાંહગીરે રૂ. ૧૮૨૦૦ માં ખરીદી લીધું હતું.

આ મીલકતો રફતે રફતે વેચાઇ હતી. જેને લગતી જાહેર ખબરનું લંબાણુ હેન્ડબીલ તા૦ ૨૭ મી ઓગસ્ટ ૧૮૧૧ ને દીને "કુરીઅર પ્રેસ"માંથી ઇંગ્રેજી તેમજ ગુજરાતી ટાઇપમાં છાપ્યું હતું. (જેની નકલ હાલ શેઠ નશરવાનજી દાદી દાદીશેઠ પાસ મોજુદ છે.) આ અગાઉ ભાગ્યેજ ગુજરાતી બીબાં વપરાતાં. (પહેલી બોરદેહ અવસ્તા ચાર વરસ રહીને ૧૮૧૫ માં છપાઇ હતી.) (પા. પ્ર. દફ. ૧ લું પા. ૫૬૦.) એટલા માટે ઉપલું હેન્ડબીલ ખાસ અગત્યતા ધરાવે છે.

# પ્રકરણ ૨૪ મું.

—:o:—

## શેઠ ખરશેદજી અરદેશર દાદીનો પરમાર્થ.

શેઠ ખરશેદજી અરદેશર દાદીના વખતમાં અનેક જાહેર કામો માટે ફંડો ભરાવવામાં આવતાં હતાં. આ ફંડો મુખ્ય કરી સાર્વજનીક કામો માટે ઉભાં થતાં તેમાં શેઠ ખરશેદજીએ પારસીઓના એક શ્રીમંત અકાબર તરીકે પોતાના સારા વખતમાં ઘણી સારી રકમો ભરી કોમની આબરૂમાં ઘણો વધારો કર્યો હતો. આ ફંડોના સખાવતી કામમાં તેમના ભાઇ શેઠ જહાંગીર અરદેશર દાદી જીવતા હતા ત્યારે તેમનો પણ હીસ્સો હતો. આ ફંડોમાંના જે કેટલાકોની નોંધ 'પારસી પ્રકાશ' મધ્યે જળવાઇ રહી છે તેમની ટીપ હેઠળ આપીશું. આ ટીપ કાંઇ વડાઇને માટે નહી પણ તે જમાનામાં કેવી કેવી જાતનાં ફંડો નીકળતાં હતાં અને તેમાં પારસીઓ શામેલ થવાને ચુકતા નહી તે બતાવવાની નેમથી આપી છે. આ ઉપરથી એટલું પણ જણાશે કે દાદીશેઠ કુટુંબના નબીરાઓની કદરશનાસી કરવાની શકતી તથા તેમનો દિલગુર્દો કેવો મોટો હતો. પરકોમનાઓને તેઓ ભુલી ગયા ન હતા:—

### દુકાળ

૧૮૧૨ના ઉત્તર તરફના દેશોમાં દુકાળમાં સપડાયલાઓને આશરો આપવાના ફંડમાં બંને ભાઇઓએ મલી રૂ. ૫૦૦ આપ્યા હતા.

**આયરલેન્ડમાં દુકાળ.**

આયરલેંડ મધ્યે ૧૮૪૬ માં પટેટાનો પાક બગડી જવાથી દુકાળ પડયો હતો. તેમાં મુંબઇથી મદદ મોકલવાને એક સભા ટાઉન હૉલમાં મલી હતી જેમાં સરનશીનની ખુરસી ચીફ જસ્ટીસ સર હેન્રી રાયરે લીધી હતી. આ દુકાળ ફંડમાં શેઠ ખરશેદજી અરદેશરે સારી રકમ ભરી હતી.

### સ્કોટલેન્ડના નાવારેસ બાળકો.

૧૮૧૫ માં સ્કોટલેન્ડ દેશના લશ્કરી સિપાહી તથા દરિયાઇ ખલાસીઓના નાવારેસ બાળકોના ગુજરાન તથા કેળવણી માટે લંડનમાં

કેલીડોન્યન એસાયલમ ફંડ સ્થાપવામાં આવ્યું હતું, તેની મદદમાં મુંબઇના ઇંગ્રેજોએ ઉઘરાણું કીધું હતું તેમાં ઇંગ્રેજોએ એકંદર રૂ. ૫૨૪૦ અને પારસીઓએ રૂ. ૧૧૫૦ ભરયા હતા, જેમાં શેઠો ખરશેદજી અને જહાંગીર અ. દાદીનો પણ ફાળો હતો.

**ખલાસીઓનું ફંડ.**

૧૮૨૭ માં બીમાર તથા પારકા દેશના ખલાસીઓના આશરા માટે લંડનમાં ઉભી થયલી મંડળીના ફંડમાં પારસીઓએ કુલે રૂ ૪૦૦ ભરયા હતા તેમાં આ બંને ભાઇઓનો ફાળો નોંધાયો છે. ૧૮૨૮ માં મુંબઇ ના બારાંમા ટાઇન નામનું વહાણુ બળી ગયું હતું તેના ખલાસીઓના આશરાને માટે અત્રેના યુરોપીઅન વેપારીઓએ એક ઉઘરાણું કીધું હતું, જેમાં આ બંને ભાઇઓએ પોતાનો ફાળો આપ્યો હતો.

## એડયુકેશન સોસાયટીને મદદ.

૧૮૨૫ માં અત્રેની નેટીવ એડયુકેશન સોસાઇટીને તેના સરનશીન તરીકે ગવરનર માઉન્ટ–સ્ટુઅર્ટ એલ્ફીનસ્ટને જે મદદ કીધી હતી તેમની યાદગારીમાં એ મંડળીને માટે એક મકાન બંધાવવાનું ફંડ ઉભું થયું હતું જેમાં હિંદુઓના કુલે રૂ. ૧૧૦૦ અને પારસીઓના રૂ. ૨૪૦૦ હતા. આ ફંડમાં બંને દાદી શેઠ ભાઇઓએ પોતાનો ફાળો આપ્યો હતો.

## માઉંટસ્ટુઅર્ટ એલ્ફીનસટનની યાદગારી.

૧૮૨૭ માં મુંબઇના ગવરનર માઉન્ટસ્ટુઅર્ટ એલફીનસટનની યાદગીરીનું ફંડ થયું હતું તે મધે પારસીઓએ કુલે રૂ. ૪૫૪૭૪ ભરયા હતા જેમાં શેઠો ખરશેદજી તથા જાંગીરજી અરદેશર દાદીના રૂ. ૧૫૦૦ હતા.

**ગવરનરની યાદગારી**

મુંબઇના ગવરનર અર્લ ઓફ કલેરની યાદગારી જાળવવા માટે ફંડ થયું હતું જેમાં ઇંગ્રેજોએ કુલે રૂ. ૬૫૫૦, હિંદુઓએ રૂ. ૪૫૦૦, મુસલમાનોએ રૂ. ૧૫૦૦, ત્યારે પારસીઓએ રૂ. ૮૭૦૦ ભરયા હતા જે માહે શેઠ ખરશેદજી અરદેશર દાદીના રૂ. ૫૦૦ હતા.

૧૮૪૧ માં મુંબઈના ગવરનર સર જે. આર. કરનાકની યાદગારી જાળવવા માટે અત્રેના રહેવાસીઓની સભા બોલાવનારાઓમાં ૧૯ પારસીઓમાં એક શેઠ ખરશેદજી અ. દાદીશેઠ હતા. આ સભા મધ્યે જે ફંડ ઉભું થયું હતું તેમાં રૂ. ૧૧૭૫૮ પારસીઓના હતા જેમાં રૂ. ૫૦૦ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠે ભર્યા હતા.

**ગવરનર કરનાકને માન**

## થીએટર હાઉસનો સણગાર

મુંબઈ માટે એકપુરાં થીએટર હાઉસને સણગારવા તથા મરામત કરવાના ફંડમાં પારસીઓએ કુલે રૂ. ૬૭૫ ભરયા હતા જેમાં રૂ. ૧૦૦ શેઠ ખરશેદજી અ. દાદી તરફના હતા.

૧૮૩૩ માં મુંબઈના યુરોપીઅન તથા દેશી ગૃહસ્થોની એક જાહેર સભા મળી હતી તે મધ્યે મુંબઈ અને યુરપ વચ્ચે રાતા સમુદ્ર માર્ગે સ્ટીમરો ફરતી કરવાનો ઠેરાવ થયો હતો અને તે કામ પાર પાડવા એક ફંડ ઉભું થયું હતું જેમાં પારસીઓએ કુલે રૂ. ૮૨૦૦ ભરયા હતા તેમાં શેઠ ખરશેદજી અ. દાદીના રૂ. ૫૦૦ હતા.

**રાતા સમુદ્ર માર્ગે સ્ટીમર ફરતી કરવા બાબે**

૧૮૩૦ માં મુંબઈ તથા ઇંગ્લંડ વચ્ચે વખતે વખત અગનીના સાંચાની સ્ટીમરો ફેરવવાની ગોઠવણ કરવા માટે જે ફંડ ઉભું થયું હતું તેનો વહીવટ કરનારી કમીટીની એક સભા ૧૮૩૬ ના અકટોબર માસમાં અત્રે મલી હતી, તેણે એવું ઠેરવ્યું હતું કે એ કામ પાર ઉતરે એવી કશી આશા જણાતી નથી માટે એ ફંડમાં જેઓએ નાણાં ભરયાં હતાં તેમને તે પાછાં આપી દેવાં. આ ઠરાવની સામે મુંબઈ મધ્યેના નાણાં ભરનારાઓએ એક પત્ર લખી એવી સુચના કીધી હતી કે ભરાયલું નાણું પાછું આપી દેવું નહી, પણ કોઈબી સમો એ કામ પાર ઉતારવાને લાયક આવે તે વેળાએ નાણું ઉપયોગમાં લાવવાને અનામત રહેવા દેવું. આ પત્ર ઉપર ૭ પારસીઓ, જેઓએ એકંદર રૂ. ૪૫૦૦ ભર્યા હતા, તેઓએ ૧૦ ઇંગ્રેજો, ૧ મુસલમાન તથા ૨ પોરચુ-

**સ્ટીમરો માટે ફંડ**

ગીઓ જોડે સહી કરી હતી, પણ તેમાં કોઇ હિંદુ શામેલ થયો નહતો. ઉપલા સાત પારસીઓમાં રૂ. ૫૦૦ ભરનાર શેઠ ખરશેદજી અરદેશર દાદીની કું.ની પણ હતી.

### કોટના દરવાજા પોહલા કરવા માટે ફંડ.

૧૮૩૬ માં મુંબઇના કોટ મધે ચર્ચગેટ તથા બજારગેટની ભાગયોના દરવાજા પોહલા કરવા માટે સર જમશેદજી જીજીભાઇ તથા શેઠ ફરામજી કાવશજી બનાજીની આગેવાની હેઠળ એક ફંડ ઉભું થયું હતું તેમાં એકંદર રૂ. ૧૨ હજાર ભરાયા હતા જેમાં પારસીઓના કુલે રૂ. ૮૨૫૦ હતા, તેમાં શેઠ ખરશેદજી અ. દાદીના રૂ. ૫૦૦ હતા.

### સુરતની આગનું ફંડ.

૧૮૩૭ માં સુરત ખાતે એક મોટી આગ લાગી હતી તેમાં નાશ પામેલા ગરીબોને આશરો આપવા માટે એક ફંડ ઉભું થયું હતું તેમાં એકંદર રૂ. ૬૨૧૫૨ પારસીઓએ ભર્યા હતા તે માહે રૂ. ૨૦૦૦ શેઠ ખરશેદજી અરદેશર દાદીના હતા.

ઉપલી આગ માટે મુંબઇ મધે ભરાયલાં નાણાંમાંથી જે રૂપીઆ બચ્યા હતા તેમાં પારસીઓનો ફાલો રૂ. ૫૯૦૦૦ નો હતો જે મુંબઇની પારસી પંચાએતને હવાલે કીધો હતો. તેમાં બીજા મથકોના પારસીઓનો ફાલો ઉમેરતાં રૂ. ૯૬ હજારની રકમનું સુરતના ગરીબ પારસીઓના લાભ માટે એક ધર્મ ખાતું સ્થાપ્યું હતું અને તે માટે સર જમશેદજી જીજીભાઈએ મુંબઇવાળા અકાબરોની સહીનો પત્ર સુરત મોકલ્યો હતો તે પત્ર ઉપર એક અકાબર તરીકે શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠની પણ સહી જોવામાં આવે છે.

### દેવલનું ઘડીઆળ

૧૮૩૮ માં મુંબઇના કોટનાં સેંટ ટૉમસના દેવલનું જુનું ઘડીઆલ બદલી બીજું નવું ઘડીઆલ ઇંગ્લંડથી મંગાવીને મુકવા માટે અત્રેના ઇંગ્રેજોએ ફંડ ઉભું કર્યું હતું તેમાં કુલે રૂ. ૩૭૮૦ માં પારસીઓએ રૂ. ૯૦૦ ભરયા હતા, જેમાં શેઠ ખરશેદજી અરદેશર દાદીના રૂ. ૧૦૦ હતા.

**કાબુલની લડાઇ**

૧૮૪૨ માં કાબુલની લડાઇમાં માર્યા ગયલાઓના કુટુંબોને આશરો આપવા માટેના ફંડમાં પારસીઓએ કુલે રૂ. ૩૬૫ ભર્યા હતા તે માહે શેઠ ખરશેદજી અ. દાદીશેઠની રૂ. ૨૦૦ ની રકમ હતી.

**સુવાવડખાનું.**

મુંબઇ મધે ગરીબ સ્ત્રીઓને માટે એક સુવાવડખાનું, ગ્રાંટ મેડીકલ કોલેજના સંબંધમાં સ્થાપવામાં આવ્યું હતું અને તેનું નામ "ધી ઓબસ્ટેટ્રીક ઇન્સ્ટીટયુશન" આપવામાં આવ્યું હતું. આ માટે ઉભાં કીધેલાં ફંડમાં ભાઇઓ અરદેશર, નશરવાનજી તથા હોમજી ખરશેદજી દાદીશેઠે પોતાનો ફાળો આપ્યો હતો.

[વાંચનાર આ ઉપરથી જોશે કે સુવાવડી સ્ત્રીઓને ઘરમાં ભોંય તળયેની અંધારી જગાએ રાખવાની સામે જે ચર્ચા સર તહેમુલજી નરીમાને ચલાવી હતી તેની ઘણી અગાઉ આ સુવાવડખાનું સ્થાપવામાં આવ્યું હતું.]

**મુંબઇમાં તોફાન.**

૧૮૫૪ માં મુંબઇ મધે એક જબરદસ્ત તોફાન થયું હતું જેથી બારાં માહેલાં ઘણુંક બારકસોને મોટું નુકસાન થયું હતું તથા ઘણુક ઘરો પડી ગયાં હતાં જેથી ૩૦૦ માણસોના જાનની ઘાત થઇ હતી. નીરાધારોને મદદ કરવા માટે સ્થાપેલા ફંડમાં એકદંર રૂ. ૧૪૪૬ પારસીઓએ ભરયા હતા જેમાં શેઠો ખરશેદજી અરદેશર દાદીશેઠના છોકરાઓએ સારી રકમ ભરી હતી.

**સર ચાર્લ્સ ફૉર્બસનું બાવલું.**

૧૮૫૦ માં અત્રેના દેશીઓના ખેરખાહ સર ચાર્લસ ફોર્બસ બેરોનેટે ઇંગલંડ જવા બાદ ત્યાં ૨૭ વરસ વેર હીંદીવાનોની ખેરખાહી કીધી હતી અને તેમના હરેક પ્રકારના હકો સાચવ્યા હતા અને તેમને માટે જુરીના તથા સુલેહના અમલદારોના હકો મેળવ્યા હતા, તેવણનું બાવલું ઉભું કરવા માટે એક ફંડ ૧૮૫૦ માં થયું હતું જેમાં કુલે રૂ. ૩૭૧૦૬ ભરાયા હતા તેમાં પારસીઓના રૂ. ૨૮૯૮૦ હતા. આ ફંડમાં શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠે રૂ. ૧૦૦૦ ની રકમ આપી હતી.

આ બાવલું મુંબઈના ટાઉન હૉલમાં મેલવા માટે એક કમીટી ઠેરવી હતી તે માહે પારસીઓ જોડાયા હતા જેઓમાં શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠ પણ હતા.

**કેપટનની યાદગારી**

૧૮૩૬ માં સીંગાપોરના દરીયામાંના ચાંચ્યા ચોરોને મારી હઠાવવા વાહાણના કેપટન ચાન્ડે જે બહાદુરી બતાવી હતી તેને માટે એક ઉઘરાણું અત્રેના વેપારીઓએ કીધું હતું તેમાં એકંદર રૂા. ૪૭૦૦ ભરાયા હતા જેમાં પારસીઓના રૂ. ૧૪૦૦ હતા. તે માહે રૂ. ૧૫૦ શેઠો ખરશેદજી અરદેશર દાદીની કુંપનીના હતા.

કેપટન હાસ'બર્ગે ચીનના દરીયામાં વેપારના કામમાં ઘણી મદદ કીધી હતી તેની યાદગારીનું ફંડ ૧૮૩૭ માં થયું હતું જેમાં એકંદર રૂ. ૪૩૫૦ ભરાયા હતા. તે માહે પારસીઓના રૂ. ૧૨૫૦ હતા જેમાં શેઠો ખરશેદજી અરદેશર દાદીની કુંપનીના રૂ ૧૫૦ હતા.

**ઝુઓલોજીકલ ગાર્ડન**

જાનવરો માટે ઝુઓલોજીકલ ગાર્ડનના, ઇસ્ટ ઇંડયનોની હાલત સુધારવાના, તથા આઇસ હાઉસ બાંધવાના ફંડોમાં શેઠ ખરશેદજી અ. દાદીશેઠે છુટે હાથે રકમો ભરી હતી.

**આગમાં બદલો**

કોટની ૧૮૪૪ ની આગ હોલવવામાં મદદ કરનારાઓ માટેના, એલફીન્સ્ટન ઈસ્ટીટયુશનના કેળવણી ખાતામાં મદદ તરીકે એજ સાલમાં ભરાયલા ફંડમાં ( લવાજમ તરીકે ), ડયુક ઓફ વેલીંગટનની યાદગારીના ફંડ વિગેરે ઘણા ફંડોમાં આ બંને સખી ભાઈઓએ મદદ કરી હતી.

**જાહેર ફંડોને મદદ**

જુઓ તે જમાનામાં કેવાં કેવાં જાહેર ફંડો થતાં હતાં અને તેમાં પારસીઓ કેવી ઉંચી સમજદારી અને ઉદાર દિલથી નાણાં ભરી આપતા હતા.

**માનપત્રો તથા ભેટ આપવામાં આગેવાની.**

વળી તે જમાનામાં અનેક દેશ હિતકારીક જાહેર સેવકો તથા અમલદારોને માનપત્રો, એકલાં કે નાણાંની 'પીસ ઓફ પ્લેટ' ની ભેટ સાથે, એનાયત થતાં હતાં જેમાં શેઠો ખરશેદજી તથા જહાંગીરજી અરદેશર દાદી પોતાની હૈયાતી દરમ્યાન આગેવાની લેતા હતા તથા ભેટ આપવા માટેના

ફંડમાં નાણા ભરતા હતા. આ માન કોણ કોણને આપવામાં આવ્યાં હતાં તે હેઠળ જણાવ્યું છે:—

(૧) મુંબઇનો ગવરનર જોનાથન ડંકન ૧૮૧૧માં મરણ પામ્યો તેને લશ્કરી માન સાથ કોટના મોટા દેવળમાં દફન કીધો હતો. કહે છે કે તેને છેલ્લું માન આપવાને અત્રેના મુખ્ય પારસીઓ દાદીશેઠના ઓટલા ઉપર જામા પીછોડી સાથ ઉભા રહયા હતા.

(૨) ૧૮૧૨માં–કૌઉન્સીલના અધીકારી મી૦ રોબર્ટ રીચર્ડસને હિંદુસ્તાનના વેપારને ખીલવવાને દેશીઓને ઉત્તેજન આપ્યું હતું તેની પ્રસંશા કરી એક હજાર ગીનીની પીસ ઓફ પ્લેટ (બંને ભાઇઓ.)

(૩) ૧૮૧૩ માં–મુંબઇ ઇલાકાના વડા પાદરી રેવરંડ આરનોલ્ડ બેરોસને માનપત્ર (બંને ભાઇઓ.)

(૪) ૧૮૧૪ માં–મુંબઇની નેટીવ જેનરલ હાસ્પીટલના સરજયન ડા. વીલ્યમ દનબારને માનપત્ર (બંને ભાઇઓ).

(૫) ૧૮૧૫માં અત્રેના કસ્તમ માસ્તરના મદદનીશ મી૦ જે. ડબલ્યુ. રીલ ને માનપત્ર (બંને ભાઇઓ).

(૬) ૧૮૧૮ના ઓગસ્ટ માસમાં મુંબઇ મધે કોલેરાનો રોગ ઘણો ફેલાતો હતો તે દુર કરવાને અત્રેના વૈદક ખાતાંએ ઘણી બાહોશીથી મહેનત લીધી તેના બદલામાં અત્રેની મેડીકલ બોર્ડના સેક્રેટરી મી૦ ઓગીલવી ઉપરના ઉપકારપત્ર ઉપર ૭ પારસીઓએ સહી કરી તે માંહે શેઠ ખરશેદજીની પણ હતી.

(૭) ૧૮૨૦માં–મુંબઇના મેયર તથા એકટીંગ રીકોરડર મી૦ જે. એ. પોપને અપક્ષપાત ઇનસાફ તોલવા માટે.

(૮) ૧૮૨૨ માં–કસ્ટમ કલેકટર મી૦ હેનરી શેન્કને માનપત્ર તથા ૩૦૦ ગીનીની 'પીસ ઓફ પ્લેટ' (બંને ભાઇઓ.)

(૯) ૧૮૨૩ માં–અત્રેની કાઉન્સીલના અધીકારી ઓન. અલેકઝાન્ડર બેલને માનપત્ર તથા ૪૦૦ ગીનીની પીસ ઓફ પ્લેટ (બંને ભાઇઓ)

(૧૦) ૧૮૨૪ માં–મી૦ જેમ્સ હેનરી ક્રાફર્ડ કે જે અત્રેનો એક જાણીતો વેપારી તથા પાછળથી મુંબઇનો મેજીસ્ટ્રેટ હતો તેને માનપત્ર તથા ૭૦૦ ગીનીની 'પીસ ઓફ પ્લેટ'

(૧૧) ૧૮૨૫ માં સીવીલ આરકીટેક્ટ તથા સુપ્રીન્ટેન્ડીંગ એન્જીનીઅર કરનલ ફ્રુક્સ નીપર ને માનપત્ર તથા ૫૦૦ પાઉન્ડની 'પીસ ઓફ પ્લેટ' (બંને ભાઇઓ)

(૧૨) ૧૮૨૬ માં ઇસ્ટ ઇંડયા કુંપનીના સોલીસીટર મી૦ ડબ્લ્યુ. મોરગનને માનપત્ર (બંને ભાઇઓ.)

(૧૩) ૧૮૨૭ માં મેજર–જેનરલ સેમ્યુઅલ વીલસનને માનપત્ર (બંને ભાઇઓ)

(૧૪) ૧૮૩૦ માં આંખની હોસ્પીટલ (જે ૧૮૨૩ માં સ્થાપી હતી) તેના વડા ડાકટર વીલ્યમ જેફ્રસનને માનપત્ર તથા ૩૦૦ ગીનીની 'પીસ ઓફ પ્લેટ'.

(૧૫) ૧૮૩૬ માં અત્રેની કાઉન્સીલના એક અધીકારી તથા સદર અદાલતના આગલા જડજ ઓન. જેમ્સ સંડરલેન્ડને એલફીનસ્ટન કોલેજ સ્થાપવામાં મદદ કરવા બાબે ઉપકાર માનવા માટે આપેલાં માનપત્રમાં (શેઠ ખરશેદજી તથા તેમના બેટા દાદીભાઇ ખરશેદજી અરદેશર જોડાયા હતા.)

(૧૬) ૧૮૩૭ માં માહારાણી વીકટોરીયાને રાજગાદી ઉપર આવવા માટે અત્રેના રહેવાસીઓ તરફનું માનપત્ર આપવા જાહેર સભા બોલાવવા માટે ૧૩ પારસીઓએ બીજી કોમોના ગૃહસ્થો જોડે જે આગેવાની લીધી હતી તેમાં શેઠ ખરશેદજી અ. દાદી પણ જોડાયા હતા.

(૧૭) ૧૮૩૯ માં અત્રેની સુપ્રીમ કોર્ટનો ચીફ જસ્ટીસ સર હરબર્ટ કોંપટન પોતાના ઓહદાનું રાજીનામું આપી ઇંગ્લંડ ગયો હતો તેને માનપાન સાથ ૧૫૦૦ પોઉડની પીસ ઓફ પ્લેટ આપવામાં શેઠ ખરશેદજી પણ શામેલ થયા હતા. આ માનપત્રમાં પારસીઓને વારસા હીસ્સાને લગતો એક નાંધયો કાયદો કરાવી આપવાને તથા નેટીવ એજ્યુકેશન સોસાયટીના સંબંધમાં તેણે બતાવેલી કાલજી માટે ખાસ ઇશારા કીધા હતા.

(૧૮) ૧૮૪૦ માં અત્રેના મેસર્સ ફોબ્સની કું. ના એક ભાગ્યા મી૦ એ. ફારકવાહરસન પોતાના વતન સીધાર્યા તે વેળા માનપત્ર.

(૧૯) ૧૮૪૦ માં અફઘાનીસ્તાનની લડાઇ જીતી આવેલા સરદાર લફ–જેનરલ લોર્ડ કીનને ઇંગ્લંડ ખાતે ઉમરાવોની સભામાં બીરાજવા જતાં માનપત્ર (શેઠ ખરશેદજી).

(૨૦) ૧૮૪૦ માં માહરાણી વિક્ટોરીયાની પ્રીન્સ આલબર્ટ સાથે થયલી શાદીના પ્રસંગે માનપત્ર મોકલવા માટે ૧૪ પારસીઓ સાથ શેઠ ખરશેદજી શામેલ હતા.

(૨૧) ૧૮૪૦ માં અત્રેના જાણીતા પારસી વેપારી શેઠ હોરમજજી દોરાબજી લશ્કરીની કું. નું વાહણ "લોર્ડ કેસ્ટલર" અત્રેથી ચીન જતાં માર્ગમાં ખરાબે ચઢી ગયું હતું તે વેળાએ એ વાહણના કેપ્ટને ઘણી સાવચેતી તથા હીંમત રાખી વાહણમાંના ઘણાક માણસોના જીવ છેલ્લી ઘડીએ બચાવ્યા તે માટે તેના ઉપર એક પત્ર જોડે રૂ. ૪૫૦૦ ની કીંમતનો દરીયાઇ ઓજારોનો બોક્ષ તથા રૂપાંની પ્લેટ ભેટ મોકલી તે પત્ર ઉપર ૬) પારસીઓએ સહી કરી તેમાં શેઠ ખરશેદજી પણ એક હતા.

(૨૨) ૧૮૩૦ માં મુંબઇ નેટીવ એજ્યુકેશન સોસાયટીના સેક્રેટરી કેપટન જરવીસ પોતાને વતન સીધાર્યો તે વેળા તેમને માનપત્ર તથા રૂ. ૩૦૦૦ ની પીસ ઓફ પ્લેટ આપવામાં શેઠ ખરશેદજી સામેલ હતા.

## પ્રકરણુ ૨૫ મું.

—:૦:—

### શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠનું મરણુ તથા તેમનું વીલ.

—

શેઠ ખરશેદજી અરદેશર દાદી થોડા દિવસની માંદગી ભોગવી રોજ ૨૯ માહ ૧૨ (ક) યઝ. ૧૨૨૦ (તા. ૨૧ મી ઓગસ્ટ ૧૮૫૧) અને ભેસ્પતવારની રાતે દશ કલાકે ૭૭ વરસની ઉમરે પોતાના કોટના દેવળ વાલા મોહલ્લાના ઘરમાં ગુઝર્યા હતા, અને તેવણુથી ઉતરેલું કુટુંબી વડપણુ તેમના હયાત રહેલાઓ માહેલા વડા દીકરા મી૦ અરદેશરને મલ્યું હતું.

**મરણુ**

શેઠ ખરશેદજી અરદેશર દાદીની લાસને તેમના ખાસ કુટુંબી દોખમામાં મેલવા માટે લઇ જવામાં આવી તે વેલા તેમની પાયદસ્તે ગરીબ તેમજ તવંગરોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

**દોખમે નશીન**

[એમનાજ પ્રાક્રમી એશી શેઠ ફરામજી કાવસજી બનાજી (જ. ૧૭૬૭, મ. ૧૨ મી ફેબરવારી ૧૮૫૨) નું પછી ૭ માસ રહીને મરણુ એમની આશરે એટલી જ મોટી ઉમરે નીપજ્યું હતું.]

### તેમના ધણીયાણી

શેઠ ખરશેદજી અરદેશર દાદીના ધણીયાણી શેઠ હીરજી રેડીમનીના બેટી થતાં હતાં અને જેમનું નામ ભીખાઇજી હતું.

મોટા દાદીશેઠના બ્હેન નાનીબાઇનાં વડાં દીકરી બાઇ જાઇજી, ફરામજી કાવસજી બનાજીના માતાજી થતાં હતાં. બાઇ જાઇજીના નાના બ્હેન બચુબાઇ, અરદેશર દાદીભાઈના ધણ્યાણી થતાં હતાં એટલે ફરામજી બનાજીના મોટા દાદીશેઠ માયના મામા, ત્યારે અરદેશર દાદી તેમના મામા થતા હતા.

**તેમના ફરઝંદો.**

## તેમના દીકરા.

શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના નીચલા ૪ દીકરા હતા.

(૧) શેઠ દાદીબા. (જ. ૧૮૦૭, મરણ તા૦ ૨૬ મી અકટોબર ૧૮૩૭.)

(૨) શેઠ અરદેશર (જ. રોજ ૨૫ મો માહ ૧૨ મો. કદમી સાલ ૧૧૮૪.) તા૦ ૨૬ મી આગસ્ટ ૧૮૧૫

(૩) શેઠ નશરવાંનજી (જ. રોજ ૭ મો માહ ૮ મો કદમી સાલ ૧૧૮૯.) તા૦ ૮ મી એપ્રીલ ૧૮૨૦

(૪) શેઠ હોમજી (જ. રોજ ૨૯ મો માહ ૮ મો કદમી સાલ ૧૧૯૪.) તા૦ ૨૯ માં એપ્રીલ ૧૮૨૫

[શેઠ ખરશેદજી અરદેશર દાદીના એક નાના ભાઇ તે શેઠ અરદેશર દાદીભાઇના એક બીજા બેટા નામે નશરવાનજી હતા જેવણ નાની ઉમરે કાંઇપણ બચ્ચાં વગર ગુજરી ગયલા જણાય છે.]

## શેઠ ખરશેદજી અરદેશર દાદીનું વીલ.

તા. ૧૪ મી નવેમ્બર ૧૮૩૯ ને દીને શેઠ ખરશેદજી અરદેશર દાદીએ પોતાનુ વસીયતનામું કીધુ હતું જે મધે નીચલાઓની શાખ જોવામાં આવે છે:-

ફરામજી પેસ્તનજી, ટોમસ કેસ્ટલ રીગબી જે. પી., લારકીન્સ (સોલીસીટર).

આ ઇંગ્રેજીમાં લખેલાં લંબાણ વીલની મુખ્ય કલમો નીચે મુજબ હતી:-

(૧) તેના વહીવટદારો તથા ટ્રસ્ટીઓ તરીકે નીચલાઓને નેમ્યા છે:-

(ક) તેમના બેટા અરદેશરજી ખરશેદજી જેવણને તેમની ખરશેદજી અરદેશર એન્ડ કુંપની મધે ભાગ્યા તરીકે જણાવ્યા છે.

(ખ) તેમના બીજા હેયાત બેટા નશરવાનજી ખરશેદજી

(ગ) તેમના ત્રીજા હેયાત બેટા હોરમસજી (હોમજી) ખરસેદજી.

આ વીલ પાર્ચમેન્ટ પેપર ઉપર કરી તે ઉપર શેઠ ખરશેદજી અરદેશર દાદીએ ઈંગ્રેજીમાં પોતાની સહી કરી સીલ વરીક મોંહાડયું છે.

## તેમના વારસો

તેવણે ફરમાવેલી કેટલીક બક્ષેશે। કરવા બાદ તેમની જે બાકી રહે તે સર્વ અસક્યામત તેમના મજકુર હૈયાત ત્રણુડે બેટાઓ અરદેશર, નશરવાનજી તથા હોરમસજી ને સરખે ભાગે વહેંચી આપવા ફરમાવ્યું હતું.

તેવણે પોતાનો વેપારી તથા એજંટ તરીકેનો ધંધો જેમ તેવણુ ચલાવતા હતા તેમ ત્રણુ બેટાઓના લાભ અર્થે ચાલુ રાખવાને ફરમાવ્યું હતું.

તેવણે વધુ ફરમાવ્યું હતું કે ફોટ કાવસજી પટેલ સ્ટ્રીટ મધેના જે ઘરમાં તેવણુ રહેતા હતા તથા તેમની બઝાર ગેટ સ્ટ્રીટ મધેની દુકાનમાં તેમની પહેઢી હતી તે તથા તેમના છાષ્ટીના ગામો વેચવાં નહી પણુ તે તેમના કુટુંબમાં જાથુકને માટે ચાલુ રાખવાં. આ બંને મકાનો વિષે તેવણુ લખે છે કે તેમના તથા તેમના ભાઇ જાંહગીર અરદેશરના કબજામાં, જે બે ત્રસટડીડો તેમના પીતાના ત્રસ્ટીઓએ તા૦ ૧૯ મી જુન ૧૮૧૨ અને તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૧૩ ને દીને કરી આપ્યા, તેની રૂહે તે આવ્યાં હતાં. આ ત્રસટીડોની મુખ્ય કલમ એવી હતી કે

તેમને ફાલે આવેલાં ચાર ગામો મલહાર, આરીઓન, કેનેરી તથા તુલસીની વારસીક આવક, જે આશરે રૂ. ૫ હજારની તે વેળા હતી, તેમાંથી ખરચ બાદ કરી બાકીનાંનો ઉપયોગ કુટુંબી ઘરના સમારકામ વિગેરે પાછળ કરવો તથા તે ગામો પોતાના વડા બેટા અરદેશર ખરશેદજીની મેનેજમેન્ટ હેઠળ સોંપ્યા હતા.

વળી તેવણે એ સંબંધ ફરમાવ્યું હતું કે તેમના ત્રણુડે બેટાઓએ કુટુંબી ઘરમાં સાથે રહેવું, પણુ તેઓમાંથી જે કોઇ છુટો પડવા માગે તે બેટાએ તે સંબંધી કોઇ પણુ કારણુ કોર્ટ દરબારમાં જવું નહી એવી તેવણે મજબુતાઇથી અને પ્યારથી ("strongly and affectionately") સલાહ આપી હતી, એવું ઉમેરીને કે જો કાંઇ વાંધો પડે તો તે કોઇ યુરોપીઅન વેપારીની લવાદી ઉપર સોંપવો. વળી તેવણે પોતાની દીકરીઓ જેમ તે વેળા કુટુંબી મકાનમાં રહેતી તેમને ત્યાં રહેવાનો હક આપ્યો હતો અને ખાસ કરી તેમની બેટી માણેકબાઇ તે નાનાભાઇ નશરવાનજી બનાજીના ધણ્યાણી જેવણુ વીધવા

થયાં હતાં તેમને જીંદગી સુધી ત્યાં રાખવાને ફરમાસ કીધી હતી અને તેને પોતાના વડા બેટા અરદેશરના ખાસ રક્ષણ હેઠળ સોંપી હતી. વળી તેમની એ વિધવા બેટીનો ખર્ચ છાસ્તીના ગામોની આવકમાંથી આપવાને ફરમાવ્યું હતું.

**વાહાણ સ્કેલ્બી કેસ્ટલ માટે** શેઠ ખરશેદજીએ ખાસ ફરમાસ કીધી હતી કે તેને પોતાના ત્રણે બેટાઓના ભેગા લાભ અર્થેજ વાપરવું અને તે માટે એવી સલાહ આપી કે તે વાહાણ જ્યાંવેર તેમના કબજામાં રહે ત્યાં સુધી વેપાર ચલાવવો નહી પણ તેને ભાડે ફેરવવું અથવા તેનું નોલ મેલવવું.

**ધર્મના પવિત્ર મકાનો** જેમ તેવણે પોતાના વડીલોની માફક પોતે વડા દીકરા તરીકે નીભાવી તેની મરામત કરાવી હતી તેવી જાથુકને માટે પોતાના વડા દીકરા અરદેશર ઉપર ફરજ નાખી હતી. અને તેમ કરતાં આતશબહેરામનો નિભાવ તેને લગતી મીલકતના ભાડામાંથી, અને કોટની અગીઆરીનો ખર્ચ તેની પડોશના ઘરના ભાડામાંથી, અને કુટુંબી દોખમાનો ખરચ તેને લગતા બાગની આવકમાંથી, કરવાને ફરમાવ્યું, પણ તેમ કરતાં જો એ આવક પુરતી ન હોય તો તેની ખોટ શેઠો અરદેશર એન્ડ કુંપનીની દુકાનની આવકમાંથી કરવા ફરમાવ્યું હતું.

**પ્રોબેટ**

એ વીલનો પ્રોબેટ મુંબઇની સીવીલ કોર્ટે તા૦ ૨૦ મી સપ્ટેમ્બર ૧૮૫૧ ને દીને તેમના ત્રણ દીકરા શેઠો અરદેશર, નશરવાનજી અને હોમજી ખરશેદજી દાદી ને આપ્યો હતો. એ વીલ મધે મરનારે (ઉપર કહ્યું તેમ) ત્રણે દીકરાઓને સરખે હીસ્સે પોતાની દોલત વહેંચી આપી હતી.

**ફરજંદ.**

**ધણયાણી**

શેઠ ખરશેદજી અ. દાદીના ધણયાણી બીખાઇજી જાણીતા હીરજી જીવણજી રેડીમની (૧૭૧૪–૧૭૯૪ ૧૮/૫) ના દીકરી થતાં હતાં. બીખાઇજીનાં વડાં બેન સુનાંઇજી (૧૭૬૩–૧–૧૮૪૭ ૧૯/૮) જેવણ હીરજીનાં સુનાઇજી તરીકે આપણામાં જાણીતા હતાં, તેવણ હતાં.

## તેમની બેટીઓ.

શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠની, ૭ બેટીઓ નીચે પ્રમાણે હતી!

૧. બાઇ મહેરબાઇ તે શેઠ જાંહગીરજી હીરજી રેડીમનીના ધણયાણી તથા સર કાવસાહ જાંહગીર બેરોનેટના માતાજી.

૨. બાઇ હીરાંબાઇ તે શેઠ ડોસાભાઇ ફરામજી મામાના ધણયાણી.

૩. બાઇ માણેકબાઇ તે શેઠ નાનાભાઇ નશરવાનજી બનાજીના ધણયાણી.

૪. બાઇ ગુલબાઇ તે શેઠ માણેકજી લીમજી બનાજીના ધણયાણી.

૫. બાઇ શીરીનબાઇ તે શેઠ ખરશેદજી કાવસજી બનાજીના (બીજાં) ધણયાણી.

૬. બાઇ જાઇજી તે શેઠ ખરશેદજી કાવસજી બનાજીનાં (ઉપલાં બહેનના મરણ પછી થલયાં ત્રીજાં) ધણયાણી.

૭. બાઇ આવાંબાઇ તે મંચેરજી ડોસના ધણયાણી.

મઝકુર બાઇ મહેરબાઇને દીકરા ન હોવાથી તેવણે સુનાઇજીના દીકરા જહાંગીર (૧૭૮૬–૧૮૪૯ ૨૫/૭) ને કરી લીધા હતા. મહેરબાઇ ૮૮ વરસની ઉમરે તા૦ ૧૦ મી મે ૧૮૮૪ ને દીને ગુજરયાં હતાં.

શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના બેટી બાઇ માણેકબાઇ નાનાભાઇ નશરવાનજી બનાજી રોજ ૫ માહ ૧૦ (ક) ૧૨૪૨ (તા૦ ૨૩ મી મે ૧૮૭૩) ને દીને ગુજરયાં હતાં. તેવણુ પોતાના પીતાની હૈયાતીમાંજ વીધવા થયાં હતાં.

## બેટી હિરાંબાઇ મામાનું ઉઠમણું

તા૦ ૧૫ મી એપ્રીલ ૧૮૪૯ (રોજ ૨૧ માહ ૮ (ક) ૧૨૧૮) યઝ. ને દીને શેઠ ખરશેદજી અ. દાદીના દીકરી બાઇ હીરાંબાઈ તે શેઠ ડોસાભાઇ ફરામજી મામાના ધણીયાણીના ઉંઠમણામાં તેમના પીતા તથા ખાવીંદે મલી રૂ. ૬૦૨ ધર્મ ખાતે ભરયા હતા જે નાચાર છરાનીઓના ફંડમાં આપવામાં આવ્યા હતા.

શેઠ ખરશેદજીના વહુ બાઇ સુનાબાઇ ખરશેદજી ફરદુનજી પારખ ૬૭ વરસની ઉમરે તા૦ ૨૦ મી અકટોબર ૧૮૯૫ને દીને (રોજ ૫ માહ ૩ (ક) ૧૨૯૫) ગુજર્યાં હતાં.

# પ્રકરણુ ૨૬ મું.

—:૦:—

## શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના ગુણો-જાહેર છાપાની તેમના મરણ બાબે નોંધ.

—

**તેમના ગુણો.**

હૈયાત દાદીશેઠ કુટુંબના આ વડા ઘણા એક માગી હતા. તેવણુ ગરીબ અને તવંગરની સાથે એક સરખી રીતે વર્તતા હતા. તેવણુ ગરીબોને ચાહનાર હતા. તેવણુ પોતાની મોટી દોલતના પ્રમાણમાં કશી મોટાઇ રાખતા ન હતા. આ સાહસીક માતબર વેપારીની નમન તાઇભરી સાદાઇ વખાણ પામતી.

### 'પારસી પ્રકાશ'માં તેમનાં મરણની નોંધ.

ખરશેદજી અરદેશર દાદીશેઠ-ઉમર વર્ષ ૭૨) શેઠ અરદેસર દાદીભાઇના વડા દીકરા. એવણુ ઇ. સ. ૧૮૧૦ માં બાપનાં મરણ બાદ પોતાના ભાઇ શેઠ જાંગીરજી સાથે "ખરશેદજી અને જેહાગીર અરદેશરની કુંપની" ને નામે રાસમાં બ્યાપાર તથા મીસીઅરસ-મીલબરન પાટરીક સ્ટુઆરટ અને આદમ સ્કીનરની પહેડીઓની દલાલી કરતા હતા. એવણુની પહેડીનાં અપટણુ કાસ્ટલ, એલીઝાબેઠ, સ્કેલબી કાસ્ટલ અને પારકોઆ નામે ચાર વાહણો હતાં. ઇ. સ. ૧૮૨૮ માં શેઠ જાંહગીરજીના મરણથી એવણે પોતાના વડા દીકરા શેઠ દાદીભાઇને તા. ૮ મી નવેમ્બર ૧૮૨૮ ને દીને શામેલ કરી "ખરશેદજી અરદેશરની કુંપની" ને નામે વ્યાપાર ચાલુ રાખ્યો હતો. એ બાદ વળી ઇ. સ. ૧૮૩૬ માં શેઠ દાદીભાઇના મરણથી પોતાના બીજા દીકરા શેઠ અરદેસરને તા. ૭ મી નવેમબર ૧૮૩૯ ને દીને શામેલ કરી મીશીઅરસ હીગીનસ એન્ડ કારડવેલ, જાન સ્કીનર એની કુંપની, પીલ કાસલની કુંપની, તથા કરેસવેલ રોસન એન્ડ કુંપનીની દલાલી તથા પોતાનો ઓરો વ્યાપાર ચલાવતા હતા. એવણુ મુંબઇની પારસી પંચાયતના એક આકાબર તથા ઇ. સ. ૧૮૩૪ માં સરકાર તરફથી ઠેરવેલા પહેલ વહેલા ૧૨ દેશી સુબેહના અમલદારોમાં એક હતા.

## અંગ્રેજી છાપાનું મત.

શેઠ ખરશેદજી અરદેશર દાદીના મરણની નોંધ અત્રેના બીજા છાપાઓ માંહે નીચે મુજબ લેવામાં આવી હતી.

( Bombay Gazette. )

*Cursetjee Ardeseer Dady:*—We hear with deep regret of the death of Cursetjee Ardeseer Esq , which occurred on Thursday night about ten o'clock at his residence in Church Gate Street Fort. The deceased had reached the venerable age of seventy-five. He was the head of Dady family–one of distinction among the Parsee Community of Bombay. He was a merchant by profession, and held in high respect by those who knew him, though his retiring disposition prevented his making many acquaintances, particularly among Europeans. Among his own countrymen, his pious disposition, kind manners, and great though unostentatious benevolence, had earned for him a more than ordinary regard.

The names of Dady's Buildings, Dady's Screws, Dady's Agiary, Dady's Outushbaharam, or the Great Fire Temple, Dady's Tower of Silence &c., &c. &c. are derived from this gentleman and his family, which with the Banajees, their relations, were the first to settle in Bombay in the early part of last century.

The remains of the deceased were deposited with the customary solemnities of his countrymen in the Family Tower of silence near Malabar Hill, secured from the ravages of birds of prey, yesterday morning. There was a great attendance of Parsees of all classes.

## [મુંબઇ સમાચાર]

ખરશેદજી અરદેશર દાદીશેઠ–ખબર આપવાને દલગીરી પેદા થાયેચ જે મુંબઇનાં પુરાતમ વખણાયેલું અને ધરમાઉ કુટુંબ દાદીશેઠનું કહેવાએ છે તે કુટંમબ માંહેલો હાલનો વડીલ શેઠ ખરશેદજી અરદેશર

થોડાએક દીવશની માંદગીથી આશરે ૭૭ વરસની વએમાં ગએઆ ભરેશપતવારની રાતનાં આએ જેહાંનથી કુચ કરીને શવરમવાસી લોકોમાં વાશો લીધો છે તેથી શવરગવાસી દાદીશેઠનાં ઓહોળાં કુટુંબને તેમજ બીજા મલતાવીશેઠોને મોટી દલગીરી પેદા થાય છે. હમો એ શવરગ-વાસી શેઠીઆની શું તારીફ કરીએ—આખી મુમબઇની વશતીનાં લોકો તારીફ કરતા આવેઆ છે જે એ મરનાર ઘણો એક માગ્ગી પુરૂપ હતો અને ગરીબ અને તવંગર શરવેને એક સરખા ગણતો હતો. તેમાં ગરીબોને ઘણીજ ભલમનશાઇથી ચાહતો હતો. એ મરનાર શેઠીઆનાં તરણ જુવાન શાહેબજાદાએ છે તેઓમાં પણ એવીજ ખુબી છે તે શરવે કોઇને જાણીતું છે. એ મરનાર પાસે દોલત કંઇ કમી હતી નહિ પણ એ નામદાર શેઠીઆએ પોતાની દોલત પરમાણે કશી મોહોટાઇ રાખી હતી નહીં. (મુંબઇના સમાચાર, તા. ૨૪ મી આગસ્ટ ૧૮૫૧)

**તેમના ગુણો**

'મુંબઇનો બાહાર'નો લખનાર જણાવે છે કે શેઠ ખરશેદજી સરવે પાંતીએ સુખી હાલતમાં હોવા છતાં કોઇ બી વાતની મોટાઇ મેળવીને આલમમાં આશકાર થવાનો દાવો કીધા વીના શાંતપણે પોતાનો સંસાર ચલાવતા હતા, અને પોતાના પેટના દીકરાઓ કરતાં વડી દીકરીના દીકરાઓને એટલી તો પનાહ આપેલી સંભળાઇ છે કે તેના પુનપરતાપથી તે બેઉ ભાઇઓ આજે સરવે પાંતીએ શકતીવાન થઇને તે માહેલા એક તો શ્રીમંતને દરજ્જે પહોંચયા ઉપરાંત 'સ્ટાર ઓફ ઇંડયા' તથા 'સર નાઇટ' ના નામીચા ખેતાબોથી આપણી વસ્તીમાં પ્રકાશી રહેલા છે." આ ઇશારો સર કાવશજી જહાંગીર નાઇટ (૧૮૧૨–૭૮) વિષે છે.

## ધારા બાંધનારી સભા.

ચાર વરસ પછી તેમના મરણના રોજે (તા૦ ૨૦ મી ઓગસ્ટ ૧૮૫૫ માં) મુંબઇ મધે જરથોસ્તીઓને માટે ધારા બાંધનારી સભા ઉભી થઇ હતી.

# પ્રકરણુ ૨૭ મું

—:o:—

## શેઠ ખરશેદજી અરદેશર દાદીનું ઉઠમણું—ગરીબ ઇરાનીઓ માટે ધર્મશાળા

—

તા૦ ૨૨ મી સપ્ટેમ્બર ૧૮૪૮ ને દીને મી૦ ખરશેદજી અ. દાદીશેઠે એક ઘર ખરીદ કરી લીધું હતું જ્યાં જરથોસ્તી છોકરાંઓને ઝંદ અવસ્તા શીખવવા સારૂં નિશાળ તથા ઇરાની પારસીઓને ઉતારાની જગો કરીને રાખી હતી. અત્રેના નાચાર ઇરાની જરતોસ્તીઓના ફંડના ત્રસ્ટીઓએ ઇ. સ. ૧૮૫૧ માં ચોપાટી મધે લાચાર ઇરાનીઓને રાખવાને માટે એક વાડીની જગો શ્રીમંત રામાનંદ શરસવતી સવામી પાસેથી રૂ. ૪૪૧૬ ની કીંમતે વેચાતી લીધી હતી જેમાં સર જમશેદજી જીજીભાઇએ પણ રૂ. ૨૦૦૦ બે હજાર બક્ષેસ આપ્યા હતા.

**ઇરાનીઓ માટે ધર્મશાળા**

તા૦ ૨૩ મી ઓગસ્ટ ૧૮૫૧ ને દીને મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના ઉઠમણાની મીજલસમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૧૦૦૦ તથા ત્રણે દીકરાઓ શેઠો અરદેશર, નસરવાનજી અને હોમજીએ મળી રૂ. ૩૦૦૦ તથા દીકરીઓ બાઇ મહેરબાઇ તથા માણેકબાઇએ રૂ. ૧૦૦૦ તથા દીકરીના દીકરાઓ શેઠો કાવસજી જાંહગીરજી રેડીમનીએ રૂ. ૧૫૦૦ અને શેઠ હીરજી જાંગીરજી રેડીમનીએ રૂ. ૫૦૦ મલી રૂ. ૭૦૦૦ ની રકમની ગરીબ ઇરાંનીઓને રહેવાને વાસ્તે ડુંગરવાડી આગલ ઇરાનીઓનાં ફંડના ત્રસ્ટીઓએ જે જમીન લીધેલી હતી તે ઉપર એક મીલકત એ મરનાર શેઠીઆનાં નામથી બાંધવા સારૂં તંદરોસ્તી પઢાવી હતી (એ ઉપરાંત રૂ. ૫૫૧ ની રકમ પરચુરણ ધર્મ ખાતાંઓમાં આપી હતી.) આ ઉપરથી શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના પુનને માટે તેમના સાહેબજાદાઓએ રૂ. ૧૫ હજાર ખરચી ઇરાનીઓને રહેવા માટે એક ધર્મશાળા બંધાવી હતી.

**ઉઠમણુ**

આ ધર્મશાળા ખોલ્લી મુકવાની ક્રિયા તા૦ ૨૦ મી ઓગસ્ટ ૧૮૫૩ (રોજ ૨૯ માહ ૧૨ (ક) ૧૨૨૨ યઝદને દીને એક જાહેર જશ-

નથી કરવામાં આવી હતી. જશનની ક્રિયા દસ્તુર રૂસ્તમજી કેકોબાદજી મુલ્લાં ફીરોઝે કરી હતી. ત્યાર બાદ શેઠો અરદેશર, નશરવાનજી તથા હોમજી ખરશેદજી દાદીશેઠ તરફથી પંચાતના સેક્રેટરી શેઠ પેસ્તનજી માણેકજીએ એક અનજુમન પત્ર વાંચી સંભલાવ્યો હતો જેમા જણાવ્યું હતું કે એ ધર્મશાળા નાચાર ઇરાની જરથોસ્તી મરદો, ઓરતો તથા બચ્ચાઓને ઉતારો આપવાના તથા રહેવાના કારણ સર ઇરાનીઓના ફંડના ત્રસ્ટી સાહેબોના સ્વાધીનમાં આપી છે અને તેનું કાયદા પ્રમાણે ત્રસ્ટ દીદ કરવામાં આવશે. એ પછી મુંબઇની પારસી પંચાત તરફથી શેઠ નવરોજી જમશેદજી વાડીઆએ તથા ઇરાનીઓનાં ફંડના ત્રસ્ટીઓ તરફથી શેઠ માણેકજી નશરવાનજી પીટીટે ઉઠી શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠને આ ધર્મના કામની ખુશાલીમા એક શયાલ હોરાડી માન આપ્યું હતું. એ બાદ એ ત્રણે ભાઇઓ તરફથી રૂ. ૨૦૦) ની રકમ ધર્મ ખાતાંઓમાં તથા શેઠ કાવશજી જાંગીરજી રેડીમની તરફથી રૂ. ૧૦૦૦ ની રકમ ઇરાનીઓના ફંડમાં જુદું ખાતું પડાવી આપવાની તંદરોસ્તી પહાવી હતી.

"શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠની ધરમ શાળા"

તા૦ ૮ મી સપતેમ્બર ૧૮૫૩ ને દીને મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના પુન માટે શેઠો અરદેશર ખરશેદજી દાદી, નશરવાનજી ખરશેદજી દાદી, તથા હોમજી ખરશેદજી દાદીશેઠે લાચાર ઇરાની જરથોસ્તીઓના ત્રસ્ટ ફંડ માટે રૂ. ૧૫ હજારની કીમતની ચોપાટીની ધર્મશાળા (જે ૨૮૦૦ ચોરસવાર જમીન ઉપર આવી છે તે) શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠની ધર્મશાળાનું નામ આપવાની શરત સાથ બક્ષેશ આપી હતી. આ ઇમારત ઉપર નીચે મુજબ ત્રણ જગ્યાએ તખ્તી મારવાની શરત કીધી હતી:-

તખ્તી

એ મુજબ આ ધર્મશાળાના ઓટલા ઉપર નીચલી તખ્તી ઇંગ્રેજી ગુજરાતી તથા ફારસી ભાષામાં છે:-

"શ્રી પાક ઇઆજદાંનાં નામથી શેઠ ખરશેદજી અરદેશર દાદી શેઠની ધરમશાળા તરસ્ટમાં આપી છે. ગરીબ જરથોસ્તી ઇરાનીઓને

વાસ્તે ઇઅજદેજરદી સને ૧૨૨૨, અંગરેજી સને ૧૮૫૩, ગુજરાતી સંવત ૧૯૦૯ વીક્રરામાજીત."

"In the name of God Amen, Cursetjee Ardesher Dadiset's Dharamsala under Trust for the Destitute Iranee Parsee Zoroastrians erected in the year Yezdezerd 1222, Vicramajit 1909 and Christian 1853"

આ બાબેતું એક ત્રસ્ટડીડ શેઠો અરદેશર ખરશેદજી દાદી, નશરવાનજી ખરશેદજી દાદી અને હોમજી ખારશેદજી દાદી (એક તરફથી) અને શેઠો માણેકજી નશરવાનજી, રૂસ્તમજી રતનજી વાડીઆ, મહેરવાનજી ફ્રરામજી, જમશેદજી પેસ્તનજી અને કાવસજી અરદેશર જેઓ મજકુર ઇરાની ચેરીટી ફંડના ત્રસ્ટી હતા તેઓ (બીજી તરફથી) વચ્ચે થતું હતું. અને તેમાં એવો બંદોબસ્ત કીધો હતો કે એ ધર્મશાળા હમેશા લાચાર ઇરાનીઓને રાખવાના કામસરજ વાપડે અને અગરજો હવે પછી એવો બનાવ બને કે એ ધરમશાળામાં લાચાર ઇરાનીઓ નહી રહે તો જરથોશતીઓની સંગાથે એલાકો રાખનારાં એવાંજ બીજાં કોઇ ધરમનાં કારણુસર મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના વડા દીકરા શેઠ અરદેશરની અથવા તેમના મરદ વારેસની અથવા તેમને ત્યાં મરદ વારેસો ન હોય તો શેઠો નશરવાનજી અને હોમજીના, અને તેમને ત્યાંબી ન હોય તો શેઠો હીરજીભાઇ અને કાવશજી જાંગીરજી રેડીમનીના મરદ વારસોની પરવાનગી લઇને વાપડે.

એ પછી તા૦ ૧૪ મી સપટેમ્બર ૧૮૫૩ ને દીનથી એ ધર્મશાળામાં ઇરાનીઓને રાખવામાં આવ્યા છે. આ મકાનની આસપાસની ખાલી જગા ઉપર એવાજ કારણુસર જેબી જરથોસ્તી બીજી ઇમારત બાંધવા ચાહે, તો તે અમલા તથા મકાનની મુલતવીઓની પરવાનગી મેળવ્યાથી તેવા શખસ અથવા શખસોને છુટ આપવાનું મઝકુર ખતમાં દાખલ કીધેલું કહેવાય છે.

એ ધર્મશાળાને લગતી જમવાની જગા કમી હોવાથી અને શહેર સુધારા ત્રસ્ટે આસપાસની જગા ઉંચી કરવાથી છાપરૂં જે બીસ્માર હાલતમાં આવ્યું હતું તે ઉચકવું પડવાની જરૂર પડી તેનો લાભ લઇને એ ઓટલાપર માળ કરવાનો ધર્મ

શાળાના ટ્રસ્ટીઓએ ઠરાવ કીધા હતા કે જેથી ધર્મશાળાના વ્યવહારમાં મોકલાસ થાય અને ઇરાનથી વખતે વધુ જરથોસ્તીઓ આવે તેઓની પણુ સગવડ સચવાય. આ બાબે શેઠ હીરજી અરદેશર દાદીશેઠની પરવાનગી તા૦ ૧૯ મી એપ્રીલ ૧૯૦૯ ના પત્રમાં માગવામા આવી હતી તેનો કશો જવાબ મોકળવામાં આવ્યો ન હતો. (જુવો Print containing various Deeds and Letters in respect of Destitute Earany's Charity Fund.)

### ઇરાનીઓનો ઉતારો.

સર કાવસજી જહાંગીર, જેમના મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદી મમાવા થતા હતા, તેવણે શેઠ ખરશેદજીવાલી ધર્મશાળાના કંપાઉન્ડમાંજ તેની પડોશમાં એક બીજી ધર્મશાળા બંધાવી હતી.

**તેમના નામનું પંચાએતમાં ખાતું.**

તા૦ ૬ ઠી ઓગસ્ટ ૧૮૫૩ ને દીને શેઠ કાવસજી જાંગીરજી રેડીમનીએ મુંબઇની પારસી પંચાતના ફંડના ટ્રસ્ટીઓ જોગ રૂા. ૩૦ હજારની સરકારી નોટ ખર્ચ ખાતે આપી હતી, અને તે બાબે એવી શરત કીધી હતી કે એ રકમના દર દશ દશ હજારનાં ત્રણ ખાતાં પંચાતના દફતરમા પાડવાં જેમાંનું એક મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠ તથા તેમના ધણ્યાણી મરહુમ બાઇ ભીખાઇજીના નામનું અને બીજું મરહુમ શેઠો જાંગીરજી હીરજી રેડીમની તથા દાદીભાઇ ખરશેદજી દાદીશેઠના નામનું. એ ખાતાંઓની રકમનાં વ્યાજમાંથી અર્ધો ભાગ આંધલા પાંગલાં તથા નાચાર જરથોસ્તીઓની પરવરશી કરવાના ખરચમાં તથા અરધો ભાગ ટ્રસ્ટીઓની નજરમાં આવે તેવાં જરથોસ્તી ધર્મના કામમાં વાપરવા ફરમાવ્યું હતું.

**પંચાએત માટે ખાતું.**

શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના તથા તેવણુના ધણીઆણી બાઇ ભીખાઇજીના પુનને માટે સંવત ૧૯૦૯ (ઇ. સ. ૧૮૫૩) માં સર કાવસજી જાંગીર નાઇટ સી. એસ. આઇ.એ એક ખાતું (નં ૨૨૭) પાડી મુંબઇના ગરીબોના ફંડમાં તથા અવસ્તા નીશાલ ફંડમાં રૂ. ૧૦૦૦૦ ની ૩॥ ટકાની નોટો આપી હતી.

લાચાર ધરાનીઓને માટેના ધર્મખાતાનું એક ટ્રસ્ટ ડીડ તા૦ ૧૩ મી અકટોબર ૧૯૧૪ ને દીને થયું હતું

ટ્રસ્ટડીડ. જે મધે સરકારી જામીનગીરીની નોટ રૂ. ૪,૩૨,૬૦૦ ની મુંબઇ બેંકમાં મેલી તેનું ટ્રસ્ટ કરવામાં આવ્યું છે.

---

# પ્રકરણ ૨૮ મું.

——:o:——

## બાઇ ભીખાઇજી તે ખરશેદજી અરદેસર દાદીશેઠના ધણીઆણી.

———

બાઇ ભીખાઇજી, શેઠ હીરજી જીવણજી રેડીમનીના બેટી થતાં હતાં.

**મરણ.** એવણ પોતાના વડા બેટા દાદીભાઇ ખરશેદજી અ. દાદીશેઠના મરણની ૬ દિવસ આગમજ તેની ગંભીર બીમારી જોઇ હેબત ખાઇને રોજ ૧૯ મો માહ ૨ જો (ક) ૧૨૦૬ યઝ. (તા૦ ૧૮ મી અકટોબર ૧૮૩૬) ને દીને મરણ પામ્યાં હતાં.

બાઇ ભીખાઇજીના ઉઠમણામા તેમના ધર્મ ખાતાંને સારૂં ચોપાટીના દોખમાની પછવાડે ખંબાલા હીલ તરફની

**ઉઠમણું.** તેમની જગામાંથી એક ગાડી જાય એટલો રસ્તો તેમના ધણી ખરશેદજીએ અંજુમનના વપરાસને માટે આપયો હતો તેમજ રૂ. ૧૫૦૦ ની રકમ કદમી ગાહમ્બરના ફંડમાં, રૂ. ૬૦૦ પંચાતને લગતા આંધલાં પાંગલાંના ફંડમાં તથા રૂ ૫૦૦ નાવારેસ ઇરાનીઓના ખાતામાં આપ્યા હતા.

એમના મરણને લગતી છાપાની નોંધઃ—

### [મુંબઇ સમાચાર]

તા૦ ૧૮ મી અકટોબર. ૧૮૩૬

### ભીખાઇજી તે ખરશેદજી અરદેસર દાદીશેઠના ધણીઆની.

હમો સઘળા જરથોસ્તીઓને ખબર આપવાને ધતારત અને અગતનું જાણીએચ તેથી જાહેર કરીએચ કે નાંમીચા નામના અને ધરમાતું ખાનદાંનના શેઠ ખરશેદજી અરદેશરજીની ધણીઆણી શેઠાણી ભીખાઇજી ગએઆ મંગલવારને દને રાતના થોડા કલાકના માંદમો આ જગતના લોકોમાંથી નીશરીને સદાના સવરગવાસી લોકોમાં કુચ કીધી તેથી એ બાઇના ધણી તથા છઈઆ તથા કુંટમબ પરીવારમાં એ બાઇના મોટા ગુણની ઇઆદથી મોટું દુખ ઉપજે છે. તેણાનાં ઉઠેઆણાને દાહડે એ મરનાર બાઇના ધરમ ખાતાને સારૂ તથા

ચંદરોકાલ સુધીના નામ લેણુનિ ચકી પારસી ગનેઆતના લોકોનું દખમુ જે ચોપાટીના ડુંગર ઉપર છે તેહની પછવાડે ખંમબાલા તરફથી એ મરનાર બાઇની જગો આપીને તેહમાંથી એક ગાડી જાએ એટલો રસતો પારસી ગનેઆતના લોકોને વાપડવા સારૂ ધરમખાતામે શેઠ ખરશેદજી અરદેસરજીએ આપેઓ છે. વાસતે એ ગાડીનો રસતો થાશે તો જે લોકોથી ચડવાની અડચણને લીધે ધરમની ક્રીરીઆનાં કારણસર તે જગોએ જાવાને બનતું નથી તેણાને જાવાને બની આવશે. કાંજે ગાડી છેક ઠેઠ જાએ એટલે પછે કોઇને કસી રીતે અડચણુ રહે નહી. વાસ્તે એ કામ હેવું બનેઉચ કે એ ધરમની યાદદાસત સદાકાલ રહેશે કેમકે હાલમાં જે રસતો છે તે ચડવાને ઘણો અડચન અને અગવર ભરેલો છે તેથી હેવો સુતરો રસ્તો થાવાની શું મોટું કે શું નાધલું ઘણા વરસ થાએઓ વાત જોતા હતાં તે કામ શેઠ ખરશેદજીની મોટી હીમતથી બનેઉં છે.

(મુંબઇના સમાચાર ૨૩ મી અક્ટોબર ૧૮૩૬.)

## પ્રકરણ ૨૯ મું.

—:૦:—

### શેઠ દાદીભા ખરશેદજી અરદેશર દાદીશેઠ.

એવણુ શેઠ ખરશેદજી અરદેશર દાદીના વડા દીકરા થતા હતા. પોતાના કાકા શેઠ જાંગીરજીના ઇ. સ. ૧૮૨૮ માં મરણુ થવા પછી પોતાના બાપની સાથે તેમના વેપાર વણુજના કામમાં એવણુ ભાગ્યા થયા હતા અને તે પેહેડી ખરશેદજી અરદેશરની કું.ના નામથી ચાલુ કીધી હતી અને તેવણુ થોડા વખતમાં માનીતા થઇ પડયા હતા.

**તેમનો ધંધો.**

**ઇંગ્રેજીમાં ખબરદાર.**

શેઠ દાદી તે વેળાએ ઇંગ્રેજી ભાષામાં તથા વેપારવણુજના કામમાં ઘણુા ખબરદાર ગણુાતા હતા.

**ગ્રાન્ડ જુરી.**

ઇ. સ. ૧૮૩૪ તથા ૧૮૩૫ માં શેઠ દાદીભાઇ ખરશેદજી અ. દાદીશેઠને સરકારે ગ્રાન્ડ જુરીમાં નેમ્યા હતા.

(૧) ઇ. સ. ૧૮૩૦ ના સપતેમ્બરમાં મુંબઇની સુપ્રીમ કોર્ટના એક જડજ સર જોન પીટર ગ્રાંટને આપેલાં માનપત્ર માટેની કમીટીમાં શેઠ દાદીને પણુ બીજાઓ જોડે શામેલ કીધા હતા.

**માનપત્રોમાં શામેલગીરી.**

(૨) સુલેહના અમલદાર તથા ગ્રાંડ જુરીના હક માટે ઓન. સર ચાર્લસ ગ્રાન્ટના માનપત્ર ઉપર તેવણુની સહી લેવામાં આવી હતી.

**ચેમ્બર ઓફ કોમર્સ.**

ઇ. સ. ૧૮૩૬ માં મુંબઇના ચેમ્બર ઓફ કોમર્સની પહેલી કારોબાર મંડળીમાં તેમની નેમણુંક થઇ હતી.

**મરણુ.**

શેઠ દાદીનું અકાળ મરણુ રોજ ૨૫ માહ ૨ જો (ક) ૧૨૦૬ યઝ. તા. ૨૪ મી અકટોબર ૧૮૩૬ ને દીને ફક્ત ૨૯ વરસ ની વયે નીપજ્યું હતું.

**મરણુ માટે જાહેર શોક.**

તેમના મરણુના શોકમાં મુંબઇની કોટ મધેની અંગ્રેજ બજાર તથા ચકલામાંની પારસી દુકાનો બંધ કરવામાં આવી હતી.

'મુંબઇનો બહાર' મુજબ "એવણુ શરીરની બીમારીથી એવા તો નાતવાન થઇ ગયા કે તેમનું શોહરાઇ રહેલું શરીર જોઇને તેવણુના મહેરબાન માતાજી શેઠાણી હેભત ખાઇને રોજ ૧૯ મો માહ ૨ જે કદીમી શાલે ૧૨૦૬ એ મરણ પામેઆં અને ૨૫ મે રોજે આ જવાન શેઠ પણુ પોતીકાં ઘરડાં બપાઇ, બાપ તથા જવાન ભાઇઓને ગમગીનીમાં નાંખી બહેસ્તતસીન થએઆં." (પા. ૩૧૯.)

**માતાએ આપેલો ભોગ**

**ઉઠમણું.**

જવાન શેઠ દાદીભાઇના ઉઠમણામાં તેમના પીતા શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠે રૂ. ૧૫૦૦ ની રકમ કદમી ગાહબાર ફંડમાં, રૂ. ૨૫૦ પારસી પંચાતને લગતા આંધલાં પાંગલાંના ફંડમાં તથા એટલીજ રકમ નાવારેસ ઇરાનીઓના ધરમ ખાતામાં આપી હતી.

**પંચાયતમાં ખાતું.**

૧૮૫૩ ના સાલમાં શેઠ કાવસજી જાંગીર રેડીમનીએ રૂ. ૧૦ હજાર આપીને તેમના પોતાના પીતા શેઠ જાંગીરજી હીરજી રેડીમની તથા મામા શેઠ દાદીભાઇ ખરશેદજી દાદીશેઠનાં નામનું ખાતું પડાવ્યું હતું.

**ધણ્યાણી.**

શેઠ દાદીભાઇ ખરશેદજી દાદી પહેલાં તેમના કાકા શેઠ જહાગીર અરદેશર દાદીશેઠના વડા દીકરી બાઇ પીરોજબાઇ સાથ પરણ્યા હતા. તેમના બીજી વારના ધણ્યાણી બાઇ પીરોજબાઇ સુરતવાળા શેઠ ડોસાભાઇ કીલ્લાવાલાના બેટી થતાં હતાં જેમને કાંઇ બચ્ચાં થયા ન હતા.

(૧) શેઠ દાદી ખરશેદજી દાદીશેઠની સુનાબાઇ નામે એકપુરી બેટી હતી અને જેવણુ જાણીતા અકાબર શેઠ ખરશેદજી ફરદુનજી પારખનાં બીજી વારના ધણ્યાણી થતાં હતાં. અકસ્માત બારીયેથી પડવાથી તેમનું અકાળ મરણુ તા૦ ૨૦ મી અકટોબર ૧૮૯૫ ને દીને નીપજ્યું હતું.

**તેમના બેટા.**

શેઠ દાદીના મરણુની જાહેર નોંધો.

## [પારસી પ્રકાશ.]

મરણ–દાદીભાઇ ખરશેદજી દાદીશેઠ, ઉમર વર્ષ ૨૯, શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના વડા દીકરા. એવણ પોતાના કાકા શેઠ જાગીરના ઇ. સ. ૧૮૨૮ માં મરણ પછી પોતાના બાપની સાથે તેમના વ્યાપાર વનજના કામમા ભાગ્યા થયા હતા. અને તે પહેડીનું નામ ખરશેદજી અરદેશરની કુંપનીના નામથી ચાલુ કીધું હતુ. એવણ તે વેળાએ ઇંગ્રેજી ભાષામાં તથા વ્યાપાર વનજના કામમાં ઘણુા ખબરદાર જણાતા હતા, અને સઘળી નામીચી મંડળીઓમાં સામેલ હતા. એવણના ઉપલી જવાન વયે મરણ પામવાથી અતરેના લોકોમાં ઘણી દલગીરી ફેલાઇ હતી. એ મરનારના સોગમો અંગરેજ બજારમાંના તથા ચકલામોના પારસી દુકાનદારોએ સરેસ્તા પરમાણે હરખાં હરખાં દુકાન બંધ રાખીઆં હતાં.

## [મુંબઇ સમાચાર]

તા૦ ૨૪ મી અકટોબર ૧૮૩૬.

રોજ ૨૫ માહ રે (કo) ૧૨૦૬ યજદજરદી

### દાદીભાઇ ખરશેદજી દાદીશેઠ.

હમો આ દુખ અને શંનતાપ ભરેલું મરતીઉક મમબઇની ટીપોમાં દાખલ કરીએચ કે જે લખવાથી અમારો હાથ ઠરઠર ધ્રુજેચ અને હમારૂ હઇઉ નેતરના ઝાડની મીશાલે કાંપેચ અને હમારી કલમ આગલ ચાલવાથી અટકેચ કે તારીખ ૨૪ મી ચાલતા મહીનાની એ રાતના પોતાના વડવાની હવેલીમો શેઠ દાદીભાઇ ખરશેદજી અરદેશરજી શેઠનાએ આશરે ૨૯ વરશની વએમો થોડા દાહડાનાં માંદથી આ તરણુ પાંચ દાહડાની વગર ભરોશાની અને ખોટી માએઆની જમતમાંથી નીશરીને સદાના સવરગવાશી અમરગી લોકોમાં થઇ પોતાનો ચંદરાકાલ શુધીનો વાશો કીધો. એ મરનાર બાપદાદા પરદાદાથી આએ ટાપુમો શેઠનું નામ પામેલો નમનતાઇનો માહાતાબ અને ખુબસુરતીનો આફતાબ, શુધીનો શમુદર અને માએઆનો કોટ, વેપારનુ છતર અને મીલનશારીનું તાજ, મીતરાચારીની ખાન અને ધરમ નીતીનો ઠાંમ, શવભાવનો ધીરો અને શબ્દોનો મીઠો, હેવો ગુનવાંન એ મરનાર ધણી હતો. એ મરનારના શેઠઇના નામની એ ઓલખાંન આપીએ તો દાદીશેઠના

વંનશથી છે કે તેહનેથી આખા પારસીના ટોલાને નામીચું નામ અને મોટું માન મલેઉ છે કે જેહની બઆદ વરસો ગુજરી ગએઆંચ તોપણ હર ઘડીએ અને હર વેલાએ શુ નાઘલાં કે શુ મોટાંના મોડાંમોથી કજુ ખાશતી નથી કે જેણે પારસીના આખા ટોલામાં ભલાંને સારૂ જે વખતમો મુંમબઇમો પારસીઓ કશી જાજી ગણતરીમો નહી હતા. અને આટલા દરવ તથા નામે વધીઆતા નહી તેવા વખતમો લાખો રૂપીઆ ખરચીને પોતાની ગનેઆતનું નાંમ ઉઠાવેઉં છે કે તે વાતને એક બાલક પણ આજના વખતમોબી તેહની પછવાડેના નામ લેણાંની ઈધાણીથી કબુલ કરે છે. તેવા નામીચા ધણીનાં નામનો અને તેહની શેઠાઇની બરાબરનાં ધપનો તેહનેથી ચોથો ધણી એ મરનાર હતો. —ચંદરના ઠંડક ભરેલા અજવાલાની જેવી ખુબી છે તે પરમાંણે એ મરનારે સરવ સાથે નમનતાઇમાં ખુબી કીધી છે કે શું દરવવાંન કે શું ગરીબ સરવ કોઇને સરખી રીતે નમીને આબરૂ આપીઆ વીનાં એ રહેઅતો નથી કે તેથી કરીને સરવ કોઇનો આતમાં એ મરનારને જોઇને ઠંડો થાતો હતો.—એ મરનારનું મોહડું અને ચેહેરો ચલકાત અને તેજી ભરેલો અને શદાનો હશતો હતો કે તેથી કરીને એ મરનારના હશતાં મોડાંને જોવાથી સરવ કોઇને શદા મોટી ખુશાલી ઉપજતી હતી.—એ મરનારમો બુધી હેવી પરાપત થાઇ હતી કે તેથી કરી એ મરનાર સંગાથે મોટા મોટા કારબારો શમંનધી નામીચા શાહેબો વીચાર કરતા અને એ મરનારનાં ડહાપણ ભરેલા વીચારને તેવા શાહેબો પરશંન કરી કબુલ રાખતા.—એ મરનાર હેવો તો માએઆવંત હતો કે જે કોઇ ધણી પોતાના દુખશર એ મરનાર આગલ જાઇ ઉભો રહે તો તે ધીઆનમો લેઇ સાંભલી તેહનો પોતાથી જે બનતો તે ઉપાએ કરવાને મેહેનત કરતો. પણ કશી રીતે કંનટાલો ખાતોતો નહી.—વેપારના કામમો હેવો શારો માહીતગાર હતો કે ખરશેદજી અરદેશરજીની કંપનીની આએ ટાપુમોની નામીચી પેહેડીનો શઘળો કારભાર ઘણોખરો એ મરનાર ચલાવતો હતો. તે શાથે એ પેહેડીનો વેપાર પણ આગલના કરતાં એ મરનારની હીમતથી તથા શુધાં કામથી ઘણો વધી ગએઓતો. અને હજુર પણ એ મરનારની હોશીઆરીથી વધતે. તેજ પરમાંણે એ મરનાર અંગરેજી પેહડીવાલાઓને તાંહાનો કારભાર પણ શારી રીતે ચલાવતો હતો તેથી કરીને તે અંગરેજ લોકો એ મરનારને પોતાના પરાંણી ભીતર જેવો ગણતા હતા. આજે મુમબઇમો, જેટલા વેપારી અને શારા-

માણુશો છે તે સઘલાં સંગાથે એ મરનાર કેવો મીલનસાર હતો કે તેહની વખાંણુ આજે સરવ કોઇ કરે છે.—એ મરનારે જેણુંની સાથે મીતરાચારીનો ગાંઠ પોતાની નાધલી વગેથી બાધિઓતો તે હવાતો ચીપલાવેઓતો કે પોતાના સેવટનાં દાહડાં સુધી કશી રીતે છોડઓ નહી.—અને તેજ પરમાંણે એ મરનારે આ ટાપુનાં નાંમીયા અગર જાટલી-મેનો સંગાથે પોતાનાં ડાહાપણુ ભરેલાં બલથી મીતરાચારીની માએઆ મેલવી હતી અને તે એટલી તો વધી ગઇતી કે સારાં સારાં કામમો એ મરનારને પોતાની સંગાથે રાખી આગલ પાડતા હતા. હેવું જે કાંઇ બનેચ તે અપરંમપાર જુધી વીનાંએ અને નામીચા નામ મેલ-વેઆ વીનાંએ બનતું નથી.—એ મરનાર પોતાના વડવાઓનાં નાંમ ધેણુંના ધરમખાંતાનાં કીધેલા કામને સારી રીતે તપાસતો હતો. અને મોટી શોચનાથી તેપર નજર રાખી તે કાંમ પછવાડે મેહેનત કરતો હતો કે તેથી તે મરનારોનાં નામીચાં નામની વખાંણુ ચાલુ રેહે. અને એ મરનારનો સવભાવ અમીરાઇ પરસન હતો. હેવી ખુબીનાં અને મીથી બોલીના બોલનાર ધણીએ આ થોડા દાહડામો ધોકોને પોતાની માએઆનો ચોધો લગાડી છેકજ ટુંકી વએમો ચાલ પકડી તેથી કરીને એ મરનારનાં બાપ તથા ભાઇ તથા કુટમબ પરી-વાર કે જેણુંનાં દુખના આંશુ શુકાએઆં નથી તેણુને એક મોટો ધોકો અને અપરંપાર સંનતાપ ભરેલુ દુખ પોચેઉં છે કે તેથી કરીને આંખમાંથી પાણીની જગોએ કાલેજાનું લોહી તપકે છે. હેવા ધણીની ઇઆદ જાંહશુધી જીવશે તાંહાં શુધી કવચીત કોઇ મનથી મેલશે નહી અને હઇઆથી ભુલશે નહી. એ મરનારના ગુણુની ઇઆદ હેવીતો ધોકોનાં મનમો ઉતરી છે કે એ મરનારને લેઇ જાતી વેલા શું નાધલાં કે શું મોટાં જેણુવોથી એ મરનારના બારણું આગલ એક મોટી ઠઠ મલી હતી તે સઘલાંઓની આંખમાંથી તે વેલાએ નવભાર આંશુ ગલવા લાગા. એ મરનારનાં શોગમો અંગરેજ બજારમોના તથા ચકલામોના પારસી દુકાનદારોએ સરેશતા પરમાંણે હરધાં હરધાં દુકાંન બંધ રાખીઆં હતાં.

(મુંબઇના સમાચાર તા. ૨૭ મી અકટોબર ૧૮૩૬. પારસી મુત્યુક દફ. ૧ લું પા. ૪૪.)

જુવો, કેવી અલંકારી ભાષા મી. ચાનદારૂએ વાપરી છે!

24th October 1836.

(Bombay Courier.)

Dadybhoy Cursetjee Dadysett :—At his Father's house, in the Fort, on Monday the 24th Instant, in the 29th year of his age, Dady Cursetjee, the eldest son of Cursetjee Ardeseer Esq., the representative of the Dady family, one of the oldest and most respectable Parsee families in Bombay.

For his amiable disposition, modest and retiring deportment this excellent young man will long be remembered and lamented by all who knew him, both Europeans and Natives.

The hand of affliction has been heavy on this family of late,—the Mother having been carried off, but a few days previous to her son's death by illness said to have been brought on by anxiety on his account.

(Bombay Courier, 29th October 1836.)

એમના નબીરા-મુંબઇની પેપર કરંસી ઓફીસવાળા મી. નાનાભાઇ બરજોરજી બાટલીવાલાના માતાજી બાઇ આઇમાય, બાઇ સુનાબાઇ તે મી. દાદી ખ. દાદીશેઠના બેટીના બેટી થતા હતા.



**શેઠ ખરશેદજી અરદેશર દાદીના બેટાઓ તથા નબીરાઓ.**

(ડાબા હાથપરથી) શેઠો જમશેદજી ન. દાદીશેઠ, હોમજી ખ. દાદીશેઠ, હીરજી અ. દાદીશેઠ, અરદેશર ખ. દાદીશેઠ, નશરવાનજી ખ. દાદીશેઠ તથા દાદી નશરવાનજી દાદીશેઠ.

# અહેવાલે ખાનદાને દાદીશેઠ.

## શેઠ અરદેશર ખરશેદજી અરદેશર દાદી.

# પ્રકરણ ૩૦ મું.

——:o:——

## શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ—તેમનો વેપાર રોજગાર તથા તેમના જાહેર કામો.

——

### જનમ

શેઠ ખરશેદજી અરદેશર દાદીના બીજા દીકરા અરદેશરનો જનમ રોજ ૨૫ માહ ૧૨ (ક) ૧૧૮૪ ય. ઝ., તા૦ ૨૦ મી ઓગસ્ટ ૧૮૧૫ ને દીને થયો હતો.

**વેપાર**

શેઠ અરદેશર તા. ૬ ઠી નવેમ્બર ૧૮૩૯ થી પોતાના બાપની ખરશેદજી અરદેશરની કું૦ માં ભાગ્યા થઇ તેમના ઓહલા વેપાર તથા મેસર્સ હીગીન્સ એંડ કારડવેલ, જોન સ્કીનર, ગ્રેની કું, પીલ કેસ્લ્સની કું૦ તથા કેસવેલ રોસ°ન એન્ડ કું૦ ની દલાલીના કામોમા સામેલ થયા હતા. તે પછી ૧૮૫૧મા બાપના મરણબાદ તા૦ ૧૩ મી નવેંમ્બર ૧૮૫૨ થી પોતાના ભાઇઓ શેઠો નશરવાનજી અને હોમજીને શામેલ કરી "ખરશેદજી અરદેશરના છોકરાઓ"ને નામે પહેડી ચાલુ રાખી હતી.

તેમની પહેડી વેપાર તથા દલાલી ઉપરાંત બેંકરો તરીકે શરાફી ધંધો પણ કરતી હતી.

મી. અરદેશર ખરશેદજી દાદીની પોતાના ભાઇ હોમજી સાથની ભાગીદારી જે ખરશેદજી અરદેશર એન્ડ કું૦ ને નામે ચાલતી હતી તે તા૦ ૧ લી મે ૧૮૬૫ થી છુટી પડી હતી. એ બાબે તા૦ ૧૮ મી મે ૧૮૬૫ના ટાઇમ્સ ઓફ ઇંડયા મધે નીચે મુજબ નોટીશ છપાઇ હતી:—

Notice—Dissolution of partnership.—In pursuance of the agreement of submission bearing date the 20th June 1864, we



**શેઠ અરદેશર ખરશેદજી અ. દાદીશેઠ.**

જન્મ–તા૦ ૨૬ મી આગસ્ટ ૧૮૧૫. રોજ ૨૫ મો માહ ૧૨ (ક.) ૧૧૮૪ ય. ઝ.

મરણ–તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૭૪. રોજ ૧૦ મો માહ ૧૨ (ક.) ૧૨૪૩ ય. ઝ.

hereby give notice that the partnership heretofore existing between us, and carried on under the name and style of Messrs Cursetjee Ardaseer and Co., was dissolved from the first day of May 1865.

All outstandings due to the firm are to be received by Mr. Homjee Cursetjee Dady, who alone is empowered to give a valid discharge for the same.

Ardaseer Cursetjee Dady.

Bombay, 17th May 1865. Homejee Cursetjee Dady.

આ વેળા દરેક ભાઇને ફાલે રૂ. તેર તેર લાખ આવ્યા હતા.

## એમના સામે દાવો.

ઇ. સ. ૧૮૭૦ માં શેઠ અરદેશર સામે કુટુંબી ત્રસ્ટને લગતો દાવો હાઇકોર્ટ મધે (૧૮૭૦ નો ૬૪૩) એડવોકેટ જેનરલ સાથ બાઈ હમાબાઇ ખરશેદજી દાદીશેઠે જોડાઇ માડયો હતો. તેનો ઘેરમેલે નિકાલ થયો હતો (જુઓ દાદીશેઠ ચેરીટી ત્રસ્ટ નામની ઇંગ્રેજી ચોપડી)

ઇ. સ. ૧૮૭૦ થી તેવણે અરદેશર ખરશેદજી દાદીની કુાં૦ ને નામે પહેડી કાઢી ચલાવવા માંડી હતી.

## ચેમ્બર ઓફ કોમર્સ.

મુંબઇ મધેના ચેમ્બર ઓફ કામર્સ નામનાં વેપારી મંડળ મધે શેઠ અરદેશર જોડાયા હતા અને ૧૮૪૩ ના સાલમાં એ મંડળની કારોબાર મંડળીના સભાસદ નેમાયા હતા.

## બોમ્બે લેન્ડીંગ એન્ડ શીપીંગ કું. ના ડીરેકટર.

૧૮૪૧ ના સાલમાં અત્રે બોમ્બે લેન્ડીંગ એન્ડ શીપીંગ કું.નામે વાહાણો ઉપર માલ ચહડ ઉતર કરવા માટે એક ભાગીદારી કુંપની સ્થાપવામાં આવી હતી તેના ડીરેકટરોમાં ૫) ઇંગ્રેજ અને ૨) પારસીઓ શેઠો અરદેશર ખરશેદજી દાદીશેઠ તથા મંચેરજી પેસ્તનજી વાડીઆ હતા.

૧૮૬૫ માં શેઠ અરદેશર ખ. દાદી "એશીયાટીક ફીનેનશીયલ એસોસીએશન"ના એક ડીરેકટર નેમાયા હતા. ૧૮૭૪ માં તેવણુ 'ધી બોમ્બે સીટી બેંક'ના ડીરેકટર નેમાયા હતા.

**કેસરનો વેપાર.**

શેઠ અરદેશર ખરશેદજી દાદીએ મુંબઇમાં પહેલવહેલો કેસર (saffron)નો વેપાર ચાલુ કીધો. સ્પેનમાં એલીકાન્ટ કરીને આવ્યું છે તેમાંનો એક વેપારી મી૦ પેરીઝે (Pareze) ઇંગ્રેજ બજારમાં હેલકરી તોપલામાં કેસર લઇને વેચતો તેને અરદેશરે બોલાવી પુછતાં જણાયું કે તે કેસરનો વેપારી હતો. ત્યાર પછી તેણે એમને એજંસી આપી હતી.

**વહાણો.**

દાદીશેઠના પહેલા ત્રણુ વડીલોની માલેકીના જે વહાણો હતાં તે હવે રહયાં ન હતાં. બલ્કે હવે સ્ટીમરો ચાલુ થવાથી વાહાણોની જરૂરઆતજ કમી થઇ.

**બોમ્બે એસોસીએશન.**

ઈ. સ. ૧૮૫૨ માં આ દેશના વતનીઓના લાભો સરકારમાં જાળવવા તથા તેમની હાજતો બાબે વખતેવખત સતાવાળાઓ ઉપર અરજીઓ કરવાને અત્રે "બોમ્બે એસોસીએશન" નામે એક રાજદ્વારી મંડળીની સ્થાપણા થઇ હતી. મંડળીના ઓનરરી પ્રેસીડંન્ટ સર જમશેદજી જીજીભાઇ નેમાયા હતા અને નાયબે સરનશીન તરીકે શેઠો ખરશેદજી જમશેદજી જીજીભાઇ તથા બહમનજી હોરમજજી વાડીઆને નેમવામાં આવ્યા હતા અને ૨૩ સભ્યોને કારોબાર મંડળીના મેમ્બરો તરીકે નેમવામાં આવ્યા હતા જેઓ મધે ૧૦ પારસીઓ હતા. તેઓમાં શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠને પણુ સામેલ કીધા હતા. વળી શેઠ અરદેશરે એ મંડળીના ફંડમાં રૂ. ૩૦૦ની રકમ ભરી હતી.

**ગ્રાન્ડ જુરી**

મુંબઇ મધે અપરાધીઓની તપાસ કરનારી સેસન્સ કોર્ટ ઇ. સ. ૧૮૪૬ માં અત્રેની સુપ્રીમ કોર્ટમાં સર અર્સકીન પેરીના વડપણુ હેઠળ ભરાઇ હતી તેની ગ્રાંડ જુરીમાં ચાર શેઠીયાઓ બેઠા હતા જેઓના નામો હેઠળ આપીએ છીએઃ—

શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ
,, અરદેશર હોરમસજી વાડીઆ
,, મંચેરજી પેસ્તનજી વાડીઆ
,, મહેરવાનજી જીજીભાઇ

બીજે વરસની સેસન્સ કોર્ટ સર વીલ્યમ યારડલીની હજુરમાં ભરાઇ હતી તે માટે નીચલા જરથોસ્તીઓને ગ્રાન્ડ જુરીમાં શામેલ કીધા હતા:—

શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇ
,, અરદેશર ખરશેદજી વાડીઆ
,, દાદાભાઇ રૂસ્તમજી બનાજી
,, ડોસાભાઇ જમશેદજી વાડીઆ
,, અરદેશર ખરશેદજી દાદીશેઠ

એજ માફક ૧૮૪૯ માં ઉપલાજ જડજની હજુરમાં ભરાયલી સેસન્સમાં શેઠ અરદેશર ખ. દાદીશેઠ જોડે ગ્રાન્ડ જુરીમાં નીચલા જરથોસ્તીઓને બેસાડયા હતા.

શેઠ બહેરામજી જીજીભાઇ
,, ફરામજી નશરવાનજી પટેલ
,, માણેકજી નશરવાનજી પીટીટ
,, મનચેરજી રૂસ્તમજી વાડીઆ

વલી ૧૮૫૧ થી ૧૮૬૦ સુધીની સેસન્સમાં પણ શેઠ અરદેશરને ગ્રાન્ડ જુરીમાં લેવામાં આવ્યા હતા.

તબેલાની બાહેર ગાડીઘોડા ધોવાની છુટ બાબે મુંબઇમાં કોટ મધેના મુખ્ય રહેવાસીઓએ પોલીસ મેજીસ્ટ્રેટ ઉપર ૧૮૪૭ માં એક અરજી કરી હતી કે અમારા ગાડી ઘોડાને બાહેર કાઢી રસ્તામાં ધોવા તથા સાફ કરવાનો જે ચાલ હતો તેનો અટકાવ કીધો છે અને તેથી ગાડીઘોડા હોય તે તબેલામાંજ ધોવાની ફરજ પાડે છે જેથી તબેલામાં સરદી થવાથી બિમારી વધે છે માટે ચોકસ કલાક આગળ માફકની છુટ મુકવી. આ અરજી ઉપર ૩ હીંદુ તથા ૨૭ પારસીઓએ સહી કરી હતી તેમાં શેઠ અરદેશર ખરશેદજી પણ જોડાયા હતા.

## મેજીસ્ટ્રેટોને બોહોળી સત્તા આપવા સામે અરજી

હીંદુસ્તાનની અદાલતોમાંથી પેટી સેસન્સની કોર્ટો કાઢી નાખી મેજીસ્ટ્રેટોની સત્તામાં વધારો કરનારૂ એક બીલ વડી સરકારની કાઉન્સીલમાં આવનાર હતું જે મધે મેજીસ્ટ્રેટને બાર માસ સુધીની સખ્ત મજુરીની સજા કરવાની સત્તા તથા તેના ફેસલા ઉપર અપીલ ન થાય એવું લખ્યું હતું. તેવી બહોળી સત્તા આપવા સામે મુંબઇના રહેવાસીઓએ ગવરનર-જેનરલ મારકવીસ ઓફ ડેલાઉઝીને ઇ. સ. ૧૮૪૮ ના નવેમ્બર માસમાં અરજી કરી હતી. આ હીલચાલમાં શેઠ અરદેશર ખ. દાદીશેઠ પણ સામેલ થયા હતા.

ગવરનર જેનરલની દરબાર-મારકવીસ ઓફ ડેલહાઉસીની મુંબઇ મધે ૧૮૫૦ માં ભરાયલી દરબારમાં શેઠ અરદેશર સામેલ હતા.

**વાંદરા મધે ધર્મનું દવાખાનું**

વાંદરા મધે ઇ. સ. ૧૮૫૨ ની શરૂઆતમાં એક ધર્મનું દવાખાનું પોરટુગીઝ તથા પારસી ગૃહસ્થોની મદદથી ઉઘાડવામાં આવ્યું હતું તે દવાખાનું પુરતું ન હોવાને લીધે તે ભાગી પડે એવી હાલતમાં આવવાથી તેને મદદ કરી ટેકાવી રાખવા કાજે ઇ. સ. ૧૮૫૩ ના ઓગસ્ટ માસમાં તેનો વહીવટ ચલાવવા એક કમીટી નેમવામાં આવી તે મધે શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠની નેમણુંક થઇ હતી.

## સુલેહના અમલદાર

તા૦ ૧ લી ઓગસ્ટ ૧૮૫૫ ને દીને શેઠ અરદેશર ખરશેદજી દાદીને મુંબઇ સરકારે એક જસ્ટીસ ઓફ ધી પીસ નેમ્યા હતા. એજ વેળા શેઠ શોરાબજી જાંગીરજી દાદીશેઠની પણ જે. પી. તરીકે નેમણુંક થઇ હતી.

**સુવાવડખાનું**

આગળ જણાવ્યું છે તેમ મુંબઇ મધે ગરીબ સ્ત્રીઓ માટે સુવાવડ ખાનુ સ્થાપવાનો વિચાર કરવાને તા૦ ૨૨ મી એપ્રીલ ૧૮૫૦ ને દીને અત્રેના મુખ્ય ઇંગ્રેજ તથા દેશીઓની સભા ટાઉન હોલમાં મલી હતી. તે મધે એવો ઠરાવ થયો હતો કે અત્રેની ગ્રાંટ મેડીકલ કોલેજ સંબંધ એક સુવાવડખાનું સ્થાપવું અને તેનું નામ "ધી ઓબ્સ્ટેટ્રીક

ઇન્સ્ટીટયુશન ઓફ મોઝમ" આપવું અને તે માટે એક લાયક મકાન બાંધવા અને ખરચ ચલાવવાને ઉઘરાણાની ટીપ ફરતી કરવી. આ કામ પાર પાડવા માટે એક કમીટી નેમાઇ હતી તેમાં ૧૦ ઇંગ્રેજ, ૨ હીંદુ, ૨ મુસલમાન, ૧ યાહુદી તથા ૬ પારસીઓ હતા. કમીટીએ ઉભાં કીધેલાં ફંડમાં બધા મળી રૂ. ૧૬ હજાર ભરાયા હતા જેમાં રૂ. ૧૦૪૦૦ પારસીઓના હતા. આ સુવાવડખાતુ બીજે વરસે તેયાર થયું હતું. સર તેમુલજી નરીમાનના સુવાવડખાના આગાઉ મુંબઇ મધે એ સુવાવડ ખાતું રૂ. ૩૦ હજારને ખરચે મુખ્ય કરીને સર જમશેદજી જીજીભાઇએ અરધી રકમ આપવાથી તૈયાર થયું હતું. આ સુવાવડખાનાના ફંડમાં શેઠો અરદેશર ખરશેદજી તથા તેમના ભાઇઓ નશરવાનજી તથા ફ્રામજીએ જુદી જુદી રકમો ભરી હતી.

**લગન તલાકના કાયદા**

તા૦ ૨૦ મી ઓગસ્ટ ૧૮૫૫ ને દીને પારસીઓમાં લગન તલાક તથા વારસા હીસ્સાને લગતા ધારા બાંધવા માટેના પગલાં લેવા એક કારોબાર મંડળી મુકરર થઇ હતી તે મધે શેઠ અરદેશર ખ. દાદીશેઠની પણ નેમણુક થઈ હતી.

**રોયલ એશિયાટીક સોસાયટી**

તા૦ ૧૦ મી જાનેવારી ૧૮૫૬ ને દીને અત્રેની ઓઝમે બ્રાન્ચ ઓફ ધી રોયલ એશીઆટીક સોસાયટી (B. B. R. A. S.) ની સભામાં શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઇની દરખાસ્ત અને તેને ડા. આરબકલે ટેકો આપવાથી મી૦ અરદેશર ખરશેદજી દાદીશેઠને એ મંડળીના એક સભાસદ તરીકે ચુંટી કાઢયા હતા. તેમનાજ પીતા શેઠ ખરશેદજીને વેલાતની એજ મોટી સોસાયટીના નોન-રેઝીડંટ મેમ્બરનું માન આપેલું આગળ નોંધાયું છે.

**મહારાણીની હિંદુસ્થાનની હકુમત** ઇસ્ટ ઇંડયા કું. ના હાથમાંથી ગ્રેટ બ્રીટનની નામદાર માહારાણીના સ્વાધીનમાં ગઇ તેની ખુશાલીની ધામધુમ શહેરે શહેરે થઇ હતી તે મુજબ મુંબઇમાં પણ બન્યું હતું. આ પ્રસંગે બીજા જરતોસ્તીઓ જોડે શેઠ અરદેશર ખ. દાદીશેઠે પણ પોતાના કુટુંબની ખુશાલી પ્રદર્શીત કરવા માટે શેઠ દાદાભાઇ રૂસ્તમજી પટેલ સાથ મળી ઉઘરાણું કરી કાવસજી પટેલનો

આપ્યો મોહલ્લો ખુબ સણગાર્યો હતો તથા પારસીઓનું યુન્યન બેન્ડ એ મોહલ્લામા આખી રાત રાખ્યું હતું.

વિકટોરયા મ્યુઝીઅમ એન્ડ ગાર્ડન્સ—માહારાણી વિકટોરયા તરફ આ ટાંપુના રહેવાસીઓની વફાદારીની હંમેશ સુધીની નિશાની કાયમ રહે માટે ૧૮૫૮ ના સાલની તા. ૧૫ મી ડીસેમ્બરે એક જાહેર સભા અત્રે મળી હતી જે વેળા "વિકટોરયા મ્યુઝી-યમ એન્ડ ગાર્ડન્સ" સ્થાપવામાં આવ્યું હતું. એ બાબેની કારોબાર કમીટીમાં શેઠ અરદેશર ખ. દાદીશેઠને નેમવામાં આવ્યા હતા અને તેમણે પોતાના ભાઈઓ શેઠો નશરવાનજી તથા હોમજી દાદીશેઠ સાથ મળી રૂ ૧૦૦૦ ની રકમ એ માટેના ફંડમાં ભરી હતી.

લાઇસન્સ ટેક્ષ. આ દેશમાં ધંધા રોજગાર ઉપર નાખવા ધારેલો લાઇસન્સ ટેક્ષ કાઢી નાખવા માટે એક અરજી મોકલવાને ધારા સભા જોગ અત્રેના દેશી રહેવાસીઓએ તા. ૮ મી નવેમ્બર ૧૮૫૯ ને દીને એક સભા બોલાવી હતી. એ સભા મધે એક અરજી ઉપર શહીઓ લેવાનો ઠરાવ થયો હતો. આ અરજી સઘળી ચોકસ વિગતોથી ઘડી કાઢવા માટે અત્રેનાં રાજદ્વારી મંડળ 'બોમ્બે એસોસીએશને' અગમજથી જાણીતા દેશીઓની એક કમીટી નેમી હતી જે મધે શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠને પણ શામેલ કીધા હતા.

હુલડ કમીટી. તા. ૧૩ મી ફેબરવારી ૧૮૭૪ ને દીને મુંબઇમાં મેહોમેદનોનું કહેવાતું અપમાન કરવા માટે હુલડ થયું હતું. તેની સામે પગલા લેવા તા. ૮ મા માર્ચ ૧૮૭૪ ને દીને એક કમીટી નેમાઇ હતી તેમાં શેઠ અર-દેશર ખ. દાદીશેઠને પણ શામેલ કીધા હતા.

લગ્ન. શેઠ અરદેશરના લગ્ન શેઠ ફરામજી કાવસજી બનાજીની દીકરી પીરોજબાઇ સાથ ૧૮૩૦ ના મે માસમાં થયાં હતા કમનસીબે ૧૮૪૩ મા તેમના વચ્ચે મીનાકીશો ઉભો થયો હતો.

## સંસારી મુકદમો

આ ઉપરથી તા. ૭ મી નવેમ્બર ૧૮૪૩ ને દીને બાઇ પીરોજબાઇએ પોતાના ધણી મી૦ અરદેશર સામે લગનનો રાહટવાટ કરવા માટે દાવો મુંબઇની સુપ્રીમ કોર્ટમાં માંડયો હતો.

એ મુકદમો ચુકવવા માટે કોરટની સત્તા વિષે છેક ઇ૦ સ૦ ૧૮૪૩ થી વાધો લેવાયો હતો, જે બાબે તેમને લગતો સંસારી મુકદમો તે વર્ષમાં તા. ૨૧ મી સપટેમ્બરે ચીફ જસટીસ સર હેનરી રોપર તથા પ્યુની જડજ સર અરસકીન પેરીએ ચુકાદો આપ્યો હતો કે પારસીઓના સંસારી મુકદમા ચુકવવાને સુપ્રીમ કોરટને સત્તા છે. ઇ૦ સ૦ ૧૮૫૪ માં એજ મુકદમાના સંબંધમાં તા૦ ૫ મી જુલાઈને દીને ચીફ-જસટીસ સર વીલ્યમ યારડીલીએ પણ તેવુંજ મત, પણ પ્યુની જડજ સર ચારલસ જેકસને તેથી ઉલટું મત, આપ્યાથી અંતે એ બાબદ ઇંગલાંડ મધે પ્રીવી કૌનસીલના ફેસલા ઉપર ગઇ હતી, જ્યાં તા. ૧૭ મી જુલાઇ ૧૮૫૬ દીને ચાર ચુનંદા ન્યાએધીશો (હાઇ કોરટ ઓફ આડમીરલટીનો જડજ, ડચી ઓફ કારનવાલનો ચાનસેલર, સર એડવરડ રાયન અને સર ગોરન્સ પીલ) એ ચુકાદો આપ્યો કે મુંબઇની સુપ્રીમ કોરટની "ઇકલીજીઆસટીકલ સાઇડ"ને પારસીઓના લગન સંબંધી વાંધાના મુકદમાઓ સાંભળવાની સત્તા નથી. (6 Moore's Indian Appeals p. 348.

પ્રીવી કાઉન્સીલના ઉપલા ચુકાદાના પરીણામે પારસીઓને લગન તલાક તથા રાહાટવાટ બાબે કાંઇ પણ રાહત કોર્ટ તરફથી મલી શકી નહી. આ કારણને લીધે ખાસ કાયદો ઘડવાની જરૂર બાબે તા૦ ૩૧ મી માર્ચ ૧૮૬૦ ને દીને મળેલી વડી ધારાસભાનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતુ.

હાઇ કોર્ટની સ્થાપણા કરવા માટે જે લેટર્સ પેટંટ મળ્યાં હતાં તેની જોડેના સર ચાર્લ્સ ઉડના તા૦ ૧૪ મી મે ૧૮૬૨ ના પત્રમાં પણ માજી પ્રીવી કાઉન્સીલના ચુકાદા તરફ ધ્યાન ખેંચ્યું હતું કે:—

Peerozebaee v. Ardeshir Cursetjee Dady.

It was decided on 17th July 1856 by the highest Court of Indian Appeal, namely the Privy Council, in the above case that

in matters affecting marriage and conjugal rights the Supreme Court in Bombay does not possess any power to exercise jurisdiction over the Parsees. In consequence of this decision, in all cases relating to marriage, divorce and restitution of conjugal rights, the Parsees were without any remedy whatever which could be legally enforced ( Legislative Council Proceedings 31-3-1860.)

### કોર્ટના વકીલો

તે વેળા અત્રેની રીકોર્ડરની કોર્ટમાં સઘળા બેરીસ્ટરો તથા વકીલો યુરોપીઅનો હતા.

## પ્રકરણ ૩૧ મું.

—:o:—

### શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ પોતાના વડીલોનાં ધરમખાતાંના મેનેજર તરીકે.

—

**ધરમના મકાનો માટેની આવકની ખુટ.** વખત જતાં કુટુંબી ધર્મના મકાનો જેવાં કે અગીયારી, આતશબહેરાંમ, દોખમું, ચોપાટીની વાડી, દંતોરા તથા ચોપાટીની ધર્મશાળા અને મહાલક્ષ્મીમાં પાણીના પરભ વિગેરેની મરામત વિગેરેના ખરચ માટે માહેકો જે જાગીરો તથા મીલકતો અલાહેદી કાઢી ગયા હતા, તેની ઉપજ એટલી તો થોડી થવા લાગી કે સઘળા મકાનોના કામોને તે પુરી પડતી ન હતી.

**દસ્તુરને માટેનું મકાન.** એટલા માટે કદીમ આતશબહેરાંમના ચોકમાં દસ્તુરોને રહેવા માટેના ઘેરનો કેટલોક ભાગ તેઓ પાસેથી ખાલી કરાવી લઇને ભાડે આપવાની જરૂર જણાઇ, કે તે ઘેરનાં ભાડાંની ઉપજમાંથી ધરમના કામોનો નીભાવ થાય.

**મરામત.** આતશબહેરાંમની ઇમારતની મરામત ઘણી વાર કીધામાં આવી હતી તો જો કે આતશબહેરાંમ સાહેબના તખ્તને અસલ જગો ઉપરથી બીલકુલ ખીસાડવું પડયું નહતું. ૧૮૭૨ માં મરામત થઇ તે બાએ બાઇ ભીખાઇજી ખ. દાદીશેઠના મરણ ટાંકણે જે થાપણ તેણીની પુંજીમાંથી અરદેશર ખ. દાદીશેઠે ઉભી કરીને પોતાને ત્યાં વ્યાજથી વધારી હતી, તેમાંથી શેઠ અરદેશરની સંગાથે શેઠો ખરશેદજી કાવસજી આલબરનરના તથા મનચેરજી હોરમસજી કામાની દેખરેખ હેઠળ કેટલોક ખરચ કરીને મોટા કેબલાનું કામ સરનજાંમ પહોંચાડયું હતું. તે સાથ કોટની અગીયારીની ઇમારતની મરામત પાછળ મોટો ખરચ થયો હતો.

મરહુમ શેઠ દાદીભાઇ નોશીરવાનજીવાળાં કદમી આતશ બહેરામના મકાનમાં તેના મુતવલી શેઠ અરદેશર ખ. દાદીશેઠે ઇ. સ. ૧૮૭૨ માં કેટલોક ફેરફાર કરાવી તેની મરામત કીધી હતી. તે બાબે ખુશાલી જાહેર કરવા રોજ ૯ માહ ૯ (ક) યઝ. ૧૨૪૨ (તા૦ ૨૭ મી એપ્રીલ ૧૮૭૩) ને દીને એક જશન કરવામાં આવ્યું હતું તે વેળા દસ્તુર સોરાબજી રૂ. મુલ્લાં ફીરોજનાએ જાહેર કીધું હતું કે એ પાક મકાન રૂ. ૩૦૦૦ ખરચી શેઠ કાવસજી બહેરામજી લીલાંઉ-વાળાએ તેમના ધણયાણી બાઈ ભીખાઇજી એદલજી ઓરંબ્રેસના પુનને માટે રીપેર કરાવ્યું હતું.

**આતશબહેરામની મરામત**

તા૦ ૨૫ મી મે ૧૮૭૩ (રોજ ૭ માહ ૧૦ (ક) ૧૨૪૨ યઝ.) ને દીને મરહુમ બાઇ માણેકબાઈ તે મરહુમ શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠનાં બહેન અને મરહુમ શેઠ નાનાભાઇ નશરવાનજી બનાજીનાં વીધવાનાં ઉઠમણામાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૩૦૦૦, દીકરીના દીકરા શેઠ મંચેરજી નવરોજજી બનાજીએ રૂ. ૧૦૦૦ અને દીકરીની દીકરી સુનાબાઇ તે શેઠ હીરજીભાઇ અરદે-શર દાદીશેઠનાં ધણીઆણીએ રૂ. ૧૦૦૦ મળી રૂ. ૫ હજાર ધર્મખાતાં-ઓમાં આપ્યા હતા. આ મધેથી રૂ. ૧૦૦૦ ની સરકારી નોટ મરહુમ શેઠ દાદીભાઇ નોશીરવાનજીનાં આતશબહેરામ તથા આદરાંનનાં ખરચને સારૂં નવું ફંડ ઉભું કરી તેના ટ્રસ્ટીઓને વ્યાજ વાપડવાની શરતથી આપી હતી. એ નવાં ફંડ મધે મરહુમ દાદીશેઠના કુટુંબીઓએ તથા બીજા કેટલાક જરથોસ્તીઓએ નાણાં ભર્યાં હતાં તથા વ્યાજ વાપડ-વાની શરતથી મરહુમ શેઠ કાવસજી જાંગીરજી રેડીમની તથા દાદીશેઠના કુટુંબના કેટલાક સાહેબો તરફથી અનામત નોટો આપી હતી.

**આતશ બહેરામના ખરચને માટે ફંડ.**

એ ફંડના ટ્રસ્ટીઓ તરીકે શેઠો અરદેશર ખરશેદજી દાદીશેઠ, હીરજી અરદેશર દાદીશેઠ અને ખુરશેદજી નશરવાનજી કામાજી ઠડયા હતા, અને તેનું કાએદાસરનું ટ્રસ્ટ-ડીડ ૧૮૭૪ ના માર્ચ માસમાં થયું હતું. શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ એજ સાલના જુલાઇ માસમાં ગુજરી જવાથી તેમની જગાએ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીને એક ટ્રસ્ટી ઠેડવ્યા હતા.

**તેના ટ્રસ્ટીઓ.**

કદીમ પંથના વડા દસ્તુર રૂસ્તમજી કેકોબાદજી મુલ્લાં ફીરોજના તા૦ ૨૩ મી એપ્રીલ ૧૮૫૪ ને દીને ગુજર પામવાથી અત્રેની કદીમ અંજુમનની એક સભા શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના ઘર મધે મળી હતી. સરનશીનની ખુરસી શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠને અપાવામાં આવી હતી. સભામાં અંજુમનના મતથી દસ્તુર અરદેશર રૂસ્તમજી મુલ્લાં ફીરોઝનાને તેમના બાપની જગોએ દસ્તુર મુકરર કરવાનો ઠરાવ થયો હતો.

**નવા કદમી વડા દસ્તુરની નેમણુક**

તા૦ ૨૪ મી જુન ૧૮૬૨ ને દીને શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠે પોતાના વડવા મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાનજીની યાદગીરીને માટે રૂ. ૨૬૦૦ ની રકમ તેનું બ્યાજ હાલ તુર્ત ચાલુ ખરચમાં વાપરવાની તથા મદરેસાને કાજે કોઇ વખતે મકાન બાંધવાનો યા લેવાનો સમો આવે ત્યારે તે મુદલ રકમ પણ વાપડવાની શરતથી આપી ખાતું પડાવ્યું હતું. (ઉપલી મદરેસાની મકતબ મજકુર શેઠ દાદીભાઇ નશરવાનજીના આતશ બહેરામમાં ઉંઘાડવાની ક્રિયા તા. ૨૭ મી ઓગસ્ટ ૧૮૫૪ ને દીને શરનશીન શેઠ ખુરશેદજી નશરવાનજી કામાજીએ કીધી હતી.)

એજ મીજલસમાં એવા ઠરાવ થયા હતા કે ઉપલા હાલમાં ઝંદ પહેલવી અને ફારસી જુબાન શીખવવાને માટે એક મદરેસા મુલ્લાં ફીરોઝને નામે ઉભી કરવી; તે સાથે શેઠ ફરામજી નશરવાનજી પટેલની દરખાસ્ત અને શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠના ટેકા સાથ એવો ઠરાવ થયો હતો કે મુલ્લાં ફીરોજનું પુસ્તક ખાતું છે તે એ મદરેસા સાથે લાગુ કરવું અને તે

**મુલ્લાં ફીરોઝ મદરેસા.**

મધે જે નામીચી કેતાબો હોય તેનું ભાષાંતર અથવા તેની નકલો છપાવીને ખાસો આમમાં જાહેર કરવી. આ મદરેસા માટે એક લીસ્ટ સભામાં ફેરવતાં તે મધે એકંદર રૂ. ૮૨૭૦ ની રકમ ભરાઇ હતી જેમાં સર્વથી મોટી રકમો દર રૂ. ૧૦૦૦ ની ચાર જરતોસ્તીઓએ ત્યાંને ત્યાંજ ભરી હતી જેઓ મધે શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠની પણ હતી. એ મદરેસાનો વહીવટ ચલાવવાની એક કમીટી નેમાઇ હતી તે મધે શેઠો અરદેશર ખ. દાદીશેઠ તથા સોરાબજી જાંગીરજી દાદીશેઠની બીજાઓ જોડે નેમણુક થઇ હતી.

**તેમના વીધવાનું મરણ.**

બાઇ બચુબાઈ તે શેઠ અરદેસર ખરશેદજી દાદીશેઠના વીધવા ૭૭ વરસની વયે રોજ ૨૬ માહ ૫ (ક) યઝદજર્દી સન ૧૨૭૨ તા૦ ૮ મી જાનેવારી ૧૯૦૩ અને બેસપતવારના સવારના ૮–૪૫ કલાકે દાદીશેઠ ગારડન મલબાર હીલ ખાતે ગુઝરયાં હતાં અને તેમને દાદીશેઠના કુટુંબી દોખમામાં લઇ જવામાં આવ્યાં હતાં.

**નવા દસ્તુરને લગતો બંદોબસ્ત**

કદમી પંથના દસ્તુર અરદેશર રૂસ્તમજી મુલ્લાં ફીરોઝના ગુજરવા પછી બીજે દીને કદમી અનજુમનની એક જાહેર સભા તા૦ ૫ મી જાનેવારી ૧૮૬૪ ને દીને કોટમાં મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાનજીવાળાં ઘરમાં મળી હતી જ્યારે સરનશીનની ખુરસી શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠને આપવામાં આવી હતી અને ત્યાં દસ્તુર સોરાબજી રૂસ્તમજી મુલ્લાં ફીરોજજીની વડા દસ્તુર તરીકે નેમણુક થઇ હતી. અને પછી નવી દસ્તુરીને લગતા બંદોબસ્તો કરવાને એક કમીટી નેમાઇ હતી તે મધે શેઠો અરદેશર ખરશેદજી દાદીશેઠ, હોરમજજી જાંગીરજી દાદીશેઠ, હોમજી ખરશેદજી દાદીશેઠ વિ. મેમ્બરો નેમાયા હતા. વળી એજ કારણુસર એક ફંડ ઉભું થયું હતું તેમાં શેઠ અરદેશરે રૂ. એક હજાર,

તથા મી૦ દાદી નશરવાનજી દાદીશેઠ અને મી૦ દાદાભાઇ જાંગીરજી દાદીશેઠે પોતાનો ફાળો આપયો હતો.

ઇરાન દેશનું ધર્મખાતું.

ઇ. સ. ૧૮૫૫ ના સાલમાં ઇરાન દેશના જરથોસ્તીઓની હાલત સુધારવા કાજે 'ઇરાન દેશમાં રહેનારા જરથોસ્તીઓને વાસ્તેની પુંજીની કારોબાર મંડળી' એવાં નામની એક કારોબાર મંડળી ઉભી કીધી જે ત્યાં મોકલેલા એજંટ શેઠ માણેકજી લી૦ હાતરયાએ લખેલાં પત્ર વાંચી ઘટતા ઉપાયો લે. શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ ઇરાનીઓને લગતાં દરેક કામમાં ઉલટમંદ ભાગ લેતા હતા તે માફક આ કમીટીમાં પણ શામેલ થયા હતા.

## દસ્તુરને ખાલી કરાવવાનો દાવો.

મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાંનજીવાલાં આતશબહેરાંમની સામેના કદમી દસ્તુરને રહેવાનાં ઘર મધેથી બાઇ વીરબાઇજી તે દસ્તુર ખરશેદજી કેકોબાદજી મુલ્લાં ફીરોજનાં વીધવાને તથા દસ્તુરો કાવશજી શાપુરજી, અને કેકોબાદજી મંચેરજી મુલ્લાં ફીરોજનાને કાઢવાને એ મકાનના મુતવલી શેઠ અરદેસર ખરશેદજી દાદીશેઠે અતરેની સુપરીમ કોરટમાં ફરીઆદી માંડી હતી. આ મુકદમો નામદાર ચીફ જસટીસ સર વીલ્યમ યારડલીની હજુરમાં નીકલ્યો હતો, જે વેળા પ્રતીવાદીઓ તરફથી એવો બંચાવ લાવવામાં આવ્યો હતો કે એ ઘર બાંધવા ઉપર દસ્તુર મુલ્લાંફીરોજે પોતાની ગીરેથી કેટલોક ખરચ કીધો હતો માટે તેમના સર્વે વારસોને તેમાં રહેવાનો હક છે. વાદી તરફથી એ વાત ના પાડવામાં આવી અને સાબિત કીધું કે એ ઘર કદમી ટોળાના દસ્તુર તથા તેના હાથ હેઠળના મોબેદોને રહેવાને શકી મરહુમ દાદીશેઠે બંધાવ્યું હતુ, તથા તે ફરી બાંધવા ઉપર કેટલોક ખરચ તેમના પુત્ર મરહુમ શેઠ અરદેશર દાદીભાઇએ કીધો હતો. વાદી તરફથી તેવણે પોતે તથા મોબેદ હોરમજદીઆર ચાનદારૂ, દસ્તુર અરદેશર રૂસ્તમજી મુલ્લાં ફીરોજના, એદલજી નશરવાનજી મીસતરી અને મહેતા છબીલદાસ જવેરચંદે તેમજ પ્રતીવાદીઓ તરફથી તેમનામાંના બે દસ્તુરો કાવશજી અને શાપુરજી મનચેરજી મુલ્લાંફીરોજના, શેઠ જાંગીરજી એદલજી પોહચા, (એવણુ

સાહેદી આપતાં ઘણાં ઉશ્કેરાઇ ગયા હતા, જેનું કારણ નામદાર જડજે પુછવાથી એવણે જણાવ્યું કે એ મુકદમો ધર્મ સંબંધી બાબદો સાથે ઘલાકો રાખે છે, માટે સર જમશેદજી જેવા અકાબરે તે પોતાના ઘર બોલાવી પતાવવો હતો. નામદાર જડજ આ મત સાથે એકમત થયો હતો) તથા શેઠો હોરમજજી અને શેરાબજી જાંગીરજી દાદીશેઠે સાક્ષી આપી હતી. બંધે બોરદનું સાંભળી નામદાર ચીફ જસટીસે તા૦ ૨૩ મી ફેબરવારી ૧૮૫૬ ને દીને ચુકાદો આપ્યો કે એ મકાન ઉપર પ્રતીવાદીઓનો કશો હક પહોંચતો નથી, માટે તેઓએ તે.ખાલી કરી જવું.

---

# પ્રકરણ ૩૨ મું.

—:o:—

## શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠની જાહેર સેવાઓ તથા સખાવતો

—

**મુલ્લાં ફીરોઝ કેતાબખાનું**

આગળ પાને ૧૬૬ મે જણાવ્યું તેમ મુંબઇના કદમી જરથોસ્તીઓના વડા દસ્તુર મરહુમ મુલ્લાં ફીરોઝ બીન મુલ્લાં કાઉસનું અતી કીમતી કેતાબખાનું જે કદમી અંજુમનને સ્વાધીન કરી દીધું હતું તે કેતાબખાનું તા૦ ૧૮ મા ઓગસ્ટ ૧૮૪૨ ને દીને એક લેખ કરી કેટલાક જરથોસ્તીઓએ પોતાને સ્વાધીન લઇ બાહેર કોટ દાદીશેઠના આતશ બહેરામના સામેના કદમી દસ્તુરને રહેવાના ઘરના આગલા દીવાનખાનામાં મુલ્લાં ફીરોઝ કેતાબખાનાંને નામે સર્વ લોકોને વાંચવાને ખુલ્લું મેલ્યું હતું. આ સ્વાધિન લેનારાઓમાં શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠ સાથ તેમના બેટા મી૦ અરદેશરજી પણ હતા.

એ અત્તી કીમતી કેતાબખાના મધેની મોટી સંખ્યાની કેતાબોનું એક દલદાર કેટલાગ મરહુમ પ્રો. રીહાટઝેકે મહેનત લઈ તૈયાર કરી આપવાથી છપાઇ બહાર પડયું હતું. એ કેતાબખાનું પૂર્વ તરફની અનેક ભાષાઓ—ફારસી, તુર્કી, અરેબિક સુધાના—હસ્તલેખો તથા લીથોગ્રાફ પુસ્તકો ધરાવે છે અને તેની હાલ 'કામા ઓરીયેન્ટલ ઇન્સ્ટીટયુટ'માં જમા કરવામાં આવી છે જેના ત્રસ્ટીઓ તેનો વહીવટ ચલાવે છે.

તા૦ ૧૦ મી મે ૧૮૬૨ ને દીને શેઠો અરદેશર, નશરવાનજી અને હોમજી ખરશેદજી દાદીશેઠે પોતાના માતાજી મરહુમ બાઇ ભીખાઇજીના પુનને માટે નવસારી મધેની મોબેદ મીનોચહેર હોમજીવાલી પુરાણી દરેમહેર ઘટતા ફેરફારો કરી નવેસરથી બંધાવી આપી હતી તેને પરથવાની જશનની ક્રિયા પુરી થવા બાદ ઉપલા શેઠીઆઓ તરફથી નવસારીના દસ્તુર કેકોબાજી રૂસ્તમજી મહેરજીરાણા, દેશાઈ બરજોરજી નવરોજી, શેઠ જામાસજી રૂસ્તમજી ગારડા તથા એ. બરજોરજી બહમનજી મીનોચહેર હોમજીનાને એકેકી શેઆલ આપવામાં આવી હતી.

**નવસારીની દરેમહેર.**

ધાહંબારના ફંડ

મરહુમ શેઠ અરદેશર પણ અત્રેના કદમી ધાહંબારના ફંડના એક ત્રસ્ટી હતા.

ફંડોને મદદ.

શેઠ અરદેશરે પણ પોતાના વડીલોને પગલે ચાલીને જાહેર ઉઘરાણાના ફંડોમાં પોતાનો ફાયો ઉદાર દીલથી આપ્યો હતો.

**ઝુઓલોજીકલ ગાર્ડન તથા જીઓલોજીકલ સોસાયટી**—૧૮૪૫ ના સાલમાં મુંબઇ મધે ઝુઓલોજીકલ ગાર્ડન સ્થાપવા માટે એક મંડળી જસટીસ સર અર્શકીન પેરીના પ્રમુખપણા હેઠળ ઉભી કરવામાં આવી હતી અને તે સાથ એક ઉઘરાણાનું લીસ્ટ ફેરવવામાં આવ્યું હતું; આ મધે અરદેશર ખરશેદજી દાદીશેઠ તથા તેમના પીતા ખરશેદજી અરદેશર દાદીશેઠ પણ સામેલ થયા હતા.

એજ માફક ઇ. સ. ૧૮૪૯ માં અત્રેની જયોગ્રાફીકલ સોસાયટીના સરનશીન કેપ્ટન રોસ તે હિંદુસ્તાનના સરવેયર-જેનરલે એ મંડળીના સંબંધમાં કરેલી મદદના બદલામાં તેની યાદગારી રાખવા માટે એક ફંડ ઉભું થયું હતું તે હીલચાલમાં પણ શેઠ અરદેશર ખ. દાદીશેઠ શામેલ થયા હતા.

**પાણીની ટીપણી.**

મુંબઇ મધે ૧૮૫૪ ના સાલના એપ્રીલ માસથી પાણીની સખ્ત ટીપણી પડવાથી અત્રેના રહેવાસીઓને પાણી પોહોંચતું કરવાના ઉપાયો લેવાને મુંબઇના આગેવાન દેશીઓની એક સભા તા. ૫ મી જુન ૧૮૫૪ ને દીને કલેકટરની ઓફીશમાં મળી હતી. આ સભા મધે એવો ઠરાવ કર્યો હતો કે અત્રેના હીંદીવાનોમાં એક મોટી રકમનું ઉઘરાણું કરી સરકારને વીહાર તલાવનાં કામમાં મદદ કરવાને તે આપવું કે તે કામ જલદીથી સંપુર્ણ થાય. એ બાબેની ગોઠવણ કરવાને એક કમીટી નેમાઇ હતી જેમાં ૧૦ પારસીઓને લેવામાં આવ્યા હતા તેઓ મધે એક શેઠ અરદેશર ખ. દાદીશેઠ હતા.

## દરેમહેરના કુવા રૈયતને માટે સપુર્દ કીધા.

આ પાણીની તંગી દુર કરવા માટે અને પાણી સર્વ લોકોને બરાબર પોહોંચતું કરવાને ત્રણ અમલદારોની એક કમીટી નેમાઇ હતી. તે કમીટીની અરજ ઉપરથી અત્રેના ઘણાક દેશી ગૃહસ્થોએ પોતાને હસ્તકના ખાનગી કુવા જાહેર લોકોના વપડાસને માટે તે કમીટીને સપુર્દ કીધા હતા જેઓ મધે શેઠ અરદેશર ખ. દાદીશેઠે પોતાની કોટ મધેની દરેમહેરના કંપાઉંડમાંનો કુવો તથા એજ દરેમહેરની પડોશમાંની વાડીનો એક કુવો સપુર્દ કીધો હતો.

**લેંકેશીયરમાં ભુખમરો.**

લેંકેશીયરમાં ભુખમરાના સંકટમાં આવી પડેલાઓ માટેના ફંડમાં આગલ જણાવ્યું તેમ તુરતની મદદના ફંડમાં રૂ. ૧૦૦૦ ખરશેદજી અરદેશર દાદીની કું. એ ભરયા અને એ ઉપરાંત કમીટીએ કરેલા ઉઘરાણામાં રૂ. ૨૧૭૩૨૪ ભરાયા હતા તે મધે પારસીઓના ૧૦૬૦૯૫ હતા. આ ઉઘરાણામાં પણ ખરશેદજી અરદેશર દાદીની કું. એ રૂ. ૧૦૦૦ ભરયા હતા.

કામચલાઉ એડવોકેટ-જેનરલ મી૦ વીલ્યમ હાવર્ડની યાદગારી માટેની સભા તા૦ ૨૮ મી જુન ૧૮૫૬ ને દીને મળી હતી તેમાં એક ફંડ ઉભું થયું હતું જેમાં શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠે સારી રકમ ભરી લાયકની લાયક પ્રશંસા કીધી હતી.

હિંદુસ્તાનમાં ઈ. સ. ૧૮૫૭ માં થયલા મોટા બળવાથી ઘણીક જાતની આફ્ત નીપજી હતી અને તેથી જેમને

મ્યુટીની ફંડ.

નુકસાન થયું તેમને મદદ આપવાને એક ફંડ ઉભું કરવા એક જાહેર સભા અત્રે તા૦ ૨૦ મી જુલાઈ ૧૮૫૭ ને દીને બોલાવવાની અરજી ઉપરથી મલી હતી તે મધે એક કમીટી નેમાઈ હતી. શેઠ અરદેશર તથા તેમના બીજા બે ભાઈઓ મળી ત્રણુંએ એ ફંડમાં સારી રકમ ભરી હતી.

## સરકારને મદદ આપવાની ખાહેશ.

આ બળવા બાબે અત્રેના આગેવાન દેશી ગૃહસ્થોએ તા૦ ૨૦ મી જુન ૧૮૫૭ ને દીને નામદાર ગવરનર જોગ ૪૦૦ સહી સાથનો એક પત્ર લખી પુરતી દલગીરી બતાવી સરકારને અગત પડે તેવી મદદ ખુશી સાથ સરકાર હજુર ધરવાની ખાહેશ બતાવી હતી. એ પત્ર ઉપર પારસીઓમાં સહી કરનારાઓમાં શેઠ અરદેશર ખરશેદજી દાદી-શેઠ પણ હતા.

મરહુમ શેઠ નવરોજજી જમશેદજી વાડીઆની યાદગીરીમાં જે ગોદીમાં તેવણ ઓહ્દેદાર હતા તેના માણસોના પેનશનનું ફંડ કરવા માટે તેમના તા૦ ૩ જી નવેમ્બર ૧૮૬૦ ને દીને થયલાં ઉઠમણા મધે ઠરાવ થયો હતો. એ ફંડમાં રૂ. ૧૪૫૨૯ ભરાયા હતા તેમાં મરહુમ શેઠ અરદેશર તથા ભાઈઓએ પોતાનો ફાલો આપ્યો હતો.

## રખડતા લાચારો માટે.

મુંબઈ મધે રખડતાં લાચારો અને અશકતોને આશરો આપવા તથા તેમનું પાલણ કરવાને સેંટ વીન્સેન્ટ ડી પોલ નામની એક સોસાયટી ૧૮૬૩ માં ઈંગ્રેજ ગ્રહસ્થોએ ઉભી કરી હતી તે મંડળીના ફંડમાં શેઠ અરદેશર ખ. દાદીશેઠે રૂ. ૫૦૦ ભેટ આપ્યા હતા.

એ ઉપરાંત અત્રે સ્થાપેલી હોરટીકલચરલ (બાગાયત વિદ્યા માટેની) સોસાયટીના ફંડમાં શેઠ અરદેશરે રૂ. ૫૦૦, અત્રેની અલેક-ઝાંદરા ગર્લ્સ સ્કુલના ફંડમાં રૂ. ૩૦૦, કલકતાના તોફાન નિવારણ ફંડમાં રૂ. ૫૦૦, દાદાભાઈ નવરોજજીની પ્રસંશા ફંડમાં, કોટના ધર્મના દવાખાનાના ફંડમાં, તેમજ શેઠ બહમનજી હોરમજી વાહડયાની યાદગારીના ફંડ વિગેરેમાં નાણાં ભરયાં હતાં.

# પ્રકરણ ૩૩ મું

—:o:—

## શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠને શેર મેન્યામાં ગયલી ખોટ.

**શેર સટાની ઘેલછા.**

ઇ. સ. ૧૮૬૦ ની પછી ઉતર તથા દક્ષીણ અમેરિકા વચ્ચે એક મોટી લડાઇ જાગી હતી. આ કારણને લીધે અમેરીકાથી ઇંગ્લંડ જતો રૂ બંધ પડી ગયો અને ઇંગ્લંડના કારખાનાવાલાઓને હિંદુસ્તાન ઉપર, મુખ્ય કરી મુંબઇ ઇલાકા ઉપર, મોટો આધાર રાખવો પડયો, જેથી રૂના ભાવ અત્રે બજારમાં એકદમ છથી આઠ ગણા થઈ ગયા હતા અને વેપારીઓના હાથમાં મોટી દોલત આવી પડી હતી. આ નવી દોલતનો ઉપયોગ ફાયદેમંદ રીતે કરવાને બદલે લોભના મારયા લોકો નવી નવી નકામી બેંકો તથા ફીનાન્શીયલો, શીપીંગ તથા રેકલેમેશન કંપનીઓ ઉભી કરવા લાગ્યા અને ૧૮૬૩ ના જુલાઇ માસથી શેરોના સટામાં આંખ વીચીને પડયા. પારસીઓને પણ એ સટાનો મોટો ચેપ લાગ્યો જેથી તેઓએ પોતે મેળવેલી તથા બાપદાદાથી ચાલતી આવેલી દોલત ખોહી બેઠા હતા.

ફકત ઇ. સ. ૧૮૬૩ ના જુનથી બે વરસની મુદતમાં મુંબઇમાં ૧૧૫ જુદી જુદી નવી કુંપનીઓ ઉભી થઇ હતી અને તા૦ ૧ લી જુલાઇ ૧૮૬૫ ના વાયદાનો દીવસ આવતાં ઘણાક આસામીઓ ભાગા હતા. 'પારસી પ્રકાશ' (દફતર ૨ જું પા. ૧૬૦) મુજબ એ અરસામાં ૬૦ થી વધુ આસામીઓએ દરેકે રૂપ્યા દસ લાખની ઉપરનાં દીવાળાં કાઢયાં અને બધી મલી રૂ. ૪૫ કરોડ ૮૦ લાખની ખોટ ગઇ હતી, જ્યારે મુંબાઇમાં ૧૮૬૩ ના અકટોબર સુધીના રૂના વેપારની તેજીને લીધે બધી મલી રૂ. ૨૦ કરોડની દોલતનો વધારો થયો હતો એમ ગણત્રી કરવામાં આવી હતી, પણ ખરેખરી ગણત્રીને ફુલાવી મુંબઇમાં જાણે રૂ. અરધા અબજની દોલત વધારે આવી હોય તેમ બેંકો, કુંપનીઓ કાઢવામાં લોકોએ ખ્યાલી નફા ગણ્યા હતા, જેનું પરીણામ એ આવ્યું કે

મુંબઇના ઉપલા રૂના રોજગારથી રૂ. ૨૦ કરોડની મળેલી ખરી દોલત ઘસડાઇ જવા ઉપરાંત લોકોની આગલી બાકી તથા ખરી મહેનતથી મેળવેલી પુંજી પણ ફના થઇ ગઈ હતી. ઘણાકો એકબે પુરવાના તથા બીજા કામોના શેરોના મોટા ભાવો આપવાથી આવી રીતે પાયમાલ થયા હતા.

મી૦ મં. કા. મનસુખ મુજબ તે વેળા મોટી મોટી રકમોના દેવાંવાલા આસામીઓમાંના ફક્ત ૨૪ આસામીઓનું જુમલે અઢાર કરોડ એકાણું લાખ (૧૮,૯૧,૦૦,૦૦૦) નું દેવું ગણાતું હતું. વળી બીજા ૫૦ જણાનું આશરે રૂ. ત્રેપણ લાખનું દેવું ગણાતું. સાડીસાત કરોડનું બીજું દેવું ઉમેરતાં કુલ્લે ૨૬ કરોડનું દેવું ગણાયું અને માગનારાઓને જે આપ્યું તેની ગણત્રી કરીયે તોપણ મુંબઇએ કમમાં કમ રૂ. ૨૦ કરોડ તો ખોયા હતા.

**પારસી ખાનદાનોને ગયલું ભારે નુકસાન.**

આ ભયંકર ખાનાખરાબીના વંટોલ્યામાં મોટા દોલતમંદ ૨૨ પારસી ખાનદાનો પોતાનું દેવું આપવાને અશક્ત થયા હતા. બીજા હાથ ઉપર ૧૭ આગેવાન પારસી ગ્રહસ્થો અથવા પહેડીઓએ પાકી સમજ અને ધીરજ રાખી પોતાનાં વહેવારનો નીભાવ અને આંટ ઇારમતનો બચાવ કીધો, જેમાં કામા, વાહડયા, રેડીમની, પીટીટ, મોદી, પાંડે, ટાટા, પટેલ, ઓલબ્લેસ તથા જીજીભાઇ દાદાભાઇના કુટુંબીઓ હતા.

**બેંકની સ્થાપના**

શેઠ અરદેશર ખરશેદજી દાદીએ આ શેર સટાના વખતમાં શેઠો મહેરવાનજી નશરવાનજી ભાવનગરીઆ, એક હિંદુ અને બે ઇંગ્રેજો સાથે મળી "બોમ્બે સીટી બેંક" સ્થાપી તેના ૩૦ હજાર શેરો દર શેર દીઠ રૂ, ૨૫૦ લેખેના કરી રૂ. ૭૫ લાખની થાપણ ઉભી કીધી હતી. બેંકનો વહીવટ ભાગીદારો વચ્ચે વાંધા પડવાથી સને ૧૮૬૬ ના જુલાઇ માસમાં બંધ કરવાને ઠેરવ્યું હતું.

છેલ્લી ભયંકર જેહાન-જંગની પાછલી અસર જે શેર-સટ્ટામાં ઝીપલાવનારાંઓમાંજ નહી પણ બીજા પ્રમાણીક ધંધો વેપાર કરનારાઓને એકાએક આવેલી મંદી ને લીધે ભારી પડી છે, તેવીજ, કદાચ તેથી પણ વધુ, ખરાબી તે અમેરિકન લડાઇથી થઇ હતી.

**લીમીટેડની ગેર હાજરી**

તે જમાનામાં કુંપનીઓના ભાગીદારોની જોખમદારી હાલની માફક શેરની ચોકસ રકમ જેટલી બાંધેલી નહતી, પણ કુંપનીનું જેટલું દેવું થાય તે સઘળું ભાગીદારોએ ચુકવી આપવું પડતું હતું. આથી ભાગીદારોનો જબરો મરો થતો હતો અને કોલ ભરતાં તેમનો દમ આખેર થતો હતો. એજ કડવા અનુભવ ઉપરથી પાછળથી લીમીટેડ કુંપનીઓ થવા લાગી અને હમણાં થોડુંક થયું તો હાથની આંગલી જેટલા ભાગીદારો પણ લીમીટેડ કું. કાહાડી દેવાંનાં એક મોટા ભયમાંથી છુટકી જઇ શકે છે.

**શેર મેન્યાના વખતમાં આવેલી પડતી**

'મુંબઈનાં બહાર'નો લખનાર કહે છે કે "જ્યાં સુધી આ ત્રણે ભાઇઓ (અરદેશર, નશરવાનજી અને હોમજી) સાથે જોડાઇ રહ્યા, ત્યાં તુલીક તેઓ એક સંપીથી વેપાર ચલાવીને એટલા તો દ્રવ્યવાન થએલા કહેવાયા હતા કે જો ૧૮૬૫ નું શેર ઘેલછા લાગુ નહોત તો પોતીકા વડવાઓ કરતાં તેઓ વધારે શ્રીમંત થતે, પણ ઉપર કહેલો કાળચંદ્ર આવે તેની બે વરસ આગમજ ભાગલાગમાંથી અરસપરસથી છુટા પડયા પછી તે માંહેલા વચલા ભાઇ રોજ ૩૦ મો માહ ૧૦ મો કદીમી સાલે ૧૨૬૩ માં મરણ પામ્યાં જેની થોડુંક પછી કુસંપ ઉભો થયો કે ભાઇ ભાઇઓ તથા કાકા ભત્રીજાઓ વચ્ચે ભારી મીનાકીશો ઉઠયો હતો. અને તેમાં વળી (નાની વયના એક ભત્રીજા સિવાય) દરેક ઉપર લેણદેણ કરનારાઓનું સામટું દબાણ થયાથી સઘળા પાયમાલ થયા અને બાપદાદાથી મળેલી જન્મ સુધી ખુટતે નહિં એવી છાસતી માંહેલા ચાર ગામની જાગીર દેવાં માટે પાણીને મુલે વેચાઇ પારકે હાથ ગઇ, અને ઉપરાંત બાપીકી બીજીબી મીરાસ બારેવાટ થઇ." (પા. ૩૨૨.)

**બંધ કીધેલો વેપાર**

૧૮૬૫ માં અરદેશર ખરશેદજી દાદીએ વેપાર બંધ કીધાથી તેમના ભાઇ મા૦ હોમજી ખરશેદજી એ તા. ૨૧ મી જુલાઇ ૧૮૬૬ સુધી ધર્મખાનાંઓનો વહીવટ ચલાવ્યો. ત્યાર બાદ પરભ સીવાય સર્વ ધર્મ સ્થળો પાછાં અરદેશરના હાથમાં શોપ્યાં હતાં પણ ૧૮૬૬ થી પરભનો વહીવટ તેમના ભાઇ મી૦ હોમજીના હાથમાંજ ચાલુ રહ્યો હતો.

આ પડતી પછી મી૦ અરદેશરે પાછો વેપાર નવેસર માંડયો અને ફરી ચઢવા લાગ્યા અને પાછા પગભર થઇ ધારમીક કામો કરવા લાગ્યા.

## નવસારીની દરેમહેર.

નવસારી ખાતેની મીનોચેર હોમજીવાળી ઇ. સ. ૧૬૮૭ની પુરાણી દરેહમેહરમાં ઘટતો ફેરફાર કરી તે ૧૮૬૨ માં નવેસરથી શેઠ અરદેશરે બંધાવી આપી હતી.

**તે જમાનાના જરથોસ્તી વેપારીઓ**

શેઠ અરદેશરના વખતમાં મુંબઇની મેસર્સ ફોર્બ્સની કું.નીના એક ભાગ્યા મી૦ એન્ડ્રુ ફારકહારસન જે હીંદીવાનો સાથ ઘણો પળોટાઇ ગયેલો હતો, તેને પોતાને વતન સીધારતી વેળા તા૦ ૨૭ મી ફેબ્રુઆરી ૧૮૪૦ ને દીને અત્રેના મુખ્ય દેશી વેપારીઓએ ૨૬૦ સહીનું એક માનપત્ર આપ્યું હતું તે ઉપર જે જરથોસ્તીઓએ સહી કીધી હતી, તેમાં શેઠ અરદેશરે પણ સહી કરી એક ભલા ગોરા વેપારીની લાયક કદરશનાસી કીધી હતી. આ સહીઓ ઉપરથી તે જમાનાના મુખ્ય જરથોસ્તી વેપારીઓ કોણ કોણ હતા તેમના નામો 'પારસી પ્રકાશ'ના દફ. ૧ લાં પા. ૩૫૨ ઉપરથી જણાય છે.

## ચીન સાથે વેપાર કરનારા જરથોસ્તીઓએ આપેલી જયાફત તથા માનપત્ર

તે જમાનામાં ઘણાક પારસીઓ ચીન સાથ વેપાર ચલાવતા હતા. ચીન મધે બ્રીટીશ વેપાર ખાતાંના વડા તથા હોંગકોંગના માજી ગવરનર અને કમાન્ડર–ઇન–ચીફ (વડા સેનાપતિ) મેજર જેનરલ સર હેન્રી પોટીન્જર બેરોનેટ જી. સી. બી., જે પોતાને વતન ઇંગ્લંડ જવા માટે મુંબઇ આવ્યો હતો તેને તા૦ ૨૩ મી ઓગસ્ટ ૧૮૪૪ ને દીને અત્રેના ચીન સાથનો વેપાર ચલાવનાર કેટલાક પારસી ગૃહસ્થોએ ઉઘરાણું કરી મોટી જીઆફત તથા નાચ પાર્ટી પરેલ મધે શેઠો દાદાભાઇ તથા મંચેરજી પેસ્તનજી વાડીઆના લાલ બાગમાં આપી હતી. આ મેજબાનોમાં શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠનું નામ પણ બીજા હમદીનો સાથ જોવામાં આવે છે.

બીજે દીને ઉપલાજ મોટા અમલદારને અત્રેના ટાઉન હાલ મધે મુંબઇના ચીન ખાતેના ઇંગ્રેજ તથા દેશી વેપારીઓએ એક માનપત્ર આપ્યું હતું અને એ ઓહ્યેદારે ચીનમાં રાજદરબારી તથા વેપારને લગતા બંદોબસ્તો મજબુત પાયા ઉપર કીધા તેની પીછાનમાં તેઓ તરફથી જે એક હજાર ગીનીની કિમતની એક 'પીસ ઓફ પ્લેટ' તેમને ઇંગ્લંડ પોહચ્યા પછી મેસર્સ ફ્રાબ્સ ફ્રેબ્સ કું. ભેટ આપશે તે કબુલ રાખવાને અરજ કીધી હતી. આ ભેટના ઉઘરાણામાં પારસીઓના રૂ. ૪૨૭૫, ઇંગ્રેજોના રૂ. ૮૫૦, હિંદુઓના રૂ. ૩૬૦૦, મુસલમાનોના રૂ. ૧૪૫૦ અને પોર્ટુગીજોના રૂ. ૫૦ ભરાયા હતા તે મધે શેઠ અરદેશર ખ. દાદીશેઠે પણ સારી રકમ ભરી હતી.

## સર અર્સકીન પેરીની યાદગારીનું ફંડ

મુંબઇના લોકપ્રિય નામદાર ચીફ જસ્તીસ સર અર્સકીન પેરી ૧૮૫૨ ના સાલની આખેરીએ પોતાને વતન સીધારયા તે પ્રસંગે તેમની યાદગારી કાયમ રાખવા માટેના ફંડમાં ભાઇઓ અરદેશર, નશરવાનજી તથા હોમજી ખરશેદજી દાદીએ રૂ. ૫૦૦ ભરયા હતા.

## પહેલા સર જમશેદજી જીજીભાઇની યાદગારીની સભા

નામદાર સર જમશેદજી જીજીભાઇ નાઈટને માન આપવા માટે મુંબઇના શહેરીઓની સભા તા૦ ૨૪ મી જુન ૧૮૫૬ ને દીને ટાઉનહાલ મધે શેરીફે બોલાવી હતી તેનું પ્રમુખસ્થાન ગવરનર લોર્ડ એલફીનસ્ટનને લીધું હતું. આ સભામાં એક કારોબારી કમીટી નેમાઇ હતી તેમાં શેઠ અરદેશર ખ. દાદીશેઠને પણ શામેલ કીધા હતા.

## લોર્ડ એલફીનસટનની યાદગારી

૧૮૬૦ ના સાલમાં મુંબઇના આ લોકપ્રીય ગવરનરની મુદત પુરી થવાથી વેલાત સીધારયા હતા તેમની યાદગારી જાળવવા માટે એક કમીટી નેમાઇ હતી તેમાં શેઠ અરદેશરને શામેલ કરવામા આવ્યા હતા.

વળી લોર્ડ એલ્ફીન્સ્ટનની યાદગારી કાયમ રાખવા માટે એક ફંડ ઉભું થયું હતું તેમાં ત્રણુંડે દાદીશેઠ ભાઇઓ અરદેશર, નશરવાનજી તથા હોમજીએ મળી એક સારી રકમ ભરી હતી.

## ખા૦ બહાદુર પેસ્તનજી સોરાબજીને માન.

પુણાવાળા શેઠ પેસ્તનજી સોરાબજીને ખાનબાહુરનો ખેતાબ ઇ. સ. ૧૮૬૦ માં મળ્યો તેની ખુશાલીમાં તેમના પર એક માનપત્ર સાથ કીમતી ભેટ મુંબઇના જરતોસ્તીઓ તરફથી મોકલી હતી તેના ફંડમાં રૂ. ૧૫૦ ની રકમ દાદીશેઠ ભાઇઓએ ભરી હતી.

---

## બાઇ પીરોજબાઇ તે શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠનાં ધણીયાણી.

શેઠ અરદેશર ખરશેદજી દાદીના પહેલાં ધણીયાણી બાઈ પીરોજબાઇ તે શેઠ ફરામજી કાવસજી બનાજીની બેટી સાથ તેમને સંસારી ખટપટ થવાથી સુપ્રીમ કોર્ટ, અને સેવટે વેલાતની પ્રીવી કાઉન્સીલ લેર, લડવું પડયું હતું.

### રાહટવાટની ફરીયાદ.

[એવણે પોતાના ધણી સામે રાહાટવાટની ફરયાદી માંડી હતી તેમાં નિષફળ જવા વિષે આગળ (પા. ૨૩૧) જણાવી ગયા છીયે.]

**દોખમાના ખરચમાં ફાલો.**

તા૦ ૬ ઠી મે ૧૮૩૧ ને દીને બાઇ દીનબાઇ તે શેઠ નવરોજી ખરશેદજી કાવસજી બનાજીના પહેલીવારના ધણીયાણીના પુનને માટે તેમના પીતા શેઠ ફરામજી કાવસજી બનાજીએ ચોપટીના ડુંગર ઉપર એક મોટું દોખમું બંધાવવાની તંદરોસ્તી પઢાવી હતી તે દોખમું બાંધવાના ખરચમાં બાઇ પીરોજબાઇએ પોતાની બીજી બહેનો જોડે પોતાનો ફાલો આપ્યો હતો.

**લગન તલાકના કાયદા વિરૂધ અરજી.**

પારસી લગન તલાક તથા વારસા હીસ્સાને લગતા ધારા બાંધવાને ઇ. સ. ૧૮૫૫ માં સમસ્ત અનજુમનની સભાએ એક કારોબાર મંડળી નેમી હતી. આ કમીટીએ સરકાર જોગ ધારાનો ખરદો મોકલ્યો હતો તે સંબંધ બાઇ પીરોજબાઇ તથા તેવણના ભાઇ શેઠ પેસ્તનજી ફરામજી કાવસજીએ ૩૫૯) સહીની એક અરજી કલકતે કાઉન્સીલ ઉપર રવાના કરી હતી.

**શ્રી શિક્ષકોના લાભ માટે ખાતું**

તા૦ ૨૬ મી એપ્રીલ ૧૮૬૪ ને દીને શેઠ સોરાબજી પેસ્તનજી ફરામજીએ પોતાના પુત્ર મજકુર બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ ફરામજી કાવસજી બનાજીનાં બેટીના પુનને માટે રૂ. ૨૦૦૦ ની નોટ તેનું બ્યાજ તુરત વેળા ચાલુ ખરચમાં લેવા, પણ જ્યારે શ્રી શિક્ષકો રાખવામાં આવે ત્યારે તેમને પગાર આપવાના ખરચમાં વાપડવાની શરતથી અત્રેની સ્ટુડંટસ લીટરરી એન્ડ સાઇન્ટીફીક સોસાયટીને લગતી પારસી છોકરીઓની નિશાળ મંડળી ને આપી તેની પુંજીમાં ખાતું પડાવ્યું હતું.

વળી તા૦ ૨૮ મી એપ્રીલ ૧૮૬૪ ને દીને શેઠ નવરોજજી નાનાભાઇ ફરામજીએ પોતાનાં એ પુત્રનાં પુનને માટે રૂ. ૧૫૦૦ ની નોટ ઉપલીજ મંડળીમાં ઉપલીજ શરતોએ આપી હતી.

---

**બાઇ બચુબાઇ અ. દાદીશેઠ.**

શેઠ અરદેશર દાદીશેઠનાં બીજાં ધણીયાણી બાઇ બચુબાઇએ ઇ. સ. ૧૮૯૯ માં મુંબઇની પારસી પંચાએત ને રૂ. ૫૦૦ ગરીબ લાચાર જરતોસ્તી વીધવાઓને આશરો આપવાના ફંડમાં આપ્યા હતા.

## શેઠ અરદેશર ખ. દાદીશેઠના ઝમાનાને લગતી કેટલીક વિગતો.

શેઠ અરદેશર ખ. દાદીના ઝમાનાને લગતી કેટલીક વિગતો અત્રે આપવી અગત્યની થઇ પડશે.

### મુંબઇમાં મુખ્ય મીલકતો પારસીઓની.

The Cabinet Gazetteer, London 1858 માં દુન્યાના દેશોનો હેવાલ આપતાં મુંબઇ ટાપુ વિષે લખે છે કે "The property of the city belongs principally to the Parsees, who are the chief merchants and monied men" (P. 29.)

## મુંબઇનો ચીન સાથનો આયાત વેપાર.

The imports of Bombay from China are greater than at Calcutta or Madras and consist of raw silk, sugar and sugar-candy, silk goods and treasure. Imports from Britain were cotton and woollen stuffs, cotton yarn, hardware, copper, iron, glass, wine, and beer. Amongst other articles imported are ivory pieces, coffee and the produce generally of Persia, Arabia and the Malay Archipelago.

## આયાત નીકાશ વેપારની કીંમત.

In 1843-4 the total value of the imports was £ 89,92,212 and of exports £8,742,237 of which goods amounting to £3,557,567 went to China, and others amounting to £1764524 were shipped for Britain.

## સ્ટીમરોની સંખ્યા.

In 1837 a Steam Navigation was commenced between Bombay and Suez. Three Steamers were at first employed which the war in 1843 increased to 8 and a regular monthly passage is now made from London to India, under the arrangements with the Overland Steam Navigation Co.

---

## મુંબઇની કુલે વસ્તી

| સાલ | વસ્તી | સાલ | વસ્તી |
|---|---|---|---|
| ૧૬૬૮ | ૧૦૦૦૦ | ૧૮૯૧ | ૮૨૧૭૬૪ |
| ૧૭૪૪ | ૭૦૦૦૦ | ૧૯૦૧ | ૭૭૬૦૦૬ |
| ૧૭૮૦ | ૧૧૩૭૨૬ | ૧૯૦૬ | ૯૭૭૮૨૨ |
| ૧૮૧૪ | ૧૮૦૦૦૦ | ૧૯૧૧ | ૯૭૯૪૪૫ |
| ૧૮૩૬ | ૨૩૬૦૦૦ | ૧૯૨૧ | ૧૧૭૫૯૧૪ |
| ૧૮૪૬ | ૫૬૬૧૧૯ | | |
| ૧૮૬૪ | ૮૧૬૫૬૨ | | |
| ૧૮૭૨ | ૬૪૪૪૦૫ | | |
| ૧૮૮૧ | ૭૭૩૧૯૬ | | |

૧૯૨૧ ની વસ્તીની છેલ્લી ગણતી મુજબ મુંબઇની જુદી જુદી કોમો:—

| | |
|---|---|
| હિંદુ | ૮૩૭૬૯૦ |
| મુસલમાન | ૧૮૪૨૮૫ |
| ખ્રીસ્તી | ૬૮૧૬૯ |
| પારસી | ૫૨૨૩૪ |
| જૈન | ૨૩૮૮૪ |
| યાહુદી | ૭૫૪૮ |
| બીજા | ૧૭૦૪ |
| | ૧૧૭૫૯૧૪ |

**મુંબાઇની મીલો.**

૧૮૬૭ માં મુંબઇ મધ્યે સઘળી મળી ૧૩ કાપડ વણવાની મીલો હતી જેમાં એકંદર ૩ લાખ સ્પીન્ડલ અને ૩૭૭૮ શાલો હતી અને તે મધ્યે ૮૬૩૦ મજુરો કામે લાગ્યા હતા. ૧૮૭૭ માં આ મીલો વધી ૪૧ થઇ અને સાડાદશ લાખ સ્પીન્ડલો તથા ૯ હજાર શાલો થઇ અને ૨૪૧૭૪ મજુરો રોકાયા હતા. તે પછી

| સાલ. | મીલો. | સ્પીન્ડલો. | શાલો. | મજુરો. |
|---|---|---|---|---|
| ૧૮૮૮ | ૮૨ | ૧૮ લાખ ૨૦ હજાર | ૧૫૫૬૪ | ૫૦૧૯૯ |
| ૧૮૯૬ | ૧૦૦ | ૨૭ ,, ૭૪ ,, | ૨૮૮૭૫ | ૧ લાખ |
| ૧૯૨૮ | ૮૩ | ૩૪ ,, ૭૩ ,, | ૭૪૦૦૦ | ૧½ ,, |

## વેલાતનો મેલ.

૧૮૫૫ માં વેલાતનો મેલ દર મહીને એક વાર જવા લાગ્યો હતો. ૧૮૬૮ ની ૬ ઠી માર્ચ થી મુંબઇનાં બારાંને વેલાતના મેલની આવજાવ માટે ઠેરવ્યું હતું.

## પ્રકરણ ૩૪ મું:

—:o:—

### શેઠ અરદેશર ખરશેદજી દાદીનું મરણ—તેમનું વીલ—તેમને વિષે છાપાનું મત.

—

**મરણ**

શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠનું મરણ રોજ ૧૦ માહ ૧૨ (ક) ૧૨૪૩ (તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૭૪) અને સોમવારને દીને રાતે ળા વાગે ૫૮ વરસની ઉમરે નીપજ્યું હતું.

**અરદેશર દાદીનાં ધણીયાણી**

શેઠ અરદેશર ખરશેદજી દાદીનાં બીજાં ધણીયાણી બાઇ બચુબાઇ, શેઠ હોરાબજી દાદી બરજોરના બેટી થતાં હતાં. એવણ તા૦ ૮ મી જાવનેવારી ૧૯૦૩ (રોજ ૨૬ માહ ૫, ૧૨૭૨) ને દીને ૭૭ વરસની વયે ગુજર્યાં હતાં.

શેઠ અરદેશરના બે બેટાઓ શેઠો (૧) હીરજી અને (૨) ખરશેદજી બંને હાલ હૈયાત છે.

**તેમનું વીલ**

શેઠ અરદેશર ખરશેદજી દાદીએ તા૦ ૭ મી જુન ૧૮૬૯ ને દીને પોતાનું છેલ્લું વીલ યાને વસીયતનામું કીધું હતું. આ વીલ મધે તેઓએ પોતાના ધણીઆણી બચુબાઇ અને બેટાઓ હીરજી અ. દાદીશેઠ તથા ખરશેદજી અરદેશર દાદીશેઠને એકઝીક્યુટરો નેમ્યા હતા અને પોતાની અસકયામત બંને ભાઇઓને સરખે હીસ્સે આપી હતી. તેમણે પોતાના મજકુર વીલમાં મુખ્ય કરીને પોતાના વડીલોના ધામીંક ટ્રસ્ટોનો વહીવટ વડા બેટાએ કરવા વિષે ખાસ ફરમાશ કીધી હતી.

શેઠ અરદેશરનાં મરણ વેળા જાહેર છાપામાં નીચે મુજબ લખાણો થયાં હતાઃ—

(રાસ્ત ગોફતાર)

"પારસીઓના પરખેઆત દાદીશેઠ ખાનદાનના નબીરા શેઠ અરદેશર ખરશેદજી દાદીના મરણની અતરે નોંધ લેવાને દલગીરી ઉપજે છે.

મરનાર કદમી પારસીઓના વડા શેઠીઆ હતા, તેવણુ એક સુધેહના અમલદાર હતા અને દાદીશેઠ ખાનદાનની સખાવતથી ચયલાં ધરમખાતાંઓના આગેવાન હતા. તેવણુના રવાનને આવલમંજલ લઇ જતી વેળા જેવી મોટી મીજલસ મેળી હતી, તેવી મીજલશો મરહુમ સર જમશેદજીના ગુજરી જવા બાદ (ઇ. સ. ૧૮૫૯) કોઇજવાર નજરે પડે છે.

એ મીજલશે દેખાડયું છે કે પારસી આલમ હજીબી દોલતના કરતાં ખાનદાનનો દરજો વધારે ઉંચો સમજે છે. એક ગ્રહસ્થ કે જેણે પોતાના બાપદાદાના ધરમખાતાંના વહીવટ સીવાએ બીજી કોઇબી રીતે પરજા ઉપયોગી કામોમાં કસી પણુ જાહેર સેવા બજાવેલી નહી હતી, તેને ગરીબી હાલતમાં ગુજરતી વેળા આખા ટોળાના દરેક વરગે એવું માન આપ્યું છે કે જે આજકાલના શેઠીયાઓને પણુ કદાચજ મળે છે. એ બનાવનો માતર એટલો જ ખોલાશો અમારી સમજમાં ઉતરે છે કે પોતાની શેવા બજાવનાર એક શેઠીયાનું ઉત્તાન પારસીઓ તેના જમાના સુધીજ નહીં પણુ તેની પાછળના જમાનાઓ સુધી યાદ રાખેછે અને તેવા પરોપકારી પુરૂશને પોતાનેજ નહીં પણુ તેની ઓલાદને તેઓ ચાહે છે અને માન આપે છે, પછે તે ઓલાદે પોતાની જાહોજલાલી ખોહી દીધી હોય તોબી તેમને પારસીઓ ચાહે છે, તે ઓલાદે પાછળથી પોતાના બાપદાદાઓનાં નામને જેબ આપનારા કામો પછાત નાખ્યાં હોય તોબી ચાહે છે, કેટલાએક ઉતરતા વરગના આજકાલના શખસો પઇસાને જોરે શેઠીયા થઇ ગયા હોય તોબી પારસીઓ તેવા નામના શેઠીયાને બદલે ખરા ખાનદાની શેઠીઆને તેની ગરીબી છતાં ચાહે છે અને માન આપે છે."

(રાસ્ત ગોફતાર તા૦ ૨ જી ઓગસ્ટ ૧૮૭૪.)

---

(મુંબઇ ગેઝેટ.)

*Sett Ardaseer Cursetjee Dady*., we regret to announce, died last night at eight o'clock at his family residence at Chowpatty. The deceased gentleman was the eldest son of the late Cursetjee Dady Sett, and belonged to one of the oldest and most respectable Parsee families. At one time he was a member of one of the richest firms in Bombay, and did considerable business in

banking and cotton. He, however, succumbed for a time to the pressure that was generally felt in Bombay about eight years ago, and unfortunately never regained his former position. Mr. Ardaseer Sett was personally an amiable gentleman, and was considered one of the leaders of the Parsee community. He was a Justice of the Peace. He had been ailing for some months from general debility, and after a lingering illness expired last night. His funeral will take place this afternoon.

(Bombay Gazette, 28th July 1874.)

---

(પારસી પ્રકાશ)

તા૦ ૨૭ મી જુલાઈ ૧૮૭૪

રોજ ૧૦ માહ ૧૨ (કદમી) ૧૨૪૩-૫.

મરણ—અરદેશર ખરશેદજી દાદીશેઠ—ઉમર વર્ષ ૫૯

શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના વડા દીકરા, એઓ તા૦ ૭ મી નવેમ્બર ૧૮૩૯ થી પોતાના બાપની "ખરશેદજી અરદેશરની કું૦"માં ભાગીઆ થઈ તેમના મોહટા વ્યાપાર તથા મેસરસ હીગીનસ એંડ કારડવેલ, જાન સ્કીનર, મરેની કુંપની, પીલ કાસલસની કુંપની તથા ક્રેસવેલ રોસ્કન એંડ કુંપનીની દલાલીનાં કામમાં સામેલ થયા હતા. તે પછી ઇ. સ. ૧૮૫૧ માં બાપના મરણ બાદ તા૦ ૧૩ મી નવેમ્બર ૧૮૫૨ ને દીનથી પોતાના ભાઈઓ શેઠો નસરવાનજી અને હોરમજજીને સામેલ કરી "ખરશેદજી અરદેશરના છોકરાઓ"ને નામે પહેઢી ચાલુ રાખી હતી. ૧૮૬૫ માં તે પહેઢીનો વહીવટ બંધ કીધો હતો. ૧૮૭૦ થી પાછી "અરદેશર ખરશેદજી દાદીની કુંપની"ને નામે પહેઢી કાઢી વ્યાપાર ચલાવવા માંડયો હતો. આગલા વખતમાં એઓ અત્રે એક આગેવાન વ્યાપારી ગણાતા હતા તથા ૧૮૪૩ માં મુંબઈની ચેમબર ઓફ કામરસની કમીટીના એક અધિકારી હતા. ૧૮૫૫ માં નામદાર સરકારે એઓને સુલેહના અમલદાર નેમી માન આપ્યું હતું, ૧૮૫૧ થી એઓ મરહુમ દાદીશેઠનાં આતશબહેરામ તથા ધરમખાતાંઓના મુતવલી તથા હમી પાહંબાર ફંડના ટરસ્ટી થયા હતા. ૧૮૬૪

માં કદમી દસ્તુરને સુધારો આપવાનું ફંડ ઉભું થયું તેના એરવદ શરૂઆતથી પ્રમુખ હતા. મુલ્લાં ફીરોજ કેતાબખાનું તથા મુલ્લાફીરોજ મદરેસા જે દાદીશેઠના આતશબહેરામની સામેનાં દસ્તુરને રેહવાનાં મકાનમાં હતાં ત્યાંથી તેમને ખાલી કરાવ્યાથી એવણે ઇ. સ. ૧૮૬૨ માં તે બંધે ખાતાઓના ફંડમાં મલી રૂ. ૫૨૦૦) ની રકમ આપી હતી કે તેનું બ્યાજ બંધે ખાતાંના ચાલુ ખરચમાં વપરાય પણ એ કેતાબખાનાં અથવા મદરેસાને કાજે કોઇ વખતે મકાન બાંધવાનો યા લેવાનો સમો આવે ત્યારે તે મુદ્દલ રકમ પણ વાપડવી. એ ઉપરાંત એઓ ત્રણે ભાઇઓએ મલી પોતાના બાપનાં નામથી ચોપાટી મધે નાચાર ઇરાનીઓને રાખવા માટે એક ધર્મશાલા બંધાવી તે તા૦ ૨૦ મી આગસ્ટ ૧૮૫૩ ને દીને ખોહલી મુકી હતી તથા નવસારી મધેની મરહુમ મોબેદ મીનોચેહર હોમજી વાલી પુરાણી દરેમેહરમાં ઘટતો ફેરફાર કરી તે નવેસરથી પોતાનાં માતાજી બાઇ બીખાઇજીનાં પુનને માટે બંધાવી તા૦ ૧૦ મી મેએ ૧૮૬૨ ને દીને ખોલી મુકી હતી. (દફતર ૨ જું પા. ૪૯૯.)

# પ્રકરણ ૭૫ મું.

—:૦:—

## શેઠ હીરજી અરદેશર ખરશેદજી દાદીશેઠ.
## તેમની આગલી જાહોજલાલી

—

એવણુ પ્રખ્યાત શેઠ અરદેશર દાદીબાઇના દીકરા ખરશેદજીના દીકરા અરદેશર (ખરશેદજી દાદી)ના વડા બેટા થાય છે.

**જનમ.**

શેઠ હીરજીનો જનમ રોજ ૨૫ માહ ૫ મો ૧૨૨૭ ( તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૫૮ ) ને દીને બાઇ બચુબાઇ તે શેઠ દોરાબજી દાદી ભરૂચેરના દીકરીને પેટે થયો હતો.

**વેપાર.**

શેઠ હીરજી પોતાના પીતા શેઠ અરદેશર ખરશેદજી દાદીની હેયાતીમાં તેમની સાથ ઇ. સ. ૧૮૭૨ માં વેપારમાં જોડાયા હતા.

**વેલાતની મુસાફરી**

૧૮૭૪ માં શેઠ હીરજી વેપારની એજન્સીના કામ અર્થે વેલાત ગયા હતા અને ત્યાં ૧૪ માસ વેર રહ્યા હતા, અને ત્યાંથી અત્રે આવી વેપાર મોટા પાયા ઉપર ચલાવ્યો હતો. એમની ઓફીસ કોટ ટેમેરીન્ડ લેનમાં મોટાં દેવલની સામે હતી. એવણે અત્રે કોલાબામાં રૂનો જથ્થો કાઢયો હતો તથા એવણુ એ. સી. દાદી એન્ડ કું. ને નામે અત્રેથી વેલાત રૂ ચઢાવતા. ૧૮૮૬–૭ માં રૂનો ભાવ એકદમ પડી જવાથી વેલાતવાળાઓએ મારજીન માગી તે અત્રેના વેપારીઓ આપી ન શકવાથી મી૦ હીરજી મોટી ખોટમાં ઉતર્યા હતા. એવણુ ૧૯૦૫ ના સાલ સુધી વેપાર ચલાવી જીવતના રીટાયર થયા છે.

મી૦ હીરજીએ વરધા રાજનંન્દન ગામ વિગેરે મથકોએ મીલો બાંધી પણ તે ગ્રાહુવેર ચાલી નહી. એવણે કેશરના પણ વેપાર કીધો હતો.

**વેલ્સનું જરથોસ્તી ફંડ.**

૧૮૬૧ ના સાલમાં ઈંગ્લાંડ મધે જરથોસ્તીઓ માટે એક ધર્મનું ફંડ સ્થાપવામાં આવ્યું હતું તે ફંડ મધે લંડનમાં જે રકમ ભરાઈ હતી તેમાં (૧૦) પોંડ શેઠ હીરજીભાઈએ ભર્યા હતા.

**કામી દસ્તુર.**

૧૮૬૪ ના સાલમાં કામી દસ્તુરના લાભાર્થે એક ફંડ સ્થાપવામાં આવ્યું હતું તે ફંડની વ્યવસ્થા કરવા માટેની કમીટીમાં શેઠ હીરજીભાઈની પણ નેમણુંક થઈ હતી.

**રીસેપશન.**

૧૮૬૮ માં મુંબઈના ગવરનર સર સેમોર ફીટઝેરલ્ડે પરેલના સરકારી મહેલમાં રાતે એક રીસેપશન કર્યું હતું જે વેળાએ નોતરેલા ૧૪ પારસીઓમાં દાદીશેઠ કુટુંબના બે મહરૂમ શેઠો અરદેશર ખરશેદજી દાદીશેઠ, તથા તેમના બેટા શેઠ હીરજીભાઈ અરદેશર દાદીશેઠ પણ હાજર હતા.

એજ મુજબ ૧૮૭૦ માં સાહેબજાદા આલ્ફ્રેડ ડયુક ઓફ એડીનબરોની મુલાકાત માટે ભરવામાં આવેલાં રીસેપશનમાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ ઓર્ડે શેઠ હીરજી અ. દાદીએ પણ હાજરી આપી હતી.

૧૮૭૫ ના સાલમાં સાહેબજાદા પ્રીન્સ ઓફ વેલ્સ ભરેલી લેવીમાં શેઠ હોમજી ખરશેદજી દાદી ઓર્ડે શેઠ હીરજીભાઈ પણ હાજર થયા હતા.

**ગાયન ઉત્તેજક મંડળી.**

૧૮૭૦ માં અત્રે સ્થાપેલી ગાયન ઉત્તેજક મંડળીની કારોબાર મંડળીમાં પાછળથી શેઠ હીરજીભાઈને પણ સામેલ કીધા હતા.

**સર જમશેદજી માટે સભા.**

૧૮૭૭ ના સાલમાં સર જમશેદજી જીજીભાઈ બીજા બેરોનેટના ગુજર પામવા માટે દલગીરી દર્શાવવા મુંબઈની જરથોસ્તી અંજુમનની એક સભા જાહેર મળી હતી તે મધે અંજુમનના પ્રમુખ તરીકે ત્રીજા બેરોનેટ સર જમશેદજીને નેમવાને લગતા ઠરાવને શેઠ હીરજીભાઈએ ટેકો આપ્યો હતો.

## સુલેહના અમલદાર.

તા૦ ૨૭ મી માર્ચ ૧૮૭૯ ને દિને શેઠ હીરજીભાઇને નામદાર સરકારે એક સુલેહના અમલદાર નેમ્યા હતા.

**મ્યુનીસીપલ કોરપોરેટર.**

૧૮૭૯ ના જુન માસમાં મુંબઇના મ્યુનીસીપલ કોરપોરેશનના કર ભરનારાઓએ શેઠ હીરજીભાઇને કોરપોરેટર તરીકે ચુંટી કાઢયા હતા. એજ માફક ૧૮૮૦ માં પણ તેવણુ પહેલા વોર્ડના કર ભરનારાઓ તરફથી ચુંટી કઢાયા હતા.

## આરયલેંડમાં દુકાળ.

આરયલેંડ મધે ઇ. સ. ૧૮૮૦ ના સાલમાં દુકાળ પડવાથી ત્યાં મદદ મોકલવા માટે ઉઘરાણાની ટીપ ભરાવા સારૂં એક કમીટી નેમાઇ હતી તે મધે શેઠ હીરજીની પણ નેમણુંક થઇ હતી.

**વસ્તીની ગણત્રી**

૧૮૮૧ ના સાલમાં મુંબઇ મધે વસ્તીની ગણત્રી થઇ હતી તેને લગતી સમજણ આપવા માટે એક કમીટી નેમાઇ તેમાં શેઠ હીરજીભાઇની પણ નેમણુંક થઇ હતી.

**ભાઇના લગ્ન.**

તા. ૨૪ મી મે ૧૮૮૨ એટલે નામદાર મહારાણી વીકટોરી-આની સાલગરીને દિવસે શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠે પોતાના ભાઇ શેઠ ખરશેદજીના લગનની ખુશાલીમાં ચોપાટીની મરહુમ દાદી-શેઠ વાળી પુરાતમ વાડી મધે રાત્રે અતરેના આગેવાન તથા જાણીતા ઇંગ્રેજ અને દેશી ગ્રહસ્થોનો એક મોટો મેળવડો કરી નાચ તથા જીઆફત આપી હતી.

**આતશબહેરામ નઝદીક તલાવ.**

૧૮૮૩ માં બાહરકોટ મરહુમ દાદીશેઠનાં આતશબહેરાંમની પડોશમાં ભાટવા મહાજનના કેટલાક ગ્રહસ્થોએ સ્નાન કરવા માટે એક મોટો તળાવ બાંધવાને જગા ખરીદયાથી તે તળાવ એ લત્તાના રહેવાસી-ઓને તથા પાસે આવેલા આતશબહેરાંમ સાહેબના મકાનને અડચણ કરનારો થઇ પડે તેટલાં તે બંધાતો અટકાવવાને

ઉપાયો લેવાને એ લત્તાના રહેવાસીઓ તથા આતશબહેરાંમના ટ્રસ્ટીઓ તરફથી ભુલેશ્વર વોર્ડના કોરપોરેશનના એક અધિકારી શેઠ નવરોજજી ફરદુનજીના પ્રમુખપણા હેઠલ ડાકટર બ્લેની, મી. વીગાસ, દસ્તુર બહમનજી રૂસ્તમજી મુલ્લાં ફીરોઝના, શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠ વગેરેના એક ડેપ્યુટેશને મ્યુનીસીપલ કમીશનર મી૦ ઓલી-વંટ પાસે જઇ કેટલોક ખુલાસો કરી એ બાબે એક અરજી આપી હતી. કમીશનરે આ બાબદ ઉપર ધ્યાન આપવાની કબુલાત આપી હતી કે અગર એ તળાવ લોકોની તંદુરસ્તીને હરકત કરે એવી રીતે બંધાશે તો તેનો અટકાવ કરવામાં આવશે.

**શાક્ષી.**

ઇ. સ. ૧૮૮૩ માં મરહુમ શેઠ હોરમસજી બહમનજી વાડીઆના આતશબહેરાંમના ઓયના-વારાની રકમ સંબંધ મુંબઇની હાઇકોર્ટમાં ભગર સાથની અંજુમન તરફથી માંડવામાં આવેલા દાવામાં પ્રતીવાદી ટ્રસ્ટીઓ તરફથી જે સાક્ષીઓની જુબાની લેવામાં આવી હતી તેમાં શેઠ હીરજીભાઇ પણ એક શાક્ષી હતા.

**ભગરીઆઓને મદદ.**

મુંબઇમાં વસતા ભગરસાથના મોબેદો વાડીઆ આતશબહેરામમાંથી નીકળી મરહુમ શેઠ દાદીશેઠવાળા આતશબહેરામમાં જઇ વસ્યા હતા તેમને ત્યાં આશરો આપવા માટે તે મકાનના મુતવલી શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠનો ઉપકાર માનવા તથા તેમના વડવા મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાનજીનું નામ જાહેર અંજુમનની મીજલસમાં જશનોમાં લેવાનો ઠરાવ મજકુર મોબેદો તરફથી કરવામાં આવ્યો હતો.

પછી તા૦ ૨૧ મી ઓગસ્ટ ૧૮૮૭ ને દિને ચંદનવાડી ખાતે ભગરીઆ મોબેદોના વપરાસને માટે અંજુમનના ઉધરાતથી બંધાયલાં નવા આતશકદેહને લગની ઇઘોરાવાળી જગા એક જશન કરી ખુલ્લી મેલી હતી, તે પ્રસંગે સેક્રેટરીએ વાંચી સંભળાવેલા પત્ર મધે દાદીશેઠના આતશબહેરામના મકાનમાં તેના મુતવલી શેઠ હીરજીભાઇની પરવાનગીથી પોતાનું જે યોજદાથ્રેગરીનું કામ કરવા દેવામાં આવ્યું હતું તે મહેરબાની માટે ભગર સાથના મોબેદો તરફથી શેઠ હીરજીભાઇનો મોટો ઉપકાર માનવામાં આવ્યો હતો.

૧૮૯૭ ના સાલમાં રોજ ૩ માહ ર શે. ૧૨૬૭ ને દીને જર-થોસ્તી અંજુમનના ઉપરાતથી નવસારીના બગર સાથના મોબેદોની આગેવાની હેઠળ બંધાયલાં આતશબહેરામના કેબલાને તખ્તનશીન કરવાની ક્રીયા થઇ હતી તે વેળા આતશબહેરામની કમીટી તરફથી બીજાઓ જોડે શેઠ હીરજી અરદેશર દાદીશેઠનો તેમની સેવા માટે ઉપ-કાર માનવામાં આવ્યો હતો.

મરહુમ દસ્તુર સોરાબજી રૂસ્તમજી મુલ્લાં ફીરોઝના ઉઠમણાંની ક્રીયા મધે તા૦ ૨૮ મી નવેમ્બર ૧૮૮૩ ને દીને તેમના નબીરા એરવદ ખુરશેદજી ફીરોઝજી મુલ્લાં ફીરોજનાને દસ્તુર ઠેરવ્યા તે વેળા મરહુમ દાદીશેઠના ધર્મના મકાનોના મુતવલી તરીકે શેઠ હીરજીભાઇએ પોતાને હસ્તકના દાદીશેઠના આતશ બહેરામ તથા અગીઆરીના દસ્તુર તરીકેની એક શાલ દસ્તુર ખુરશેદજીને ઓઢાડી હતી.

## લોર્ડ રીપનને માન.

લોર્ડ રીપનને વીદાયગીરીનું માન આપવાને માટે નેમાયલી કમી-ટીના ૬૩ પારસી ગ્રહસ્થોમાં શેઠ હીરજીભાઇની પણ નેમણુંક થઇ હતી.

## મેસોનીક લોડજ.

૧૮૬૯ ના જુલાઇ માસમાં અત્રે ઇંગ્રેજ તથા પારસી ફ્રીમેસનોની "લોજ ઇસ્ટર્ન સ્ટાર" ઉઘાડવામાં આવી હતી તે મધે ૧૮૭૬ માં શેઠ હીરજીભાઇ પણ સામેલ થયા હતા.

'પારસી પ્રકાશ'માં જણાવવા મુજબ ૧૭૭૩ ના જુના કેલેંન્ડરો તથા ખતો તેમજ બીજા સૌથી જુનામાં જુના 'ઇંગ્રેજી કેલેન્ડરો' જે મી૦ રૂસ્તમજી કેરશાસ્પજીએ પ્રગટ કર્યાં હતાં તેની નકલ શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠ પોતે ધરાવતા હતા.

એજ માફક ઘણાક અસલ ખતો શેઠ હીરજીએ 'પારસી પ્રકાશ'ના માજી અધીપતી ખાન બહાદુર બહમનજી બહેરાંમજી પટેલને બતાવ્યાં હતાં તેનો ઉપયોગ એ પુસ્તકમાં કરેલો દીસે છે. તેવણુ કુટુંબને લગતી અસલી બાબતોની જબરી માહીતી ધરાવે છે.

મુંબાઇની પારસી વડી મેટ્રીમોન્યલ કોર્ટના એક ડેલીગેટ તરીકે શેઠ હીરજી ૧૮૭૯ માં નેમાયા હતા અને આજ વેર એવણે એ ઓધ્ધો ચાલુ રાખ્યો છે.

શેઠ હીરજી અરદેશર દાદીશેઠનાં ધણીઆણી બાઇ સુનાબાઇ શેઠ નવરોજી ખરશેદજી બનાજીના બેટી થતાં હતાં.

**તેમની ધણ્યાણી.** એવણ રોજ ૩ જે માહ ૪ થો કદીમ ૧૨૭૬ તા૦ ૧૫ મી જાનેવારી ૧૯૦૬ ને દીને રાતના ૭–૪૫ મીનીટે ગુજર્યાં હતાં અને તેમને દાદીશેઠના કુટુંબી દોખમામાં મેલવામાં આવ્યાં હતાં.

તા૦ ૨૫ મી મે ૧૮૭૩ (રોજ ૭ માહ ૧૦ (ક૦) ૧૨૪૨ યજદેજરદી) ને દીને મરહુમ બાઇ માણેકબાઇ તે મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠની બેટી તથા

**તેમના ધણ્યાણી-ની સખાવત.** મરહુમ શેઠ નાનાભાઈ નશરવાનજી બનાજીના વિધવાનાં હુકમણામાં તેમની પોતાની પૂંજીમાંથી રૂ. ૩૦૦૦), દીકરીના દીકરા શેઠ મનચેરજી નવરોજજી બનાજીએ રૂા. ૧૦૦૦), અને દીકરીની દીકરી બાઇ સુનાબાઇ તે શેઠ હીરજીભાઈ અરદેશર દાદીશેઠના ધણીઆણીએ રૂ. ૧૦૦૦) મળી કુલ્લે રૂ. ૫૦૦૦) ધર્મ ખાતાઓમાં આપ્યા હતા. આ મધ્યેથી રૂા. ૧૦૦૦) ની સરકારી નોટ મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાંનજીના આતશબહેરામ તથા આદરાંનના ખરચને સારૂ એક નવું ફંડ ઉભું કરી તેના ટ્રસ્ટીઓને વ્યાજ વાપરવાની શરતથી આપી હતી.

**ફરજંદો.**

શેઠ હીરજીને બે બેટા થયા હતા.

(૧) તેમના બેટા દાદીનો જનમ રોજ ૯ મે માહ ૨ જે (ક) ૧૨૪૧ ને દીને થયો હતો અને તે રોજ ૨૨ માહ ૧૨

**તેમના બેટા.** (ક) ૧૨૪૭ (તા૦ ૭ મી ઓગસ્ટ ૧૮૭૮) ને દીને ૭ વરસની વયે ગુજરી ગયો હતો અને તેને દાદીશેઠના કુટુંબી દોખમા મધ્યે લઇ જવામાં આવ્યો હતો.

(૨) શેઠ હીરજીના બેટા અરદેશર ઉર્ફે રજી દાદીશેઠનો જન્મ રોજ ૩ જે માહ ૧૨ (ક) યઝ. ૧૨૫૯ (તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૮૦ ને દીને) થયો હતો.

શેઠ હીરજી બુઝર્ગ વયના છતાં પટલાં આંગના હોવાથી સારી

**એમની કાઠી.** કાઠી ધરાવે છે અને હજી મેટ્રીમોન્યલ કોર્ટમાં ડેલીગેટ તરીકે હાજરી આપી શકે છે તથા પોતાની વાઇ. એમ. સી. એ. ના રૂમ્સમાં જઈ ચેસની રમતમાં મોજ મેળવે છે.

---

# પ્રકરણ ૩૬ મું.

—:o:—

## હીરજી અરદેશર દાદીશેઠ સામે ચેરીટી ટ્રસ્ટ તથા કદમી ગાહુમ્બાર ફંડને લગતા દાવા.

—

**મુલ્લાં ફીરોઝ મદરેસા.**

સને ૧૮૫૪ માં સ્થાપેલી મુલ્લાં ફીરોઝ મદરેસાની કારોબાર મંડળીમાં પાછળથી શેઠ હીરજીભાઇને પણ સામેલ કીધા હતા. એ મદરેસાને લગતું એક ટ્રસ્ટ ડીડ તા૦ ૧ લી મે ૧૮૮૦ ને દીને થયું હતું અને તે પૂંજીના ત્રણ ટ્રસ્ટીઓમાં શેઠ હીરજીભાઇને પણ એક ઠેરાવ્યા હતા.

**મુલ્લા ફીરોઝ કીતાબખાનું.**

૧૮૪૨ ના સાલમાં મુલ્લાં ફીરોઝ કીતાબખાનું સ્થાપવામાં આવ્યું તેની કારોબારી મંડળી મધ્યે પાછળથી શેઠ હીરજીભાઇને પણ લેવામાં આવ્યા હતા. એ કીતાબખાનાની પૂંજી સાચવવા માટે એક ટ્રસ્ટડીડ તા૦ ૨૧ મી જુલાઇ ૧૮૮૩ ને દીને કરવામાં આવ્યું હતું અને તે પૂંજીના એક ટ્રસ્ટી તરીકે શેઠ હીરજીભાઇને પણ નેમ્યા હતા.

### દોખમાની મરામત.

શેઠ હીરજીએ પોતાનું કુટુંબી દોખમું તા૦ ૨૪ મી ડીસેમ્બર ૧૮૯૩ (રોજ ૧૦ મો કદીમ માહ ૫ મો યઝદેજરદી ૧૨૬૩) ને દીને બે નસેસાલારને અંદર મોકલી મરામત કરાવી ચુનો લગડાવ્યો હતો.

### તેમની વિરૂદ્ધ મ્યુનીસીપલ દાવો.

મુંબઈની મ્યુનીસીપલ કોરપોરેશને મી૦ હીરજી અરદેશર દાદી તથા બીજાની વિરૂદ્ધ અત્રેની હાઇ કોર્ટ મધે દાવો નં. ૩૩૧ સને ૧૯૦૫ નો દાદીશેઠ ટ્રસ્ટની મીલકતનો મ્યુનીસીપલ ટેક્ષ વસુલ કરવા માટે માંડયો હતો. આ દાવામાં તા૦ ૨ જી ફેબરવારી ૧૯૦૬ ને દીને દાદીશેઠ ધર્મ ખાતાંના

ટ્રસ્ટીઓ સામે હુકમનામું થયું હતું અને તે વસુલ કરવા માટે ટ્રસ્ટની મીલકતો ઉપર બોજો (charge) નાખ્યો હતો. આ રકમ ન આપવાથી તા૦ ૨૮ મી જુન ૧૯૦૬ ને દીને મીલકતો વેચવાને માટેનું પાકું હુકમનામું થયું હતું.

ધર્મખાતાંઓના વહીવટ સંબંધ તેમની સામે દાવો.

આ ઉપરથી શેઠ હીરજીના વખતમાં દાદીશેઠ ધર્મ ખાતાઓનો વહીવટ બરાબર નહી થવા માટે ફરયાદ થવા માંડી અને તેથી શેઠો હોરમસજી મંચેરજી કામા, સોરાબજી ખરશેદજી દાદીશેઠ, અને ડા. ખરશેદજી નવરોજી સહીવારે એડવોકેટ-જેનરલની મારફતે ટ્રસ્ટીઓ સામે હાઈકોર્ટ મધે દાવો (૪૦૬ સને ૧૯૦૬ નો) માંડયો અને તેનો શેવટનો નિકાલ થાય ત્યાં સુધી પક્ષકારોની સંમતીથી મી. ફરામરોઝ રૂસ્તમજી જોશીને રીસીવર નેમવામાં આવ્યા હતા. આ બાબતમાં મઝકુર ડા. સહીયારે આગેવાની લીધી હતી.

આ મુકદમો નામદાર જસ્ટીસ દીનશાહ દાવર સનમુખ તા. ૩ જી તથા ૫ મી ડીસેમ્બર ૧૯૦૮ ને દીવસે ચાલવા બાદ પક્ષકારો સમજુતી ઉપર આવ્યા અને સેવટે એક સંમતિનું હુકમનામું લેવામાં આવ્યું હતું જેની મુખ્ય શરતો નીચે મુજબ હતીઃ—

૧ પ્રતીવાદી મી. હીરજીભાઇએ ટ્રસ્ટી તરીકેનો ઓધો છોડવો અને તેમની જગાએ નીચલા ટ્રસ્ટીઓને નેમ્યા હતાઃ-શેઠો દાદી નશરવાનજી દાદી, ફરામજી દોરાબજી પાંડે, હોરમજજી મંચેરજી કામા, શોરાબજી ખરશેદજી દાદીશેઠ, ડા. ખરશેદજી નવરોજી સહીવાર, તથા શેઠ અરદેશર હીરજી દાદી.

૨ ટ્રસ્ટીઓએ મી. હીરજી અરદેશર દાદી અને તેમના પછી તેમના દીકરા મી. અરદેશરને અને તેના પછી તેના સીધી રીતે ઉતરી આવતા મર્દ વારસોના એકલાના સ્વાધીનમાં ચોપાટીના દોખમા અને સગડીને સોંપવાં અને તેઓની દેખરેખ હેઠળ ત્યાં મુક્તાદ તથા ફરવરદગાનના જશનોની ક્રિયા કરાવવી અને તેને માટે ટ્રસ્ટીઓએ દર સાલ રૂ. ૬૦૦ આપવા.

૩ ટ્રસ્ટીઓએ મી. હીરજીને તેમની હૈયાતી દરમ્યાન ચોપાટીના બંગલામાં રહેવા દેવા, પણ તે બંગલાને દર સાલ ચુનો ધોળાવવા, તથા

તેનાં છાપરાંને ચરાવી અમર લગાડવા ઉપરાંત એ બંગલાની કશી મરામત કરાવવી નહી અને જો એ બીસ્માર હાલતમાં આવે તો મી. હીરજીએ તે છોડી જવો.

ટ્રસ્ટના વહીવટ બારેની યોજના

મજકુર હુકમનામાની રૂએ નામદાર કોર્ટે કમીશનર મી૦ ભીમજી એન. બનાજી પાસે એક યોજના ટ્રસ્ટની મીલકતોના વહીવટ માટે ઘડાવી, એવા પાયા ઉપર કે સર્વ ટ્રસ્ટીઓને એક સરખો હક આપવો, જો કે તેઓ પોતે ચાહે તો તેમના પોતામાંના એક યા વધુ ટ્રસ્ટીઓને મેનેજીંગ ટ્રસ્ટી નેમી શકે. આવી રીતની યોજના ( scheme of management ) ઘડાવા પછી તેને નામદાર કોર્ટે તા૦ ૫ મી ફેબરવારી ૧૯૧૦ ને દીને પોતાની બાહલી આપી હતી. (આ બાબે વધુ માટે જુવો Dadysett Religiou s and Charitable Trusts વીષે મી૦ રૂ. બ. પેમાસ્તરની ઇંગ્રેજી ચોપડી પા. ૨૧-૨૪ તથા પૂર્વણી પા. ૩૦-૪૩)

ટ્રસ્ટીઓમાં ફેરફાર

જ્યારે નામદાર હાઇ કોર્ટ સન્મુખ મજકુર યોજના બાબેની તકરાર ચાલતી હતી ત્યારે મી૦ અરદેશર હીરજી દાદીએ હાજર થઇ ટ્રસ્ટી થવા ના પાડી, જેથી નામદાર કોર્ટે મી૦ અરદેશર દાદીભાઇ દાદીશેઠની નેમણુંક કીધી. પણ કમનસીબે છેલ્લા મી૦ અરદેશર દાદીભાઇ દાદીશેઠ તા૦ ૧૨ મી મે ૧૯૧૨ ને દીને, અને ડા૦ ખરશેદજી ન. સહીયાર પણ તા૦ ૮ મી ઓગસ્ટ ૧૯૧૩ ને દીને ગુજરી જવાથી બાકીના ટ્રસ્ટીઓએ તા૦ ૩૧ મી જાનેવારી ૧૯૧૪ ને દીને એક લખત કરી તેમની જગાએ શેઠો બહેરામજી નવરોજી ગામડયા તથા ખરશેદજી દાદી દાદીશેઠની ટ્રસ્ટીઓ તરીકે નેમણુંક કરી. બીજા ટ્રસ્ટીઓ શેઠ હોરમસજી મંચેરજી કામા તા૦ ૪ થી માર્ચ ૧૯૧૬ ને દીને અને મી૦ દાદી નશરવાનજી દાદીશેઠ તા૦ ૧૫ મી નવેમ્બર ૧૯૨૦ ને દીને ગુઝર પામવાથી તા૦ ૧૭ મી એપ્રીલ ૧૯૨૨ ને દીને એક લખત કરી તેમની જગાએ શેઠો ખરશેદજી નવરોજી સાહેર અને નશરવાનજી દાદી દાદીશેઠની ટ્રસ્ટીઓ દાખલ નેમણુંક થઇ હતી. શેઠ ખરશેદજી સાહેર પણ તા૦ ૨૮ મી અકટોબર ૧૯૨૧ ને દીને ગુઝર પામવાથી



શેઠ ફરામજી હોરાબજી પાંડે.

દાદીશેઠના ધરમખાતાંના હાલના પ્રમુખ.

જન્મ–તા૦ ૧૧ મી અકટોબર ૧૮૪૯. રોજ દેપમહેર માહ ફરવરદીન ૧૨૧૯

હાલ નીચલા સાહેબો દાદીશેઠ ધારમીક તથા સખાવતી ધર્મખાતાંના ટરસ્ટીઓ છેઃ—

શેઠ ફરામજી દોરાબજી પાંડે.
,, સોરાબજી ખરશેદજી દાદીશેઠ.
,, બહેરામજી નવરોજી ગામડયા.
,, ખરશેદજી દાદી દાદીશેઠ.
,, નસરવાનજી દાદી દાદીશેઠ.

**ક્રિયાઓ માટેની રકમ વધારવાની અરજ.**

મી૦ હીરજીને મુકતાદ તથા ફરવરદીયાનની ક્રીયા કરવા માટે દર સાલ રૂ. ૬૦૦ ની રકમ દાદીશેઠ ધર્મખાતાંઓના ટરસ્ટીઓએ આપવી એવું હુકમનામું તેમની સામેના મઝકુર દાવામાં થયું હતું તે રકમ પુરતી નથી એવું જણાવી તેવણે તે વધારી વરસ દહાડે રૂ. એક હઝારની કરી આપવા માટે નામદાર હાઇ કોર્ટને અરજ કીધી હતી. તેવણે પોતાની અરજીના ટેકામાં જણાવ્યું હતું કે હાલ મોંઘવારી ઘણી છે અને મોટા પગાર વગર કદમી મોબેદો મલી શકતા નથી, તે એટલે સુધી કે એકલી સગડી પાછળ રૂ. ૫૦૪ કરતાં વધુ ખરચ કરવો પડે છે. મઝકુર ટરસ્ટીઓને કોર્ટ તરફથી નોટીસ મલતાં તેઓએ તેમજ એડવોકેટ-જેનરલે આ અરજ સામે કાંઇ વાંધો લીધો ન હોવાથી માગેલી રકમ માટેની બાહાલી નામદાર હાઇ કોર્ટે આપી હતી (જુવો પ્રજા મિત્ર અને પારસી તા૦ ૨૯ મી ફેબરવારી ૧૯૧૬.)

**ઇરાનીઓની ધર્મશાળા.**

૧૯૦૯ ના સાલથી ઇરાનીઓની ધર્મશાલાનું સમારકામ કરવાની જરૂર જણાવાથી તેના સેક્રેટરી શેઠ મંચેરજી ફરામજી તંબોલીએ એ તકનો લાભ લઇ શેઠ હીરજી અરદેશર દાદી ઉપર એક પત્ર લખી ધર્મશાળાના ઓટલા પર માળ કરવાની જરૂર જણાવી હતી કે જેથી કરી ધર્મ શાળાના વપરાસમાં મોકલાસ થવા સાથ વધુ ઇરાનીઓ માટે સગવડ થઇ શકે. આ કામ કરવા પહેલાં તા૦ ૧૯ મી એપ્રીલ ૧૯૦૯ને દીને ટરસ્ટીઓના સેક્રેટરી તરફથી શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠ પર એક પત્ર લખી તેમની બહાલી માગી હતી, પણ તેનો કશો જવાબ શેઠ હીરજીએ મોકલ્યો ન હતો.

## કદમી ગાહમ્બાર ફંડ.

તા૦ ૨૩ મી અક્ટોબર ૧૮૦૪ ને દીને મરહુમ શેઠ અરદેશર દાદીભાઇએ કદમી જરથોસ્તીઓ માટે જાહેર ગાહમ્બાર કરવાનું જે ફંડ ઉભું કર્યું હતું તે ફંડના મેનેજીંગ ટ્રસ્ટી શેઠ હીરજી છે, અને એ ફંડને લગતો સર્વે હિસાબ તેઓ પાસે છે, એમ 'પારસી પ્રકાશ'ના દફતર પહેલાંને પાને ૯૯ એ જણાવ્યું છે.

આ કદમી ગાહમ્બાર ફંડના ત્રસ્ટીઓ તા૦ ૭ મી ઓગસ્ટ ૧૮૪૮ ને દીને થયલાં દીડ–પોલની રૂહે નેમાયા હતા.

**ગાહમ્બાર માટે ઓટલા.**

કદમી પારસીઓના ગાહમ્બારની ક્રીયા તથા જમણ કરવા માટેના ઓટલા બીસ્માર થવાથી બે નવા ઓટલા બંધાવવા સારૂ મુંબઇની હાઇ કોર્ટની પરવાનગી લેવાની જરૂર જણાઇ તે ઉપરથી ગાહમ્બાર ફંડના આગલા ટ્રસ્ટીઓએ હાલના ટ્રસ્ટીઓને પ્રતીવાદી બનાવી એક ફ્રેન્ડલી દાવો માંડયો હતો જેની સુનાવણી તા૦ ૧૫ મી જુલાઇ ૧૮૭૮ ને દિને થઇ હતી. આ વેળા જસ્ટીસ ગ્રીને મજકુર ઓટલા બાંધવા માટે ગાહમ્બાર ફંડમાંથી રૂ. ૩૦૦૦૦) ઉપાડવાની સતા આપી હતી. (પા. પ્ર. દફતર ૨ જું પાનું ૬૩૮.) મજકુર પ્રતીવાદીઓમાં શેઠ હીરજીભાઇ પણ એક હતા. આ બાબેના લખતની રૂહે શેઠ હીરજી અરદેશર દાદીએ તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૮૦ ને દીને દાદીશેઠ આતશબેહેરામ નજદીકની જમીનના બે ટુકડાનો કબજો કદમી ગાહમ્બાર ફંડના ત્રસ્ટીઓને આપી દીધો હતો અને તે ઉપર ગાહમ્બાર ફંડના ત્રસ્ટીઓએ પોતાને ખરચે બે ઓટલા બાંધ્યા હતા. આ બાબેની તકરાર ઘણાક વરસો રહીને દાદીશેઠ ધર્મખાતાંઓના ત્રસ્ટીઓને પડવાથી તેઓએ પોતાના ઓહદાની ફરજ બજાવતાં હાઇ કોર્ટ મધે એક દાવો (નં. ૪૪૯ સને ૧૮૮૨ નો) મજકુર ગાહમ્બાર ફંડના તે વેળાના નીચલા ત્રસ્ટીઓ સામે માંડયો હતો:–

શેઠો હીરજી અરદેશર દાદી, મહેરવાનજી અરદેશર કામા, ખા. બા. મંચેરજી કાવસજી મઝંબાન વિગેરે. વાદીઓની માગણી એવી હતી કે ઓટલાઓ સંબંધી મજકુર લખત રદ કરવું અને વાદીઓનો તે ઓટલાઓ તથા તેને લગતી જમીન તથા ફરનીચર વિગેરેને લગતો હક જાહેર કરવો.

આ દાવાની સમજુતી થવાથી નામદાર કોર્ટે તા૦ ૨૨ મી ફેબ્રુરવારી ૧૯૧૫ ને દીને હુકમનામું કરી વાદીઓ (દાદીશેઠ ધર્મ ખાતાંઓના ટ્રસ્ટીઓ) ની અરજ એવી શરતે સ્વીકારી કે તેઓએ દર સાલ રૂ. એક હજાર એમ બાર વરસ દરમ્યાન રૂ. ૧૨ હજાર પ્રતીવાદીઓ (કદમી ગાહમ્બાર ફંડના ટ્રસ્ટીઓ)ને આપવા અને વળી ટ્રસ્ટીઓએ પ્રતીવાદી ટ્રસ્ટીઓને એ જગ્યા તથા ઓટલા કદમીઓના તથા તેમના મોબેદોને ગાહમ્બાર માટે એક માસની નોટીસ મળવે આપવા, વાદી ટ્રસ્ટીઓએ એ ઓટલાનુ સમારકામ કરતા રહી તેને સારી હાલતમાં રાખવા, અને ત્યાં ફરનીચર વાસણ કુસણ વિ૦ રાખવાં અને એ ઓટલાઓનો ઉપયોગ પ્રથમ મજકુર ગાહમ્બારો માટે અને પછી લગ્નો તથા બીજી ધામીર્ક ક્રિયાઓ કાજે તથા જાહેર સભાઓ ભરવા માટે આપવો અને તે માટે ફકત નામનું ભાડું લેવું. (જુવો ટાઇમ્સ ઓફ ઈંડીયા તથા જામે જમશેદ તા૦ ૨૩ મી ફેબ્રુરવારી ૧૯૧૫.)

**દાવાનો ખર્ચ.** દાવાના ખરચ બાબે એવો સંમતીનો હુકમ થયો હતો કે વાદીઓનો ખરચ દાદીશેઠ ધર્મ ખાતાંમાંથી અને પ્રતીવાદીઓનો ખરચ ગાહમ્બાર ફંડ મધેથી આપવો. આ દાવામાં કાયદા મુજબ એડવોકેટ-જેનરલને પક્ષકાર બનાવવામાં આવ્યા હતા.

**આતશબહેરામમાં સુધારા.** હાલના ટ્રસ્ટીઓએ દાદીશેઠના આતશબહેરામની જગાને કેટલું ક થયું પારસીઓના લગનસરા માટે રોણકદાર બનાવી છે. ત્યાં વીજળીક પંખા તથા બત્તીઓની સગવડ ઓટલા, માળ તથા કંપાઉંડમાં કરવાથી હવે તેને લગતા કુશાદે બાગથી એ જગા લગનસરા, નવજોત વિગેરેના મેળાવડા માટે બહુ આવકારદાયક થઇ પડી છે અને તેના ઉપર હવે ઓલબ્લેસ બાગ પછી હમદીનોની પસંદગી ઉતરે છે.

## પ્રકરણ ૩૭ મું.

—:૦:—

### શેઠ ખરશેદજી અરદેશર દાદી તથા તેમના ફરજંદો.

—

એવણ શેઠ અરદેશર ખરશેદજી અરદેશર દાદીભાઈના બીજા દીકરા અને શેઠ હીરજીના નાના ભાઈ થાય છે.

**જનમ.**

એમનો જનમ રોજ ૨૪ મો માહ ૧૦ મો (ક) યઝ. ૧૨૩૦ (તા૦ ૧૫ મી મે ૧૮૬૧) ને દીને થયો હતો.

**નોકરી ધંધા.**

એવણ પ્રથમ ૧૮૭૭ થી ૧૮૮૩ સુધી મેસરસ એ. સી. દાદી કું. મધે રૂના કામ પર હતા. ત્યાર પછી એવણ ૧૮૯૧ થી નવેમ્બર ૧૯૦૮ સુધી અત્રેની માણેકજી પીટીટ મીલમાં મદદનીશ કારડીંગ માસ્તર હતા. ત્યાર બાદ ૧૯૧૦ થી ૧૯૧૩ સુધી શોલાપુરની વીષ્ણુ મીલ મધે મદદનીશ કારડીંગ અને સ્પીનીંગ માસ્તર અને ૧૯૧૫ થી ૧૯૧૭ સુધી મધરાસ યુનાઈટેડ મીલ મધે કારડીંગ–માસ્તર, અને સેવટે હોંગકોંગ મીલમાં વરસ એક સુધી કારડીંગ અને સ્પીનીંગ માસ્તરના ઓહદા ઉપર એવણ હતા. એ રીતે એવણે ૨૮ વરસ મીલની નોકરી બજાવી છે.

**ભાઈના લગનની ખુશાલી.**

એમના વડા ભાઈ મી. હીરજીભાઈએ એમના લગનની ખુશાલીમાં ચોપાટીની મરહુમ દાદીશેઠવાળી પુરાતમ વાડીમાં તા૦ ૨૪ મી મે ૧૮૮૨ (માહારાણી વીકટોરીયાની સાલગ્રેહ) ને દીને રાત્રે અત્રેના આગેવાન તથા જાણીતા ઈંગ્રેજ અને દેશી ગ્રહસ્થોનો એક મોટો મેળાવડો કરી નાચ તથા જીયાફત આપી હતી જેનો હેવાલ તા૦ ૨૬ મી મે ૧૮૮૨ ના ટાઈમ્સ ઓફ ઈંડયામાં છપાયો હતો.

શેઠ ખરશેદજીના ધરયાણી બાઈ બીખાઈજી શેઠ બમનજી ખરશેદજી કામાની બેટી થતાં હતાં. તેવણ રોજ જમ્યાદ માહ અમરદાદ



શેઠ બહુમનજી ખરશેદજી અ. દાદીશેઠ.

જન્મ : તા. ૧૭ મી અકટોબર ૧૮૮૭.




મી૰ બહેમનજી ખરશેદજી અ. દાદીશેઠનું મોટર વર્કસ.

(ક). યઝ. ૧૨૮૨ તા૦ ૭ મી જાનેવારી ૧૯૧૩ ને દીને ગુજરયાં હતાં. શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠ સ્વભાવે ઘણા ગરીબ અને રાંક તરીકે દાદીશેઠ કુટુંબમાં જાણીતા છે.

**તેમના બેટાઓ.** શેઠ ખરશેદજી અરદેશર ખરશેદજી દાદીશેઠનો એક દીકરો ઉમર દીન ૧૫ નો તા૦ ૨૪ મી નવેમ્બર ૧૮૮૩ ને દીને ગુઝર્યો હતો અને તેને દાદીશેઠના કુટુંબી દોખમામાં લઇ જવામાં આવ્યો હતો. મી૦ બહમનજી ખરશેદજી અરદેશર દાદીશેઠ, શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના બીજા બેટા થાય છે. તેવણુનો જનમ રોજ ૩૦ મો માહ ૨ જો (કદ્દ૦) યઝ. ૧૨૫૭ (તા૦ ૧૭ મી અકટોબર ૧૮૮૭) ને દીને થયો હતો. અત્રેની ફ્રેટ' તથા પ્રોપ્રાયટરી હાઇસ્કુલની ગ્રાંટરોડની શાખા મધે ઈંગ્રેજી સાતમાં ધોરણ સુધી અભ્યાસ કરી એવણુ એ સ્કુલ ૧૯૦૩ માં છોડી અત્રેની ગ્લોબ ઇલેકટ્રીક કુંપનીમાં ચાર વરસ શીખાઉ તરીકે રહ્યા હતા. ત્યાર બાદ સાત વરસ ઉપર તેવણુ શોલાપુર મધે મેસર્સ નરોતમ મોરારજી માયો (એ અને બી) માં ઇલેકટ્રીકલ ખાતામાં ત્યાંના ચીફ ઇજનેર મી૦ નશરવાનજી ડી. કરાણીના હાથ તળે પહેલા મદદનીશ તરીકે રહ્યા હતા. ઇ. સ. ૧૯૧૬ થી તેવણુ મોટરો આયાત કરવાનો ધંધો ચલાવવા ઉપરાંત ઓટો-મોબાઇલને લગતો ધંધો ચલાવે છે અને એમનું કારખાનું ચોપાટીની હેઠળ દાદીશેઠ ધર્મ ખાતાંની મલબાર હીલ સીરી રોડ ઉપર આવેલી એસ્ટેટના પ્લોટ ઉપર "ન્યુ વિકટોરિયા ઓટો-મોબાઇલ કું." ને નામે ચાલે છે. તેવણુ મોટરના બોડી-બીલ્ડર પણ છે અને પોતાના કામમાં ઘણા કુશળ છે.

**કારખાનાનો ફોટો.** શેઠ બમનજીના ચોપાટી ઉપર આવેલાં મોટર વર્કસની સબી અત્રે આપી છે. એ મધે મોટરમાં બેઠેલા ડાબી બાજુથી પહેલા મરહુમ શેઠ દાદી નશરવાનજી દાદીના વીશ્વાસુ નોકર શેખહુશેન છે જેને મઝકુર શેઠ પોતાના વીલમાં રૂ. ૩ હઝાર આપી ગયા છે અને જે હાલમાં શેઠ દાદીના નાના બેટા મી૦ નોશરવાનજીની નોકરીમાં છે. બંને બાપ દીકરાની નોકરી એણે ૩૫ વરસની મુદતવેર નીમકહલાલીથી બજાવી છે. એજ બાજુથી

ત્રીજા શખ્સ જેવણુ ઉભા રહેલા છે તેવણુ મી૦ શાવક્ષા ઈજનેર તે મી૦ બહમનજીના ભાગ્યા થાય છે અને તે પછી નઝદીકમાં (બેઠા) મી૦ બહમનજી પોતે છે.

તેમના બેટા.

મી૦ બહમનજીનાં ધણીયાણી બાઇ ગુલબાઇ શેઠ કાવસજી સોરાબજી કાવારાણાનાં વડાં બેટી થાય છે; એમને બે દીકરા ૧) સોરાબજી ૨) કાવસજી થયા છેઃ-

સોરાબજી (સોલી) નો જનમ ૧૯૧૩) માં અને બીજા બેટા કાવસજીનો જનમ ઈ. સ. ૧૯૨૯ માં થયો છે.



**મી૦ સોરાબ બહુમનજી ખરશેદજી અ. દાદીશેઠ.**

જન્મ—રોજ ૯ મો માહ ૧૦ મો (કે.) ૧૨૮૩ ય. ઝ.

(તા૦ ૧૮ મી એપ્રીલ ૧૯૧૪).

## પ્રકરણ ૩૮ મું.

——:o:——

# શેઠ નશરવાનજી ખરશેદજી અરદેશર દાદીશેઠ.

—

**જનમ**

શેઠ ખરશેદજી અરદેશર દાદીના આ ત્રીજા બેટાનો જનમ રોજ ૭ માહ ૮ (ક) ૧૧૮૯ (તા○ ૮ મી એપ્રીલ ૧૮૨૦) ને દીને થયો હતો.

**ધંધો**

શેઠ નશરવાનજી અત્રેના એક મોટા વેપારી અને ઇંગ્રેજી પહેડીઓના દલાલ હતા.

તેવણ ૧૮૫૧ માં પોતાના બાપના મરણ પછી "ખરશેદજી અરદેશરના છોકરાઓ"ને નામે પોતાના ભાઇઓ અરદેશર તથા હોરમજીની સાથે ખોહલો વેપાર તથા મેસર્સ ગ્રે, પીલ કાસલ્સ, તથા ક્રેસવેલ રોશન અને બીજી વેપારી પહેડીઓની દલાલીના કામો ચલાવતા હતા. ૧૮૬૨ માં એમના ભાઇ હોરમજીએ જુદા પડી પોતાને હિસાબે વેપાર ચલાવ્યો હતો.

**ગોદાવરાની અગીયારીનું જશન**

અત્રેની ગોદાવરાની અગીયારીનું મકાન નવેસરથી બાંધી ત્યાં આતશ આદરાન તખ્તનશીન કરવાને પ્રસંગે (તા○ ૧૩ મી એપ્રીલ ૧૮૬૦ ને દીને) સર જમશેદજી જીજીભાઇના સાહેબજાદાઓએ એક ચીઠી લખી શેઠ નશરવાનજીને હાજર થવાનું ઇજન કીધું હતું તેની નકલ હેઠળ આપી છેઃ—

### જનત ગુજન

### સર જમશેદજી જીજીભાઈ બારોનેટના છોકરાઓ

ખરશેદજી, રૂસતમજી તથા સોરાબજી જમશેદજી, ભાઇ સાહેબ શેઠ નશરવાંનજી ખરશેદજી શેઠનાની સેવામાં અરજ કરે છે જે રોજ ૨૨ મો, માહા ૭ મો, શેહેનશાહી સને ૧૨૨૯ ઇઅજદજરદી તારીખ ૧૪ મી

એપ્રેલ સને ૧૮૬૦ ને દીને કોટમાં હમોએ ગોદાવરશાની જગીઆરીનું મકાન નવેસરથી બાંધ્યું છે તે જગોએ આતશ આદરીઆન સાહેબને પાછા તખતનશીન કરવા જે વાસ્તે મહેરબાની કરીને તે દીને જશનની કીયામાં સવારના કલાક ૯ ના સમયે સામેલ થવું.

મુંબાઇ, તારીખ ૯ મી એપ્રેલ સને ૧૮૬૦.

**સર જમશેદજીને ઝીયાફત.**

સર જમશેદજી જીજીભાઇ બીજા બેરોનેટ પોતાની ઇંગ્લાંડની મુસાફરીથી સહીસલામત અત્રે આવી પુગા તેની મુબારકબાદીમાં અત્રેના શેઠીઆઓ અરદેશર, નશરવાનજી અને હોરમજી ખરશેદજી દાદીશેઠે તા૦ ૮ મી જાનેવારી ઇ. સ. ૧૮૬૧ ને દીને ચોપાટીની મરહુમ દાદીશેઠવાળી વાડીમાં તેમને એક મોટી જીયાફત સાથ બૉલ આપ્યો હતો. આ વેળાએ ઇંગ્રેજ તથા દેશી ગ્રહસ્થોનો મોટો મેળાવડો મધરાત સુધી થયો હતો.

**ગ્રાન્ડ જુરી.**

શેઠ નશરવાનજી ગ્રાન્ડ જુરીના એક મેમ્બર હતા. ૧૮૬૧ ની અપરાધીઓની છાંડણ કરનારી ત્રીજીવારની સેશન તા. ૨૫ મી સપતેમ્બર ૧૮૬૧ ને દિને સુપરીમ કોર્ટમાં ચીફ-જસ્ટીસ સર મેથ્યુ સાસની હજુરમાં ભરાઇ હતી તેમાં નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતાઃ-શેઠો બરજોરજી મનચેરજી વાડીઆ, નશરવાનજી ખરશેદજી દાદીશેઠ તથા ખરશેદજી ફરદુનજી પારખ.

**ગવર્નરની દરબાર.**

મુંબઇના નવા આવેલા ગવર્નર સર બારટલ ફ્રીઅરે તા૦ ૧ લી મે ૧૮૬૨ ને દીને અત્રેના ટાઉન હોલમાં દેશી શેઠીઆઓની મુલાકાતને માટે એક દરબાર ભરી હતી, જે વેળાએ હાજર થયલાઓમાં નીચલા પારસી ગ્રહસ્થો હતાઃ-

સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, ઓનરેબલ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ, શેઠો સોરાબજી જમશેદજી જીજીભાઇ, બહમનજી હોરમજજી વાડીઆ, અરદેસર ખરશેદજી દાદીશેઠ, નશરવાનજી ખરશેદજી દાદીશેઠ, વીગેરે વીગેરે.

આગળ જણાવવા મુજબ પોતાના ભાઇઓ શેઠ અરદેશર તથા હોમજી જોડે શેઠ નશરવાનજી ખરશેદજી દાદી-શેઠે નવસારીની મીનોચેહેર હોમજીવાલી દરેમેહર પાછી સમરાવી હતી. ઇ. સ. ૧૬૮૬ માં નવસારીના બહેદીનો તથા મોબેદો વચ્ચે મોટી મારામારી તથા ખુના મરકી થઇ હતી તેને લીધે ત્યાંના બહેદીનોએ ઘણા ઉશ્કેરાઇ જઇ ભગરીઆ મોબેદોનાં બીજા કુટુંબના એક મોબેદ નામે એ૦ મીનોચેહેર હોમજીને પોતાની પક્ષમાં લઇ ભગરીઆ મોબેદોથી જુદો પાડી એક જુદી દરેમેહર તેના પોતાનાજ ઘરમાં ઠેડાવી આપી અને ત્યાં તે તથા જે કોઇ મોબેદ તેને મળતા થાય તેમની પાસે પોતાને ત્યાંની સર્વ ક્રિયાઓ કરાવવાનો બંદોબસ્ત કીધો હતો. આ દરેમહેર પાછળથી ૧૭૭૨ મા વાડીઆજી માણેકજી નવરોજજી તથા જહાંગીરજી નશરવાનજીએ કેટલોક ફેરફાર કરી સમરાવી આપી હતી તેને ફરીથી સમરાવી આપવાની જરૂર જણાવી મઝકુર પંથના મોબેદોએ મરહુમ શેઠ ખરશેદજી અ. દાદીશેઠના છોકરાઓને અરજ કરવાથી તેઓએ ઉપલી દરેમહેરમાં ઘણોક ફેરફાર કરી સમરાવી આપી હતી જે બાબે રોજ ૧૯ મો ફરવરદીન માહ આવાં યઝ. ૧૨૩૧ (તા૦ ૧૦ મી મે ૧૮૬૨) ને દીને એ દરેમહેરનું જશન કરવામાં આવ્યું હતું જે મધે નવસારીની તમામ અંજુમન ભેગી થઇ હતી. કીધાનું કામ પુરૂં થવા પછી મીનોચેહેર હોમજીવાલા મોબેદને તથા ત્યાંના દસ્તુર તથા દેશાઇજી વી. ને શાલો આપવામાં આવી હતી. તે વેળા દાદીશેઠ ભાઇઓ તરફથી એક પત્ર વાંચવામાં આવ્યો હતો જે મધે તેઓએ પોતાના બહેસ્તનશીન માતાજીના પુનને માટે તેવણના ફંડ મધેથી ઉપલુ ધર્મનું નેક કામ કરાવવા વિષે જણાવ્યું હતું. (જુવો મરહુમ ખા. બા. બ. બે. પટેલનું 'પારસી ધર્મસ્થળો' પાને ૫ તથા ૧૫૮ મે).

**નવસારીની દરેમહેરની મરામત.**

સુરત મધે રૂસ્તમપરામાં વસનારા નવસારીની વડી દરેમેહરને તાબેના ભગર સાથના મોબેદો તથા તેઓને લગતા બેહદીનોના રવાનોને અવલમંજલ પોહચાડવા વગેરેનું એક ફંડ તા૦ ૨૦ મી મે ૧૮૬૨ ને દિને તે તરફ દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબ પાલણજીનાની આગેવાની હેઠળ ઉભું કરવામાં આવ્યું હતું.

**સુરતની દરેમહેરમાં ખાતું**

તે ફંડ મધે તા૦ ૧ લી માર્ચ ૧૮૬૪ ને દિને મરહુમ શેઠ નશરવાનજી ખરશેદજી દાદીશેઠના પુનને માટે તેવણુની પુંજીમાંથી તેવણુનાં વિધવા બાઇ હમાંબાઇ તથા દીકરા શેઠ દાદીભાઇ નશરવાનજી દાદીશેઠે રૂ. ૧૦૦૦) ની નોટ આપી ખાતું પડાવ્યું હતું.

**લેન્કેશીરમાં સંકટમાં આવેલાઓ માટે ફંડ.**

અમેરીકા મધે ઉઠેલી લડાઇને લીધે ઇંગ્લાંડ ખાતે અમેરીકાની રૂની મોટી અછત થવાથી ત્યાંના લેંનકેશાયર વગેરે શેહરોનાં કાપડના કારખાનાઓ બંધ પડયાં હતાં. આથી તે કારખાનાના મજુરો તથા વણકરો પોતાના આખાં કુટુંબ સમેત ભુખમરા તથા દુ:ખમાં ગરકાવ થઇ ગયા હતા, તેમને આશરો આપવાનો ઠરાવ કરવાને મુંબઇના રહેવાસીઓની જાહેર સભા ૧૮૬૨ માં ટાઉન હોલમાં નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરના પ્રમુખપણા હેઠળ મળી હતી જયાં એક ફંડ ઉભું કરી તે તરફ મોકલી આપવા બીજી કોમનાઓ જોડે ૧૩ પારસી ગ્રહસ્થોની એક કમીટી નેમાઇ હતી તેમાં શેઠ નશરવાનજીને પણ શામેલ કીધા હતા.

## ઇરાનીઓ માટેની ધર્મ શાળા.

ઉપર પાને ૧૯૧ મે જણાવ્યા મુજબ મુંબઇના નાવારસ ઇરાની જરથોસ્તીઓને વાસ્તે કીધેલાં ધરમ ખાતાં સંબંધ એક લખત તા૦ ૮ મી નવેમ્બર ૧૮૫૪ ને દીને ભાઇઓ અરદેશર, નશરવાનજી તથા હોમજી ખરશેદજી દાદી (એક બાજુ) અને શેઠ માણેકજી નશરવાનજી અને બીજાઓ (બીજી બાજુ) વચ્ચે થયું હતું.

## ટ્રસ્ટીઓ.

એ ધર્મ ખાતાંના હાલના ટ્રસ્ટીઓ નીચે મુજબ છે:—

શેઠ ફરામજી દાદાભાઇ પાંડે.
,, મહેરવાનજી મંચેરજી કામા.
,, બેજનજી હોરમજજી ઑલબ્લેસ.
,, જાંહગીર બમનજી પીટીટ.
,, કાવસજી હોરાબજી પાંડે.

મઝકુર ધરમખાતાંની પુંજીના છેલ્લા ૧૯૨૭–૨૮ ના રિપોર્ટ ઉપરથી જણાય છે કે આ ધરમખાતાંની પુંજી એ સાલની શરૂઆતમાં રૂ. ૭૭૬૨૯૧ ની હતી તે વરસની આખેરીએ રૂ. ૭૯૩૫૧૫ ની થઇ હતી. ખાતાંઓની આવક રૂ. ૩૩૬૯૧ તથા ખરચ રૂ. ૧૬૪૬૭ નો બાદ જતાં રૂ. ૧૭૨૨૩ નો વધારો નીચે પ્રમાણે થયો છે. જેનરલ ફંડમાં રૂ. ૬૪૦૭ નો દ્દોનોરોના ફંડમાં રૂ. ૧૦૩૬૫ તથા બીજા ફંડમાં રૂ. ૪૫૧ મળી જુમલે વધારો ૧૭૨૨૩ નો થયો છે.

આએ સાલ જેનરલ ફંડની આવક રૂ. ૧૫૫૯૦ તથા ખરચ રૂ. ૯૫૮૩ નો થયો છે તે બાદ જતાં રૂ. ૬૪૦૭ નો વધારો થયો છે.

આ સાલ ધરમખાતાંનો આસરો લેનારામાં ૨) મરદ, ૩૧ ઓરત, ૩૦ છોકરાં અને ૫ દુધમલ બાલકો હતાં તેમાંથી ૫) ઓરતો અને ૫ છોકરાં થોડો વખત રહી બાહાર ગયાં.

એ ફંડમાં પરભાડા ધણીઓએ જુદા જુદા એકંદર ૯૭ ખાતાં પડાવ્યાં છે તથા બીજાં ૧૧ ખાતાંઓ ચોકસ ખાસ ખરચ કરવા માટેના પાડેલાં છે.

મરણ.

શેઠ નશરવાનજી ખરશેદજી દાદીશેઠનું મરણ ૪૧ વરસની વયે રોજ ૩૦ માહ ૧૧ (ક) યઝ. ૧૨૩૨ (તા. ૨૦ મી જુન ૧૮૬૩ ને દીને) નીપજ્યું હતું.

પ્રોબેટ.

શેઠ નશરવાનજી ખરશેદજી અ. દાદીશેઠે પોતાનું વીલ તા૦ ૯ મી ફેબરવારી ૧૮૬૩ (રોજ ૧૯ માહ ૬ (ક) યઝ. ૧૨૩૨) ને દીને કીધું હતું અને તેનો પ્રોબેટ તા૦ ૨૪ મી અકટોબર ૧૮૬૩ ને દીને નામદાર હાઇકોર્ટ મધેથી તેમનાં વીધવા બાઇ હમાબાઇ તથા બેટા મી૦ દાદી નશરવાનજી દાદાશેઠે લીધો હતો જ્યારે ત્રીજા એક્ઝીક્યુટર મી૦ જમશેદજી ન. દાદીશેઠે પોતાનો હક (પ્રોબેટ માટે) રીઝર્વ રાખ્યો હતો. (આ પ્રોબેટ હાઇ કોર્ટ મુકદમો નં. ૪૨૨ સને ૧૯૧૫ માં) દાખલ થયો હતો.

## ધર્મ ખાતાંઓને બક્ષેશ.

શેઠ નશરવાનજી ખરશેદજી દાદીશેઠે પોતાના વીલની ૨ જી કલમ મધે ફરમાવવા મુજબ તેના ત્રસ્ટીઓએ રૂ. ૨૨૦૪૪ ની સરકારી નોટ મરહુમ મોટા દાદીશેઠ શેઠ દાદીભાઇ નોશીરવાનજી તથા શેઠ અરદેશર દાદીએ સ્થાપેલાં ધારમીક તથા સખાવતી ખાતાંઓના ખર્ચ માટે આપી હતી.

## સખાવત.

વળી શેઠ નશરવાનજી ખ. દાદીની એસટેટમાંથી રૂ. ૧૦૩૨૭ મુંબઇ તેમજ દેશાવરનાં ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.

## વીલમાં બક્ષેશો.

શેઠ નશરવાનજી ખરશેદજી દાદીએ પણ પોતાના કુટુંબી રેવાજ મુજબ-પોતાના વીલ મધે નીચલા નોકરોને બક્ષેશો આપી હતી:—

| | |
|---|---|
| મે એન્ડ કું. ના નોકરો | ૧૫૬૬ |
| ખરશેદજી અરદેશરની કું. | ૨૮૨૭ |
| પોતાના ઘરના નોકરોને | ૪૩૯ |
| મુંબઇના કોમ્યમેનને | ૫૦૦ |
| કારભારી મી૦ ફરામજી સોરાબજી ભમગરાને | ૧૦૦૦ |
| ભારતીના કારકુનો ૬) ને | ૧૭૪ |
| જુમલે રૂ. | ૬૫૦૬ |

ઉપલા મી૦ ફરામજી ભમગરા મરનારના લાંબા વખતના વિશ્વાસુ કારભારી હતા અને પાછલથી પોતાનાં મરણ સુધી એમના બેટા મી૦ દાદીને ત્યાં રહ્યાં હતા.

## ઉઠમણું.

તા. ૨૨ મી જુન ઇ. સ. ૧૮૬૩ ને દીને મરહુમ શેઠ નશરવાનજી ખરશેદજી દાદીશેઠના ઉઠમણાંમાં તેમની પુંજીમાંથી રૂા. ૩૪૦૦ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.

બાઇ હમાબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી ખરશેદજી દાદીશેઠનાં વીધવા તથા શેઠ દાદીભાઇ નશરવાનજી દાદીશેઠે તા. ૯ મી ફેબ્રુઆરી

'૧૮૬૪ ને દીને રૂા. ૨૫૦૦ ની નોટ પોતાના મુરબ્બી મરહુમ શેઠ નશરવાનજી દાદીશેઠના પુનને માટે મુંબઇની પારસી પંચાએત મધે તેવણુની પુંજીમાંથી આપી હતી.

સુરત ખાતે સખાવત

૧૮૬૪ માં મરહુમ શેઠ નશરવાનજી ખરશેદજી દાદીશેઠનાં પુનને માટે તેવણુની પુંજીમાંથી તેવણુનાં વીધવા બાઇ હમાબાઇ તથા દીકરા શેઠ દાદીભાઇ નશરવાનજી દાદીશેઠ (બીજા)એ રૂ. ૧ હજારની નોટ સુરતના રૂસ્તમપરાના નવસારીની દરેમહેરના તાબેના બગર સાથના મોબેદો તથા તેઓને લગતા બેહદીનોના રવાનોને અવલમંજલ પોહચાડવાનાં ફંડમાં આપી હતી.

પાલક.

શેઠ નશરવાનજી પોતાના વડા ભાઇ મરહુમ દાદીભાઇના પાલક થયા હતા.

ફરઝંદો.

શેઠ નશરવાનજી ખરશેદજી દાદીશેઠને ફરઝંદો નીચે મુજબ થયાં હતા:—

(૧) શેઠ દાદી.
(૨) બાઇ પીરોજબાઈ તે શેઠ દાદી માણેકજી લીમજીનાં ધણીયાણી.
(૩) શેઠ જમશેદજી.
(૪) બાઇ શીરીનબાઈ તે શેઠ પેસ્તનજી અરદેશર વાડીઆનાં ધણીઆણી.

મઝકુર શેઠ દાદી માણેકજી લીમજી પ્રખ્યાત બનાજી ખાનદાનના નબીરા થાય છે જે ખાનદાનના વડીલ શેઠ બનાજી લીમજી સુરત શહેરની પાસે આવેલાં ભગવાદાંડી નામના ગામડાં મધે ય. સ. ૧૬૫૩ માં જન્મ પામ્યા હતા. (શેઠ બનાજીના વડા દોતરા શેઠ નાનાભાઇ બહેરામજી દાવર પાકીઝગી ધરાવવા ઉપરાંત ધનસાબી વાતોમાં ઘણા અપક્ષપાત હોવાથી અંજુમને તેમને 'દાવર'નો ખેતાબ આપ્યો હતો ત્યારથી તેમના વસીલાની આ નવી દાવરની અટક ધારણ કરેલી એક જુદી શાખા થઇ પડી છે.) શેઠ બનાજીના વડા બેટા બહેરામજી



**બાઇ પીરોજબાઇ તે શેઠ નશરવાનજી ખ. દાદાશેઠના બેટી અને શેઠ દાદી માણેકજી લીમજીનાં ધણીયાણી**

મરણ—રોજ ૧૭ મો માહ ૩ જો ૧૨૭૪ ય. ઝ

(તા૦ ૩૦ મી અકટોબર ૧૯૦૪)



બાઇ શીરીનબાઇ પેસતનજી વાડીઆ
તે શેઠ નશરવાનજી ખ. હાદીશેઠનાં બેટી.
(જન્મ—તા. ૨૭ મી મે ૧૮૫૯)
તથા કુટુંબ.

ના પાંચ દીકરાઓમાં સવંથી નાધલા કાવસજી હતા જેમના બેટા તે પ્રખ્યાત ફરામજી બનાજી હતા જેવણુ દાદીશેઠ કુટુંબ સાથે જોડાયલા હતા. શેઠ કાવસજીના પાંચમા દીકરા મી૦ લીમજી કાવસજી હતા. જેમના વડા પુત્ર માણેકજીના મી૦ દાદી બેટા થાય છે. એમને એક બેટા નામે ખરશેદજી તથા નીચલી બે બેટીઓ થઈ છે.

(૧) બાઇ ગુલબાઇ તે મી૦ ખરશેદજી બહમનજી લામનાં વીધવા બાઇ ગુલબાઇને એક બેટો નામે રૂસ્તમજી થયો છે જેવણુ અત્રે પદવી પામેલા એક ડાકટર છે.

(૨) બાઇ હીરાંબાઇ તે મી. રૂસ્તમ ડી. એન વાડીઆ બેરીસ્ટરનાં વણ્યાણી.

એમને બે બેટા નામે અરદેશર તથા દાદી થયાં છે.

બાઈ શીરીનબાઇ ને બે બેટા અને બે બેટી નીચે મુજબ થયાં છે:-

૧ બાઇ માણેકબાઇ તે સર જાંહગીર કુ. કોયાજીનાં ધણ્યાણી.

૨ શેઠ નશરવાનજી.

૩ ,, ખરશેદજી જેવણુ મરહુમ મી. હોરમસજી અરદેશર વાડયાનાં બેટી બાઇ રતનબાઇ સાથે પરણ્યા છે.

૪ બાઇ મીઠીબાઇ તે મી. રૂસ્તમ પેસ્તનજી તાહ્યારખાનનાં ધણ્યાણી.

મઝકુર બાઇ શીરીનબાઇના ધણી શેઠ પેસ્તનજી અરદેસર વાડીઆ પ્રખ્યાત માસ્ટર-બીલ્ડર લવજી નશરવાનજીના કુટુંબથી ઉતરી આવેલા છે. આ શેઠ લવજીને સીગનપોરથી અત્રે મુંબઇ મધે ગોદીમાં વાહાણુ બાંધવા માટે ઇ. સ. ૧૭૩૫ માં ખાસ બોલાવવામાં આવ્યા હતા. એમના નબીરા શેઠ અરદેશર હોરમસજી બહમનજીએ પોતાના ભાઇઓ શેઠો બહમનજી તથા રૂસ્તમજી સાથે મળી પોતાના મરહુમ પીતા મઝકુર શેઠ હોરમસજી બહમનજી વાડીઆના પુન માટે ચંદનવાડી તરફ ચહેનશાહી તારીખ મુજબ આતશબહેરામ તા૦ ૧૭ મી નવેમ્બર ૧૮૩૦ ને દીને સ્થાપી બજાવ્યાં હતાં. શેઠ અરદેશરના શેઠ પેસ્તનજી ચોથા બેટા હતા જેવણુ અત્રેની ચાયના તથા મુન મીલોના એજંટ હતા અને તા. ૨૪ મી ફેબરવારી ૧૮૨૯ ને દીને ગુઝર્યા હતા. એવણે પોતાની પુંજીમાંથી દશ લાખનું ટ્રસ્ટ સ્થાપ્યું છે. શેઠ પેસ્તનજીની

નૈયતે અત્રે દાદર પારસી કોલોની મધે એક ચાલી તેમનાં વારસોએ જરથોસ્તીઓ માટે બંધાવી છે. એમના બેટા મી૦ ખરશેદજી હાલ મરહુમ શેઠ નવરોજી માણેકજી વાડીઆના ધર્મ ખાતાના એક ત્રસ્ટી નેમાયા છે.

**દોખમાની જમીનની બક્ષેશ.**

મુંબઇની પારસી પંચાયત હસ્તક ચોપાટીના દોખમાંઓની પડોશમાં શેઠ જમશેદજી નશરવાનજી દાદીશેઠની રાયેગુન હીલને નામે ઓળખાતી બાપીકી મીલ્કતમાંથી આસરે ૩૪૦૦) વાર જમીન જે દોખમાંઓની છેક નજદીકમાં આવેલી હતી તે જમીનનો કટકો તેવણે તા૦ ૨૧ મી જુલાઇ ૧૮૭૩ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ નશરવાનજી ખરશેદજી દાદીશેઠના પુનને સારૂં પંચાયતના ટ્રસ્ટીઓને ભેટ આપ્યો હતો, અને એવો બંદોબસ્ત કીધો હતો કે, તે જગાપર કોઇબી વખતે કશો અમલો બાંધવો નહિં, પણ તેપર ખેતીવાડી તથા ઝાડપાનની પેદાશ કરીને પંચાયતના ફંડમાં વાપરવી.

## થાણાની અંજુમનને બક્ષેશ.

શેઠ નશરવાનજી ખરશેદજી દાદીશેઠના પુનને માટે તેવણના વારસોએ થાણાની અંજુમનને આપેલી રૂ. ૫૦૦) ની રકમનું ધરમખાતું એ અંજુમનના દફતરમાં જોવામાં આવે છે.

(પારસી પ્રકાશ)

મરણ—નશરવાનજી ખરશેદજી દાદીશેઠ, ઉમર વર્ષ ૪૧. શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના ત્રીજા દિકરા. એવણ ઈ. સ. ૧૮૫૧ માં પોતાના બાપના મરણ બાદ "ખરશેદજી અરદેશરના છોકરાઓ" ને નામે પોતાના ભાઇઓ શેઠો અરદેશર તથા હોમજીની સાથે બોહળો વ્યાપાર તથા મેસર્સ ગરે, પીલ કાસલસ, તથા કરેસવેલ રોશન અને બીજી વ્યાપારી પેહડીઓની દલાલીના કામો ચલાવતા હતા. એઓ ત્રણે ભાઇઓએ પોતાના બાપના નામથી ચોપાટી મધે નાચાર ધરાનીઓને રાખવા માટે એક ધર્મશાળા બંધાવી તે તા૦ ૨૦ મી આગસ્ટ ૧૮૫૩ ને દીને ખોલ્લી મુકી હતી.

(જામે જમશેદ)

તેમના મરણની જાહેર છાપામાં નોંધ.

"નશરવાનજી ખરશેદજી દાદીશેઠ—હમુને જણાવવાને બેહદ દલગીરી અને શંતાપ ઉપજે છે કે આપણી ટાપુના નામીચા વેપારી અને પારશીઓમાં પરખીઆત થાએલાં દાદીશેઠના કુટુંબનો એક જહલકતો હીરો શેઠ નોશરવાનજી ખરશેદજીએ ગઇ પરમ દીને બપોરનાં ત્રણ કલાકને અમલે લામ્બા દાહાડાની બીમારી ભોગવીને આએ ફાંની દુનીઆંથી પોતાનો અશબાબ ઉઠાવી મીનોઇ જાહાંનમાં વાશો લીધો છે. તે મરહુમ શેઠીઆએ પરજાના હીમાતી તરીકે જો કે આપણી ટાપું ઉપર દેખાવ કરીઓ હતો નહિ—પણ તેવણે શરવદા મેહરબાની ભરેલી શોચના અને આદમજાત તરફ વીચાર બતાવવાથી શઘલી તરફથી તેવણ માતર પારશી આલમનાંજ નહિં પણ શઘલી વરણના લોકોમાં પીઆરા થઇ પડયા હતા. પારશી, યુરોપીઅન, હિંદુ અને મુશલમીન વેપારીઓમાં તેવણનો અતી મોહોટો વગ હતો, અને જાતે શાલેશ અને ભલમનશાઇ ભરેલા હોવાથી તેવણની મશલત લેવામાં તેવો શદા માન શમજતા હતા, એટલુંજ નહીં પણ એ મજકુર શેઠીઆ સાથે ગાંઠ બાંધવાને ઘણા વેપારીઓ આતુરતા બતાવતા હતા. હાવા તેવણના માનવનતા ગુણો હોવાથી તેવણના મરણને લીધે તેવણના બેશ કુટંમબમાં જેવી માહાતમપોશી ઉઠી છે તેવી દલગીરી તેવણના ટોલામાંજ નહિ પણ કુલલે વરગ અને ધરમના લોકોમાં પેદા થાઇ છે; જે મનમાંથી વીશરાવી મુશકેલ છે. આદમીની જીંદગીનો કોઈબી ભરોશો નથી, માટે આદમ જાતને લાએક છે કે તેણે દર પલે અને ઘડીએ ખુબી કરી લેવી જોઇએ અને તે ફરજ અદા કરવામાં મરહુમ શેઠે પોતાની દોલત ઉપર કાંઇબી મગરૂરી બતાવીઆ વગર શરવદા આતુરતાથી ધીઆંન આપીઉં હતું."

[જામે જમશેદ, તા૦ ૨૨ મી જુન ૧૮૬૩—પારસી મરતુક દફતર ૨ જું પા. ૧૯ મું.]

[ **BOMBAY GAZETTE** ]

*20th June 1863.*

NASSERWANJEE CURSETJEE DADYSETT

It is with deep regret we have to announce the death on Saturday afternoon at his residence in Fort, of Mr. Nusserwanjee

Cursetjee Dadysett. The deceased belonged to the ancient and well-known family of Dady Sett, and was much liked and respected by all who had the pleasure of knowing him. He was broker to the firm of Messrs. Grey and Co. He had been suffering from various complicated diseases for the last three or four months, and after severe illness during the last fortnight, he died on Saturday at the early age of forty-one. His remains were carried yesterday morning to the Tower of Silence built especially for his family, and the funeral was attended by nearly all classes of the Parsee community.

(Bombay Gazette, 22nd June 1863.)

(From "Parsee Martyuk" Vol ii p. 19)



**બાઇ હુમાબાઇ નશરવાનજી ખ. દાદીશેઠ**

તે સોહરાબશાહ હીરાજી હીરા લાહિરનાં બેટી.

જન્મ : ઈ. સ. ૧૮૨૮.

મરણ : તા. ૨૦ મી એપ્રીલ ૧૯૦૪.

રોજ ૯ મો માહ ૯ મો (ક.) ૧૨૭૩ ય. ઝ.



**બાઇ આવાંબાઇ તે બાઇ હમબાઇજી ન. ખ. દાદીશેઠનાં માતાજી**

(બાઇ આવાંબાઇ મહેરવાનજી હીરા માણેકના બેટી થતાં હતાં. એમના પહેલા વર સોહરાબશાહ હીરા લાકર હતા અને બીજા વર જહાંગીરજી દાદાભાઇ લામ હતા. એવણ ૯૮ વરસના ઉમરે ગુજર્યાં હતાં.)

## બાઇ હમાબાઇ નશરવાનજી ખરશેદજી દાદીશેઠ

આ હમાબાઇ નામ અસલી ઇરાની તવારીખની રાણી હોમાય ઉપરથી લીધેલું દીસે છે અને રાણીનું નામ હોમાં નામના પક્ષી (જેણે પહેલવાન ઝાલને મદદ કીધી હતી) તેના ઉપરથી પાડેલું કહેવાય છે. આ હોમાબાઈનું હમાબાઇ થયલું માનવામાં આવે છે. હમબાઇજી (હમા+બાઇજી) નું હમ્બઇજી થયું છે.

બાઇ હમાબાઈ તે શેઠ નશરવાનજી ખ. દાદીશેઠનાં ધણીયાણી, શેઠ મહેરવાનજી હીરા લાહેરના બેટી થતાં હતાં. એમના માય બાઇ આવાં- બાઇ બીજી વખત શેઠ જાંગીરજી દાદાભાઇ લામ (તે શેઠ જીજીભાઇ જાંગીરજી લામના બાવા) સાથ પરણ્યાં હતાં. બાઇ હમાબાઇના કાકા શેઠ સોરા- બશાહ દાદાભાઇ લામ બાઇ ગુલબાઇ બમનજી પીટીટનાં બપાઇ માણેક- બાઇ બહેરામજી જીજીભાઇના બાવા થતા હતા. આવાંબાઇએ આડ દાહેકા ઉપરની ઉમર કાઢી હતી. બાઇ હમાબાઇનાં બહેન કુંવરબાઇ શેઠ લીમજી દીનશાહ પાંડેનાં માય થતાં હતાં.

### મરણ

બાઇ હમાબાઇ રોજ ૯ માહ ૯ કદમી યઝ. ૧૨૭૩ (તા૦ ૨૦ મી એપ્રીલ ૧૯૦૪) અને વાર બુધને દીને પાછલી રાતના કલાક ૪ ને અમલે ૭૬ વરસની ઉમરે ગુજરયાં હતાં અને તેમની લાશને દાદી- શેઠના કુટુંબી દોખમામાં ચઢાવવામાં આવી હતી.

## ગરીબ જરથોસ્તીઓના રહેઠાણોના ફંડને બક્ષિશ

બાઇ હમાબાઇના નામથી તેમના એકઝીકયુટરોએ ગરીબ જર- થોસ્તીઓના રહેઠાણોના ફંડમાં બાઇ રતનબાઇ ફરામજી પાંડેવાલી નિશાળનાં છોકરાંઓને ઇનામ આપવા માટે વ્યાજ વાપરવાની શરતે રૂ. ૫૦૦ ની સરકારી નોટ આપી હતી.

### કુટુંબી ટ્રસ્ટ

બાઇ હમાબાઈએ તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૭૫ ને દીને રૂ. ૧૬૦૦૦ નું ટ્રસ્ટ કીધું હતું જેમાંથી રૂ. ૧૦૫૦૦ કુટુંબી બાજ રોજગાર માટે અને બાકીના રૂ. ૫૫૦૦ સખાવતી કામ માટે આપ્યા હતા.

---

# અહેવાલે ખાનદાને દાદીશેઠ.

શેઠ દાદી નશરવાનજી ખરશેદજી એ. દાદીશેઠ.



દાદી નોશીરવાનજી ખ. દાદીશેઠ.

જન્મ-રોજ ૩૦ મો, માહ ૯ મો (ક.), ૧૨૧૧
તા૦ ૨૬ મી મે ૧૮૪૨.

મરણ-રોજ ૭ મો, માહ ૪ થો (ક.), ૧૨૯૦
તા૦ ૧૫ મી નવેમ્બર ૧૯૨૦.

# પ્રકરણ ૩૯ મું.

——:૦:——

## શેઠ દાદી નશરવાનજી ખરશેદજી દાદીશેઠ.

શેઠ નશરવાનજી ખરશેદજી અરદેશર દાદીના વડા દીકરા.

### જનમ.

શેઠ દાદીનો જનમ તા૦ ૨૬ મી મે ૧૮૪૨ (રોજ ૩૦ માહ આદર કદીમ યઝ. ૧૨૧૧) ને દીને થયો હતો.

એવણુ અનેક જાહેર ભાગીદારી કુંપનીઓના ડીરેકટર હતા.

**મીલોના ડીરેકટર.** ઈ. સ. ૧૮૭૭માં બોમ્બે હેમ્પ એન્ડ જુટ મીલ કું૦ ના એક ડાયરેકટર તરીકે શેઠ દાદીભાઇ નશરવાનજી દાદીશેઠ પણુ નેમાયા હતા. વળી એજ સાલે અત્રેની મજગામ સ્પીનીંગ એન્ડ વીવીંગ કું૦ ના, તેમજ વિકટોરીઆ મેન્યુફેકચરીંગ કું૦ ના તથા સીટી ઓફ બોમ્બે મીલના ડાયરેકટર નેમાયા હતા. ઇ. સ. ૧૮૭૮ માં શેઠ દાદી અતરેની માણેકજી પીટીટ ઉપરાંત દીનશાહ પીટીટ, બમનજી પીટીટ તથા ફરામજી પીટીટ મીલોના ડીરેકટર હતા.

### મુસાફરી.

તા૦ ૧૨ મી મે ૧૮૮૧ ને દીને શેઠ દાદી ન. દાદીશેઠ, શેઠો ફરામજી દીનશાહ પીટીટ, પીરોજશાહ મહેરવાનજી જીજીભાઇ, કાવસજી દાદી લીમજી તથા નવરોજજી નશરવાનજી વાડીઆ જોડે પી. એન્ડ ઓ કું. ની સ્ટીમર સુરતમાં અત્રેથી ઉપડી યુરપની મુસાફરીએ ગયા હતા. (આ વેળા તેમને માન આપવાને બંદર ઉપર પીટીટ મીલોના ૧૫૦૦ થી વધુ કામદારોએ હાજરી આપી હતી.) તેઓએ ત્યાંનાં જુદાં જુદાં શહેરોમાં ફરી આવી એ મુસાફરીની નોંધો દોસ્ત આશનાવોમાં વહેંચવા માટે છપાવી બહાર પાડી હતી. હુનરના કારખાનાઓમાં થતી બનાવટોની તપાસ લઇ તેને લગતી વિગતો તે મધે આપી છે. આ મુસાફરી કરી તેઓ તા૦ ૨૨ મી નવેમ્બર ૧૮૮૧ ને દીને અત્રે પાછા ફર્યા હતા.

**સુરતના રવાનોના ફંડને મદદ.**

સુરત મધે રૂસ્તમ પરામાં વસનારા નંવસારીની વડી દરમહેરને તાબેના ભગર સાથના મોબેદો તથા તેઓને લગતા બેહદીનોના રવાનોને અવલમંજલ પહોંચાડવા વગેરેનું એક ફંડ તા૦ ૨૦ મી મે ૧૮૬૨ ને દીને તે તરફ દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબ પાલણુનાની આગેવાની હેઠળ ઉભું કરવામાં આવ્યું હતું. એ ફંડમાં તા૦ ૧ લી માર્ચ ૧૮૬૪ ને દીને મરહુમ શેઠ નશરવાનજી ખરશેદજી દાદીશેઠના પુનને માટે તેવણુની પુંજીમાંથી તેવણુનાં વિધવા બાઇ હમાંબાઇ તથા દીકરા શેઠ દાદીભાઇ નશરવાનજી દાદીશેઠે રૂ. ૧૦૦૦)ની નોટ આપી ખાતું પડાવ્યું હતું. (જુવો પા. ૨૫૪.)

**કદમી દસ્તુર ફંડ.**

કદમી પંથના વડા દસ્તુર અરદેશર રૂસ્તમજી મુલ્લાં ફીરોજ તા૦ ૯ મી જાનેવારી ૧૮૬૪ ને દીને મરણુ પામવાથી તેમની જગોપર નવો દસ્તુર ઠેરવવાને અતરેની કદમી અંજુમનની એક જાહેર સભા બીજે દીને કોટ મધેની મરહુમ શેઠ દાદીભાઇ નશરવાનજીના ઘરમાં મળી હતી. એ પછી એજ મીજલસમાં એ ફંડના ઉભા થયલા લીસ્ટમાં શેઠ દાદીભાઇ નશરવાંનજી દાદીશેઠે સારી રકમ ભરી હતી.

**તોફાન દુઃખ નીવારણુ ફંડને મદદ.**

કલકત્તા અને તેની આસપાસના તાલકાઓમાં તા૦ ૫ મી અકટોબર ૧૮૬૪ ને દીને મોટું તોફાન થવાથી હજારો મકાનો તારાજ થયાં તથા સેંકડો વહાણો ડુબી ગયાં, તેના નીવારણુ માટે પારસીઓએ કુલ્લે ૧ લાખથી વધુ રકમ ભરી હતી તેમાં શેઠ દાદીભાઇ નશરવાનજી દાદીશેઠના પણુ રૂ. ૧૦૦૦) હતા.

**પંચાએતમાં ખાતું.**

મુંબઇની પારસી પંચાએતને બાઇ હમાબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી ખરશેદજી દાદીશેઠના વિધવા તથા શેઠ દાદીભાઈ નશરવાંનજી દાદીશેઠે તા૦ ૯ મી ફેબ્રુઆરી ૧૮૬૪ ને દીને રૂ. ૨૫૦૦) ની ભેટ પોતાના સુરગમી મરહુમ શેઠ નશરવાંનજી ખરશેદજી દાદીશેઠના પુનને માટે તેવણુની પુંજીમાંથી આપી હતી. ( જુવો પા. ૨૫૭.)



શેઠ દાદી નસરવાનજી દાદીશેઠ.
ઈંગ્લંડના રાજા પહેલા ચાર્લ્સના રાજ્યના કેવેલીયરના (ફેન્સી ડ્રેસ) પોશાકમાં.

**ડયુક ઓફ એડીનબરોનું રીસેપશન.**

નામદાર મહારાણી વીક્ટોરીઆનો બીજો પુત્ર શાહજાદો આલફ્રેડ ડયુક ઓફ એડીનબરો તા. ૧૧ મી માર્ચ ૧૮૭૦ ને દીને મુંબઇ આવી પહોંચ્યો હતો. તે નામદારની મુલાકાતને માટે રાત્રે પરેલના સરકારી મહેલમાં એક "રીસેપશન" ભરવામાં આવ્યું હતું જેમાં અત્રે આવેલા સઘળા દેશી રાજવંશીઓ, જુદી જુદી ગ્નાતના આગેવાન રહેવાસીઓ, તથા ઘણા પારસી ગ્રહસ્થો હાજર હતા તેઓમાં શેઠ દાદીભાઇ નશરવાનજી દાદીશેઠ પણ હતા.

**ફેન્સી ડ્રેસ બોલ.**

તા. ૨૮ મી જાનેવારી ૧૮૭૪ ની રાતના અતરે મોટે વાઘેના ઇંગ્રેજ ગ્રહસ્થો તથા બાનુઓએ વાલકેશ્વર મધેના શેઠ દીનશાહજી માણેકજી પીટીટના "પીટીટ હોલ" ના કુશાદે બંગલામાં એક "ફેન્સી ડ્રેસ બોલ" આપ્યો હતો. એ બોલમાં શેઠ દીનશાહજી તથા તેઓના કુટુંબના ગ્રહસ્થોને નોતર્યા હતા, જેઓ નીચે મુજબના "ફેન્સી ડ્રેસ"માં બીરાજ્યા હતા.

| નામ. | પોશાક. |
|---|---|
| શેઠ દીનશાહ માણેકજી પીટીટ. | ઇરાનના સાસાનીઅન વંશના પાદશાહ શાપુર બીજાના પોશાકમાં. |
| શેઠ કાવસજી દીનશાહજી પીટીટ. | ચીનાઇ મા-ડરીનના પોશાકમાં. |
| શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટ. | હખામનીયાન વંશના પાદશાહ સાઇરસ ધી ગ્રેટના પોશાકમાં. |
| શેઠ બહમનજી દીનશાહજી પીટીટ. | ઇરાનના પાદશાહ મીનોચેહેરના પોશાકમાં. |
| **શેઠ દાદી નશરવાંનજી દાદી.** | **ઇંગ્લાંડના રાજા પહેલા ચાર્લ્સના રાજ્યના કેવેલીઅરના પોશાકમાં.** |
| શેઠ પીરોજશાહ મહેરવાંનજી જીજીભાઇ. | ચીનાઇ વેપારી ગુકાઉનના પોશાકમાં. |
| શેઠ ફરાંમજી દોરાબજી પાંડે. | એક ઇરાની ઉમરાવના પોશાકમાં. |

બોમ્બે ગેઝેટ, તા. ૩૦ મી જાનેવારી ૧૮૭૪ ઉપરથી. (પા. પ્રકાશ દફ. ૨ જુ પા. ૪૬૭.)

**પ્રીન્સ ઓફ વેલ્સને આવકાર.**

૧૮૭૫ માં નામદાર મહારાણી વિકટોરીઆનો પાટવી કુંવર (પ્રીન્સ ઓફ વેલ્સ) મુંબઇ આવનાર હોવાથી તેને લાયક રીતે માન તથા આદર સત્કાર આપવાની ગોઠવણ કરવા કાજે અત્રેના રહેવાસીઓની એક જાહેર સભા બોલાવવામાં આવી હતી જે મધે એક ફંડ ઉભું કરવા સારૂ એક કમીટી નેમાઇ હતી. ફંડમાં શેઠ દાદીભાઈ નશરવાનજી દાદીશેઠે પણ પોતાનો ફાળો આપેલો નોંધાયેલો છે.

**પ્રીન્સ ઓફ વેલ્સ લેવી.**

તા૦ ૧૦ મી નવેમ્બર ૧૮૭૫ ને દીને સાંજના નામદાર શાહજાદા પ્રીન્સ ઓફ વેલ્સે અત્રેની સેક્રેટરીએટ ઓફીસના દીવાનખાનામાં એક લેવી ભરી હતી, જેમાં હાજર રહેલા પારસી ગ્રહસ્થોમાં શેઠ દાદી ભાઈ નશરવાનજી દાદીશેઠ પણ હતા.

**કાપડ ઉપર જગાત.**

હિંદુસ્થાનમાં આયાત થતા કાપડ ઉપરથી વડી સરકારે જગાત કહાડી નાખી આપણા દેશની એ મહેસુલ ઓછી કરી તે સામે પ્રોટેસ્ટ કરવા માટે ઇંગ્લાંડની પાર્લામેંટને એક અરજી કરવા સારૂ ઠરાવ કરી તે બહાલ રાખવા કાજે મુંબઇના રહેવાસીઓની એક જાહેર સભા તા. ૩ જી મે ૧૮૭૯ ને દીને મુંબઇના ટાઉન હૉલમાં સર મંગળદાસ નથુભાઇ સી. એસ. આઇ. ના પ્રમુખપણા હેઠળ મળી હતી. સભા બોલાવનારાઓમાં શેઠ દાદીભાઇ નશરવાનજી દાદીશેઠ પણ જોડાયા હતા.

**રીપન કલબ**

તા૦ ૨૭ મી જાનેવારી ૧૮૮૪ ને દીને મુંબઇ મધે પારસીઓની એક મોટા પાયા ઉપર કલબ સ્થાપવાને વાલકેશ્વર શેઠ જાંગીરજી (પાછળથી સર) કાવસજી જાંગીરજી રેડીમનીના બંગલામાં ઓનરેબલ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટના પ્રમુખપણા હેઠલ એક સભા મળી હતી. આ વેળાએ એ નવી કલબમાં લગભગ ૨૦૦ પારસી ગ્રહસ્થો સભાસદ થયા હતા એવું શેઠ પીરોજશાહ મહેરવાનજી મહેતાએ જાહેર કરવાથી "રીપન કલબ"ને નામે તે સ્થાપવાનો ઠરાવ પસાર થયો હતો, જેથી સર દીનશાહ માણેકજી પીટીટ તેના પહેલા ઉપ–પ્રમુખ અને શેઠ દાદી નશરવાનજી દાદીશેઠ પ્રથમમાં કારોબાર મંડળીના એક અધીકારી નેમાયા હતા.



દાદીશેઠ કુટુંબનું કોટ, કાવશજી પટેલ સ્ટ્રીટ મધેનું ઘર.
(તેનો પાછળથી સુધારેલો દેખાવ.)

## લોર્ડ રીપનની યાદગારી.

ઇ. સ. ૧૮૮૪ ના નવેમ્બર માસમાં હિંદુસ્તાનના વાઇસરોય લોર્ડ રીપન ઓહ્દો છોડી ઈંગ્લાંડ જનાર હોવાથી તેમને એક માનપત્ર આપવા તથા તેમના નામની મુંબઇમાં એક હુન્નરશાળા સ્થાપવા તથા તે માટે ઉઘરાણું કરાવાના ઠરાવો થયા હતા. તે બાબેની ગોઠવણ કરવાને એક કમીટી નેમાઇ હતી જેમાં શેઠ દાદી નશરવાનજી દાદીશેઠને પણ શામેલ કીધા હતા.

## સુલેહના અમલદાર.

ઇ. સ. ૧૮૯૦ ના માસ માર્ચમાં નામદાર સરકારે શેઠ દાદી નશરવાનજી દાદીશેઠને એક સુલેહના અમલદાર નેમ્યા હતા.

## કુટુંબી મીલકત.

કોટ કાવસજી પટેલ સ્ટ્રીટ મધેના દાદીશેઠ હાઉસનો એક ભાગ જે શેઠ દાદીની માલેકીનો હતો તે થોડુંક ઉપર શેઠ અરદેશર જમશેદજી નાઝ્યેરવાળાએ રૂપ્યા સવા બે લાખની કીમતે વેચાતો લીધો છે અને બીજો ભાગ શેઠ જમશેદજી નશરવાનજી દાદીના વારસોના હાથમાં છે.

## પોતાના વિશ્વાસુ નોકરોને બક્ષેશ.

શેઠ દાદી નશરવાનજી દાદી પોતાના વીલ મધે પોતાના પીતાને પગલે ચાલી નોકરો તથા દોસ્ત આશનાવોને બક્ષેશો આપી ગયા હતા જે મધે મોહોમેદન નોકર શેખ હુસેનને રૂ ૩ હજારની રકમ આપવા ફરમાવ્યું હતું. એજ નોકર હાલ શેઠ દાદીના નાના બેટા મી૦ નશરવાનજીને ત્યાં નોકરીમાં ચાલુ છે.

**દાદીશેઠ ટ્રસ્ટ સંબંધી દાવો.**

મોટા દાદીશેઠ તથા તેમના બેટા અરદેશરના ધર્મ ખાતાંઓનો વહીવટ પહેલાં વડા દીકરા ખરશેદજી પછી તેમના વડા બેટા અરદેશર ચલાવતા. આ સંબંધ કાંઇ ટ્રસટડીડ ન હોવાથી તા૦ ૨૨ મી ડીસેમ્બર ૧૮૭૦ ને દીને બાઇ હમાબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી ખરશેદજી દાદીનાં વીધવા તથા તેમના દીકરા મી. દાદી ન. દાદીશેઠે, પ્રતીવાદીઓ અરદેશર ખરશેદજી દાદીશેઠ તથા તેમના ભાઇ શેઠ હોમજી સામે મુંબઈની હાઇ કોર્ટ મધે એક દાવો (નં. ૯૪૩ સને ૧૮૭૦ નો) એડવોકેટ-જેનરલ સર એન્ડ્રુ

રકોમ્બલની શામેલગીરી સાથ માંડયો હતો અને તે મધે એવી દાદ ચાહી હતી કે દાદીશેઠ વડીલોના ધરમ ખાતાંઓની હદ ઠેરવી તેમનું ત્રસ્ટ જાહેર કરવું અને તેને લગતી મીલકતો ત્રસ્ટીઓના સ્વાધીનમાં સોંપી તેના વહીવટ માટે એક યોજના ઘડવી તથા તેની હાલની તથા ભવિષની આવક નક્કી કરવી. આ સામે એક બચાવનામુ શેઠ અરદેશર ખ. દાદીશેઠે નોંધાવવા બાદ દાવો પડતો મુકવામાં આવ્યો હતો કારણ કે તેટલાંએ ધર્મખાતાઓને લગતું એક ત્રસ્ટ ડીડ તા. ૧૨ મી માર્ચ ૧૮૭૪ ને દીને શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠે કરી આપ્યું હતું જેની રૂહે શેઠ અરદેશર તથા તેમના બેટા મી. હીરજી અરદેશર દાદી તથા શેઠ ખરશેદજી નશરવાનજી કામાને ત્રસ્ટીઓ નેમ્યા હતા. આ ત્રસ્ટ ડીડની રૂહે (૧) દાદીશેઠનું કુટુંબી દોખમું સદાને માટે પ્રથમ સ્થાપક શેઠ દાદીભાઇ નોશરવાનજીની સીધી લીટીમાં આવતા વંશજોના વપરાસ માટે ઠેરવ્યું હતું. (૨) ત્રસ્ટને લગતાં દાદીશેઠના આતશબહેરામ તથા બીજાં ધર્મ ખાતાંઓના લાભ અર્થે જરતોરતીઓ પાસે બક્ષેશો વિ. લેવાની અને તેની મીલકતોમાં ત્રસ્ટના મેનેજરની પરવાનગી લઇ ઘટતા સુધારા વધારા કરવાની સત્તા આપી હતી. (૩) ઓછામાં ઓછા ત્રણ ત્રસ્ટીઓ નેમી તેઓ મધેથી મી. અરદેશર ખરશેદજી દાદીને ત્રસ્ટ મીલકતોના એકલા મેનેજર ઠેડવ્યા હતા અને તેમની હૈયાતી બાદ તેમના બેટા મી૦ હીરજીને એવીજ સતા આપી હતી. (જુવો Dady Sett Religious and Charitable Trusts by R. B. Paymaster, pp. 18–20)

**સંમતીથી થયેલું ત્રસ્ટડીડ.**

આગળ જણાવવા મુજબ શેઠ અરદેશર દાદીએ મહાલક્ષ્મી રોડ નઝદીક પારસીઓ માટે પાણી પીવાનું એક પરબ બંધાવી તેને લગતી વાડી સાથ તે ધર્મ ખાતે ચલાવ્યું હતું અને તેના રખેવાલ માટે એક મકાન પણ બંધાવી આપ્યું હતું. શેઠ અરદેશર દાદીનું મરણ ૧૮૧૦ માં થયું તે પછી એ પરબ એમના વારસો નીભાવતા હતા. તા. ૧૬ મી એપ્રીલ ૧૮૬૨ ને દીને શેઠ અરદેશર ખરશેદજી અરદેશર દાદીએ એક લખત કરી એ પરબ પોતાના તથા પોતાના ભાઇઓના નામ ઉપર ચડાવી પારસી કોમને તેનો લાભ એક

**દાદીશેઠ પરબ.**

ધર્મખાતા તરીકે આપ્યો હતો. આ મીલકત મુંબઇ મ્યુનીસીપાલીટીએ ઇ. સ. ૧૮૬૮ માં લઇ તેને બદલે તેની નઝદીકની જમીન તેમજ તે ઉપર એક મકાન સાથ ફુવારો પુરો પાડ્યો હતો જેનું પાણી કાંઇ પણ દામ લીધા વિના પરબને માટે પુરૂં પાડવાની કબુલાત આપી હતી. આ પરબ આપણી મ્યુનીસીપાલીટીએ તા૦ ૭ મી માર્ચ ૧૮૭૬ ને દીને એક લખત કરી શેઠો હોમજી ખરશેદજી દાદી અને દાદી નશરવાનજી દાદીને ટ્રસ્ટી નેમી તેમના નામ ઉપર ચઢાવ્યું હતું. હવે આ પરબ તેની જમીન વિ. સુધાં સરકારે પોતાના ઉપયોગ માટે રૂ. ૯ હજાર બદલા તરીકે આપી ખરીદી લીધું હતું. ત્યાર બાદ શેઠ હોમજીનું મરણ થવાથી તેમના ભત્રીજા શેઠ દાદીના એકલાના હાથમાં ઉપલી રકમ રહી અને વ્યાજે વધી તે રૂ. ૨૨૪૫૮ ની થઇ અને આ માટે તેવણે નામદાર હાઇ કોર્ટની પરવાનગી મેળવી (૧૮૭૬ નો દાવો નં. ૧૯૪) એ આખી રકમ મરહુમ ખા. બા. મંચેરજી કા. મરઝબાન સી. આઇ. ઇ. હસ્તકના ગરીબ જરથોસ્તીઓના રહેઠાણ ફંડ (કે જેમાં શેઠ બહમનજી દીનશાહ પીટીટ વિગેરે પણ ટ્રસ્ટીઓ હતા) તેના સ્વાધીનમાં એક ટ્રસ્ટ–ડીડ કરીને આપી. આ રકમમાંથી તારદેવ ખાતે મજકુર ગરીબ રહેઠાણોના ટ્રસ્ટીઓએ ચાલ બાંધી તેના સ્થાપક મરહુમ શેઠ અરદેશર દાદાભાઇનું નામ જાળવી રાખવા માટે તેનું નામ "ધી દાદીશેઠ રેઝીડેન્શીયલ કવાર્ટર્સ" ("The Dadyseth Residential Quarters") આપયું. આ મતલબની એક તખ્તી પણ એ રહેઠાણની ઇમારત મધે મારવામાં આવી છે. આ બાબેનું ટ્રસ્ટ તા૦ ૨૩ મી ડીસેમ્બર ૧૯૦૭ ને દીને શેઠ દાદી નશરવાનજી દાદી અને મઝકુર "જરતોસ્તીઓના રહેઠાણોના ટ્રસ્ટીઓ" વચ્ચે કરવામાં આવ્યું છે.

**ગરીબ જરતોસ્તીઓ માટે રહેઠાણો.**

ગરીબ જરથોસ્તીઓના રહેઠાણોનાં ફંડ મધે ચાલી બાંધવા આપેલી રકમ વિષે "દાદીશેઠ પરબ" ના ખાતાંના છેલ્લા ૧૯૨૬ થી ૧૯૨૮ સુધીના રિપોર્ટ ઉપરથી જણાય છે કે તેની અસલ મળેલી રકમમાં ઉપજેલું વ્યાજ રૂ. ૪૩૫૨ ઉમેરવા બાદ મકાનની લાગત ઉપર વધુ ખરચેલા નાણાંથી વસુલ થયલા રૂ. ૨૫૩૭ ઉમેરતાં, હાલ રૂ. ૯૦૧૨ બાકી મજકુર ફંડના ટ્રસ્ટીઓના હાથમાં રૂ. ૧૩૨૦૦ ની ૩॥ ટકાની નોટમાં રાકેલા છે.

પારસી પ્રકાશમાં (દફ. ૩ જું પા. ૮૪) જણાવવા મુજબ દાદીશેઠના કદીમ આતશબહેરામને પરઠાવ્યા તેને તા૦ ૫ મી સપટેમ્બર ૧૮૮૩ ને દીને એક સદીની મુદત પુરી થઇ તે દરમ્યાન કહે છે કે પવિત્ર આતશને જે ઓરડામાં તથા અફરગાન્યામાં પરઠયા તેમાંથી હજી સુધી કેઠે ખસેડયા ન હતા.

**આતશબહેરામનું અફ્રગાન્યું.**

ત્યાર બાદ કદીમ આતશ બહેરામ રીપેર કરવા માટે તેનું પાક અફ્રગાન્યુ ખસેડવું પડયું હતું તે તકનો લાભ લઇ શેઠ દાદી નશરવાનજી દાદીએ રૂ. ૨૫૦૦ ની કીમતનું ચાંદીનું અફ્રગાન્યુ ભેટ કીધું હતું જે ઉપર પાક તુરી કેબલો તે દીનથી તખ્તનશીન કરવામાં આવ્યો છે. એ અફ્રગાન્યા ઉપર નીચે મુજબ લેખ જોવામાં આવે છે.

"શેઠ દાદીશેઠ નશરવાનજી દાદી—રોજ ૯ મો આદર, માહ ૧૧ મો બહમન કદમી સને ૧૨૮૫ યજદેજરદી, તારીખ ૧૮ મી જુન ૧૯૧૬ ને વાર શુકર."

## ટ્રસ્ટી.

પોતાના કાકા શેઠ હોમજી ખ. દાદીશેઠની મીલકતના ટ્રસ્ટી તરીકે સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ જોડે મી. દાદી નશરવાનજી દાદી હતા.

**વેડબી રોડનું મકાન.**

કોટમાં મેદાન નઝદીક વેડબી રોડ ઉપરનું મકાન જે ૯૫૦ ચોરસવાર જમીન ઉપર આવેલું છે તે પહેલા સર દીનશાહ મા. પીટીટે તા. ૩૦ મી માર્ચ ૧૮૯૮ ને દીને શેઠો અરદેશર, કેખશરૂ તથા બાબુરજી રૂસ્તમજી બાહાદુરજી પાસેથી રૂ. ૧,૧૫,૦૦૦ આપી ખરીદ કીધું હતું અને તા૦ ૨૭ મી એપ્રીલ ૧૮૯૯ ને દીને એક ટ્રસ્ટ કરી તે મરહુમ શેઠ દાદી નશરવાનજી દાદી તથા તેમના બે દીકરાઓ શેઠો ખરશેદજી તથા નશરવાનજીના નામ ઉપર કરી આપ્યું હતું.

**મરણ.**

શેઠ દાદી નશરવાનજી દાદીનું મરણ પુણાના વાનોરી ખાતેના તેમના બેટા ખરશેદજીના બંગલામાં તા૦ ૧૫ મી નવેમ્બર ૧૯૨૦ અને સોમવાર (રોજ ૭ મો અમરદાદ કદીમ માહ ૪ થો તીર યઝ. ૧૨૯૦) ને દીને નીપજ્યું હતું.

માસીસાને દીને થયલી પોણો લાખની સખાવત.

તેવણુની પેહેલા મહીનાની માસીસાની બાજને ટાંકણે તેવણુના પુન અરથે તેવણુની પોતાની પુંજીમાથી તથા તેવણુના બેટા બેટીઓ તથા બેશાવંદોએ ધરમ ખાતે એકંદર રૂ. ૭૩૫૦૦ આપવા ઠરાવ કીધેલાની વીગતઃ—

રૂ. ૫૫૬૫૦ મરહુમની પોતાની પુંજીમાથી તેવણુના વીલના ફરમાન મુજબ નીચલી વીગતેઃ-

રૂ. ૫૦૦૦૦ નું ત્રસ્ટ કરી તેનું વયાજ જરથોસ્તીઓના છોકરાઓને કેળવણી આપવા તથા સરઅવસરે મદદ કરવાના કામમાં વાપરવું.

રૂ. ૧૦૦૦ ધી બમનજી દીનશાહ પીટીટ પારસી જનરલ હોસ્પીટલના ફંડમા.

રૂ. ૧૦૦૦ સર જમશેદજી જીજીભાઈ પારસી બેનેવોલંટ ઈનસ્ટીટયુશન ફંડમા.

રૂ. ૨૦૦૦ ધી દાદીશેઠ ચેરીટી ત્રસ્ટ ફંડમાં.

રૂ. ૫૦૦ ડોકટર માસીના ઓસ્પીટલના ફંડમાં.

રૂ. ૫૦૦ પારસી પંચાએત હસ્તક રવાનોને અવલમંજલ પહોંચાડવાના ફંડમાં.

રૂ. ૫૦૦ માહાબલેશવર મધેની શેઠ મોરારજી ગોકલદાસ ઓસ્પીટલ ફંડમાં.

રૂ. ૫૦૦ માહાબલેશ્વર મધેની દીપ્રેસ્ડ કલાસીસ સ્કુલ ફંડમાં.

રૂ. ૨૦૦ માહાબલેશ્વર મધેના પારસી આરામગાહના ફંડમાં.

રૂ. ૩૦૦ બાઇ શીરીનબાઇ કામા કોનવેલેસંટ હોમના ફંડમાં.

## તેમના બેશીઓએ ભરેલી રકમો.

શેઠ દાદી નશરવાનજી દાદીશેઠના માસીસાને દીને વળી તેમના બેશીઓ તરફથી એકંદર રૂ. ૧૭૦૦૦ નીચે મુજબ ધરમ ખાતે આપવામાં આવ્યા હતાઃ-

રૂ. ૧૦૦૦૦) મરહુમના બેટા ખરશેદજી તથા બેટા નશરવાનજી તથા બેટીઓ બાઇ મેહેરબાઇ જીજીભાઇ મોદી તથા બાઇ બચુબાઇ જાંગીરજી મઝદરે.

રૂ. ૧૦૦૦) મરહુમનાં વહુ બાઇ નવાજબાઇ ખરશેદજી દાદીશેઠે.

રૂ. ૫૦૦) મરહુમના જમાઇ શેઠ જાંગીરજી જીવનજી ગઝદરે.

રૂ. ૧૦૦૦) મરહુમનાં બેન બાઈ શીરીનબાઇ પેસ્તનજી વહાડયાએ.

રૂ. ૧૦૦૦) મરહુમના બેશી બાઇ હીરાંબાઇ જમશેદજી પીટીટે (સરકારી ૩ાા ટકાની નોટ.)

રૂ. ૧૦૦૦) મરહુમના બેશી બાઇ માણેકબાઇ પીરોશાહ બમનજી તથા બાઇ બચુબાઇ મેરવાનજી સોરાબજીએ સરકારી ૩ાા ટકાની નોટ બાઇ રતનબાઇ ફ્રામજી પાંડેની સ્કુલના ફંડમાં.

રૂ. ૫૦૦) મરહુમના બેશી શેઠ દાદાભાઇ તથા બાઈ હીરાંબાઇ ફ્રામજી કામાએ.

રૂ. ૧૦૦૦) મરહુમના બેશી બાઇ ગુલબાઇ બમનજી પીટીટે.

રૂ. ૧૦૦૦) મરહુમના બેશી શેઠ જાંગીરજી બમનજી પીટીટે.

એ મુજબ એકંદર રૂ. ૭૩૫૦૦ મરહુમના પુન માટે ધર્મ ખાતે આપવામાં આવ્યા હતા.

**તેમનુ વીલ.** શેઠ દાદી નશરવાનજી દાદીએ પોતાનાં છેલ્લાં વીલ મધે જે ઉપલી અરધા લાખની સખાવત કીધી હતી, તેને "બાઇ હમાબાઇ નશરવાનજી ખરશેદજી દાદી અને દાદી નશરવાનજી દાદી ચેરીટી ત્રસ્ટ" નામ આપવામાં આવ્યું છે.

**સ્કુલ ભોજન ફંડ** શેઠ દાદી નશરવાનજી દાદીશેઠના પુન માટે બાઇ બચુબાઇ મહેરવાનજી સોરાબજીએ બાઇ રતનબાઇ ફ્રામજી પાંડેવાલી નિશાળના ભોજન ફંડમાં દર સાલ વ્યાજ વાપડવા સારૂ રૂ. ૧૦૦૦ની ૩ાા ટકાની સરકારી નોટ તા૦ ૩૧ મી માર્ચ ૧૯૨૧ ને દીને અત્રેના ગરીબ જરથોસ્તીઓના રહેઠાણોના ફંડને આપી હતી.

**જુના મહેતાઓ.** શેઠ દાદીના પીતા શેઠ નશરવાનજીના વખતમાં મહેતા તરીકે જગનનાથ દેવાશંકર તથા મોહનલાલ જગનનાથ તથા તેમના બેટા દાદીના વખતમાં પ્રાણશંકર મોહનલાલ રહયા હતા અને છેલ્લાની પછી તેમના ભાઇ રામશંકર મોહનલાલ હતા અને આ પછી તેમના બે બેટાઓ ગીરજાશંકર પ્રાણશંકર તથા શીવશંકર પ્રાણશંકર હાલ મી૦ દાદીના બેટા મી૦ નશરવાનજીની નોકરી મહેતાઓ તરીકે કરે છે. એ રીતે એકજ કુટુંબે પહેડી દર પહેડી લગભગ પોણી સદી વેર દાદીશેઠ કુટુંબની મહેતા તરીકે નોકરી બજાવી છે.



**બાઇ ભીખાઇજી દાદી ન. દાદીશેઠ,**

**તે સર દીનશાહ મા. પીટીટ પહેલા બેરોનેટનાં વડાં બેટી.**

જ. તા. ૨૯ મી સપ્ટેમ્બર ૧૮૪૪ (રોજ ૨ જો માહ ૨ જો ૧૨૧૪ યઝ.)

મ. તા. ૭ મી જુન ૧૮૯૮ (રોજ ૨૬ મો માહ ૧૦ મો (કં.) ૧૨૬૭ યઝ.)

# પ્રકરણ ૪૦ મું.

—:૦:—

## બાઇ ભીખાઇજી દાદી નશરવાનજી દાદીશેઠ.

—

**જનમ.**

શેઠ દાદી નશરવાનજી દાદીનાં ધણીયાણી બાઇ ભીખાઇજી (તે સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટનાં વડાં બેટી) નો જનમ તા૦ ૨૯ મી સપટેમ્બર ૧૮૪૪ (રોજ ૨ જો માહ ૨ જો યઝ. ૧૨૧૪) ને દીને થયો હતો.

એવણ પોતાનાં માતાજી લેડી સાકરબાઇનાં મરણ પછી પોતાના માવનંતા પીતા સર દીનશાહજી મા. પીટીટનાં ઘરનો કારભાર બાહોશીથી ચલાવતાં હતાં.

**લગન.**

બાઇ ભીખાઇજીનાં લગન તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૫૭ ને દીને શેઠ દાદી નશરવાનજી દાદીશેઠ સાથ થયાં હતાં.

**તેવણે ઉઠમણામાં કીધેલી સખાવતો.**

પોતાનાં મમાઇ બાઇ ગુલેસ્તાન બાનુના ૧૮૬૫ માં થયલાં ઉઠમણા મધે બાઇ ભીખાઇજીએ પોતાનાં બહેનો બાઇ નવાજબાઇ વિગેરે સાથે મલી રૂ. એક હજારની રકમ સખાવતમાં આપી હતી.

૧૮૭૮ માં મરહુમ શેઠ કાવસજી દીનશાહ પીટીટનાં ઉઠમણામાં તેમનાં બહેનો ભીખાઇજી વિગેરેએ મલી રૂ. ૩ હજાર ભરયા હતા.

૧૮૭૯ માં શેઠ મહેરવાનજી કાવસજી દી. પીટીટનાં ઉઠમણામાં બાઇ ભીખાઇજીએ રૂ. ૫૦૦ ભરયા હતા. (એવણ બાઇ ભીખાઇજીના જમાઇ થતા હતા.)

તા. ૨૦ મી માર્ચ ૧૮૮૮ ને દીને થયલાં મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં ઉઠમણામાં બાઇ ભીખાઇજીએ પોતાનાં બીજાં બહેનો સાથે મળી રૂા. ૧૦૦૦) ભર્યા હતા.

તા. ૭ મી માર્ચ ૧૮૯૦ ને દીને થયલાં મરહુમ બેઠી સાકરબાઈ દીનશાહ પીટીટનાં ઉઠમણામાં તેમની દીકરીઓ બાઈઓ ભીખાઈજી, નવાજબાઈ, માણેકબાઈ, હીરાંબાઈ તથા અનુબાઈ તથા તેમનાં (દીકરીઓના) ફરજંદોએ મળી રૂા. ૨૬૦૦૦) ભર્યા હતા.

તા૦ ૨૩ મી નવેંમ્બર ૧૮૯૧ ને દીને શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં ઉઠમણામાં તેમની ભત્રીજીઓ બાઈ ભીખાઈજી વગેરેએ મળી રૂા. ૭૦૦૦) ધર્મખાતાંમાં આપ્યા હતા. (એ ઉઠમણામાં કુલ્લે રકમ રૂા. ૨,૩૬,૫૦૦ ધર્મ ખાતે અપાઈ હતી.)

૧૮૯૪ માં મરહુમ શેઠ કાવસજી દીનશાહ પીટીટનાં પુનને માટે કીધેલાં ધર્મખાતાંમાં બાઈ ભીખાઈજી તથા તેમનાં બહેનો હમાંબાઈ તથા હીરાંબાઈએ મળી મુંબઈની પારસી પંચાયતમાં રૂા. ૧૫૦૦) ભર્યા હતા.

તા૦ ૨૨ મી માર્ચ ૧૮૯૫ ને દીને થયલાં શેઠ પીરોજશાહ મહેરવાનજી જીજીભાઈનાં ઉઠમણામાં તેમનાં ધણીયાણી બાઈ નવાજબાઈ તથા તેણીના બહેનો બાઈ ભીખાઈજી વીગેરેએ મળી રૂા. ૧૨૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.

મરહુમ શેઠ ફરામજી દીનશાજી પીટીટનાં ઉઠમણામાં તેમનાં બહેનો બાઈ ભીખાઈજી વગેરેએ દરેકે એજ સાલમાં રૂા. ૨૦૦૮) ભર્યા હતા.

**જાનવરોના લાભમાં વધારો.**

૧૮૭૪ માં મુંબઈ મધે મુગાં જાનવરો ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવવા માટે એક મંડળી સ્થાપવામાં આવી હતી તેનાં ફંડમાં ૧૮૯૦ ના સાલમાં બાઈ ભીખાઈજીએ રૂ. એક હજારનું પોર્ટ ટ્રસ્ટ બોંડ તેમનાં માતાજી બાઈ સાકરબાઈની યાદગારી માટે આપ્યું હતું અને ૧૮૯૮ માં સર દીનશાહ મા. પીટીટ અને ફરજંદોએ રૂ. ૮ હજારની સરકારી નોટ પોતાના મરહુમ બેટી બાઈ ભીખાઈજીની યાદગારી માટે આપી હતી.

ઈરાનના ગાહમ્બાર તથા મહેરગાનના જશન માટેનાં ફંડમાં ૧૮૬૫ નાં સાલમાં બાઈ ભીખાઈજીએ પોતાનાં બહેનો બાઈ નવાજબાઈ વિગેરે જોડે પોતાનાં મમાઈ બાઈ ગુલસ્તાન બાનુ ફરામજી દો. પાડેનાં પુનને માટે રૂ. ૧ હજારની નોટ આપી હતી.

અને એજ માફક રૂ. ૫૦૦ ઇરાન મધે ધરમનું દવાખાનું ઉઘાડવાના ફંડમાં આપ્યા હતા.

**ગરીબ જરથોસ્તીઓ માટે મકાનો.**

ગરીબ જરથોસ્તીઓનાં રહેઠાણોનાં ફંડની કમીટી હસ્તક શેઠ ફરામજી દીનશાહજી પીટીટે પોતાના બપાવા મરહુમ શેઠ માણેકજી નશરવાનજી પીટીટનાં નામથી એક મકાન બાંધવાને આપેલા રૂ. ૧૨૫૦૦) તથા શેઠ બહમનજી દીનશાહજી પીટીટે પોતાનાં બપાઇ મરહુમ બાઇ હમાબાઇનાં નામથી એક મકાન બાંધવાને આપેલા રૂ. ૧૨૫૦૦) તથા સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટની બેટીઓ બાઇ બીખાઇજી દાદી નશરવાનજી, બાઇ નવાજબાઇ પીરોજશાહ મહેરવાનજી જીજીભાઇ, બાઇ હમાબાઇ ફરામજી રૂસ્તમજી કામાજી, બાઇ હીરાંબાઇ જમશેદજી નશરવાનજી પીટીટ, બાઇ માણેકબાઇ પીરોજશાહ બહમનજી જીજીભાઇ અને બાઇ બચુબાઈ મહેરવાનજી શેરાબજી જમશેદજીએ પોતાનાં માતાજી મરહુમ લેડી સાકરબાઇનાં નામથી એક મકાન બાંધવાને આપેલા રૂ. ૧૮,૦૦૦) તથા જરથોસ્તીઓ વચ્ચે ઉઘરાંણુંથી એકઠા થએલા રૂ. ૧૪૦૦૮) માંથી બંધાનારાં ચાર મકાનોનો પાયો નાખવાની ક્રિયા તા૦ ૧૧ મી માર્ચ ૧૮૯૫ એ મુંબઇના નામદાર ગવરનરનાં બાનુ લેડી સેન્ડહર્સ્ટે એક મોટા મેળાવડા સનમુખ કરી હતી. મઝકુર મકાનો ખુલ્લાં મુકવાની ક્રિયા તા૦ ૯ મી ફેબરવારી ૧૮૯૬ (રોજ ૨૭, માહ ૫ શેહેનશાહી ૧૨૬૫) ને દીને મરહુમ શેઠ ફરામજીની ૭ માસની બાજ હોવાથી સવારનાં ફરેસ્તાની ક્રીયા કરી સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટ તરફથી મજકુર કમીટીની હાજરીમાં ખાનગી રીતે કરવામાં આવી હતી. એ મીશાલ લેડી સાકરબાઇ દીનશાજી પીટીટની યાદગારીમાં (બીજું મકાન) તા૦ ૯ મી ફેબરવારી ૧૮૯૬ ને દીને બાઇ બીખાઈજી દાદી નશરવાનજી દાદી તથા બહેનોએ મળી બંધાવી આપ્યું હતું જે માટે રૂ. ૧૦૫૦૦) નો ખરચ થયો હતો.

**લેડી રેને માન.**

મુંબઇના ગવરનર લોર્ડ રેનાં બાનુ લેડી રેને તા૦ ૯ મી એપ્રીલ ૧૮૯૦ ના દીને અત્રેની દેશી બાનુઓ તરફથી વાલકેશ્વરના સરકારી મહેલમાં એક માનપત્ર આપવામાં આવ્યું હતું. એ બાનુની યાદગારી અત્રે રાખવા માટે એક ફંડ ઉભું કર્યું હતું જેમાં રૂ. ૧૨૯૪૯) હીંદીવાન

બાનુઓએ ભર્યા હતા તેમાં બાઇ બીખાઇજી દાદીશેઠે પણ પોતાનો ફાળો આપ્યો હતો.

**મરણઃ**

બાઇ બીખાઇજી દાદી દાદીશેઠનું મરણ ૫૪ વરસની ઉંમરે રોજ ૨૬ માહ ૧૦ (ક) ૧૨૬૭ યઝદેજરદી, તા૦ ૭ મી જુન ૧૮૯૮ ને વાર મંગળે નીપજ્યું હતું.

**તેમનું ઉઠમણું.**

બાઇ બીખાઇજીના પાછલા પહોરના ઉઠમણામાં તેમના પીતા સર દીનશાહજી માણેકજી બેરોનેટે રૂ. ૧૦૦૦૦ તથા બીજા બેશીઓએ મળી રૂ. ૫૧૪૦૦ ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા. પાછલી રાતના ઉઠમણામાં સર દીનશાહજીએ બીજા રૂ. ૫૦૦૦ ધર્મ ખાતે આપ્યા હતા. એ રકમમાંથી સર દીનશાજી પીટીટ બેરોનેટે મુંબઇની પારસી પંચાયત હસ્તક ૧૯૦૦ ના સાલમાં રૂ. ૨૭૫૦૦ ની રકમ આપી એક ધર્મ ખાતું (નં. ૧) સ્થાપ્યું હતું.

**દરેમેહેર.**

રોજ ૨૬ મો, માહ ૧૨, (શેહેનશાહી) ૧૨૬૮ યઝ. (તા૦ ૭ મી ઓગસ્ટ ૧૮૯૯) ને દીને હાંસોટ મધે સર દીનશા માણેકજી બેરોનેટે પોતાની બેટી બાઇ બીખાઇજીનાં પુનને માટે એક દરેમેહેર બંધાવી પરેઠાવી હતી.

**તખતી.**

આ દરેમેહેરમાં નીચે મુજબ તખતી મારેલી છે :—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ હોજો"

"આએ દરેમેહેરનું મકાન શ્રી ગામ હાંસોટ જીલ્લે ભરૂચનાં મધે કુલ્લે જરથોસ્તીઓને દીન આઇનના કામ સારૂં વાપરવા માટે મુંબાઇવાળા સર દીનશાજી માણેકજી પીટીટ બેરોનેટે પોતાની બેહસ્તનશીન દીકરી બાઇ બીખાઇજી તે શેઠ દાદી નશરવાનજી દાદીશેઠની ધણીઆણી ૫૪ વરસની ઉમ્મરે માથેરાનમાં બીમાર પડવાથી તેવણુને રેલ્વેમાં મુંબાઇ લાવતાં રસ્તામાં કલ્યાણીના સ્ટેશન આગળ રેલ્વેમાં રોજ આશતાદ, માહ આદર, શેહેનશાહી સને ૧૨૬૭ ય. જ. તા૦ ૭ મી જુન ૧૮૯૮ ને વાર સોમને દીને ગુજરી ગયાં છે, તેઓના પુનને સારૂ બંધાવી ખુલ્લી મુકી છે. જેનો નીભાવ ખર્ચ ચંદ્રાકાળ સુધી હાંસોટની જરથોસ્તી અન્જુમને કરવો. ય. જ. ૧૨૬૮, ઈ. સ. ૧૮૯૯, સં. ૧૯૫૫."



**શેઠ દાદી નસરવાનજી દાદીશેઠનાં બેટી**

બાઇ મહેરબાઇ જીજીભાઇ મોદી ( બેઠેલાં ) જ. તા. ૪ થી ડીસેમ્બર ૧૮૬૫.
તથા તેમનાં બેટી બાઇ નવાઝબાઇ જ. તા. ૨ જી એપ્રીલ ૧૮૯૫.

[ઝોરાસ્ત્રીઅન કેલેન્ડર.]

બાઇ ભીખાઇજી તે શેઠ દાદીભાઇ નશરવાંનજી દાદીશેઠના ધણીયાણી—એવણુ મરહુમ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટનાં વડાં બેટી હતાં. એવણુ રોજ ૨૬ મો માહ ૯ મો શહેનશાહી યઝ ૧૨૬૭ ને દીને (તા. ૭ મી જુન ૧૮૯૮) ૫૪ વરસની વયે થોડા દીવસની લકવાની બીમારી ભોગવી બેહેસ્તનશીન થયાં હતાં. લેડી શાકરબાઇનાં મરણુ પછી મરનાર ભીખાઇજી સર દીનશાજીનાં ઘરનો સઘળો કારભાર ઘણો માંનભરેલી રીતે ચલાવતાં હતાં. પોતાના ગરીબ બેશીઓને બની શકતું સુખ સગવડો આપવા માટે મરનાર સદા તલપેલાં જણાંતાં. તેવણુનાં મરણુથી ગરીબ બેશીઓએ પોતાનાં એક માયાળુ માતુશ્રી ખોયાં હતાં. તેવો પોતે જાતે દયાળુ ખવાસનાં તેમજ ભોળા સ્વભાવના એક સાદા શેઠાણી હતાં અને ધરમ ધ્યાનપર ઘણું સારૂ લક્ષ આપતાં રહેતાં હતાં.

ફરજંદો.

બાઇ ભીખાઇજી દાદી ન૦ દાદીશેઠને નીચલાં ફરજંદો થયાં હતાં:—

૧ બાઇ મહેરબાઈ તે શેઠ જીજીભાઇ એદલજી મોદીનાં ધણુયાણી.

૨ બાઇ હીરાંબાઇ (નાનપણુમાં ગુજરી ગયાં.)

૩ મી૦ ખરશેદજી.

૪ મી૦ નશરવાનજી.

૫ બાઇ બચુબાઇ તે શેઠ જાંહગીર જીવણુજી ગઝદરનાં ધણુયાણી.

બાઇ મહેરબાઇનો જન્મ રોજ તીર માહા ખોરદાદ યઝ. ૧૨૩૪, તા૦ ૪ થી ડીસેમ્બર ૧૮૬૪ ને દીને થયો હતો.

બાઇ મહેરબાઇના પહેલા ધણી શેઠ મહેરવાનજી કાવસજી પીટીટ તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૬૩ ને દીને જનમ્યા તથા રોજ ૨૩ મો માહ ૯, યઝ. ૧૨૪૮ તા૦ ૯ મી જુન ૧૮૭૯ ને દીને ગુઝરી ગયા હતા. ત્યાર બાદ બાઇ મહેરબાઇ શેઠ જીજીભાઇ એદલજી મોદી સાથ તા૦ ૫ મી સપટેમ્બર ૧૮૮૬ ને દીને પરણ્યાં હતાં.

બાઇ મહેરબાઇનાં ફરજંદો:—

(૧) અરદેશર જીજીભાઇ મોદીનો જનમ રોજ ખોરદાદ, માહ આદર ૧૨૫૬ (તા૦ ૨૧ મી મે ૧૮૮૭) ને દીને થયો હતો. તેવણુનું મરણુ રોજ

અસપંદાદ, માહ આદર (શે.) ૧૨૭૦ યઝ. તા૦ ૧૭ મી મે ૧૯૦૧ ને દીને ૧૪ વરસની ઉમરે નીપજ્યું હતું. એવણ શીખવામાં ચંચલ હતા.

એમના પુન માટે એમના મમાવા સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટે મુંબઇની પારસી પંચાએતને રૂ. ૧૦ હજાર ધર્મ ખાતે આપ્યા હતા.

(૨) નાજાં જીજીભાઇ એદલજી મોદી જનમ રોજ ફરવરદીન માહ મહેર (ક) યઝ. ૧૨૬૪ તા૦ ૨૭ મી એપ્રીલ ૧૮૯૫

## મી૦ જીજીભાઇ એદલજી મોદી

એમનો જનમ તા૦ ૭ મી મે ૧૮૫૭ (રોજ ૨૫ મો માહ ૮ મો (શે.) ૧૨૨૭) ને દીને થયો હતો. એવણે ૧૮૭૪ માં અત્રેની મેટ્રીકયુલેશનની અને ૧૮૭૮ માં બી. એ. ની પરીક્ષા પસાર કીધી હતી. ત્યાર બાદ એવણ વેલાત જઇ ૧૮૮૪ માં બેરીસ્ટર થઇ આવ્યા હતા અને હાઇ કોર્ટમાં બેરીસ્ટર તરીકે ધંધો ચલાવતા હતા. ૧૮૯૯ માં એવણ મુંબઇની સ્મોલ કોઝ કોર્ટના કામચલાઉ જડજ નેમાયા હતા. ત્યાર પછી એવણ હાઈ કોર્ટના પ્રોથોનોટરીના મદદનીશ અને એફીડેવીટ લેવા માટે કમીશનર નેમાયા હતા અને પાછા ૧૯૦૧ માં સ્મોલ કોઝ કોર્ટના પાંચમા જડજ થયા. એ પાયરી ઉપરથી વધી ૧૯૧૦ માં ત્રીજા જડજ અને બીજે વરસ (૧૯૧૧ માં) એવણ હાઇ કોર્ટના ટેક્ષીંગ માસ્તર નેમાયા હતા અને એ ઓહ્દા ઉપર હતા ત્યારે તા૦ ૧૩ મી જાનેવારી ૧૯૧૬ (રોજ ૪ થો માહ ૫ મો યઝ. ૧૨૮૫) ને દીને એમનું અત્રે મરણ નીપજ્યું હતું.

### બાઇ બચુબાઇ જાંહગીર ગઝદર.

શેઠ દાદી નશરવાનજી દાદીનાં નાથલાં બેટી બાઇ બચુબાઇ જાંહગીર ગઝદરનો જનમ રોજ આદર માહા અરદીબહેસ્ત (શે.) ૧૨૪૯ તા૦ ૨૮ મી અકટોબર ૧૮૭૯ ને દીને થયો હતો.

મી૦ જાંહગીર મરહુમ શેઠ જીવણજી હોરમસજી ગઝદર (૧૮૨૯–૧૮૯૫) ના બીજા બેટા થાય છે. શેઠ જીવણજી મેસર્સ ક્રીઅર ફીલવની કું. નીના આડત્યા તરીકે ૧૮૫૩ માં ઓસ્ટ્રેલ્યા ગયા હતા તે પછી મેસર્સ ત્રીચરની કું. ના ભાગ્યા થયા હતા. તે પછી

નોટ:—અત્રે પાને ૨૮૦ મે લીટી ૩–૫ મધે જે લખ્યું છે કે સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટે મુંબઈની પારસી પંચાએતને રૂ. ૧૦ હજાર ધર્મખાતે આપ્યા હતા તે મરહુમ અરદેશર જીજીભાઈ મોદીના પુન માટે નહિ પણ એમના માતાજી બાઈ મહેરબાઈના પહેલા વર મરહુમ મી૦ મહેરવાનજી કાવસજી પીટીટ, જેવણુ સર દીનશાહનાં વડા દીકરા કાવસજીના દીકરા થતા હતા તેમના પુન માટે હતા. ('પારસી પ્રકાશ' દફતર રજું પાનું ૬૯૯).

મરહુમ અરદેશર જીજીભાઈ મોદીનાં બહેન બાઈ નાજાંનો જનમ તા૦ ૨જી (અને નહિ કે ૨૭મી) એપ્રીલ ૧૮૯૫ ને દિને થયો હતો.



**શેઠ જીજીભાઇ એદલજી મોદી.**

જ: તા૦ ૭ મી મે ૧૮૫૭. મ: તા૦ ૧૩ મી જાનેવારી ૧૯૧૬.



**અરદેશર જીજીભાઇ એ. મોદી.**

જન્મ—તા૦ ૨૧ મી મે ૧૮૮૭.

મરણ—તા૦ ૧૭ મી મે ૧૯૦૧.



**શેઠ દાદી નશરવાનજી દાદીશેઠનાં બેટી**

બાઇ બચુબાઇ જાંહગીર ગઝદર.

જ: તા૰ ૨૮ મી અકટોબર ૧૮૭૯.



શેઠ જાંહગીર જીવણજી ગઝદર
શેઠ દાદી નશરવાનજી દાદીશેઠનાં બેટી બાઇ બચુબાઇના ખાવીંદ.
જ. તા૦ ૫ મી ડીસેમ્બર ૧૮૬૯.

તેવણે ૧૮૮૩ થી કોટ મધે એપોલો સ્ટ્રીટમાં જુની હાઇ કોર્ટ ઇમારતમાં ગેટ વેસ્ટર્ન હોટલ કાઢયું હતું જે તા. ૧૪ મી મે ૧૮૯૫ ને દીને એમનું મરણ નીપજ્યું ત્યાં સુધી ચલાવ્યું હતું.

શેઠ જાંહગીર જીવણજી ગઝદર, બી. એ., એલએલ. બી. નો જનમ રોજ સરોશ, માહ ખોરદાદ (શે.) યઝ ૧૨૩૯ તા. ૫ મી ડીસેમ્બર ૧૮૬૯ ને દીને થયો હતો.

મી. જાંહગીરે અત્રેની ફોર્ટ હાઇ સ્કુલ મધે કેળવણી લઇ ૧૮૮૬ ના સાલની આખેરીએ મેટ્રીકયુલેશન પસાર કરી એલ્ફીનસ્ટન કોલેજમાંથી નવેમ્બર ૧૮૮૯ માં બી. એ થયા હતા જે પરીક્ષામાં એમની પસંદગીની બાબત ઇંગ્રેજી તથા ફારસી ભાષાઓ હતી.

૧૮૯૪ ની આખેરીએ એવણ એલ. એલ. બી. ની કાયદાની પદ્દી પામ્યા હતા.

મી. જાંહગીરને હિંદની અજાયબીભરી ચીજો (Indian curios) નો ઘણો શોખ છે અને એવણે એનેજ લગતા શોખનો ધંધો અખત્યાર કીધો છે. એમને નીચલા ૩ બેટાઓ છે:-

(૧) મી. પીરોજશાહ જાંહગીર ગઝદર જનમ રોજ આવાં માહ ખોરદાદ (શે.) ૧૨૭૧ (તા. ૨૩ મી નવેમ્બર ૧૯૦૧)

(૨) મી. રૂસ્તમ જાંહગીર ગઝદર જનમ રોજ ખોરદાદ માહ ખોરદાદ ૧૨૭૫ યઝ. (તા. ૧૮ મી નવેમ્બર ૧૯૦૫)

(૩) મી. દીનશાહ જાંહગીર ગઝદર જનમ રોજ દેપ આદર માહ આદર ૧૨૮૧ તા. ૧૭ મી મે ૧૯૧૨ અને શુકરવાર.

# પ્રકરણ ૪૧ મું.

## શેઠ ખરશેદજી દાદી ન. દાદીશેઠ.

**સગાઇ.** એવણ શેઠ દાદી નશરવાનજી દાદીશેઠ તથા બાઇ બીખાઇજી તે સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટ નાં વડાં બેટીના વડા દીકરા થાય છે. શેઠ ખરશેદજી દાદી દાદીશેઠનો જનમ રોજ ૨૬ મો આસ્તાદ, માહ ૧૨ કદમી, સને ૧૨૪૦ યઝ. (તા. ૧૩ મી ઓગસ્ટ ૧૮૭૧) ને દીને થયો હતો.

### કેળવણી

શેઠ ખરશેદજીએ અત્રેની ઓમ્પે પ્રોપ્રાયટરી હાઇ સ્કુલ મધે કેળવણી લીધી હતી. ત્યાર પછી એમના મમાવા સર દીનશાહ મા. પીટીટ પહેલા બેરોનેટે એમને મીલના કાપડની દુકાને શીખવા મુકયા હતા, અને પાછળથી એ કાપડના એક સેલ્સમેન સાથ એમને ભાગ કરાવી આપ્યો હતો. એ ધંધો એવણે થોડાંક વરસ ચલાવી છોડી દીધો હતો.

### ત્રસ્ટી

એવણ પોતાના કુટુંબી દાદીશેઠ ચેરીટીઝ અને પવિત્ર ધારમીક મકાનોના હાલ એક ત્રસ્ટી છે, તેમજ પોતાના પીતા મરહુમ શેઠ દાદી નશરવાનજી દાદીએ સ્થાપેલી ચેરીટીના પણ એક ત્રસ્ટી નેમાયલા છે.

**વસવાટ** શેઠ ખરશેદજી પોતાનાં કુટુંબ સાથ પુના મધે વાનોરી તરફના પોતાની માલેકીના બંગલામાં વસે છે.

**રેસીંગ આલમમાં એમની નામના** એવણ ચાલુ સદીની શરૂઆતથી (આજ લગભગ ત્રણ દાહેકા થયાં) રેસીંગ—આલમમાં જાણીતા થયા છે અને રેસીંગને લગતી દરેક બાબતોનો બારીક અનુભવ ધરાવે છે. એવણ એકી વેળા સોળ અને તેથી વધુ કીમતી તેજી ઘોડાઓ ધરાવે છે જેમની પાછળ દર સાલ એકંદર લગભગ રૂ. અરધો લાખનો ખરચ એમને થાય છે. સુરતમાં એમના ઘોડાઓએ જીત સાથ નામના મેલવી છે. એવણ રેસીંગમાં ઘણા નસીબવાન (Lucky) કહેવાય છે.

### “ કેલસો ”

મી૦ ખરશેદજી રેસીંગ દુન્યામાં કેલસો (Kelso) ને નામે પ્રખ્યાત છે.



શેઠ ખરશેદજી દાદી ન. દાદીશેઠ

જ: રોજ ૨૬ મો માહ ૧૨ (ક) ૧૨૪૦ યઝ.

તા૦ ૧૩ મી ઑગસ્ટ ૧૮૭૧.

સ્ટુઅર્ડ

મી૰ ખરશેદજી ૧૯૨૯–૩૦ ની તેમજ ૧૯૩૦–૩૧ ની રેસીંગ સીઝન માટે એક સ્ટુઅર્ડ નેમાયા છે.

તર્ફ તડાકા.

એમના માટે તા૰ ૨૯ મી જુન ૧૯૨૯ ના 'જામે જમશેદ'માં નીચે મુજબ લખાણુ છપાયું હતું:–

## "ટરફ તડાકા!

### સ્ટુઅરડ તરીકે મી૰ કેલસોની નેમણુંક.

"પુનાની ઘોડદોડની શરતની સીઝન નજદીક આવી પુગવા સાથે ટરફ તડાકા સંભળાવા માંડયા છે.

આ ૧૯૨૯–૧૯૩૦ ની સીઝન માટે જે સ્ટુઅરડો નેમાયા છે તેઓમાં મી૰ સી. ડી. દાદીનું નામ જોવામાં આવે છે. આ નામથી આ ગ્રહસ્થ કદાપી શરતના શોખીનોને અંજાણુ હશે પણુ તેવણુ પોતાનાં બીજાં મી૰ "કેલસો"નાં નામથી બહુ જાણીતા છે, અને સારાં જાનવરો ધરાવે છે. તેવણુની નેમણુંક સ્પોરટસમેનોની વાજબી પસંદગી મેળવવા પામશે.

શેઠ ખરશેદજીએ ૧૯૦૬ નાં સાલથી પુણા, મુંબઇ તથા કલકતાના શરતના મેદાનમાં વખતો વખત માલેકીના ઘોડાઓને ઉતારયા છે જેઓ મોટાં મોટાં ઇનામો જીતી ગયા છે."

શેઠ ખરશેદજી દાદીના ઘોડા મોટી મોટી કીંમતના હોય છે અને તેઓ મોટાં મોટાં ઇનામો મેલવી આપે છે; જેમકે Ventose ચાર વરસમાં ૧૧૦૦૦૦ એક લાખ દશ હજાર જીતી છે. ઘોડા 'Hilarity' એ ૧૯૧૦ થી ૧૯૧૩ સુધીમાં ત્રણુ ઇનામો મલી એકંદર રૂ. ૫૬ .હજાર મેલવી આપ્યા હતા. છતાં તેમને ઘોડાઓ પાછળ ભારે ખરચ હોય છે. આ ખરચ એન્ત્રન્સ ફી (entrance fee), ફોરફીટ, જોકી ફી, તબેલા અને ત્રેનીગ, વિમો તથા ત્રેનર અને જોકીઓને ઇનામોને લગતો હોય છે. ૧૯૦૩ થી ૧૯૧૩ સુધીના દાહેકામાં તેમના ૧૬ ઘોડાઓ પાછળ એકંદર રૂ. ૨,૭૦,૪૭૬ નો ખરચ, ત્યારે રૂ. ૨,૭૭,૬૫૦ ની આવક થઇ હતી, એટલે રૂ. ૭,૧૭૪ નો નફો એ દાહેકામાં થયો હતો.

ઉપલી મુદતમાં મી૰ ખરશેદજીને અનેક ઇનામો મળ્યાં છે. જેમાનાં કેટલાંક હેઠલ આપ્યાં છે:—

આગાખાન કપ.
ભાયખલા કલબ કપ
માઇસોરના માહારાજાનું કપ
જરમન કપ

છેલ્લા આશરે બે દાહેકામાં એમને મળેલાં ઇનામોની વિગતો હેઠલ આપેલા કોઠામાં જોવામાં આવશે :–

| Year. | Names. | Cup. | Stakes. | Horse. | Trainer. | Jockey. |
|---|---|---|---|---|---|---|
| 1906 | H.H. The Maharaja of Mysore's Cup "Mysore." | Rs. 500 | Rs. 2000 | Royalist | Byramjee Rustomji | J. Robinson |
| 1911 | The Aga Khan's Cup Poona. | £ 100 | Rs. 6000 | Hilarity | ,, | Brown |
| Feb. 1912 | The Byculla Club Cup Bombay. | £ 50 | Rs. 10000 | Hilarity | ,, | Brown |
| Dec. 1912 | The German Cup Calcutta. | £ 50 | Rs. 2500 | Beckmesser | J. Scott | Evans |
| Feb. 1913 | The Byculla Club Cup Bombay. | £ 50 | Rs. 10000 | Beckmesser | Byramjee Rustomji | Brown |
| Sept. 1913 | The Aga Khan's Cup Poona. | £ 100 | Rs. 8000 | Hilarity | ,, | Rinz |
| 1914 | H.H. The Maharaja of Mysore's Cup Mysore. | Rs. 1000 | Rs. 3000 | Cherry Wood | ,, | Kaikhusro |
| 1914 | The Bangalore Cup Bangalore. | Rs. 500 | Rs. 1000 | Cherry Wood | ,, | Kaikhusro |
| 1926 | The Rajpipla Gold Cup Bombay. | Rs. 2500 | Rs. 15000 | Harry Tate | Godfrey | Keogh |
| 1927 | The C. N. Wadia Gold Cup Bombay. | Rs. 3000 | Rs. 20000 | Ventose | Godfrey | Townsend |
| 1928 | The Carmichael Cup Calcutta. | £ 100 | Rs. 15000 | Ventose | J. Robinson | Walker |
| 1928 | The Governor's Cup Calcutta. | £ 100 | Rs. 15000 | Revival | A. Higgins | Smith |



**શેઠ ખરશેદજી દાદી ન. દાદીશેઠ તથા કુટુંબ.**

(ડાબા હાથથી) બાઈ નવાજબાઈ ખ. દાદીશેઠ (જ. તા. ૨૮–૧૦–૧૮૮૬), ભીખાજી (જ. ૧૬–૯–૧૯૧૭), દાદી (જ. તા. ૧૭–૧૧–૧૯૨૨), પીરોજબાઈ (જ. તા. ૨૦–૧–૧૯૨૧), ખરશેદજી (જ. તા. ૧૩–૮–૧૮૭૧) તથા (આયાપર) રતનબાઈ (જ. તા. ૨૪–૫–૧૯૨૬)



લાડકડો દાદી ખરશેદજી દાદી ન. દાદીશેઠ.

(ઇરાની પોશાકમાં)

જ. રોજ ૯ મા માહ ૩ જે (ક) ૧૨૯૨

તા૦ ૧૭ મી નવેમ્બર ૧૯૨૨.



ખરશેદજી દાદી ન. ખ. દાદીશેઠનાં બેટી **પીરોજા** તથા બેટા **દાદીબાની નવજોતની ક્રિયા.**
(જમણા હાથ ઉપરથી બેઠેલાં):—સર દીનશાહ મા. પીતીત, નવાજબાઈ ખરશેદજી દાદીશેઠ, બચુબાઇ જાં. ગઝદર, નશરવાનજી દા. દાદીશેઠ, ખરશેદજી દા. દાદીશેઠ, બીખુ ખરશેદજી દાદીશેઠ તથા જાંહગીર જી. ગઝદર.



શેઠજી દાદી ન. ખ. દાદીશેઠનાં બેટી પીરોજા તથા બેટા દાદીબાની નવજોતની ક્રિયા જે તા. ૧૨મી ફેબ્રુઆરી ૧૯૩૧ને દીને પુણા મધ્યે ત્યાંના શેહેનશાહી ટોળાના વડા દસ્તુર સરદાર નોશીરવાનજી કેકોબાદ આદરબાદે તથા કદમી દસ્તુર પેસ્તનજી બા. આદરયાનવાળાએ કદમી ભણતરથી કીધી હતી.



**નવજોતની ક્રિયા પુરી થયા પછીનો દેખાવ.**

(ડાબા હાથ ઉપરથી આગળા હારમાં :—મીસીસ હમાબાઈ જાંહગીર કે. મહેતા, બચુબાઈ જમશેદજી પાંડે, માણેકબાઈ પીરોજશાહ છછભાઈ તથા મહેરબાઈ છછભાઈ મોદી.

એવણુ શોખને ખાતર, અને નહી કે કમાણીના સાધન તરીકે શરતોમાં ઘોડા ઉતારે છે.

એમના હાલ દોડતા ઘોડાઓમાંના કેટલાકોના નામ નીચે મુજબ છે:—

Tusculum, Ventose. Timbuctoo, Casino, Birdwood, Phare, De Burs II, Hector, Flourish, Capt. Hardi, Arthur, Old Roy, Crushed Glass, etc.

આ છેલ્લા નામનો ઘોડો રૂ. ૧ લાખ ૩ હજાર જીત્યો છે.

એમના ઘોડાઓ મોટે ભાગ વેલાતથી ખરીદવામાં આવેલા હોય છે જે, તેમના ત્યાં આપેલાં નામ ઉપરથી જણાય છે. કોઇક વેળા એમના એકીવેળા સામટા પાંચ છ ઘોડા શરતમાં ઉતારવામાં આવે છે.

મી૦ ખરશેદજી દા. દાદીશેઠ મરહુમ મી૦ મહેરવાનજી ધનજીભાઇ જીજીભાઇ (મુગાના) સાથે ઘણા વરસો વેર ધાડી મિત્રાચારી ધરાવતા હતા. અને એમની સાથ અનેક વેળા યુરપની તથા ચીન જાપાનની મુસાફરીએ જઇ આવ્યા હતા.

**લગન.** શેઠ ખરશેદજી દા. દાદીશેઠનાં લગન બાઇ નવાઝબાઇ તે મી૦ કેખસરૂ એદલજી ડાકટરનાં બેટી સાથ રોજ ૮ મો માહ ૫ મો (ક) યઝ. ૧૨૮૬ (તા૦ ૧૭ મી ડીસેમ્બર ૧૯૧૬) ને દીને થયાં હતાં.

બાઇ નવાઝબાઇનો જનમ રોજ ખોરશેદ માહ ખોરદાદ (ક) યઝ. ૧૨૮૬ (તા૦ ૨૮ મી અકટોબર ૧૮૮૬) ને દીને થયો હતો.

**ફરજંદો.**

(૧) ભીખુ (ભીખાઇજી) ખરશેદજી દાદી દાદીશેઠ. જનમ-રોજ ખોરદાદ માહ ફરવરદીન (ક) ૧૨૮૭ (તા૦ ૧૬ મી સપટેમ્બર ૧૯૧૭).

(૨) પીલુ (પીરોજા) ખરશેદજી દાદીશેઠ જનમ રોજ રામ માહ અમરદાદ યઝ. ૧૨૯૦ (તા૦ ૨૦ મી જાનેવારી ૧૯૨૧).

(૩) દાદીબા ખરશેદજી દાદીશેઠ, જનમ-રોજ આદર માહ ખોરદાદ (ક) ૧૨૯૩ યઝ. (તા૦ ૧૭ મી નવેમ્બર ૧૯૨૩).

(૪) રતી (રતનબાઇ) ખરશેદજી દાદીશેઠ જનમ રોજ ૧૮ મો માહ ૧૦ મો (ક) ૧૨૯૫ યઝ. (તા૦ ૨૪ મી મે ૧૯૨૬).

(આ બેટી જોડે બાઇ નવાઝબાઇ ખ. દાદીશેઠે બેટાનો પણ જનમ આપ્યો હતો, જે ત્રણ દીવસનો થઇ ગુઝરી ગયો હતો)

---

# પ્રકરણ ૪૨ મું.

——:૦:——

## શેઠ નશરવાનજી દાદી નશરવાનજી ખ. દાદીશેઠ.

---

**સગાઇ.**

મી. નશરવાનજી, મરહુમ મી. દાદી નશરવાનજી દાદીશેઠ તથા બાઇ બીખાઇજી તે મરહુમ સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટનાં વડાં બેટીના બીજા બેટા થાય છે.

**જનમ.**

શેઠ નશરવાનજી દાદી દાદીશેઠનો જનમ રોજ ૭ મો અમરદાદ માહ ૧૨ મો અસપંદાદ (ક.) યઝ. ૧૨૪૧ (તા. ૨૪ મી જુલાઇ ૧૮૭૨) ને દીને મુંબઇ મધે થયો હતો.

**કેળવણી.**

મી. નોશીરવાનજીએ પોતાની કેળવણી અત્રેની મરહુમ શેઠ હોરમસજી જહાંગીર તાલ્યારખાનની પ્રોપ્રાયટરી હાઇસ્કુલ મધે મેટ્રીકયુલેશન કલાસ વેર લીધી હતી. ત્યાર બાદ એમના માનવંતા મમાવા સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટે પોતાની મીલની ઓફીસમાં ૧૮૯૦ માં બેસાડી મીલને લગતું કામ શીખવવા સાથ કોલાબા કોટન ગ્રીન ઉપર મોકલી રૂની પારખનું કામ પણ બતાવ્યું હતું અને તેજ અરસામાં તેમના ઇંગ્રેજી વિ. જ્ઞાનનો વધારો કરવાને માટે મી. રૂસ્તમ બ. પેમાસ્તરને સર દીનશાહે એમના ખાનગી શિક્ષક નેમ્યા હતા.

ત્યાર પછી ૧૮૯૪ માં સર દીનશાહે મી. નશરવાનજીને મરહુમ મી. મહેરવાનજી ધનજીભાઇ જીજીભાઈની સાથ ભાગ્યા કરી પોતાની મીલો માટે ઇજીપ્શીયન રૂ (જે તે વખતે સસ્તો પડતો હતો તે)ની દલાલીનું કામ સોંપ્યું હતું. એમનો પહેલો સોદો તા. ૮ મી ડીસેમ્બર ૧૮૯૪ ને દીને ટાઇપ ૧૨૦ નો એકસો ગાંસડી રૂ. મેશરસ ફીલીક નીક્ષનની કું. પાસે રૂ. ૨૫૦ ના ભાવે ખરીદવાને લગતો હતો, જે રૂ પીટીટ મીલ મધે વપરાયો હતો.



**શેઠ નશરવાનજી દાદી ન. દાદીશેઠ.**

જ: રોજ ૭ મો માહ ૧૨ મો (ક) ૧૨૪૧

તા. ૨૪ મી જુલાઇ ૧૮૭૨.

ત્યાર બાદ બીજે વરસે એમને એકલાને હીંદના રૂની દલાલીનું કામ ફરામજી પીટીટ તથા મઝગામ મીલોને માટે પણ સોંપવામાં આવ્યું હતું. એમનો એ રૂનો પહેલો સોદો શેઠ દામજી અરજુન નામના વેપારી પાસ તા. ૧૯ મી અકટોબર ૧૮૯૫ ને દીને રૂની ૨૫૦ ગાંસડી સાજીન (ધારવાડ) રૂપીઆ ૨૧૭ને ભાવે ખરીદવાને લગતો હતો. ત્યાર બાદ રફતે રફતે એમને બાકીની વધુ પીટીટ મીલોના રૂની ખરીદીનું કામ મળ્યું, એટલે હાલ એવણ પીટીટ ગૃપની સર્વ મીલો–માણેકજી પીટીટ, દીનશાહ પીટીટ, બહમનજી પીટીટ, તથા ફરામજી પીટીટ મીલોની રૂની દલાલીનું કામ કરે છે.

## ડીરેકટર.

મી. નશરવાનજી દી. દાદીશેઠ 'ધી ન્યુ જામનેર જીનીંગ એન્ડ પ્રેસીંગ કુંપની'ની એજન્સી, જે મેશર્સ પેસ્તનજી જાંહગીરની કું. ના હાથમાં છે, તેના એક ભાગ્યા તથા ડીરેકટર છે.

## યુરોપની મુસાફરી.

૧૯૦૯ ના એપ્રીલ માસમાં (પોતાના પીતાની માફક) મી. નશરવાનજી મી. અને મીસીસ પેસ્તનજી દોરાબજી પાંડે તથા ડા. દાદાભાઇ નવરોજી સાહેર સાથે યુરપની મુસાફરીએ ગયા હતા અને ૭ માસ બધે ફરી અત્રે પાછા ફરયા હતા.

## ત્રસ્ટી.

શેઠ નશરવાનજી, કુટુંબી દાદીશેઠ ચેરીટીઝ ત્રસ્ટના તેમજ કદમી ગાહમ્બર ફંડના હાલ એક ત્રસ્ટી છે.

**મી૦ જાંહગીર અરદેશર** કામા આજ લાંબો વખત થયાં દાદીશેઠ ચેરીટીઝ ત્રસ્ટના સેક્રેટરી તરીકે બાહોશીથી વહીવટ ચલાવે છે.

## કદમી ધંબાર ફંડ.

મઝકુર કદમી ધંબાર ફંડના છેલ્લા (તા૦ ૧ લી નવેમ્બર ૧૯૨૮ થી તા૦ ૩૧ મી અકટોબર ૧૯૨૯ સુધીના) રીપોર્ટ ઉપરથી જણાય છે કે એ સાલની શરૂઆતમાં જમે પાસે રૂ. ૧૯૨૮૦૯–૧ હતા. જ્યારે તે દરમ્યાન કુલે રૂ. ૬૪૩૯ વ્યાજના ઉપજ્યા હતા. ખરચ ખાતે

રૂ. ૬૧૮૮–૮–૦ ધંધારના કુલે ખરચના, પગાર તથાપરચુરણ ખરચના હતા.

એ ફંડના હાલના ટ્રસ્ટીઓ તરીકે નીચલા સાહેબો છે:

શેઠ હીરજી અરદેશર દાદી.
,, મહેરવાનજી મંચેરજી કામા.
,, ફરામજી દોરાબજી પાંડે.
,, બહેરામજી નવરોજી ગામડીયા.
,, નશરવાનજી દાદી દાદીશેઠ.
,, જાંહગીર હોરમસજીકામા.

**સભાઓ.** દાદીશેઠના ધર્મના મકાનોમાં અનેક મંડળીઓની સભાઓ મલી છે. દાખલા તરીકે જરતોસ્તી દીનની ખોળ કરનારી મંડળીની સભાઓ દાદીશેઠના આતશ બહેરામ મધે ૧૮૭૮ માં નિયમિત મલતી હતી અને બીજે વરસથી ૨૨ વરસ વેર તે દાદીશેઠની અગીયારી મધે મલવા લાગી હતી.

## લાચાર ઇરાનીઓના ફંડના ટ્રસ્ટીઓ.

ગરીબ લાચાર ઇરાનીઓના ફંડના ટ્રસ્ટીઓએ એવી ગોઠવણ કીધી છે કે તેઓમાં ભવિષમાં ખાલી પડતી જગાએ આગમજથી ટ્રસ્ટી (provisional trustee) નેમવા, તે મુજબ મી૦ નશરવાનજી દાદી દાદીશેઠની એવા ટ્રસ્ટી તરીકેની નેમણુંક કરી રાખી છે.

## બમનજી દી. પીટીટ હોસ્પીટલ.

વળી શેઠ નશરવાનજી દાદીશેઠ અત્રેની બમનજી દીનશાહ પીટીટ પારસી જેનરલ હોસ્પીટલની એકઝીકયુટીવ કમીટીમાં હાલ એક અધીકારી છે, તથા બાઇ હમાબાઇ નશરવાનજી દાદીશેઠે સ્થાપેલાં બાજ રોજગાર ટ્રસ્ટના, પોતાના વડા ભાઇ મી૦ ખરશેદજી સાથ, એવણ એક ટ્રસ્ટી છે.

એમના પીતાએ પોતાના વીલમાં રૂ. ૫૦ હજાર સખાવત માટે આપ્યા છે તેના પણ એવણ પોતાના ભાઇ મી૦ ખરશેદજી તથા બનેવી મી૦ જાંહગીર જીવણજી ગઝદર સાથ ટ્રસ્ટી તરીકે નેમાયા છે અને હાલ મેનેજીંગ ટ્રસ્ટી તરીકે વહીવટ કરે છે.

શેઠ નશરવાનજી દાદી દાદીશેઠ ધી બહમનજી દીનશાહ પીટીટ પારસી જેનરલ હોસ્પીટલને, નારગોલની મી૦ રૂ. પે. જાંહગીર હસ્તકની સ્કુલને, મી૦ દાદાભાઇ ફરામજી કામાના ઝોરાસ્ત્રીઅન ફીઝીકલ કલચર લીગને મદદ કરતા રહ્યા છે.

બાઇ રતનબાઇ પાંડે સ્કુલને મદદ.

'જામે જમશેદે' તા૦ ૨૧ મી નવેમ્બર ૧૯૨૯ ને દીને જરતોસ્તી ગરીબોના સસ્તાં ભાડાંની ચાલીઓ સંબંધી સ્થાપેલી બાઇ રતનબાઇ ફરામજી પાંડેની પારસી છોકરીઓની સ્કુલના રિપોર્ટની નોંધ લેતાં જણાવ્યું છે કે ત્યાં શેઠ નશરવાનજી ડી. દાદીશેઠની ઉદારતાથી એક જીમનેશ્યમ સ્થાપવામાં આવ્યું છે અને તેની મદદથી છોકરીઓનો શરીરીક બાંધો મઝબુત થાય છે. એ ઉપરાંત મી૦ દાદીશેઠે થોડુંક ફરનીચર, લાઇબ્રેરીની ચોપડીઓ અને લાઇબ્રેરીની બે સુંદર કબાટો ભેટ કરી છે, જે માટે (ત્રસ્ટીઓએ) તેમનો ઉપકાર માન્યો છે. (રીપોર્ટ પા. ૭,)

પુણાના સર દીનશાહ પીટીટ જીમખાના મધેના સ્વીમીંગ બાથમાં બાનુઓ માટેના ડ્રેસીંગ રૂમ્સ એવણે બંધાવી આપ્યા છે, જે માટે કમીટીએ એમનો ઉપકાર માન્યો છે.

વળી એવણે નારગોલ મધેની વાડીઆ હાઇ સ્કુલના વિદ્યાર્થીઓના ઉપયોગ સારૂં પોતાના મરહુમ પીતાજી શેઠ દાદી ન. દાદીશેઠના પુન માટે કસરત માટે એક પેવીલ્યન (કસરતના ઓજારો સાથે) બંધાવી આપ્યો છે જે માટે રૂ. ૧૧૦૦ ની બક્ષેશ કીધી છે. વળી સ્કુલના વિદ્યાર્થીઓમાંથી મેટ્રીક્યુલેશનમાં ઇંગ્રેજીમાં જે પહેલો આવે તેને ઇનામ આપવા માટે રૂ. ૫૦૦ નું મ્યુનીસીપલ બોન્ડ આપ્યું છે.

મી૦ નશરવાનજીએ અત્રેની બોમ્બે હીસ્ટોરીકલ સોસાયટીને રૂ. બસો આપી તેના લાઇફ-મેમ્બર થઇ એ સાહીત્યના વધારાના મંડલને ઉતેજન આપ્યું છે અને એ મુજબ તેવણ અનેક ખાતાંઓને છુપી રીતે મદદ કરતા રહ્યા છે, તેમજ રોયલ એસીયાટીક સોસાયટીની મુંબઇની શાખાને ઇંડો-ઇરાન્યન પુસ્તકોની ચોપડીઓ પોતાના

મરહુમ માતવંત પીતા મીૹ દાદી નશરવાનજી દાદીનાં પુન માટે ખરીદવા સારૂં રૂ. ૧૨૦૦ ની બક્ષેશ કીધી છે.

**કુટુંબની દસ્તાવેજો.** કુટુંબને લગતા કેટલાક દસ્તાવેજો એમના કબજામાં છે. એ દસ્તાવેજો મધે સર્વથી જુનું ઈ. સ. તા૦ ૨૧ મા જુન ૧૭૭૫ ની તારીખનું એમના વડીલ મોટા દાદીશેઠે કોટના ઘરો વેચાતાં લીધાં તેને લગતું ખત છે (જેનો ફોટો અત્રે આપ્યો છે.) આ દોઢસો વરસ ઉપરના દસ્તાવેજોની ભાષા હાલની વપરાતી ભાષાથી ઝાઝી જુદી નહી જણાશે. વળી તે ઝમાનામાં સ્થાવર મીલકતનાં વેચાણખતો કેવી રીતે થતાં હતાં તેનો પણ આ નકલ ઉપરથી ખ્યાલ આવશે.

**મોટર કેસમાં ફતેહ.** મી૦ નશરવાનજીને વડા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ મી૦ રાંગનેકરે પોતાની મોટરના ફાણસનો કાચ ગ્લેઝડ નહી રાખવા માટે તા૦ ૧૭ મી ડીસેમ્બર ૧૯૨૫ ને દીને રૂ. ૨૦ નો દંડ કીધો હતો. આ સામે તેવણ હાઇ કોર્ટમાં રીવીઝન માટે ગયા હતા જેની સુનાવણી તા૦ ૩ જી માર્ચ ૧૯૨૬ ને દીને નીકળી હતી તે વેળા તેમની તરફથી મી૦ રૂસ્તમ બ. પેમાસ્તર વકીલની ફરમાશથી બેરીસ્ટર મી૦ પેસ્તનજી સો. પાટક આઇ. સી. એસ. (રીટાયર્ડ) હાજર થયા હતા અને સરકાર તરફથી સરકારી સોલીસીટરો મેસર્સ લીટલની કું. ની ફરમાશથી એડવોકેટ-જેનરલ મી૦ (પાછળથી સર) જમશેદજી બી. કાંગા હાજર થયા હતા. નામદાર ચીફ જસ્ટીસ સર નોરમન મેકલાઉડ તથા જસ્ટીસ ક્રમ્પે શેવટે એવું ઠેરવ્યું હતું કે આ બનાવ કાંઇ બતીને વખતે બન્યો ન હતો. એ વેળા રોશનીની અગત્ય ન હતી, માટે જવાબદારે કાંઇપણ વાંક કીધો ન હતો એટલા સારૂ તેમને તેમાંથી મુકત કરી દંડ પાછો અપાવ્યો હતો. મી૦ નોશીરવાનજી એ દંડની રકમ મેજીસ્ટ્રેટની કોર્ટના પુઅર બોક્ષને ભેટ કીધી હતી. આ બાબે સાંજ વર્તમાન પત્ર મધ્યે છપાયલો રીપોર્ટ હેઠળ આપ્યે છીએ.

# મોટરપર ડેઝલીંગ લાઇટ.

## મી૦ દાદીશેઠનો રદ થયેલો દંડ.

મી૦ નસરવાનજી દાદી દાદીશેઠને વડા મેજીસ્ટ્રેટ મી૦ રાંગણેકરે ડેઝલીંગ ઇલેક્ટ્રીક લાઇટ પોતાની મોટરકારમાં સળગાવવાના આરોપ માટે તકસીરવાર ઠરાવી રૂ. ૨૦ નો દંડ કીધો હતો. આ ચુકાદો તપાસી જોવાને હાઇ કોરટને અરજ થઇ હતી, તેની તપાસ નામદાર વડા જજ સર નોરમન મેકલાઉડ અને નામદાર જજ મી૦ કમપ સનમુખ નીકળી હતી. સરકાર તરફથી સરકારી સોલીસીટર સાથ એડવોકેટ જનરલ મી૦ જે. બી. કાંગા અને અરજદાર તરફથી મી૦ રૂસતમ બરજોરજી પેમાસ્તરની ફરમાસથી મી૦ પેસ્તનજી સો. પાટક બેરીસ્ટર હાજર થયા હતા.

મી૦ પાટકે તકરાર લીધી કે સરકારને કાયદા કાનુનો ઘડવાની સત્તા છે પણ કમીશનરને તેવી સતા નથી. આ કાનુન કાંઇ કાયદા કહેવાય નહીં.

વડા જજે એડવોકેટ જનરલનું ધ્યાન ખેંચ્યું હતું કે આ ગુનાહ સાંજે ૬–૧૫ વાગે બનયો છે, તે કાયદામાં આવી શકે નહીં, તે ગુનાહ થયો છે એમ કહેવાયજ નહીં. ગાડીની લાઇટ સુરજ અસ્ત પામવા પછી અરધા કલાકમાં થવી જોઈએ. સુરજ તે દીને ૬–૦ વાગે અસ્ત પામયો હતો.

એડવોકેટ–જનરલ–હા, તેમ છે ખરૂં.

બાદ વડા જજે ચુકાદો આપતાં દંડ રદ કીધો હતો અને તે ભર્યો હોય તો તે પાછો આપવાનો હુકમ કરતાં જણાવ્યું કે જવાબદાર તરફથી હાજરીના સંબંધમાં ટેકનીકલ મુદ્દો ઉભો કરવામાં આવયો છે તે કામ મેજીસ્ટ્રેટની મુનસફીનું છે. મેજીસ્ટ્રેટને જરૂર હોય તો હાજરીમાંથી માણુસને મુકત કરી શકે નહીં. એ મુદ્દા ઉપર અમો કશું કહેવા માગતા નથી.

(સાંજ વર્તમાન તા૦ ૪/૩/૨૬)

નામદાર હાઇ કોર્ટનો સ-તાવાર ચુકાદો નીચે મુજબ છે:—

*Per Curiam*:—The accused was convicted by the Chief Presidency Magistrate of an offence under rule 24, clause 4

(*b*) of the Motor Vehicles Rules of 1915, as amended up to 1st April 1925, read with rule 38, which provides that the Commissioner of Police or the District Magistrate may by special Notification in two or more local papers or in any other suitable manner prohibit within any local limit the use of such lamps unless the glasses have been thickly ground or painted white. A large number of technical points have been taken by the accused. But there is one fact that is brought to our notice, and we do not know whether it was brought to the notice of the Chief Presidency Magistrate namely, that the time of the alleged offence was 6-15 P. M. when the sunset time of the 26th November 1925 was 6 o'clock, and it would seem obvious that no offence can be committed under rule 24 within half an hour after sunset, as that rule deals exclusively with a period beginning with half an hour after sunset and ending with half an hour before sunrise. There is no obligation on the owner of a motor vehicle to light up his car outside that period, and as far as we can see, he can use any lamp he pleases at any other time, or none at all.

The accused complains that he was ordered to appear personally before the Magistrate. Though we do not like to interfere with the discretion of Magistrate in such cases, it appears to us that there is no necessity whatever, where persons are charged with infringing the Motor Vehicles Rules, that they should be troubled by being ordered to appear personally before Magistrates unless in any particular case there is any good reason for such an order being made.

The conviction is set aside and the fine, if paid, must be refunded. If any endorsement is made on the registration certificate, it must be struck out.

આ ચુકાદા પછી સત્તાવાળાઓએ ઉપલો ડેઝલીંગ લાઇટનો કાયદો ખેંચી લીધો હતો.

**કુદરતી ખામી.**

મી૦ નશરવાનજી આશરે બે વરસના હતા ત્યારે ઘરના ચોકમાં પડી જવાથી તેમને સખત તાવ આવી અને તેના પરીણામે એમનો પગ ખેંચાઇ નબળો થઇ ગયો છે. અનેક પ્રકારની સારવાર એમના

મમાવા સર દીનશાહ માણેકજી પીટીટની તથા બીજાઓની કાળજીથી થવા છતાં તે સુધરી શકયો નથી. જ્યારે એવણુ (ઉપર લખવા મુજબ) ૧૯૦૯ માં યુરપની મુસાફરીએ ગયા ત્યારે ત્યાંના મોટા મોટા સરજયનોને પગ બતાવવા છતાં તેઓ કમનશીબે કંઇ કરી શકયા ન હતા. અને ચાલવામાં ખોડ રહી ગઇ છે, છતાં તેવણુ ટેકા સાથે ચાલી શકે છે અને ચાલુ અંગબળની કસરતના પ્રતાપે એવણુ ઘણી સારી તબીયત ધરાવે છે. એવણે ઉસ્તાદ મી. માણેકજી મહેન્તીની ફ્રીઅર રોડ ઉપરની કસરતાશાળમાં લાંબો વખત સુધી તાલીમ લીધી હતી.

## તેમના શોખ.

એવણુને સેન્ડોની કસરતનો ઘણો શોખ છે અને તેનો લાભ દરરોજ નિયમિત રીતે લેતા જાય છે. એવણુને તંદરોસ્તી તથા અંગ બળની કસરતને લગતાં ચોપડી ચોપાન્યાં વાંચવાનો ઘણો શોખ છે.

**મકાન.** એવણુ કુંવારા છે અને અત્રે મેદાન વૅાડબી રોડ મધે યુરોપીયન જીમખાનાની પૂર્વે આવેલાં પોતાના (આગળ જણાવેલાં) મકાન મધે રહે છે, જ્યારે (ઉપર કહ્યું તેમ) તેમના વડા ભાઇ મી૦ ખરશેદજી પોતાના કુટુંબ સાથ પુણા મધે વસે છે, પણ મુંબઇમાં વારે ઘડીયે આવ જાવ કરે છે ત્યારે એજ મકાન જેમાં, તેમનો સરખો હિસ્સો છે, તેમાં ઉતારો લે છે.

# પ્રકરણ ૪૩ મું.

—:o:—

## શેઠ નશરવાનજી દાદી ન. ખ. દાદીશેઠનો રૂ ની દલાલીનો ધંધો–રૂ ને લગતી કેટલીક અગત્યની વિગતો.

દાદીશેઠ ખાનદાનના નબીરાઓમાંના કેટલાકો રૂના વેપાર ધંધાના જુદા જુદા વિભાગોમાં પડેલા આપણે આગળ જોયા છે. પ્રથમ તો એ કુટુંબના માનવંત સ્થાપક શેઠ દાદીભાઇ નોશરવાનજી પાંચ મોટાં વાહણના માલેક હતા. (પા. ૭ મું.) અને જ્યારેબી જરૂર પડતી ત્યારે એવણ સંખ્યાબંધ વાહણો નોલે માંડી ચીન બંગાલ તથા ખુદ વેલાત ખાતે માલ ચહડાવતા જેમાં રૂ પણ હતો. એજ વેપારને અર્થે તેવણે અનેક આડત્યાઓને ચીન તેમજ બીજાં મથકોએ મોકલ્યા હતા. ત્યાર પછી એમના બેટા અરદેશર દાદીએ એમનો વેપાર ચાલુ રાખ્યો હતો અને પીતાનાં વાહણો ઉપરાંત તેમનું પોતાનું મીનરવા નામે વહાણ હતું. અને તે ઉપરાંત પોતાના બેટાઓ શેઠો ખરશેદજી તથા જાહંગીર અરદેશર દાદીના હીસાબનાં બે વાહાણો અપટન કેસલ અને એલીઝાબેથ પોતાના ઉપયોગમાં લેતા હતા. મઝકુર બેટાઓ મધેના વડા શેઠ ખરશેદજીના આગળ જણાવેલાં વાહાણો ઉપરાંત પોતાનાં બે વાહાણો "પાસ કુઆ" અને "રકેલબી કેસલ" નામે હતાં જેની મારફતે તેવણ પરદેશ સાથ વેપાર ચલાવતા. વળી એ ઉપરાંત શેઠ અરદેશર ખરશેદજી દાદીના બેટા મી૦ હીરજીએ પણ રૂ નો વેપાર કેટલુંક વેર કીધો હતો (પાનું ૨૩૬). ઉપરાંત ખરશેદજી દાદીના બેટાઓ શેઠો અરદેશર, નશરવાનજી તથા હોમજી પણ મોટી મોટી યુરોપીયન વેપારી પહેડીઓની દલાલી કરતા હતા.

મજકુર શેઠ ખરશેદજી અ. દાદીના નબીરા હાલના મી૦ નશરવાનજી દાદી દાદીશેઠ પોતાના મમાવા સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટ, જેવણ સંખ્યાબંધ મીલોના શાહા માલેક હતા, તેમની બરકતથી તેમની મીલોની રૂની ખરીદી આજ ૩૫ વરસ થયાં કરે છે. એટલા માટે આ તકે રૂના વેપાર તથા મીલ ઉધ્યોગને લગતી કેટલીક અગત્યની સામાન્ય નોંધો આપેલી ઉપયોગી થઇ પડશે.

કોટન એક્ષ્ચેન્જ શરૂઆતમાં મુંબઇની કોટન ગ્રીન કોટ મધીની ટાઉન હોલની સામેની જગાએ આવી હતી. અને ત્યાંથી તે ૧૮૪૪માં કોલાબા ખાતે લઈ જવામાં આવી હતી જ્યાંથી તા૦ ૧ લી નવેમ્બર ૧૯૨૩ એ તે સીવરી ખાતે કામચલાઉ ઇમારતમાં લઇ જવામાં આવી અને સોમવાર તા૦ ૩૦ મી નવેમ્બર ૧૯૨૫ ને દીને હાલની સીવરી ખાતેની જગાએ જાથુકની લઇ જવામાં આવી છે. તે તા૦ ૧ લી ડીસેમ્બર ૧૯૨૫ ને દીને મુંબઇના ગવરનર સર લેસ્લી વીલસને ખુલ્લી મેલી હતી. આ નવી એક્સ્ચેંજ બીલ્ડીંગ પાછળ આશરે રૂ. ૨૦ લાખનો ખર્ચ થયો છે. તેની ઇમારતમાં ૧૨૦ ઓરડા ખરીદદારોને માટે, અને ૮૦ વેચનારાઓ માટે કીધા છે.

સીવરીની નવી કોટન ડીપોના ૧૭૮ ગોડાઉનોમાં ૧૩ લાખ ૩૫ હજાર ગાંસડી સમાય એટલી જગા પુરી પાડી છે અને ખુલ્લી જગામાં ૯ લાખ ૪૦ હજાર ગાંસડી માટે ૨૦૦ જથ્થાની સગવડ કીધી છે.

પહેલી કોટન ટ્રેડ એસોસીએશન ૧૮૭૬ માં ઇંગ્રેજોએ The Bombay Cotton Trade Association Ltd. ને નામે ઉભી કીધી હતી. ત્યાર પછી ઇંગ્રેજો સાથ કાંઇક મતફેર પડયાથી શેઠો બહમનજી દીનશાહ પીટીટ અને નારણદાસ રાજારામની આગેવાની હેઠળ 'બોમ્બે કોટન એક્ષચેનજ' નામે હીંદીવાનોનું મંડળ ઉભું થયું હતું.

આ મંડળ ૧૯૨૫ માં બંધ થયાની અગાઉ એક દાહેકાવેર શેઠ નશરવાનજી તેની બોર્ડના એક ડીરેકટર હતા.

એ અગાઉ લડાઇના સબબ સર ઇ. સ. ૧૯૧૮ માં મજકુર બંને મંડળો કોટન ટ્રેડ એસોસીએશન અને બોમ્બે કોટન એક્ષચેન્જ ને સરકારે બાજુએ રાખવાથી તા૦ ૨૬ મી જુન ૧૯૧૮ ને દીને Cotton Contracts કમીટી નેમાઇ હતી જેને બાજુએ મેલી તા૦ ૨૫ મી જાનેવારી ૧૯૨૧ એ Cotton Contract Board સ્થાપ્યું અને તેને પણ બાજુએ મેલી હાલની "East India Cotton Association" તા૦ ૧ લી જુન ૧૯૨૨ થી સ્થાપવામાં આવી છે.

## કોટન ગ્રીનમાં રૂની ઉઠલ પાથલ.

સીવરીના કોટનગ્રીન ઉપર દર પંદર દિવસે રૂના ભાવ કપાય છે તે વેળા રૂપ્યાની આપ લે થાય છે જે નીચે મુજબ એકંદર રકમની હતીઃ—

| સાલ | રૂપ્યા |
|---|---|
| ૧૯૨૨–૨૩ | ૭૬૯ લાખ |
| ૧૯૨૩–૨૪ | ૯૧૭ ,, |
| ૧૯૨૪–૨૫ | ૩૧૮ ,, |
| ૧૯૨૫–૨૬ | ૩૫૪ ,, |
| ૧૯૨૬–૨૭ | ૭૬૬ ,, |
| ૧૯૨૭–૨૮ | ૯૪૪ ,, |
| ૧૯૨૮–૨૯ | ૪૩૧ ,, |

## દુન્યાના રૂની પેદાશ.

દુન્યાના રૂની પેદાશ (૧૯૨૬–૨૭ માં) ૩ કરોડ ૧૪ લાખ ૮૦ હજાર ગાંસડી થઇ હતી તેમાંની અમેરીકાની ૧ કરોડ ૯૨ લાખ ૮૨ હજાર હતી જ્યારે હીંદુસ્તાનની ૪૯ લાખ ૭૩ હજાર ગાંસડી હતી. ત્યારે તમામ દુન્યાનો રૂનો ખપ (૧૯૨૮–૨૯ માં) ૨ કરોડ ૫૮ લાખ ૩૫ હજાર ગાંસડીનો હતો.

### દુન્યાનો રૂનો ખપ ક્યાં ક્યાં અને કેટલો છે?

| દેશ. | (૧૯૨૮–૨૯) ગાંસડી. |
|---|---|
| ગ્રેટ બ્રિટન | ૨૮ લાખ. |
| કોનટીનંટ | ૮૧ ,, ૧૨ હજાર. |
| હીંદુસ્તાન | ૨૦ ,, |
| જાપાન | ૨૭ ,, ૬૬ ,, |
| ચીન | ૧૯ ,, ૫૭ ,, |
| યુનાઈટેડ સ્ટેટ્સ | ૭૦ ,, |
| બીજા દેશો | ૧૨ ,, |
| | ૨૫૮ લાખ ૩૫ હજાર |

## અમેરીકન રૂનો વીસ્તાર. (Acreage)

અમેરીકન કોટન નીચલા કુલે વીસ્તાર ઉપર ઉગયો હતો.

| સાલ | એકર. |
|---|---|
| ૧૮૭૦–૭૧ | ૮૬,૬૬,૦૦૦ |
| ૧૮૯૦–૯૧ | ૧,૯૫,૯૨,૦૦૦ |
| ૧૯૨૮–૨૯ | ૪,૬૯,૪૬,૦૦૦ |

## અમેરીકન રૂનો પાક.

| સાલ. | ગાંસડી. |
|---|---|
| ૧૮૩૭ | ૧૮,૦૦,૦૦૦ |
| ૧૮૭૦ | ૪૩,૫૨,૩૧૭ |
| ૧૯૧૧ | ૧,૨૧,૩૨,૦૦૦ |
| ૧૯૨૬–૨૭ | ૧,૮૯,૭૫,૦૦૦ |
| ૧૯૨૮–૨૯ | ૧,૪૪,૭૮,૦૦૦ |

૧૯૨૬–૨૭ માં સર્વથી વધુ રૂનો પાક અમેરીકામાં હતો અને તેમાંથી હિંદુસ્તાન માટે મુંબઇના બારાંમાં ૩ લાખ ૭૯ હજાર ગાંસડી રૂ આવ્યો હતો. પણ ૧૯૨૭–૨૮ માં તે ઘટી પાછો ૧૧,૭૦૦ ગાંસડી થયો હતો.

## અમેરીકાનો રૂ કયાં કયાં ખપે છે?

| દેશ | ગાંસડી | (૧૯૨૮–૨૯) |
|---|---|---|
| યુનાઇતેડ સ્ટેટસ | ૬૭ લાખ ૮૮ હજાર | |
| ગ્રેટ બ્રીટન | ૧૯ ,, | |
| કોન્ટીનંટ | ૪૬ ,, | |
| જાપાન | ૧૧ ,, | |
| ચીન | ૨ ,, ૭૯ હજાર | |
| હિંદુસ્તાન | ૫૨ હજાર | |
| બાકી | ૩ ,, ૩૩ હજાર. | |
| | ૧ કરોડ ૫૦ લાખ ૫૨ હજાર | |

૧૯૨૮-૨૯ માં હિંદુસ્તાનમાં રૂનો ખપ કુલે ૧૯,૯૧,૨૦૦ ગાંસડી હતો જેમાંથી મુંબઇમાં ૫,૪૨,૦૩૬ અને અમદાવાદમાં ૩,૧૮,૯૮૩ ગાંસડી રૂ ખપ્યો હતો.

## હિંદુસ્તાનનાં મુખ્ય બારાંમાંથી નિકાશ થતો રૂ.

| બારૂ. | સાલ ૧૯૧૦-૧૧ માં | ૧૯૨૮-૨૯ માં |
|---|---|---|
| મુંબઈથી | ૧૭,૬૮,૨૫૪ | ૨૭,૪૬,૩૮૦ |
| કરાંચીથી | ૩,૪૫,૩૯૩ | ૯,૯૦,૭૫૭ |
| મધરાસથી | ૯૮,૭૭૩ | ૯૫,૮૬૨ |
| ટયુટીકોરીનથી | ૧,૩૫,૯૭૫ | ૪૯,૬૮૯ |
| કલકત્તાથી | ૭૩,૨૭૧ | ૨૪,૭૧૮ |
| રંગુનથી | ૧૬,૮૫૭ | ૪૫,૩૫૯ |
| | કુલે ૨૪,૩૮,૫૨૩ | કુલે ૩૯,૫૨,૭૬૫ |

આ ઉપરથી કરાંચીનું બારૂં રૂની નીકાશમાં કેટલું આગળ વધે છે, તે જણાઇ આવશે.

## હીદુસ્તાનમાં રૂનો પાક.

| સાલ | ગાંસડી | એકર |
|---|---|---|
| ૧૯૨૭-૨૮ | ૫૯,૬૩,૦૦૦ | ૨,૪૭,૬૧,૦૦૦ |
| ૧૯૨૮-૨૯ | ૫૬,૩૮,૦૦૦ | ૨,૬૪,૮૪,૦૦૦ |

હિંદુસ્તાનમાં મુખ્ય જીનસોનો પાક નીચે મુજબના વીસ્તારમાં ૧૯૨૫-૨૬ માં હતો:-

| જીનસ | એકર |
|---|---|
| ચોખા | ૮ કરોડ ૨૩ લાખ |
| ઘઉં | ૩ ,, ૪ ,, |
| રૂ | ૨ ,, ૮૪ ,, |
| સણુ (જુત) | ૩૧ ,, |
| શેરડી | ૨૬ ,, |
| ચા | ૭ ,, |

## હીંદુસ્તાન મધેથી મુંબઇમાં આવેલો (જુદી જુદી સર્વ જાતનો) રૂ.

| સાલ | રૂ ગાંસડી |
|---|---|
| ૧૯૧૬–૧૭ | ૩૧ લાખ ૨૦ હજાર |
| ૧૯૨૦–૨૧ | ૨૮ ,, ૭૮ ,, |
| ૧૯૨૫–૨૬ | ૩૩ ,, ૩૪ ,, |
| ૧૯૨૬–૨૭ | ૩૧ ,, ૬૫ ,, |
| ૧૯૨૭–૨૮ | ૩૪ ,, ૨૩ ,, |
| ૧૯૨૮–૨૯ | ૩૩ ,, ૫૬ ,, |

૧૯૨૮–૨૯ માં હિંદુસ્તાન મધેથી મુંબઇમાં ૩૩,૫૬,૦૦૦ ગાંસડી રૂ આવ્યો હતો અને મુંબઇથી ૨૭,૬૨,૯૫૫ ગાંસડી નીકાશ થયો હતો.

## હિંદમાં ઉગેલા રૂ નો ખપ.

૧૯૨૭–૨૮ માં જે રૂ ઉગ્યો તેમાંના ૫૬ ટકા પરદેશ નિકાશ થયો અને ૪૪ ટકા દેશમાં રહયો. આ છેલ્લામાં ૩૧ ટકા મીલોએ અને ૧૩ ટકા હાથ વણુત વિ. સ્થાનીક વપરાશમાં આવ્યો. પરદેશ ગયલા ૫૬ ટકા મધે ૩ ટકા વેલાત, ૨૨ ટકા કોન્ટીનેન્ટ, અને ૨૯ ટકા જાપાન અને ચીન ગયો હતો.

## હીંદુસ્થાનથી રૂની પરદેશ થતી નીકાશ.

૧૯૨૭–૨૮

| દેશ | ગાંસડી |
|---|---|
| ગ્રેટ બ્રીટન ... ... ... ... | ૨,૧૫,૦૦૦ |
| જરમની ... ... ... ... | ૨,૭૭,૦૦૦ |
| બેલજીયમ ... ... ... ... | ૩,૦૨,૦૦૦ |
| ફ્રાન્સ ... ... ... ... | ૨,૧૨,૦૦૦ |
| સ્પેન ... ... ... ... | ૬૭,૦૦૦ |
| ઇટલી ... ... ... ... | ૩,૭૬,૦૦૦ |
| ચીન ... ... ... ... | ૨,૬૪,૦૦૦ |
| જાપાન ... ... ... ... | ૧૩,૨૬,૦૦૦ |
| બીજા દેશો ... ... ... ... | ૧,૦૧,૦૦૦ |
| જુમલે | ૩૧,૪૦,૦૦૦ |

## હિંદનાં બારાંમાં આવેલો હિંદી રૂ.

હિંદુસ્તનમાં ૫૦ લાખ ગાંસડી રૂ (૧૯૨૬–૨૭ માં) ઉગી નીચલાં બારાંએ આવ્યો હતો.

| બારૂં | ગાંસડી |
|---|---|
| મુંબઇ | ૩૧ લાખ ૬૬ હજાર |
| કરાંચી | ૭ ,, ૬૦ ,, |
| મધરાસ | ૧ ,, ૬૫ ,, |
| કલકતા | ૬૧ ,, |
| ટયુટીકોરીન | |
| રંગુન | ૨૮ ,, |

### મુંબઇમાં બાહેરગામથી આવેલા રૂની ગાંસડીઃ—

| ૧૮૭૯ | ૧૯૦૦ | ૧૯૨૬ | ૧૯૨૮–૨૯ |
|---|---|---|---|
| ૮,૫૨,૦૦૦ | ૯,૮૯,૦૦૦ | ૩૧,૬૫,૦૦૦ | ૩૩,૪૯,૫૩૭ |

### મુંબઇનાં બારાંમાંથી યુરોપ નીકાશ થયલી રૂની ગાંસડી.

| | ૧૮૫૯ | ૧૮૯૦ | ૧૯૨૮–૨૯ |
|---|---|---|---|
| ગ્રેટ બ્રિટન | ૫,૯૬,૧૭૬ | ૩,૪૪,૦૦૦ | ૨,૧૫,૦૦૦ |
| કોન્ટીનંટ | ૨૬,૧૪૩ | ૧૦,૯૫,૦૦૦ | ૧૨,૩૪,૦૦૦ |
| જુમલે નીકાશ | ૬,૨૨,૩૧૯ | ૧૪,૩૯,૦૦૦ | ૧૪,૪૯,૦૦૦ |

આ ઉપરથી જણાશે કે પહેલા ૩ દાહેકાની મુદતમાં મુંબઇથી યુરોપ તરફ હડી ગણો વધુ રૂ જવા લાગ્યો હતો પણ છેલ્લા ચાર દાહેકામાં ઝાઝો ફેરફાર થયો નથી.

### મુંબઇથી દેશેદેશ ગયલો રૂ.

| | ૧૯૨૭–૨૮ ગાંસડી | ૧૯૨૮–૨૯ ગાંસડી |
|---|---|---|
| ગ્રેટ બ્રીટન | ૯૧ હજાર | ૬૮ હજાર |
| જરમની | ૧૦૩ ,, | ૧,૨૮ ,, |
| બેલજીયમ | ૨૧૦ ,, | ૨૮૦ ,, |
| ફ્રાન્સ | ૧૪૯ ,, | ૧૬૭ ,, |
| સ્પેન | ૩૧ ,, | ૩૮ ,, |

| | | |
|---|---|---|
| ઇટલી | ૧૯૭ હજાર | ૨૨૨ હજાર |
| ચીન | ૨૬૯ ,, | ૩૩૩ ,, |
| જાપાન | ૧૧૨૦ ,, | ૧૪૫૫ ,, |
| બીજાં દેશો | ૨૮ ,, | ૫૫ ,, |
| કુલ્લે | ૨૧૯૮ ,, | ૨૭૪૬ હજાર |

## રૂના બજારને લગતો નવો કાયદો.

૧૯૨૭ ના સાલમાં રૂના બજારને લગતો Bombay Cotton Market Actનો કાયદો પસાર થયો હતો જેની ૧૯ કલમ છે તે સર્વ Bombay Cotton Annual 1928-29 Vol. 10 ને પાને ૨૭૨-૯ માં આપી છે.

**મુંબઇમાં પહેલ વહેલી મીલ.** શેઠ કાવસજી નાનાભાઇ ફ્રામજી દાવરે ૧૮૫૪ માં મુંબઇ મધે "ઓમ્બે સ્પીનીંગ એન્ડ વીવીંગ કું." ના નામથી સુતર વણવાનું કારખાનું (મીલ) પહેલ વહેલું રૂ. ૫ લાખની થાપણથી તારદેવ ખાતે ઉંઘાડી તેના એકલા મેનેજર થયા હતા. એ મીલમાં પહેલી બારીમાં ઘણો મોટો નફો થયો હતો તે એટલાં સુધી કે ૧૮૫૮ ની આખેરીના અરધા વરસમાં રૂ ૫ હજારના શેર દીઠ રૂ. ૬૦૦ ની તથા ત્યાર પછીના અરધાં વરસમાં શેર દી. રૂ ૪૦૦ની, એટલે એક હજાર ઉપર ૨૦ ટકા, વહેંચણી આપી હતી. ૧૮૭૩ માં એટલે પોતાનાં મરણની ૭ માસ અગાઉ એવણ એ મીલના એકલા માલેક થયા હતા. એ રીતે મુંબઇ માં સુતર કાપડ વણવાના કારખાનાનો પાયો શેઠ કાવસજી ના. દાવરે નાખ્યો હતો અને તે જોઇ શેઠ (પાછળથી સર) દીનશાહ મા. પીટીટે મીલો કાઢવા માંડી હતી.

## મીલોમાં કેટલો રૂ ખપે છે.

| | મુંબઇની મીલો<br>ગાંસડી | હિંદુસ્તાનની તમામ મીલો (મુંબઇ સુધાં)<br>ગાંસડી. |
|---|---|---|
| ૧૯૧૪- ૫ | ૧૦૨૬૦૦૦ | ૨૧૦૨૦૦૦ |
| ૧૯૨૦-૨૧ | ૧૦૬૦૦૦૦ | ૨૧૨૦૦૦૦ |
| ૧૯૨૬-૨૭ | ૯૯૪૦૦૦ | ૨૪૧૭૦૦૦ |
| ૧૯૨૭-૨૮ | ૫૬૮૦૦૦ | ૨૦૦૯૦૦૦ |
| ૧૯૨૮-૨૯ | ૬૧૮૦૦૦ | |

## જમીનની રૂ માટે ફળદ્રુપતા.

એક એકરના વીસ્તાર ઉપર જે રૂ ઉગે છે તેમાં

| દેશ | રતલ |
|---|---|
| ઇજીપ્તમાં | ૪૦૦ |
| અમેરીકામાં | ૨૦૦ |
| હિંદુસ્તાનમાં | ૯૦ |

આ ઉપરથી જણાય છે કે હિંદુસ્તાનની જમીનમા કેટલા ઓછો કસ છે.

## ભરૂચી રૂના ભાવ.

| તારીખ | કપાસ ખાંડી રૂ. | ભાવ પેન્ની |
|---|---|---|
| તા૦ ૧૭ મી ઓગસ્ટ ૧૮૯૮ | ૧૪૦ | ૩.૩૯ |
| ,, ૧૫ મી ,, ૧૯૦૫ | ૨૪૦ | ૫ ૫૩ |
| ,, ૧૦ મી જાનેવારી ૧૯૧૧ | ૩૭૬ | ૮. ૫ |
| ,, ૧૬ મી જુલાઇ ૧૯૧૭ | ૫૫૪ | ૧૯.૨૫ |
| ,, ૯ મી ઓગસ્ટ ૧૯૧૮ | ૯૭૪ | ૨૧.૪૬ |
| ,, ૨૫ મી જુલાઈ ૧૯૧૯ | ૬૪૮ | ૨૨. ૫ |
| ,, ૨૦ મી ફેબરવારી ૧૯૨૦ | ૫૧૬ | ૩૧.૭૬ |
| ,, ૧૧ મા એપ્રીલ ૧૯૨૧ | ૨૪૧ | ૭. ૭ |
| ,, ૩૦ મી સપટેમ્બર ,, | ૫૮૪ | |
| ,, ૧ લી માર્ચ ૧૯૨૨ | ૪૧૦ | ૯.૮૦ |
| ,, ૩૦ મી નવેમ્બર ૧૯૨૩ | ૪૮૪ | ૨૧.૬૭ |
| ,, ૫ મી માર્ચ ૧૯૨૪ | ૫૫૩ | ૧૬. ૫ |
| ,, ૨૫ મી ઓગસ્ટ ૧૯૨૫ | ૪૨૬ | ૧૨.૧૬ |
| ,, ૧૩ મી ડીસેમ્બર ૧૯૨૬ | ૨૩૬ | ૬.૨૫ |
| ,, ૧ લી એપ્રીલ ૧૯૨૭ | ૪૭૫ | ૧૧.૫૭ |
| ,, ૧ લી જુલાઇ ૧૯૨૮ | ૪૧૯ | ૧૨.૪૫ |
| ,, ૧૩ મી નવેમ્બર ૧૯૨૯ | ૩૧૧ | ૯.૧૪ |
| ,, ૮ મી જાનેવારી ૧૯૩૦ | ૨૯૫ | ૯.૧૧ |
| ,, ૧૦ મી માર્ચ ,, | ૨૪૩ | ૭.૬૬ |

રૂના ભાવની વધઘટના ચમકારા ઉપલાં ઉપરથી જણાશે. લડાઇની તહકુબી અગાઉ ૧૯૧૮ માં મુંબઇમાં રૂનો ભાવ આસમાને લાગ્યો હતો તે પછી ઘટી ઘટી હાલ આગળ કરતાં પણ વધુ કમી થયો છે.

## જુદાં જુદાં દેશોમાં મીલ ઉદ્યોગ.

જુદાં જુદાં દેશોમાં રૂનું કાપડ વણવા માટે નીચે મુજબ મીલો છે:–

(ઇ. સ. ૧૯૨૮ માં)

| દેશ | મીલ | શાલ | સ્પીન્ડલો |
|---|---|---|---|
| ગ્રેટ બ્રીટન | ૧૮૬૫ | ૭૩૯ હજાર | ૫,૯૦ લાખ |
| અમેરીકા | ૧૭૦૯ | | ૩,૭૩ લાખ |
| ફ્રાન્સ | ૫૮૦ | | ૯૫ ,, |
| જરમની | ૩૭૨ | | ૧,૯ ,, |
| હિંદુસ્તાન | ૩૩૪ | ૧૬૬ હજાર | ૮૭ ,, |
| ઇટલી | ૭૦૦ | ૧૫૦ હજાર | ૫૩ ,, |
| જાપાન | ૨૪૭ | ૮૧ હજાર | ૬૪ ,, |
| ચીન | ૧૧૮ | | ૩૪ ,, |

જાપાન મધે ૧ લાખ ૯૮ હઝાર મજુરો ત્યારે હિંદુસ્તાનમાં ૭ લાખ મજુરો મીલ ઉદ્યોગમાં રોકાય છે. જાપાનમાં ૨૨ લાખ ૮૦ હજાર ગાંસડી રૂ ખપે છે ત્યારે હિંદુસ્તાનમાં ૧૭ લાખ ૬૩ હજાર ખપે છે.

ઉપલા આંકડા ઉપરથી જણાશે કે હિંદુસ્તાન જો કે વીસ્તારમાં ઉપલા સર્વ કરતાં વધુ મોટો છે છતાં અત્રે ૩૩૪ મીલો ત્યારે ગ્રેટ બ્રીટનમાં તેથી પાંચ ગણી મીલો છે.

## જાપાનની મીલો.

| સાલ. | મીલ. | શાલ. | સ્પીન્ડલ. | મજુરો. | રૂનો ખપ. ગાંસડી. |
|---|---|---|---|---|---|
| ૧૯૧૦ | ૧૩૬ | ૧૭,૭૦૦ | ૨૦,૯૯,૦૦૦ | ૧,૦૯,૯૦૦ | ૧૦,૮૭,૦૦૦ |
| ૧૯૨૦ | ૧૯૮ | ૫૦,૫૦૦ | ૩૮,૧૩,૦૦૦ | ૧,૯૦,૮૦૦ | ૧૭,૦૪,૦૦૦ |
| ૧૯૨૮ | ૨૫૯ | ૮૧,૨૦૦ | ૬૪,૬૭,૦૦૦ | ૧,૯૮,૪૦૦ | ૨૨,૮૦,૦૦૦ |

ઉપલા કોઠા ઉપરથી જણાશે કે જાપાનમાં રૂનાં કાપડ વણવા માટેની મીલો વરસો વરસ વધતીજ જાય છે. એ સઘળું કાપડ પરદેશમાં ઉગતો રૂ આયાત કરીને બનાવવા છતાં જાપાનને કાપડ મુંબઇનાં કાપડ કરતાં વધુ સસ્તુ વેચવાનું ફાવી શકે છે જેને લીધે પરદેશથી દેશમાં આવતાં કાપડ ઉપર જગાત નાખવાને માટે Cotton Tariff Act હાલ પસાર થયો છે.

૧૯૨૮–૨૯ માં હિંદુસ્તાનની મીલોમાં હીંદનો પોતાનો રૂ ગાંસડી ૧૯,૯૧,૨૦૩ ખપ્યો હતો.

## હિંદુસ્તાનની મીલો.

હિંદુસ્તાનમાં માલોની સંખ્યા, તેમાં વપરાતી શાળો તથા સ્પીન્ડલો, રોકાતા મજુરો તથા ખપતા રૂના આંકડા હેઠળ આપ્યા છેઃ—

| સાલ | મીલ | સ્પીંડલો | શાલ | મજુરો | રૂનો ખપ ગાંસડી |
|---|---|---|---|---|---|
| ૧૮૫૧ | ૧ | ૨૯૦૦૦ | | ૫૦૦ | |
| ૧૮૬૬ | ૧૩ | ૩૦૯૦૦૦ | ૩૪૦૦ | ૭૭૦૦ | |
| ૧૯૦૦ | ૧૯૩ | ૪૯૪૫૭૮૩ | ૪૦૧૨૪ | ૧૬૧૧૮૯ | ૧૪૫૩૩૫૨ |
| ૧૯૨૮ | ૩૩૫ | ૮૭૦૪૧૭૨ | ૧૬૬૫૩૨ | ૩૬૦૯૨૧ | ૨૦૦૯૭૮૨ |

**વેલાતની મીલોના દીવાળા.**

લેંકેશાયરની મીલોની હાલ ગંભીર હાલત થઇ છે. ત્યાંની ૧૨૩ કુંપનીઓ ફડચામાં ગઇ છે. ૩૪ માં રીસીવરો નેમાયા છે અને રૂ. ૧॥ કરોડનું કરજ થયું છે, અને એટલી રકમના લોકો પાસથી "કોલ"નાં નાણું માગવામાં આવે છે. એ બાબે 'મુંબઇ સમાચાર'ના તા. ૨૯ મી જાનેવારી ૧૯૩૦ ના અંકમાં નીચે મુજબ લખાણુ આવ્યું છેઃ—

**લેંકેશાયરની ૧ કરોડ સ્પીંડલો ધરાવતી મીલોનું જોડાણ.**

લેંકેશાયરની મીલોને એકત્ર કરીને તેઓના કારોબારી ખરચો ઘટાડવા અને મીલોનો સુતરાઉ માલ વધુ સસ્તો બનાવવાના હેતુથી લેંકેશાયર કોટન કોરપોરેશન લીમીટેડ છેલ્લા ૯ મહીનાથી સ્થપાઇ છે.

આ સમય દરમ્યાન કોરપોરેશને આશરે ૨૦૦ મીલ કંપનીઓની તપાસ લીધી છે જેમાંથી ૧૩૫ મીલ કંપનીઓને કોરપોરેશનમાં સામેલ કરીને જોડી દેવાની ઓફરો મોકલી હતી.

બીજી ૨૫ મીલ કંપનીઓનું સાંચાકામ સારૂં નહી હોવાથી, એ મીલોને પોતાની સાથે જોડવાની કોરપોરેશને સાફ ના પાડી છે અને બીજી ૨૦ મીલ કંપનીઓ સંબંધી હજી વીચાર ચાલે છે.

આ મીલોમાંથી ૨૦ હજાર લુમો અને ૬૭॥ લાખ સ્પીંડલો ધરાવતી મીલોએ કોરપોરેશન સાથે જોડાઇ જવાની ઓફરો ખાસ કબુલ કરી છે, અને તેઓને કોરપોરેશન સાથ જોડી દેવાના લખતો અને યોજના હાલ તઇયાર થાય છે.

બીજી ૪૫ મીલો કોરપોરેશન સાથ હજી સંદેશા ચલાવે છે અને તેમાંથી અરધો ભાગ કોટન કોરપોરેશનમાં ૧૯૩૦ના જાનેવારી માસમાં જોડાઇ જવાની વકી હતી.

આથી ઘણા થોડાજ સમયમાં લેંકેશાયર કોટન કોરપોરેશન પોતાની સાથે ૧ કરોડ સ્પીંડલો ધરાવતી મીલો આમેજ કરવાને શકતીવાને થશે.

## મીલો માટે ભેગો રૂ ખરીદવાની પેઢી.

આ મીલો માટે જોઇતો રૂ એકત્ર રીતે ખરીદવાના હેતુથી લીવરપુલના રૂ બજારમાં રૂની ખરીદીની ખાસ ઓફીસ ઉઘાડવામાં આવી છે, જયારે બીજી એક ઓફીસ મેનચેસ્ટર ખાતે ખોલવામાં આવી છે.

લેંકેશાયરની મીલોની આ કોરપોરેશને લીવરપુલ કોટન એસોસીએશનના સભાસદ થવાની અરજી કરી છે અને થોડુંકમાંજ તે મેમ્બર તરીકે ચુંટી કઢાશે.

## સુતર અને કાપડનાં ભેગાં વેચાણો.

બધી મીલોનાં સુતર અને કાપડનાં વેચાણ સેંત્રલ ખાતાં હસ્તક રાખવામાં આવશે, અને તેનાં સુતરનાં વેચાણના મેનેજર અને કાપડનાં વેચાણના મેનેજરની નેમણુંકો થઇ ચુકી છે.

## રૂ. ૩ કરોડની થાપણ–રૂ. ૨ કરોડના ડીબેન્ચરો!

૧૯૩૦ ની શરૂઆતમાં કોરપોરેશનની થાપણ વધારીને, ૨૦ લાખ પાઉંડ (આશરે ૩ કરોડ રૂપીઆ)ની કરવામાં આવીછે. આ

ઉપરાંત મીલોની ખરીદીની કીંમત આપવા માટે ૧૫ લાખ પાઉંડના—રૂ. ૨ કરોડના—ડીબેંચરો કાઢવામાં આવશે.

લેન્કેશાયર કોટન કોરપોરેશન ખાસ જાપાનના મીલ ઉદયોગની યોજનાના ધોરણે ઉભી કરવામાં આવેલી છે. એટલે કે, બધી મીલોનો કારભાર એકત્ર રાખવાથી અને રૂની ખરીદી સાથે કરવાથી ખરચનો બચાવ કરવો. બીજી બાજુ સુતર અને કાપડનાં વેચાણ એકઠ્ઠું રાખવાને લીધે જુદી જુદી મીલોના જુદા જુદા ખરચોનો બોજો કમી કરવાનો હેતુ છે.

## વેલાતની મીલોનું રૂ.૧૧ા કરોડનું કરજ !

### ૫૪ કંપનીઓનાં દેવાળા.

૧૯૨૯ ની સાલમાં વીલાયતની ૫૪ મીલો અને કંપનીઓએ દેવાળાં કાઢવાં છે, અગર તો પોતાના લહેણદારોને ઘણી ઓછી રકમ આપીને પતાવ્યું છે.

એ મીલો અને પેઢીઓનું અંગ ઉધાર કરજ ૧૧,૬૪,૯૨૧ પાઉંડનું—એટલે કે રૂપીયા ૧૧ા કરોડથી વધારે હતું ! જે માટે તેઓના લેહેણદારો પાસ ખોટી પાઇનીબી જામીનગીરી ન હતી !

આ ૫૪ કંપનીઓમાં ૧ સુતરની મીલ, ૯ કાપડની મીલો, ૫ ફીનીશીંગ કંપનીઓ અને ૪૧ વેપારીઓ અને સુતર કાપડના એજંટોની પેઢીઓ હતી.

## લેંકેશાયરની ૧૨૩ કંપનીઓ લીકવીડેશનમાં.

માનચેસ્ટરવાળા મી૦ ફ્રેડરીક ટેટરસોલ જણાવે છે કેઃ—

૧૯૨૯ની સાલમાં લેંકેશાયરમાં ૧૨૩ કંપનીઓ લીકવીડેશનમાં ગઇ હતી—જેમાંથી ૫૧ કંપનીઓએ પોતાના નાણા સંબંધી નવેસરથી જોગવાઇ કરી, અગર તો બીજી કંપનીઓ સાથે જોડાઇ ગઇ હતી.

આ કંપનીઓમાં ૪૦ સુતરની મીલો, ૩૮ કાપડની મીલો, ૮ સુતર તથા કાપડની મીલો અને ૩૮ વેપારીઓ તથા એજંટોની પેઢીઓ હતી.

તેમાંથી રૂ. ૧૧ા કરોડ ઉપરના અંગ ઉધાર કરજવાળી ૫૪ કંપનીઓ નાદાર થઇ છે અગર લહેણદારોને ઘણુંજ જુજ ચુકવ્યું છે.

## ૩૪ કંપનીઓ માટે નેમાયલા રીસીવરો!

૩૪ કંપનીઓ માટે કોરટ તરફથી "રીસીવરો" નીમાયા છે! તેમાં ૨૫ મીલો છે, એક ફીનીશીંગ કંપની, અને ૮ વેપારીઓ અને એજંટોની પેઢીઓ છે.

## ૪૬ મીલો ઉપર રૂ. ૯ કરોડનાં મારગેજો.

આ ઉપરાંત લેંકેશાયરની ૪૬ મીલો અને ૫૦ બીજી કંપનીઓ ઉપર ચાલુ સાલમાં રૂ. ૯) કરોડ મારગેજથી અગર ડીબેંચરોથી લેવાની ફરજ પડી હતી. મીલોએ વળી નહીં ભરાયલી શેરની થાપણના આશરે રૂ. ૨ કરોડનાં નાણાં મેળવવાના નીમંત્રણ ("કોલ") કાઢયા હતા. તેમ છતાં, લેંકેશાયરમાં ઘણી નવી મીલો પણ ઉભી થઇ હતી!

ઉપલાં લખાણપરથી જણાશે કે મુંબઇનીજ મીલોની હાલત હાલ બારીક થઈ નથી, પણ લેંકેશાયરની મીલોનો પણ બહુ નબલો વખત આવ્યો છે. મુંબઇના મીલ ઉદ્યોગને બચાવી લેવા માટે પરદેશથી આવતાં કાપડ ઉપર જગાત નાખવાનો ઠરાવ વડી ધારાસભામાં બજેટના સરવૈયાં ઉપરની તકરાર વેળા લાવી પસાર કરવા વિષે અમે આગળ જણાવી ચુકયા છીએ.

# અહેવાલે ખાનદાને દાદીશેઠ.

## દાદીશેઠ ખાનદાન સાથ સગાઇથી જોડાયલું પ્રખ્યાત પીટીટ ખાનદાન.

## સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટની જીંદગીનો અહેવાલ.



**સર દીનશાહ માણેકજી પીટીટ (પહેલા બેરોનેટ.)**

જન્મ: તા. ૩૦ મી જુન ૧૮૨૩. રોજ ૩૦ મો માહ ૯ મો (શે.) ૧૧૯૨ ય. ઝ.

મરણ: તા. ૫ મી મે ૧૯૦૧. રોજ ૨૩ મો માહ ૮ મો (શે.) ૧૨૭૦.

# Coat of Arms of
# Sir Dinshaw Manockjee Petit Baronet.



**Arms** :—Az. on a chevron arg. between three urns of the last thereupon issuant flames proper, as many bees volant, also proper.

**Crest** :—A ship under sail at sea, in front thereof an anchor fessewise, all proper.

**Motto :—Consequitur quod consque Petit** [i. e. The little man (Petit) achieves everything he desires.]—(Burke's Peerage, Baronetage and Knightage)

## પ્રકરણ ૪૪ મું.

### સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરાનેટ, તે બાઇ ભીખાઇજી દાદી નશરવાનજી દાદીશેઠના માનવંત પિતા.

### "આ જમાનાનો હિંદનો હાતમ તાઇ"–જામે જમશેદ

### સર દીનશાહની પોતાની ૩૪ લાખની સખાવત અને તેમના ઉઠમણામાં થએલી બીજી દોઢ લાખની સખાવત.

"Great possessions are of little worth without philanthropy; benevolence and liberality are the recognized complements of success in commerce and affairs. This is a belief among the Parsis inherited from very distant ages and confirmed by the example of successive generations of able and charitable men. It was Sir Dinshaw's fervent attachment to this ideal, his unfailing endeavour to be true to the community's ancient standard of benevolence, which caused his own people and indeed men of other races also to regard him while he lived with so much affection and gratitude and sincerely to mourn his departure when he passed away."

Memoir of SIR DINSHAW PETIT First BARONET
by S. M. Edwardes p. 93.

**બાઇ ભીખાઇજી દાદી ન૦ દાદીશેઠના માનવંત પિતા.**

બાઇ ભીખાઇજી તે શેઠ દાદી નશરવાનજી દાદીશેઠના ધણ્યાણી નામદાર પહેલા બેરોનેટ સર દીનશાહજી માણેકજી પીટીટનાં વડાં બેટી થતાં હતાં, એટલા માટે અત્રે દાદીશેઠ કુટુંબ સાથ આ શુભ સગાઇથી જોડાયલા પીટીટ ખાનદાનના સૂર્ય, તે બુલંદ બખ્તના સર દીનશાહજી માણેકજી પીટીટની કારકીર્દી ઉપર રજુ કરીશું.

**સર દીનશાહ એમના વડવાઓ.**

સર દીનશાહ મા. પીટીટનાં વડવા શેઠ નોશીરવાનજી કાવસજી (૧૭૭૦-૧૮૧૮) પીટીટ ઇ. સ. ૧૭૮૪ના સાલમાં સુરતથી મુંબઇ ખાતે આવી વસ્યા હતા. તેવણે અત્રે આવી પહેલાં નાની નોકરી કીધી અને અત્રેના વેપાર ધંધા તરફ તેમની નજર દોડતાં પુરપશી

અત્રે આવતાં ઈંગ્રેજી તથા ફ્રેન્ચ વાવટા હેઠળના વેપારી વહાણોના નીચલી પાયરીના અમલદારો સાથ એમને ઓળખાણ પડી તેવુંજ એવણે તેમનું દુબાશ તરીકે કામ કરવા માંડ્યું.

**પીટીટ અટકનું મૂળ.**

શેઠ નશરવાનજીએ થોડાંજ વખતમાં વાહાણના ઉપરીઓનો ચાહ મેળવ્યો. પોતે ઠીંગણા (નાના) કદના હતા અને તે સાથ ફ્રેન્ચ વાહાણોના નાહના અમલદારો સાથ સમાગમમાં આવી તેમનું કામ કરતા તેથી અમલદારોએ પોતાની ફ્રેન્ચ ભાષામાં એમને "લ પીટીટ" (એટલે નાહના) કરી કહેવા લાગ્યા અને તે ઉપરથી એમની તથા એમના ખાનદાનની અટક પડી. શેઠ નશરવાનજીના પીતા કાવસજી બહમનજી તે જીજીભાઈ ખરશેદજીના બેટા થતા હતા. નશરવાનજી બાઈ બીખાઈજી ફરામજી જોગાજી પહરાણા જોડે પરણ્યા હતા.

**જન્મ.**

સર દીનશાહનો જન્મ મુંબઈ મધ્યે રોજ ૩૦ મો માહ ૯ મો (શે.) ૧૧૯૨ ય. ઝ. તા૦ ૩૦ મી જુન ૧૮૨૩ ને દીને થયો હતો. એવણ શેઠ માણેકજી નશરવાનજી પીટીટ (૧૮૦૩–૧૮૫૯) ના વડા દીકરા થતા હતા. શેઠ માણેકજીના લગન બાઈ હમાબાઈ જીજીભાઈ દાદાભાઈ મુગાના સાથ થયાં હતાં.

**કેળવણી.**

જ્યારે જુવાન દીનશાહ નવ વરસની ઉમરના થયા ત્યારે તેમને અત્રે રીટાયર્ડ થયલા સારજંટ નામે સાઈકસની સ્કુલમાં ઈંગ્રેજી શીખવા મોકલવામાં આવ્યા હતા. ત્યાર પછી તેવણે મેશર્સ મેનવોરીંગ એન્ડ ડોરબોની સ્કુલમાં વધુ કેળવણી લીધી હતી.

**નોકરી.**

દીનશાહ ૧૭ વરસની ઉમરના થયા તેવીજ તેમને (ઈ. સ. ૧૮૪૦ માં) મેશર્સ ડાયરન, રીચમંડની કું. માં રૂ. ૧૫ ના માસીક પગારે નોકરી મલી, અને તે સાથ મી૦ દીનશાહને પોતાના હીસાબે ઈંગ્લંડ અને ચીન સાથ વેપાર ચલાવવાની પરવાનગી મલી હતી.

આ વખતથી એવણુ ઠુક ઠુક વેપાર કરવા લાગ્યા. ૧૮૪૫ માં કંપની પહેડીના એક જુદા પડેલા ભાગ્યા મી. રીચમંડે ઉધાડેલી નવી પહેડીમાં એવણુને વડા મેનેજર કીધા. હવેથી શેઠ માણેકજી પીટીટ હસ્તકની વેપારી પહેડીઓમાં દલાલીનું કામ મેશરસ માણેકજી નશરવાનજી પીટીટના છોકરાઓની કું. ના નામે તેઓના બંને છોકરાઓ સાચવવા લાગ્યા જેમાં મેશર્સ ડબલ્યુ સીલર અને મેશર્સ જયોર્જ રેનીની કું ની પેહડીઓ તે વેળાના મી૦ દીનશાહજીના હસ્તકમાં તા૦ ૨૧ મી મે ૧૮૫૯ ને દીને આવી હતી. એ બાદ પોતાના પિતા માણેકજી ગુઝરવા પછી બંને ભાઇઓ શેઠો દીનશાહજી તથા નશરવાનજીએ ૧૮૬૪ સુધી સાથે વહીવટ ચલાવ્યો હતો.

## જાહેર જીંદગી.

શેઠ દીનશાહજીની જાહેર જીંદગી ઇ. સ. ૧૮૫૪ થી શરૂ થઇ હતી.

**માનવંત ઓદ્ધાઓ.**

એવણ ૧૮૬૦ માં સુપ્રેહના અમલદાર અને એજ સાલમાં મુંબઇની પારસી પંચાયતના એક ત્રસ્ટી નેમાયા હતા જે ઓધ્ધા તેત્રણે ૪ દાયકાઓ વેર ભોગવ્યા હતા. બીજે વરસ તેવણુ ઇરાન દેશમાં રહેનાર ગરીબ જરતોસ્તીઓની હાલત સુધારવાના ફંડના એક ત્રસ્તી, અને. ૧૮૭૧ થી તેની કારોબાર મંડલીના અધીકારી, અને ૧૮૮૫ થી ખજાનચી પણુ નેમાવા હતા. અત્રેની રાજદારી બોમ્બે એસોસીએશનની કમીટીના અધીકારી તરીકે તેવણુ ૧૮૬૨ માં નેમાયા અને ૧૮૭૨ થી એ મંડળીના પ્રમુખ થયા હતા, તેમજ પછી બનેલી પ્રેસીડન્સી એસોસીએશનના ૧૮૭૫ માં પ્રમુખ નેમાયા હતા.

**ખેતાબો.**

૧૮૮૭ માં સર દીનશાહને નામદાર સરકારે મુંબઇના 'શેરીફ' નેમ્યા હતા. એજ સાલમાં નામદાર મહારાણી વિકટોરીયાની જુબીલીના પ્રસંગે તેમને 'નાઇટહુડનો' ખેતાબ મળ્યો હતો. સર દીનશાહને જ્યારે એ ખેતાબ મળ્યો ત્યારે "લંડન ટાઇમ્સે" નીચે મુજબ લખાણ એવણુ બાબે કીધું હતું:-

'લંડન ટાઇમ્સ'નો અભીપ્રાય.

"મુંબઇના પારસીઓ ઘણો વખત થયાં પોતાની સખી ઉદારતા માટે જાણીતા છે અને મરહુમ સર જમશેદજી, જેવણુ પોતાની ઉદારતા માટે આખી સુધરેલી દુનીઆમાં પ્રખ્યાત હતા, તેવણુના દાખલાની તારીફ લાએક નકલ હાલના વખતમાં બીજા પારસી ગ્રહસ્થ સર દીનશા માણેકજી પીટીટ તે મુંબઇના શેરીફે કરી છે. આ તેજ ગ્રહસ્થ છે કે જેવણે થોડા દીવસ થયા ઇમ્પીરીઅલ ઇનસ્ટીટયુટમાં ૧૮૦૦) પોંડ મોકલી આપ્યા હતા તથા હાલ તેવણે નોર્થબ્રુક ઇનડીયન કલબની લાએબ્રેરી માટે તેટલીજ રકમ મોકલી આપી છે. વળી થોડો વખત થયો મુંબઇમાં સ્ત્રીઓ માટે કોલેજ સ્થાપવા ખાતર મુંબઇ સરકારને રૂપીઆ ૧૫) લાખની પાદશાહી રકમ તેવણે આપવાની માંગણી કીધી છે. આગલી બીજી કેટલીક સખાવતો જોડે આ સુધાં છેલ્લા વીસ વરસમાં તેવણે ૧૫) લાખ રૂપીઆ સખાવતના કામોમાં આપ્યા છે જે કામ એક અતી ઉદાર સ્વભાવ જાહેર કરે છે, અને જુબીલીના હીંદી ગેઝેટમાં "નાઇટહુડ" ના માન માટે પસંદ કરેલાઓની ટીપમાં તેવણુનું નામ જોઇ તેવણુના સ્વદેશીઓમાં ઉત્પન થએલા હરખનું કારણ એ ઉપરથી સમજાય છે. સર દીનશા માણેકજી પીટીટ જેવણુ ૬૪ વરસની વયના છે તેવણુની કારકીરદી પશ્ચીમ ઇલાકાના રૂના ઉદયોગની ખીલવણી સાથ જોડાએલી છે. અને ત્યાંની છ મોટામાં મોટી મીલના તેવણુ મુખ્ય માલેક છે. બેશક હીન્દુસ્તાનમાં આ ઉદયોગ અમેરીકન સ્થાનીક લડાઇ વખતે સ્થાપવા અને જાથુકના પાયા પર મેલવાનું માન તેવણુને સામાન્ય રીતે આપવામાં આવે છે. આ હીમ્મતભરયા સાહસમાં ફતેહ મલવાથી આપણે જાણીને અજબ થઇશું નહી કે રૂની મીલોની આ શરૂઆત કરનારે વધારે મોટી દોલત ભેગી કરી છે. પણ આપણુ ધ્યાન પર સર દીનશાહનો મુખ્ય દાવો ખોદાએ પોતાની આપેલી બક્ષેસનો ઉપયોગ

કરવાની તેવણુની રીતને લીધે છે, તેવણુને વાજબી રીતે "પારસી પીબડી" કહી શકાશે અને તેવણુની ઉદારતાઓ વધારે વખાણુને એટલા માટે લાયક છે કે તે માત્ર એકજ દગં જાત કે ધર્મમાં અટકી નથી." (લંડન ટાઇમ્સ તા૦ ૧૩ મી જુન ૧૮૮૭)

એમને તા૦ ૧ લી સપ્ટેમ્બર ૧૮૯૨ ને દીને પ્રજા લાભના કામો તથા ઓહોળી સખાવતો માટે બેરોનેટનો વંશ પરંપરા જળવાતો ખેતાબ મળ્યો હતો જે ખેતાબનું માન જાળવવા માટે તેવણે ૨૫ લાખના મ્યુનીસીપલ બોન્ડો સરકારને ત્રસ્ટમાં રાખવા સ્વાધીન કીધાં હતાં.

**ઇરાની ખેતાબ.** સને ૧૮૯૨ માં ઇરાનના મરહુમ શાહ નાસરૂદીને ઇરાનની પોતાની જરથોસ્તી પ્રજાના ભલું ઇચ્છનાર તરીકે સર દીનશાહને પોતાના રાજના બીજી પદવીનો 'શેરો ખુરશીદ'નો એલ્કાબ તથા ચાંદ ભેટ મોકલ્યાં હતાં.

**ગરીબ જરતોસ્તીઓના રહેઠાણો.** સર દીનશાજીએ તારદેવ ગરીબ જરતોસ્તીઓના રહેઠાણોના ફંડ હસ્તક ૭ મકાનો બંધાવી આપ્યાં હતાં અને પોતાની મરહુમ દીકરી રતનબાઈ પાંડેના નામથી બંધાવેલા મકાનને ભોંયતળયે જરતોસ્તીઓને સર અવસરે વાપરવાનો ઓટલો, તેને લગતો સર્વ સરંજામ સાથ રાખી, ઉપરના મજલાપર બાઈ રતનબાઇના નામથી પારસી છોકરીઓ માટેની એક શાળા સ્થાપવા સારૂં ગોઠવણુ કીધી હતી.

**"દયાની દવા."** પોતાના મરણુની માત્ર બે વરસ અગાઉ, જ્યારે સર દીનશાહજી પોણોસો વરસની ભર્તીમાં આવ્યા હતા, ત્યારે તેવણે 'ટુચકા સંગ્રહ' નામનું દવાદારૂના તરેહવાર નુસ્ખાઓનું પુસ્તક છપાવી ઓલખીતાઓને મુફ્ત આપ્યું હતું. વળી 'સર દીનશાહ પીટીટ ફીવર પીલ્સ' તથા 'મીક્ષચર' આપણા લોકોમાં તથા એમના કારખાનાઓમાં મશહુર થઇ ગયાં હતાં.

**મીલ ઉદ્યોગના શાહ.** સર દીનશાહે હિંન્દુસ્તાન મધેંનો સાંચા મારફતે કાપડ વણવાનો હુન્નર અતીશય વધારી મેલ્યો હતો અને તેમ કરી લાખોને પ્રમાણીક રોજીનાં સાધન મેલવી આપ્યાં હતાં. પહેલાં તો હિંન્દુસ્તાન તરફથી ઈંગ્લાંડ ફનુ કાપડ નિકાશ થતું. એ કાપડમાં કેલીકો તથા ઝીણી મઝલીન મુખ્ય હતી જે હિંદના ચરખા તથા શાલોમાં વણાતી. પણ ઈ. સ. ૧૮૪૫ પછી મામલો તદન ફેરવાઇ ગયો અને ત્યાંના સાંચાની બરકતથી વેલાતથી કાપડ આવવા લાગ્યું તે એટલે સુધી કે જ્યારે ૧૮૨૦ માં ફકત રૂ. ૩ા લાખનું કાપડ આ દેશ ભણી આયાત થતું ત્યારે ૧૮૬૦ માં તે પછી રૂ. ૧૯૩ લાખનું થયું અને ત્યારબાદ આજ સુધી તે વધતુંજ ગયું છે. હાલ વિદેશી કાપડની આયાત રૂ. ૭૦ કરોડની અને તેમાં વેલાયતની રૂ. ૬૫ કરોડની થાય છે.

૧૮૭૦ થી ૧૮૭૫ નાં પાંચ વરસમાં મુંબઈમાં બીજી ૧૭ નવી મીલો ચાલુ કરવામાં આવી હતી, જેથી સધળી મળી ૭૮૦૦ શાલો અને સાડા સાત લાખ કાટલા મુંબઇ માટે ચાલુ થયાં હતાં અને ૧૮૮૪ માં ૪૬ મીલ તથા ૩૬ હજાર મજુરો હતા અને હાલ ૮૩ મીલો મધે ૧ લાખ મજુરો કામે લાગે છે.

પહેલા સર દીનશાહે સુતર તથા કાપડના વણાતના જુદાં જુદાં ૮ કારખાનાઓ ( મીલો ) વધારી દીધાં હતાં.

તેવણ ઘણા ચુસ્ત જરતોસ્તી હતા અને પોતાના પાક મઝહબ ઉપર અતીશય આસ્થા ધરાવતા હતા. એવણે

**આતશ બહેરામ કેસ** ઉદવાડાના આતશ બહેરામના ટ્રસ્ટીઓ વીરૂધનો મુકદમો જે સુરતની મુનસફ કોર્ટમાં ચાલ્યો હતો તેમાં કમીશનથી મુંબઇ મધે દીવસોવેર લંબાણ જુબાની મોબેદોની તરફેણ આપી હતી અને છેવટે એ ચુકાદો મઝકુર કોર્ટમાં તેમજ હાઇ કોર્ટ મધે અસલનાં વાદીઓની તરફેણમાં આવ્યો હતો.

# સર દીનશાહ પીટીટનો તેમના નબીરા મી૦ જાંહગીર બ. પીટીટ જોગ પત્ર.

સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટ સાહેબે છેક ૧૮૮૬ માં પોતાના લાડકા નબીરા મી૦ જાંહગીર બહમનજી પીટીટ જ્યારે પુણે હતા ત્યારે મુંબઇથી જે પત્ર તેમના ઉપર લખ્યો હતો તે અસલ પત્ર રસીલો હોવાથી અત્રે તેનો ફોટો આપવામાં આવ્યો છે. આ પત્ર સર દીનશાહની હમેશની ઢબેજ લખાયલો છે. જેવી ઢબે એક ૧૨ વરસના જવાન્યા ઉપર એક પત્ર લખાવો જોઇએ બરાબર તેવીજ ઢબે તે લખાયલો જણાશે, વળી તે રમુજી તત્વથી પ્રણ ખાલી નથી.

સર દીનશાહે પોતાની રીત મુજબ તેમાં માત્ર ખ્રીસ્ટી કે યઝદેઝરદી તારીખજ લખી સંતોષ પકડયો નથી પણ તેમાં ખુદ હિંદુ સંવત અને મેહોમેદન હીજરીને પણ એવણુ ભૂલ્યા નથી! વળી એવણે બાળક ઉપર અતી વાહાલથી જે પત્ર લખ્યો છે તેમાં તેમના માયના બપાવા મરહુમ શેઠ બહેરામજી જીજીભાઇ સી. એસ. આઇ. ને દુવા સેલામ કહેવાડવાને ચુકયા નથી. એમ કરતાં એવણે આ વડીલની બાળક સાથની સગાઇ જુદી જુદી રીતે આપી છે જે ખરેજ રમુજ પેદા કરે છે. આ પત્રની શરૂઆત આગળા તે એકીનવાળા ઝમાનામાં થતી હતી તે મુજબ સરસ્વતીની પુજા નમનતાઇ સાથ કરવામાં આવી છે. વળી જુવો! તેવણુ આ તેમના અતી વહાલા નબીરાને કેવા ખરા અમીરી ખવાસને અનુસંરતી રીતે બોલાવે છે:-

"સદા નેકનામ રોશન એકબાલ બુલનદ હીમતનાં સખાવતના ખાવંનદ લાએક મનશ ને હાફતાબી જલકાતના નેક ખાનદાનના નેકીના કરનાર ખુબીના ખાવનદ ગરીબ પરવરશ ગરીબ લાચારના પાલનાર ગરીબ પરવરશ ચરનજીવન નબીરાજી જાહાંગીરશાહ બીન બહમનશાહ બીન દીનશાહ પીતીત."

આજના તોછડા ઝમાના માફક કાંઇ આજ ચાર પાંચ દાહેકા ઉપર પત્રો લખાતાં નહતાં; ઉપલાં લંબાણ સભ્ય પત્રને બદલે હાલ તો માત્ર ઘણુંમાં ઘણું 'સદાના વાહાલા ફલાણું' એટલું ઇંગ્રેજી ફેશનપર લખી પતાવી દેવામાં આવે છે. ખરી રીતે જોતાં મઝકુર એડ્રેસ અનેક કીમતી બોધ સમાન લેખાશે તેમાં આ અમારે

'સખાવતના ખાવંદ' વિગેરે તરીકે તેમને દર્શાવી જાણે સખાવતનો ઉતમ અમીરી ગુણુ જે તે લખનારની રગેરગમાં હતો તેની જાળવણી કરવાને શીખામણ દીધી છે. એ સખી ગુણુ વળી કાંઇ ઠાળી દેખાદેખી માટે જ નહી, પણુ "લાયક મનશની"થી કરવાને સુચના કીધી છે. 'ગરીબ પરવરશી' ને બએ વાર યાદ કરી ગરીબોનું પાલણુ કરવાને જાણે અત્રે ગુપ્ત શીખ દીધેલી જણુાશે.

લખનાર બપાવા પોતે ફારસી ઢબે પોતાના નબીરા, જેના ઉપર એ પત્ર લખ્યો છે, તેમનું નામ જાહગીરશાહ બીન બહમનશાહ લખે છે એટલું જ નહીં પણુ ખુદ પોતાનું નામ સેવટે અતી સાદાઇ અને નમ્રતાથી "દીનશા બીન માણેક" જણુાવે છે. તે ઉપરથી વાંચનાર કયો શખ્સ જાણી શકે કે તે તે વેળાના અમીરી ખવાસના સખાવતે બહાદુર નામદાર મોટા મોટા ખેતાબોથી નસીબવાન થનાર સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટ તરફથી આ સાદો પત્ર લખાયો છે? ખુદ પીટીટ અટક પણુ અત્રે ન જણુાવી ખરીજ સાદાઇ બતાવી છે.

હવે આપણુ આ પત્રની ટુકી રમુજ ઉપર આવ્યે. બાદશાહી ખવાસના લખનાર ખુશમીજાજથી જણુાવે છે કે "તમો મેતાજી પાસ શીખોચ અને મેતાજીને શીખવોચ" હવે એક શીખાઉ શિક્ષકને તે શું શીખવે? પણુ તે ઝમાનામાં આ જાતની રમુજ ઘણી જાણીતી હતી. અલબતાં એક રીતે એક ઠોઠમાં ઠોઠ ચેલો પણુ પોતે મહેતાજી પાસ શીખતાં આડકત્રી રીતે મહેતાજીને કાંઇ શીખવે છેજ. ખરૂં જોતાં આ રમુજ બાળક નબીરા જોગ પત્રમાં થયલી દીસી આવે છે તેને પકડી લઇ વળી રોશન એકબાલના બપાવાજી કહે છે કે હા, 'મહેતાજીને બરાબર કેળવની આપજો.' વળી આગળ જુઓ. એજ સંબંધમાં સર દીનશાહ નમ્ર શીખામણુ રમુજ સાથ દે છે કે એક બીજી જરૂરી કેળવણી તમારે લેવી છે અને જે ઉઘરતા ઉછાછળાં જવાનોમાં દીનપરદીન કમતી થતી જાય છે તે લેવાને ચુકશો ના. એક વાણીઆ મહેતાજી મી૦ જાંહગીરના શિક્ષક હોવા જોઇએ, જે વાણીયા ભાઇની ખાસ ખુબી નમનતાઇની હોય છે. કહેવત છે તેમ 'વાણીયાં મુછ નીચી.' નમનતાઇના નીચાણુ ઉપરથીજ અમીરીના ઉંચાણુની ટોંચે જવાઇ શકાય છે. ફારસીમાં કહેવત છે તેમ "નેહદ શાખે પુર–મીવેહ સર બર ઝમીન" એટલે એક

ફળથી ભરપુર ડાંખલી પોતાનું માથું જમીન ઉપર નાખે છે, જ્યારે ફળથી ખાલી વાંઝીયું ઝાડ તો સીધુ તલવખાર મગરૂરીના તોરમાં ઉભેલું હોય છે. મી૦ જાંહગીરને પોતાના માનવંત બપાવાજીએ આ નમનતાઇનો પાઠ કાંઇ થોડી અસરકારક રીતે શીખવવાની તક લીધી નથી. વળી જુવો એક જગ–પ્રસિદ્ધ શાહ-સોદાગર દુન્યાના પોતાના બોહળા અનુભવ ઉપરથી કહે છે તે. એવણુ આપણી ઇંગ્રેજી સાદી કહેવત "work while you work, play while you play, that is the way to be cheerful and gay" ને કેવી રીતે થોડાજ શબ્દોમા સણુચાવીને કહે છે કે "તમો મોજ મજા કરવા જાય તે કામ પહેલું કરજો ને મુંબઇ આવી શીખજો." મોજની વખતે મોજ અને પાઠની વખતે પાઠ, નહી તો પછી પાઠ અને મોજ એ બંનેથી બેનસીબ રહેવું પડે.

## સર દીનશાહજી માણેકજી પીટીટની બાદશાહી સખાવતો કુલે રૂ ૩૪ લાખની

| | રૂપીઆ |
|---|---|
| કુવા, તલાવ, હવાડા, વાવ, નળો, પાણીની હોજો વીગેરે બંધાવેલી | ૭૯૭૫૭ |
| શાળાઓ કસરતશાળા જીમખાના વીગેરે | ૪૧૭૪૮ |
| ધરમશાળાઓ તથા ગરીબોના રેહેઠાણો, સુવાવડખાનાના મકાનો | ૯૪૪૨૫ |
| આસપીટલો, દવાખાનાઓ, તથા લેપર હોમ તથા જાનવરોની આસપીટલો બાંધવા તથા નીભાવવા | ૩૫૫૫૩૭ |
| શાળાઓ, કોલેજો, મદરેસાઓ, કસરતશાળાઓ, આરફનેજો વીગેરેનાં ઉઘરાણામાં | ૫૭૬૮૧ |
| આસપીટલો, દવાખાનાઓ, એસાયલમો તથા લેપર હોમો બાંધવા તથા નીભાવવાની ટીપમાં ભરેલા | ૨૯૧૨૨ |
| આતસબેહેરામ અગીઆરીઓ ચાલુ રાખવા, મરામત કરવા, બાંધવા તથા દીનઆઈનનુ કામ કરવા વીગેરેની ટીપોમાં ભરેલા | ૫૧૭૮૩ |

| | |
|---|---|
| સદાવ્રત, ઑરફન, પેનશન, ફાઉંડલીંગ હોમ, સેલર હોમ, ફીમેલ હોમો, પુઅર ફંડ તથા ગીરદેશીમાં આવેલાઓને આસરો આપવા વીડોઝ હોમ વીગેરેની ટીપોમાં ભરેલા | ૨૩૯૨૬ |
| કુવા તળાવ વાવ ટાંકાં હોજો હવાડા તથા પાણીના નળો વીગેરેના ઉઘરાણાની ટીપોમાં ભરી આપેલા | ૯૨૯૧ |
| માનપત્ર અથવા યાદગારી રાખવાના ફંડમાં ભરેલા | ૮૨૨૦૨ |
| ભેટ આપવાની ટીપોમાં ભરેલા | ૨૦૯૬૧ |
| ધરમશાળા બાંધવા તથા દરૂસ્ત કરવા, ગરીબોના રહેઠાણોના મકાનો તથા સુવાવડખાનાના મકાનો બાંધવાની ટીપોમાં ભરી આપેલા | ૧૧૭૮૫ |
| લાઇબ્રેરી તથા બુક કલબો માટે આપેલા | ૬૭૬૨૭ |
| દોખમાઓ, સગડીઓ, નસાખાના બાંધવા તથા દેશાવરોના રવાનોને અવલમંજલ પોહોચાડવાના ફંડોમાં આપેલા | ૭૭૭૭૯ |
| દુકાલ, રેલ, આગ, તોફાન, મરકી વગેરેના ફંડમાં ભરેલા | ૧૪૯૬૫૩ |
| સોસાયટીઓના ઉઘરાણામાં | ૧૫૯૬૫ |
| એસોશીએશનોના ઉઘરાણામાં | ૯૫૩૪ |
| પાંજરાપોળ તથા જાનવરોના નીવારણ ફંડમાં | ૩૦૭૫૦ |
| કુતરાંઓને રોટલી તથા ખીચડી નાખવાના ઉઘરાણામાં | ૨૨૦૩ |
| જુદા જુદા ધરમખાતાંઓમાં ખાસ આપેલા | ૩૯૯૨ |
| જુદા જુદા પરચુટણ ધરમખાતાંના ફંડોમાં | ૩૦૫૦૧ |
| એકઝીબીશન, મ્યુઝીયમ, રસ્તા સમરાવવા, દેહેરાં બાંધવા, પુલો બાંધવા, કોરટદરબારથી ઇનસાફ મેળવવા વગેરેના ઉઘરાણામાં | ૧૦૪૦૮૪ |
| ઇરાન દેશના ધરમના ફંડોમાં, ઇરાન દેશના ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવાના ફંડમાં તથા મુંબઇના નાવારસ ઇરાની જરથોસ્તી ફંડમાં | ૩૪૬૯૪ |
| શેઠી સાકરબાઇ તથા મરહુમ છોકરાંઓ, બેશાઓ તથા દોસ્ત આસ્નાઓના પુન માટે આપેલા | ૧૭૦૪૬૯ |

| | |
|---|---|
| મુંબઇની પારસી પંચાએતના ધરમના ફંડમાં બેડી શાકરબાઇ, છોકરાંઓ, બેશીઓ તથા દોસ્તઅસ્નાઓના પુન માટે આપેલા | ૨૯૯૨૯૨ |
| કેળવણી આપવાના કારણસર ખાનગી આપેલા | ૫૪૯૭૮ |
| ગરીબ હાલત શારૂં લોકોને ખાનગી આપેલા | ૬૩૧૫૭૬ |
| સર દીનશાહ માણેકજી પીટીટ ચેરીટી ટ્રસ્ટ ફંડ સ્થાપ્યું તેના | ૪૨૫૦૦૦ |
| ઉદવાડા મધેની દરેમહેરની લાગટ સામાન તથા દરેમહેરના આણુ નીભાવ ફંડના | ૬૯૨૨૪ |
| ઉદવાડા મધે સગડી બંધાવી તેની લાગટના | ૫૮૪૪ |
| જુમલે | રૂ ૩૪૧૭૦૩૬ |

**ચેરીટી ફંડના ટ્રસ્ટીઓ.**

સર દીનશાહજીએ સ્થાપેલાં મઝકુર ચેરીટી ટ્રસ્ટ ફંડના સરનશીન હાલના સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટ છે અને ટ્રસ્ટીઓ નીચલા સાહેબો છેઃ-

શેઠો માણેકજી કાવસજી પીટીટ, ફરામજી દોરાબજી પાંડે, સોરાબજી કાવસજી પીટીટ, જાહંગીરજી બહમનજી પીટીટ. સર દીનશાહજી પીટીટ, પહેલા બેરોનેટે પોતાની હૈયાતીમાં તા૦ ૩ જી ઓગસ્ટ ૧૮૯૬ ને દીને મઝકુર રૂ. સવાચાર લાખનું ટ્રસ્ટ કીધું હતું અને તે ફંડ મધેથી એવણે પોતાની હૈયાતીમાં તેનું બ્યાજ વાપરવામાં લીધું હતું નહી પણ પોતે ગીરોથી ધરમખાતે મદદ આપતા હતા તેથી એ રકમ તેના બ્યાજ સાથ તેવણ તા. ૫ મી મે ૧૯૦૧ ને દીને બહેસ્તનશીન થયા તે દીને વધી રૂ. ૫,૭૯૫૦૦ થઇ હતી. એ ધરમખાતાંની પુંજી ધરમખાતે નાણું આપવા પછી વધી હાલ લગભગ પોણા છ લાખની (રૂ. ૫૭૩૪૦૦) થઇ છે.

આ ફંડનો ૧૯૨૬ થી ૨૯ સુધીના છેલ્લાં ચાર સાલનો રીપોર્ટ બહાર પડયો છે તે ઉપરથી જણાય છે કે એ મુદતમાં ડાકટરપણાની, એનજીનીવરીંગની, કાયદાની, કેમસની તથા આર્ટસની કેળવણી લેવા માટે એકંદર રૂ. [illegible] હજારની મદદ કરવામાં આવી હતી તથા ૧૧૩

ગરીબ જરથોસ્તી બાઇઓના લગન ખરચ સારૂ દરેકને રૂ. ૫૦ લેખે રૂ. ૫૬૫૦ આપવામાં આવ્યા હતા.

મરણ. સર દીનશાહનું દુખદાયક મરણ રોજ ૨૩ મો દેપદીન માહ માહ ૮ મો આવાં (શે.) ૧૨૭૦ યઝ. (તા. ૫ મી મે ૧૯૦૧) ને દીને ૭૮ વરસની ઉમરે નીપજ્યું હતું.

કોઇબી હાજતમંદ આસામી એમને બારણેથી પાછો ફરયો નથી. અરધી સદીની લાંબી મુદત દરમ્યાન આપણી કોમના આ બીજા શેરોનેટે સર્વ જાહેર ખાતાંઓનેજ નહીં પણ અનેક ખાનગી કુટુંબો તથા આસામીઓ, કોમ તેમજ પરકોમનાઓની તરફ પોતાનો સખી દયાળુ હાથ લંબાવ્યો હતો, એમની સખાવત ઉપલી મુદતમાં કોઇબી ફંડ, કોઇબી લીસ્ટ યા કોઇબી ઉઘરાણામાંથી બાકાત રહી નથી. એમને ત્યાંના છેલ્લાં ૯ મરણના મોઠા બનાવો પર એવણે સઘળા મળી રૂ. ૭૬૨૫૫૦ ધરમખાતાઓમાં આપ્યા હતા. એવણને બારણે ગયલો કોઇબી હાજતમંદ, પછી તે પારસી વા બીજી જાતનો, કદી નારાજ થઇ પાછો ફરયો નથી.

૮ દવાખાના તથા બે પાણીના બાંધકામો—એવણે ૮ ઠેકાણે જુદાં જુદાં દવાખાનાં સ્થાપ્યાં છે તથા બે ઠેકાણે પાણીનાં મોટાં બાંધકામો કરાવ્યાં છે.

વિદ્યારથીઓને મદદ—કાંઇ સેંકડો જવાનોને એવણે દર સાલ પોતાની ગીરેથી શીખવવાના પૈસા, ચોપડી, ઓજારો વિગેરે અપાવ્યાં હતાં. એમના મરણ વેળા એમને ખરચે ૧૬ જવાનો મુંબઇ ઇલાકાની જુદી જુદી કોલેજોમાં કેળવણી લેતા હતા.

ઉઠમણું. સર દીનશાહજીના રોજ ૨૫ માએ થયલાં પાછલા પોહોરના ઉઠમણામાં તેવણે પોતાની હેયાતીમાં પોતાની પાછળ પેહેરપી પોતાના નામથી ધર્મ ચાલુ રાખવાને રૂ. ૪૨૫૦૦૦ નું ટરસ્ટ કીધું હતું, પણ તેનું વ્યાજ પોતાને હેયાતીમાં ધર્મ કરવા હક હોવા છતાં પોતે નહીં લીધાથી તે રકમ વધીને રૂ. પોણા છ લાખની થઇ, તેને ટ્રસ્ટમાં

ફરમાવ્યા મુજબ ધર્મ ખાતે વાપડવાને જાહેર કીધું હતું..એ ઉપરાંત તેમના બેટાબેટીઓ નબીરાંઓ બેહેનીઓ તથા દોસ્ત આશનાવોએ સઘળા મલી કુલે રૂ. ૧,૧૪૦૦૦ ધર્મ ખાતે આપ્યા હતા. અને એજ માફક પાછલી રાતના ઉઠમણામાં બીજા રૂ. ૩૫૦૦૦ ભરાયા હતા એટલે સઘળા મલી રૂ. દોઢ લાખ એમની પોતાની તરફના મઝકુર પોણા ૭ લાખ સાથ ઉમેરતાં સર દીનશાહજી માણેકજી પીટીટના ઉઠમણાંમાં એકંદર રૂ. સવા સાત લાખનો ધરમ થયો હતો.

પહેલા સર દીનશાહજીના બપોરે થયલાં ઉઠમણાંની શેવટે દસ્તુર કેખશરૂ જામાસ્પજી જામાસ્પ આસાનાએ ઉઠી

તેમનું ધુપ નીરંગમાં નામ.

મરહુમ શેઠની ખલ્લીક સ્તુતી કરી એમનું નામ જરથોસ્તીઓના મઝહબને લગતી જાહેર કીયાઓમાં બુઝોર્ગોના નામ સાથે લેવાની અંજોરનાન ટોળાને સુચના કીધી હતી જે સર્વેએ ખુશી સાથ બાહાલ રાખી હતી.

# પ્રકરણ ૪૫ મું.

—:o:—

## લેડી સાકરબાઇ દીનશાહ માણેકજી પીટીટ તથા ફરજંદો.

લેડી સાકરબાઇનું કુલ અસલ તેમજ પેહેલી પંક્તીનું હતું. મુંબઇ શેહેરમાં છેક જુના વખતમાં વાસો કરવા આવેલા જુજ કુટુંબોમાં બીખા બેહેરામ યા પાંડેનુ કુટુંબ પણ આગેવાન હતું. એ કુટુંબે વેપાર વનજની કુનેહથી પોતાની આબાદી ૧૭ મી તથા ૧૮ મી સદીમાં વધારી હતી. બીખા બેહેરામ (૧૭૦૩–૮૩) ના ત્રીજા બેટા, ફરામજી બીખાજી "ફુલીકાકા" (૧૭૭૫–૧૮૪૭) ના નામથી તે જમાનાના પારસીઓમાં સારો મરતબો ધરાવતા હતા. આ ફુલાકાકા રંડાએલી જીંદગી પોતાના ત્રણ બચાંવાલા કુટુંબ સાથ ગુજારતા હતા. ૧૮૦૫ ના વરસમાં કેખસરૂ યજદેયાર નામનો સારી તોખમનો એક ધરાંની નર ઇરાનની રાજ કરતી કોમના કેટલાક આસામીઓના જુલમાતથી પોતાની ૧૫ વરસની ગુલેસતાન બાંનુ (૧૭૮૩–૧૮૩૨) નામની અતીશય ખુબસુરત બેટીને મોમલાઇ દાવ પેચથી તેણીનો બચાવ કરવા માટે લઇ, પોતાના કુટુંબને ઇરાનમાંજ મેલી, અહીયા નાશી આવ્યો હતો. મરનાર કેખશરૂની સારી તોખમ તુરતજ અહીયા દેખાઇ આવી હતી અને તે વખતના એક આગેવાન ગ્રહસ્થ મરનાર એદલજી દોરાબજી લશકરીએ તેઓને પોતાના ઘરમાં આશરો આપી ગુલેસતાન બાનુને પોતાની દીકરી કરી લીધી. કેખશરૂ એ પછી ઇરાન પાછો ગયો અને પોતાના કુટુંબને અહીયા લાવી મુબઇમાંજ વસ્યો હતો. મજકુર શેઠ ફરામજી બીખાજી પાંડે યાને ફુલાકાકા આ ગુલીસ્તાનની ખુબસુરતી તથા તેણીના સદગુણ જોઇ તેણી સાથે પરણવાને તૈયાર થયા હતા.

> તેમનું ઇરાની ખમીર

આ લગનથી ફુલા કાકાને પાંચ દીકરા અને એક દીકરી થઇ હતી જેણી બખ્તાવર હમબાઇજી (અબાઇજી) તે લેડી સાકરબાઇ હતાં.

લેડી સાકરબાઇના એક ભાઇ મી૦ મહેરવાનજી ફરામજી પાંડે (૧૮૧૨–૧૮૭૬) અત્રેના એક પ્રખ્યાત અકાબર હતા.

જનમ–બાઇ સાકરબાઇનો જનમ રોજ ૧૩ માહ ૫ મો ૧૧૯૬ તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૨૭ ને દીને થયો હતો.



**લેડી સાકરબાઇ દીનશાહ મા. પીટીટ.**

જન્મ તા. ૧૩ મી જાનેવારી ૧૮૨૭. રોજ ૧૩ મો માહ ૫ મો (શે.) ૧૧૯૬.

રણ તા. ૫ મી માર્ચ ૧૮૯૦. રોજ ૨૦ મો માહ ૮ મો (શે.) ૧૨૫૯ યઝ.

બાઇ સાકરબાઇ ૧૧ વરસનાં હતાં ત્યારે સર દીનશાહ પીટીટ સાથ તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૩૭ (રોજ ૧ લો માહ ૭ મો (ક) ૧૨૦૬) ને દીને પરણ્યાં હતાં. એ સાલમાં વીકટોરીયા રાણી ગાદી પર આવ્યાં હતાં તેમની સોનેરી જુબીલી સાથ સર દીનશાહનાં લગનની જુબીલી ભારે ધામધુમથી થઇ હતી.

લેડી સાકરબાઇનાં માતા ઈરાની લોખમનાં હોવાથી એમની દીલસોઝી ગરીબ ઇરાનીઓ તરફ વિશેષ હતી અને પોતાના માતાજીના પુનને ખાતર ઇરાનીઓની ધર્મશાળા માટે તેમજ ઇરાનના જરથોસ્તીઓની હાલત સુધારવા માટે હજારોની રકમો એવણે આપી અપાવી હતી.

**ઇરાનીઓ તરફ દિલસોઝી.**

લેડી સાકરબાઇએ પોતાનું વીલ તા૦ ૨૯ મી સપટેમ્બર ૧૮૮૮ અને શનીવારે કીધું હતું, જેમાં નીચલી સખાવત હતી: રૂ. ૫૦૦૦ પંચાએત હસ્તકનાં ચોપાટીના આંધલાં લુલાંનાં ફંડમાં; રૂ. ૫૦૦૦ નાવારસ ઇરાનીઓના ધર્મના ફંડમાં, તથા રૂ. ૫૦૦૦ જ. ન. પીટીટ ઓરફનેજમાં.

**વીલ.**

મરણ.

લેડી સાકરબાઇનું મરણ બુધવાર તા૦ ૫ મી માર્ચ ૧૮૯૦ (રોજ ૨૦ મો, માહ ૮ મો, શે. ૧૨૫૯ યઝ.) ને દીને રાતના ૮ કલાકે નીપજ્યું હતું.

એમના સદ્દગુણો.

એવણે પોતાના સખી વજુદ ખાવીંદના સખાવતી કામોમાં સદા ઉતેજન આપ્યું હતું. એમના ઉત્તમ ખવાસની મહેરબાનીથી ઘણાં ગરીબ કુટુંબો તથા આગળનાં દુરનાં સગાં વાહલાંઓ પળાતાં હતાં.

વળી તેવો બાઇ પોતાના ધરમપર એટલાં ચુસ્ત અને પકકા એકીનનાં હતાં કે દરેક ધરમી કામમાં હાંમ ભીડતાં તેમજ એવણ આતશ બહેરામો દરેમેહરો વીગેરેમાં સદા સખાવત કરતાં રેહેતાં તે એટલા વેર કે સર દીનશાહની દર સાલગરેહને ટાંકણે મરહુમ બાઇ પોતે પોતાની

**ધર્મ ઉપર આસ્થા**

બેટાઓ સાથે આતશબેહેરામો અને દરેમેહેરમાં સેજદા કરવા જતાં અને દર વરસે એકેકું રૂપાનું આફ્રરગાનીઊ ખુમચો ચીપ્યો ચમચ્ય સાથનો રૂ. ૪૦૦ થી વધુ કીમતનો સેટ કરી એકેકી દરેમેહેરમાં ભેટ આપતાં રહ્યાં હતાં, જેથી પોતાની હયાતીમાં તેવા ૪૦ ચાલીસ સેટ મુંબઇ અને દેશાવરોના આતશબેહેરામ અગીઆરીઓમાં ચહડાવી ચુકાથી ઘણીખરી દરેમેહેરો પુરી કરી રહ્યાં હતાં.

**એમની સાદાઇ.** લેડી સાકરબાઇના સાદા ખવાસનો એક જાણવાજોગ દાખલો તા૦ ૧૨ મા માર્ચ ૧૮૯૦ ના 'જામે જમશેદ' મધે તેનાં જાણીતા લખનાર 'કાકા કાહાણે' આપ્યો હતો તે ધડો લેવા જોગ હોવાથી હેઠળ એજ પત્રના શબ્દોમાં આપ્યે છીયે:—

"એક દીને આ ધરમી બાઇ પોતાની બે ઘોડાની પાદશાહી રથમાં ધમધમ કરતાં મહાલક્ષ્મી તરફથી જતાં હતાં તે વળાએ એક ગરીબ પારસી પીઠાંવાલાના મુકામ આગલ તેવણે પોતાની ગાડી ઠોબાવી તે પીઠાંવાલાની ગરીબ બાયડી જે પોતાને ત્યાં કામે કાજે આવતી હશે અને જેની સાથ તેમને પીછાન હશે તેણીની શખત માંદગી વીશે જાણી તેમણે ગાડી મધેથી ખબર પુછાવી. તેણીનો એક જુવાન બેટો ગાડી આગલ આવી ગરીબોના ધારા પ્રમાણે બે હાથ જોડી શેઠાણી બાઇની આટલી સાહેબાઇ માટે થોડો થોડો થઇને પોતાની મરવા પડેલી માતાની હકીકત કહેવા લાગો. એટલામાં સામેથી લેડી શાકરબાઇનાં બીજાં એક માતબર શહીની ગાડી ધમધમ કરતી આવી લાગી જેમાં પોતાનાં એક માતબર શહીને બીરાજેલાં જોઇ તેમણે હસીને તેવણ તરફ ડોકું નમાવ્યું. આ બનાવ પછી થોડે દીવસે ઉપલાં શહીએ લેડી શાકરબાઇને ઠપકો આપીને કહ્યું કે "બેન તે દીવસે કોણ મુવા સાથે વાત કરતાં હતાં? પીઠાંવાલાઓ સાથે દોસ્તી રાખો અને રસ્તા ઉપર ગાડી ઠોબાવી વાતચીત કરો તે કાંઇ શારૂં નહી. જરા આપણો દરજજો જાલવવો જોઇએ!" આ સખુનો શાંભલી શદાના શાહેસ ખવાસવાલાં લેડી શાકરબાઇને કસો ગુસ્સો લાગો નહીં પણ તેમને આ હેંકાર ભરેલા શખુનો માટે ભારે બલાપો થવા લાગો અને તેમણે ધીરજથી પોતાની શહીને એટલું જ કહ્યું બેન મને ધાસ્તી લાગે છે કે તમારે માથે બરંગરતે દાહડો બેઠોછ, નહી

તો આવા હેંકાર ભરેલા શખુનો કબી પણ તમને સુંજ પડે નહી. લેડી શાકરબાઇની કુદરતનાં ભેદને પામવાની આ તરફ શાચી હતી કેમકે જુજ વખતમાં પેલી શહીની હાલત એવી થઇ પડી કે નહી બોલવાના નવ ગુણ."

તાં૦ ૭ મી માર્ચ ૧૮૯૦ ના 'ટાઇમ્સ ઓફ ઇંડયા'એ લેડી સાકરબાઇના ઉંમદા ગુણો વિષે જણાવ્યું હતું કે એવણ હંમેશ કરકસર કરવા બાબે હમદીનોને બોધ દેતાં હતાં, એટલુંજ નહી પણ પોતે કરકસરના નિયમ મુજબ ચાલતાં. તેવણ કહેતાં કે કરકસર જ ડાહપણની દીકરી, મિતાહારપણાની બહેન અને ઉદારતાની માતા છે. ઉપલાં પત્રના એ વિષેના શબ્દો હેઠળ આપીયે છીયેઃ—

She (Lady Sakarbai Petit) possessed much practical sagacity and with financial, she blended moral, strength. Although she was literally rolling in wealth, she preached and practised economy which she said was the daughter of prudence, sister of temperance, and the mother of liberality. She advised her relations and friends to be charitable, believing, as she did, that it was only "the open hand that was filled the fullest." (Times of India, 7th March 1890)

'જામે જમશેદ'ના જણાવવા મુજબ "ગમે એવી આબાદ પૈસેપુર હાલત છતાં લેડી સાકરબાઇ મોટાઇ તથા ચઢીવાતાપણું શું તે જાણુતાંજ ન હતાં. તેવણ સદાનાં સાદાં હતાં. ગમે એવા ગરીબની સાથબી સરખીજ રીતે વરતતાં અને ગરીબના દુખમાં ભાગ લેવાને તથા પોતાથી બનતો હિસ્સો આપવા અપાવવાને સદા તઇયાર રહેતાં." આગળ ચાલતાં એજ પત્ર પુછે છે "કોણને વહાલી માતા બહુ પયારી હોતી નથી? બેન શાકરબાઇએ પોતાના માતાના પુનને ખાતર ઇરાનીઓની ધરમશાળા માટે તેમજ ઇરાનના જરતોસતીઓની હાલત સુધારવા માટે હજારોની રકમો વખતે વખત આપી અપાવી છે."

## ઉઠમણું.

લેડી સાકરબાઇના ઉઠમણામાં તેમના પુનને સારૂ તેમના ધણી સર દીનશાહજી પીટીટે રૂ. ૩૬ હજાર તથા બેશીઓએ મળી એકંદર રૂ. સવા લાખની સખાવત કીધી હતી જે મધેથી રૂ. ૪૬૫૦૦ મુંબઇની પારસી પંચાએતનાં જુદાં જુદાં ફંડોમાં આપવામાં આવ્યા છે.

તેમનું બસ્ટ.

લેડી શાકરબાઇનું બસ્ટ અત્રેની પરેલ મધેની એમના નામની જાનવરોની હાસ્પીટલ ખાતે જાહેર ઉઘરાણાથી મુકવામાં આવ્યું છે.

## સર દીનશાહ મા. પીટીટ પહેલા બેરોનેટ તથા લેડી સાકરબાઇનાં ફરઝંદો.

સર દીનશાહ મા. પીટીટ તથા લેડી સાકરબાઇને નીચલાં ૧૪ ફરઝંદો થયાં હતાં:—

**૧. શેઠ કાવસજી દીનશાહ પીટીટ.**

જનમ તા૦ ૬ થી જુન ૧૮૪૫ (રોજ ૧૨ મો માહ ૯ (શે.) ૧૨૧૪ યઝ.)

લગન તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૫૯ બાઇ આવાંબાઇ મેહેરવાનજી જીજીભાઇ મુગાના સાથે.

મરણ તા૦ ૨૩ મી અકટોબર ૧૮૭૮ (રોજ ૪ ઠો માહ ૨ (શે.) ૧૨૪૮ યઝ.)

**૨. શેઠ ફરામજી દીનશાહ પીટીટ**

જનમ તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૪૮ (રોજ ૨૪ મો માહ ૪ (શે.) ૧૨૧૭ યઝ.)

લગન તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૫૯ બાઇ આવાંબાઇ નશરવાનજી માણેકજી પીટીટ સાથે.

મરણ તા૦ ૮ મી ઓગસ્ટ ૧૮૯૫ (રોજ ૨૭ મો માહ ૧૧ ૧૨૬૪ યઝ.)

**૩. શેઠ બહમનજી દીનશાહ પીટીટ**

જનમ તા૦ ૨૭ મી માર્ચ ૧૮૫૯ (રોજ ૪ ઠો માહ ૭ મો ૧૨૨૮ યઝ.)

લગન તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૭૨ બાઇ ગુલબાઇ નાનાભાઇ બેહેરામજી જીજીભાઇ સાથે. (બાઇ ગુલબાઇનો જનમ તા૦ ૨૩ મી જુલાઇ ૧૮૬૦)

## સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટનું કુટુંબ.

( અસલી લેબાસમાં. )



( ડાબા હાથથી ) કાવસજી, બીખાઈજી, સેટી સાકરબાઈ, નવાઝબાઈ, રતનબાઈ, હમાબાઈ, હીરાંબાઈ, આવાંબાઈ ( ફરામજી ) તથા ફરામજી.

(હેઠળ બેઠેલાં છોકરાંઓ): માણેકબાઈ, બચુબાઈ તથા બહમનજી.

શેઠ બહમનજીનું મરણ તા૦ ૧૭ મી ડીસેમ્બર ૧૯૧૫ ને દીને નીપજ્યું હતું. એમને ત્રણ બેટાઓ શેઠો જેહાંગીર, ધનજીભાઇ અને પીરોશા અને બે બેટીઓ બાઇ દીનબાઇ તથા બાઇ માણેકબાઇ થયાં છે.

**૪ શેઠ ધનજીભાઇ દીનશાહ પીટીટ.**

**૫ શેઠ સોરાબજી દીનશાહ પીટીટ.**

**૬ શેઠ ફરદુનજી દીનશાહ પીટીટ.**

એ છેલ્લા ત્રણે ભાઇઓ નાહની ઉમરે ગુજરી ગયા હતા.

**૭ બાઇ ભીખાઇજી દીનશાહ પીટીટ.**

જનમ તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૪૪ (રોજ ૨ જો માહ ૨ જો (ક.) યઝ. ૧૨૧૪.)

લગન તા૦ ૧૧ મી ફેબરૂવારી ૧૮૫૭ દાદી ન. દાદીશેઠ સાથે.

મરણ તા૦ ૭ મી જુન ૧૮૯૮ (રોજ ૨૬ માહ ૧૦ મો (ક.) યઝ. ૧૨૬૭.)

એમના ફરઝંદો વીષે જુવો ઉપર પ્રકરણ ૪૦ મું.

**૮. બાઇ નવાજબાઇ દીનશાહ પીટીટ.**

જનમ તા૦ ૬ થી જુન ૧૮૪૯ (રોજ ૧૦ મો માહ ૯ મો શે. ૧૨૧૮ યઝ.)

લગન તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૫૯ શેઠ પીરોશા મેહરવાનજી જીજીભાઇ સાથે.

મરણ તા. ૧૯ મી ફેબરવારી ૧૯૦૫ (રોજ ૯ મો માહ ૬ ઠો શે. ૧૨૭૪ યઝ.)

**૯ બાઇ રતનબાઇ દીનશાહ પીટીટ.**

જનમ તા૦ ૧૯ મી નવેમબર ૧૮૫૪ (રોજ ૨૫ મો માહ ૨ જો શે. ૧૨૨૪)

લગન તા૦ ૧૧ મી મે ૧૮૬૭ શેઠ ફરામજી દોરાબજી પાંડે સાથ.

મરણ તા૦ ૫ મી નવેમબર ૧૮૮૫. (રોજ ૧૯ માહ ૨ શે. ૧૨૫૫.) એમને એક બેટો નામે મેહેરવાનજી થયો હતો જે બે વરસની ઉમરે ગુજરી ગયો. એમને ત્રણ બેટીઓ થઇ છે.

### ૧૦ બાઇ હુમાબાઇ દીનશાહ માણેકજી પીટીટ.

જનમ તા૦ ૩ જી મે ૧૮૫૬ (રોજ ૧૧ મો માહ ૮ મો શે. ૧૨૨૫)

લગન તા૦ ૧૧ મી મે ૧૮૬૭ શેઠ ફ્રામજી રૂસ્તમજી કામા સાથે.

મરણ તા૦ ૧૨ મી ડીસેમ્બર ૧૯૧૯ (રોજ ૩ જો માહ ૬ ઠો શે. ૧૨૮૮.)

એમને એક બેટો મી૦ દાદી તથા બે બેટીઓ થયાં છે.

શેઠ ફ્રામજી કામાનો જનમ તા૦ ૪ થી જુન ૧૮૫૦ (રોજ ૧૨ માહ ૯ શે. ૧૨૧૯) અને મરણ (રોજ ૨૨ માહ ૮ ૧૨૭૭) તા૦ ૩ જી મે ૧૯૦૮ ને દીને.

### ૧૧. બાઇ હીરાંબાઇ દીનશાહ પીટીટ.

જનમ તા૦ ૧૯ મી અકટોબર ૧૮૫૭.

લગન તા૦ ૧૧ મી ફેબ્રુવારી ૧૮૭૦. શેઠ જમશેદજી નશર-વાનજી પીટીટ સાથે.

મરણ તા૦ ૧૬ મી જાનેવારી ૧૯૨૭. (રોજ ૧૦ મો માહ ૪ થો ૧૨૯૬.)

એમના ખાવીંદ શેઠ જમશેદજી તા૦ ૧૮ મી માર્ચ ૧૮૮૮ (રોજ ૩ જો માહ ૭ મો શે. ૧૨૫૭) ને દીને ગુજર્યા હતા.

### ૧૨. બાઇ માણેકબાઇ દીનશાહ પીટીટ.

જનમ તા૦ ૧૧ મી અકટોબર ૧૮૬૦ (રોજ ૧૮ માહ ૧ લો ૧૨૩૦)

લગન તા૦ ૨૮ મી ઓગસ્ટ ૧૮૭૯ શેઠ પીરોશા બહમનજી જીજીભાઇ સાથે.

### ૧૩ બાઇ બચુબાઇ દીનશાહ પીટીટ.

જનમ તા૦ ૧૧ મી અકટોબર ૧૮૬૨ (રોજ ૧૮ મો માહ ૧ લો શે. ૧૨૩૨)

લગન તા૦ ૯ મી અકટોબર ૧૮૭૬ શેઠ મેહેરવાનજી શોરાબજી જમશેદજી સાથે.



સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટને ત્યાંના લગન મધે સોપારાનું સરઘસ.



શેઠ કાવસજી દીનશાહ મા. પીટીટ.
જન્મ-તા૦ ૬ ઠી જુન ૧૮૪૫.
મરણ-તા૦ ૨૩ મી અકટોબર ૧૮૭૮.



બાઇ આવાંબાઇ કાવસજી પીટીટ.
જન્મ-તા૦ ૨૩ મી અકટોબર ૧૮૪૭.
મરણ-તા૦ ૧૨ મી ફેબરવારી ૧૯૦૯.



શેઠ માણેકજી કાવસજી દી. પીટીટ.
જન્મ-તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૬૩.

### ૧૪ બાઇ ગુલબાઇ દીનશાહ પીટીટ.

જનમ તા૦ ૧૬ મી નવેમબર ૧૮૬૫ (રોજ ૨૫ મે માહ ૨ જે ૧૨૩૫ ય. ઝ.)

લગ્ન તા૦ ૫ મા માર્ચ ૧૮૭૨ શેઠ રૂસ્તમજી નાનાભાઇ બેહેરામજી જીજીભાઇ સાથે.

મરણ તા૦ ૧૮ મી જુન ૧૮૭૮ (રોજ ૨ જો માહ ૧૦ મો ૧૨૪૭)

નોટ—આ વાત જાણવા જોગ છે કે પેહેલા સર દીનશાહ પીટીટના ફરઝંદોમાંનાં ઘણાંકના જનમ અકટોબર માસમાં અને લગન ફેબરવારીમાં થયાં હતાં.

### શેઠ કાવસજી દીનશાહજી મા. પીટીટ.

એવણ સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટના વડા બેટા થતા હતા. એવણ પોતાના પીતાજીના મોટા વેપાર અને કામકાજમા પડેલા હતા અને સર દીનશાહજીના દીકરાઓને નામે ચાલતી મેસર્સ સી. એન્ડ એફ. દીનશાહજીની કું. ના એવણ એક ભાગ્યા હતા, જે પહેડી માણેકજી પીટીટ, મઝગામ, વીકટોરીયા, ભરૂચ અને અત્રેની બીજી મીલોના એજંટસનું કામ કરતી હતી. એવણ તા૦ ૨૩ મી અકટોબર ૧૮૭૮ (રોજ ૪ થો માહ ૨ જો યઝ. ૧૨૪૮) ને દીને ફક્ત ૩૪ વરસની ઉમરે ગુઝર્યા હતા. શેઠ કાવસજીના ઉઠમણાંમાં રૂ. ૩૩,૨૦૦ ધરમ ખાતે આપવામાં આવ્યા હતા.

શેઠ કાવસજીને નીચલાં ફરઝંદ થયાં છે:—

(૧–૨) શેઠો માણેકજી અને મહેરવાનજી કાવસજી પીટીટ (જોડીઆ)

જ. તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૬૩

શેઠ મહેરવાનજીનાં લગન બાઇ મહેરબાઇ દાદી નસરવાનજી દાદીશેઠ સાથ થયાં હતાં.

મરણ. શેઠ મહેરવાનજી ૧૬ વરસની ઉમરે તા૦ ૯ મી જુન ૧૮૭૯ ને દીને ગુઝર્યા હતા.

શેઠ માણેકજીના લગન તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૭૨ ને દીને બાઇ ગુલબાઇ સોરાબજી જમશેદજી જીજીભાઇ સાથ થયાં હતાં.

## શેઠ માણેકજી કાવસજી પીટીટ.

એવણુ પીટીટ મીલોના એક એજંટ છે.

એમનો જનમ તા૦ ૧૮ મી જુલાઈ ૧૮૬૩ (રોજ ૨૮ મો માહ ૧૦ (શ.) ૧૨૩૨) ને દીને થયો હતો.

એવણુ ૧૮૮૫ ના સાલ સુધી અત્રેની ફ્રેટ હાઇ સ્કુલ મધે (આ લખનારની જોડે) કેળવણી લીધા બાદ વેપાર તથા મીલ ઉદ્યોગમાં પડયા છે. એમનું મગજ સાંચાકામ તથા યંત્રવિદ્યા તરફ વધુ દોડે છે અને તેમાં એવણુ અતી કુષલ લેખાય છે. એવણે બેલ ગાડીના બળદો ઉપર બાર ઓછો કરવા માટેના દયાના કામ ઉપર ધ્યાન દોડાવી એક સહેલી અને સુતરી રીતી શોધી તે માટે પેટંટ મેલવ્યું છે. એવણને સેતારાનું અવલોકન કરવાનો ઘણો શોખ છે અને આજ ચાર દાહેકા થયા એવણે પોતાના મકાનને મથાળે એક મોટી દુરબીન ગોઠવી છે; એમને મીલઉદ્યોગ અને ખાસ કરીને સાંચાકામનો ઓહોળો અનુભવ છે. એવણે બાપદાદા માફક પરચુટણ સખાવતો કીધી છે.

### (૩) શેઠ પેસ્તનજી કાવસજી પીટીટ.

જ. તા૦ ૧૦ મી સપટેમ્બર ૧૮૬૬ લગન-બાઇ પીરોજબાઈ કાવસજી પારખ સાથ.

### (૪) શેઠ હોરમસજી કાવસજી પીટીટ.

જ. તા૦ ૧૧ મી નવેમ્બર ૧૮૬૮. લગન તા૦ ૧૨ મી એપ્રીલ ૧૮૯૧ બાઇ પીરોજબાઇ સોરાબજી કેખશરૂ પાટક સાથ. એમના ફરઝંદો:—

(ક) બાઇ મીઠીબાઇ (મીઠુબહેન)

જ. તા૦ ૧૦ મી એપ્રીલ ૧૮૮૯.

(ખ) કાવસજી બી. એ.

જ. તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૮૯૩. એમના લગન બાઇ નવાઝબાઇ તે મી૦ પીરોશાહ બરજોરજી દાદી બરઝોરના બેટી સાથે ૧૯૧૯ માં થયાં હતાં.

(ગ) દીનશાહજી બી. એ.

જ. તા૦ ૧૪ મી જુલાઇ ૧૯૦૩.



શેઠ ફરામજી દીનશાહ મા. પીટીટ તથા કુટુંબ.



સર દીનશાહ માણેકજી પીટીટ બીજા બેરોનેટ તથા કુટુંબ.

(બેઠેલાં, ડાબા હાથ ઉપરથી) સર દીનશાહ, લેડી દીનબાઈ દી. પીટીટ, મીસીસ શીરીનબાઇ ફરામજી દી. પીટીટ તથા ફરામજી દી. પીટીટ.

( ઉભેલા, ડાબા હાથ ઉપરથી ) જમશેદ તથા માણેકજી દી. પીટીટ.

(૫) બાઇ મીઠીબાઇ કાવસજી પીટીટ તે મરહુમ શેઠ મહેર-વાનજી ધનજીભાઇ જીજીભાઇ મુગાનાના ધણ્યાણી.

જ. તા૦ ૧૮ મી માર્ચ ૧૮૭૦.

(૬) શેઠ ખરશેદજી કાવસજી પીટીટ.

જ. તા૦ ૨૯ મી જુન ૧૮૭૧ મ. તા૦ ૮ મી સપટેમ્બર ૧૯૨૫.

(૭) બાઈ વીરબાઇજી કાવસજી પીટીટ.

જ. તા. ૨૩ મી ડીસેમ્બર ૧૮૭૨ લગન તા. ૧૧ મી ડીસેમ્બર ૧૮૮૩ ને દીને (મરહુમ) શેઠ નશરવાનજી મંચેરજી કામા (સોલીસીટર) સાથે.

(૮) શેઠ અરદેશર કાવસજી પીટીટ.

જ. તા૦ ૨૮ મી મે ૧૮૭૪. મરણ તા૦ ૨૨ મી અકટોબર ૧૮૮૬

(૯) બાઇ સુનાબાઇ કાવશજી પીટીટ.

જ. તા૦ ૧૫ મી ઓગસ્ટ ૧૮૭૫ લગન ૧૮૯૯ માં શેઠ જાંહગીર રૂસ્તમજી બાટલીબોઇ સાથ.

(૧૦) શેઠ સોરાબજી કાવસજી પીટીટ.

જ. તા૦ ૯ મી એપ્રીલ ૧૮૭૭. લગન ૧૮૯૬ માં બાઇ જરબાઈ બરજોરજી લામ સાથ.

૧૧) શેઠ ફરદુનજી કાવસજી પીટીટ.

જ. તા૦ ૨૯ મી અકટોબર ૧૮૭૮ લગન જાનેવારી ૧૮૯૯ માં બાઇ દીનબાઇ બહમનજી પીટીટ સાથ.

## શેઠ ફરામજી દીનશાહ પીટીટ.

સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટના બીજા દીકરા. એમનો જન્મ તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૪૮ ને દીને થયો હતો. એવણ પોતાના પીતાની સાથ એક મોટા વેપારી તથા સાત મીલોના એજંટ હતા. એમાંની એક ૧૮૮૩ માં એમના નામથી બરપા થવલી ફરામજી પીટીટ સ્પીનીંગ એન્ડ મેન્યુફેકચરીંગ કુંપની હતી. ૧૮૮૮ માં એમના કાકા શેઠ નશરવાનજી માણેકજી પીટીટના એકપુરા દીકરા શેઠ જમશેદજી ન. પીટીટ ગુજરી જવાથી તેમના નામથી ચાલતી જે. એન.

પીટીટની કું.માં જોડાયા હતા. એવણે શોધખોળ ચલાવવાને એક ખાસ લેબોરેટરી બાંધવા તથા તેમાં ઓજારો પુરાં પાડવા માટે ૧૮૮૯માં સરકારમાં રૂ. પોણો લાખ આપ્યા હતા. એમની કુલ્લે સખાવત રૂ. બે લાખ ઉપર જાય છે. એમના માનવંત પીતાને મળેલો બેરોનેટસીનો ખેતાબ તથા તેને લગતાં ત્રસ્ટ ફંડની ઉપજ એવણને તથા એમના વડા વારસને મળવાનો બંદોબસ્ત કીધો હતો પણ કમનશીબે ૪૮ વરસની ઉમરે તા૦ ૮ મી ઓગસ્ટ ૧૮૯૫ (રોજ ૨૭ માહ ૧૧ શે. ૧૨૬૪)ને દીને ગુજરી ગયા હતા. એવણ બહુ ઓહોલા વહીવટની જંજાલી કરતા હતા. એવણ ગરીબોની દાઝ હૈડે ધરાવતા તથા પારસીઓને લગતાં ઘણા ખરા સર્વ ખાતાંઓમાં એવણ અધીકારી તથા ત્રસ્ટી તરીકે સામેલ હતા. સુપ્રેહના અમલદાર, પારસી મેટ્રીમોન્યલ કોર્ટના ડેલીગેટ, મુંબઇના એક પોર્ટ ત્રસ્ટી, બોમ્બે બેંકના એક ડીરેકટર તથા મીલ ઓનર્સ એસોસીએશનના નાયબ સરનશીન હતા. એમના ઉઠમણામાં ૪,૬૭,૦૦૦ ધરમ ખાતે આપવામાં આવ્યા હતા જે મધ્યે રૂ. અઢી લાખ એમની પોતાની પુંજીમાંથી હતા. વળી એમની પુંજીમાંથી એમના મરણ પછી એમના વારસોએ લગભગ પાંચ લાખ રૂ. ખરચી અત્રે ખંભાલા હીલ ઉપર એમને નામે પારસીઓ માટે એક પાદશાહી મકાન સેનીટેરીયમ તરીકે બંધાવી ખુલ્લું મેલ્યું છે. એવણ ઘણા નમાના હતા. એમના બંને ફરઝંદો હાલ હૈયાત છે:—

૧) મી૦ જીજીભાઇ (પાછળથી સર દીનશાહ માણેકજી પીટીટ બીજા બેરોનેટ) તથા

૨) બાઇ હમાબાઇ ફરામજી પીટીટ ઉર્ફે હમાબાઇ જેહાંગીરજી મહેતા.

## સર દીનશાહ માણેકજી પીટીટ બીજા બેરોનેટ.

એવણ સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટના બીજા દીકરા શેઠ ફરામજીના એકપુરા બેટા થાય છે. એમનો જનમ (રોજ બહેરામ માહ આદર ૧૨૪૨) તા૦ ૭ મી જુન ૧૮૭૩ ને દીને થયો હતો. એમનું અસલ નામ જીજીભાઇ હતું પણ એમના બપાવા સર દીનશાહે પોતાની પછી એમને બેરોનેટસીનો ખેતાબ આપવાને ઠરવેલું

હોવાથી તેમના મરણ પછી મે ૧૯૦૧ માં એવણે સર દીનશાહ પીટીટ નામ ધારણ કીધું છે.

સર દીનશાહ એક બાહોશ વેપારી તથા રૂની મીલોના એજંટ છે. એમને સુબેહના અમલદાર તથા મુંબઇની ધારાસભાના સભાસદ નેમવામાં આવ્યા હતા. એવણ મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના ઉમંગી મેમ્બર છે. એવણ આગળ મુંબઇની પારસી મેટ્રીમોનીઅલ કોર્ટના એક ડેલીગેટ હતા. એવણ ઇરાનમાં વસતા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડલી તેમજ પીટીટ સેરીટી ફંડ, જ. ન. પીટીટ પારસી ઓરફનેજ, મુંબઇની પ્રેસીડન્સી એસોસીએશન વિગેરે અનેક મંડળોના પ્રમુખ છે અને મુંબઇની પારસી પંચાએતના ફંડોના એક ટ્રસ્ટી ૧૯૦૧ ના સાલથી નેમાયા છે. એવણ સર્વ પીટીટ મીલોના એક એજંટ તથા ડીરેકટરોની બોર્ડના સરનશીન છે.

એમના લગન ૧૮૯૪ માં બાઇ દીનબાઇ તે ચોથા બેરોનેટ સર જમશેદજી જીજીભાઇના બેટી સાથ થયાં છે. એમને બેટાઓ મેશર્સ ફરામજી, માણેકજી તથા જમશેદજી થયા છેઃ મી૦ ફરામજી દી. પીટીટ (બીજા) ના ધણીઆણી બાઇ શીરીનબાઇ મે ૧૯૨૯માં એરોપ્લેનના પાઇલટ તરીકે 'એ' કલાસનું લાઇસન્સ મેલવનાર મુંબઇ શહેર મધે પહેલાંજ હીંદીવાન બાનું છે. એવણે એકલાં ઉડવાનો પ્રયોગ ફતેહમંદી સાથ કીધો હતો.

સર દીનશાહના એક પુત્રી બેટી બાઇ રતનબાઇ જ. તા૦ ૨૦ મી ફેબરવારી ૧૯૦૦. તા૦ ૨૦ મી ફેબરવારી ૧૯૨૯ ને દીને ગુજર્યાં હતાં. જ્યારે લેડી દીનશાહ પીટીટે પોતાની મરનાર દીકરી રતનબાઇની યાદમાં વાંદરાની બાઇ આવાંબાઇ ફરામજી પીટીટ પારસી છોકરીઓની ઓરફનેજમાં એક ખાસ બ્લોક ખોલવાને રૂ. ૫૦ હજારની રકમ આપી હતી.

## બાઇ હુમાબાઇ જેહાંગીર કે. મેહેતા.

પીટીટ ખાનદાનનાં આ સખી બાનુ શેઠ ફરામજી દીનશાહ પીટીટનાં એકપુત્રી બેટી થાય છે. એમનો જનમ રોજ ૨૮ માહ ૧૧ મો (શે૦) ૧૨૫૨ (તા૦ ૧૨ મી ઓગસ્ટ ૧૮૮૧) ને દીને થયો હતો. એમના લગન મી૦ જહાંગીર કેખશરૂ મહેતા જોડે થયાં છે.

બાઇ હમાબાઇએ પોતાના માતાજીના પુનને માટે અત્રેની વાંદરા ખાતેની માબાપ વિનાની પારસી છોકરીઓ માટે એક મોટા પાયા ઉપર ઓરફનેજ સ્થાપી છે જેને માટે એવણે પોતાનું લગભગ રૂ. દશ લાખની કીમતનું કીંમતી ઝવેરાત કાઢી આપ્યું છે. આ "બાઇ આવાંબાઇ ફરામજી પીટીટ પારસી ગર્લ્સ' ઓરફનેજ" માટેનું ત્રસ્ટ દીડ તા૦ ૨ જી એપ્રીલ ૧૯૦૯ ને દીને કરવામાં આવ્યું હતું અને તે તા૦ ૧૬ મી જુલાઇ ૧૯૦૯ ને દીને રેજીસ્ટર થયું હતું. એ ઉપરાંત બાઇ હમાબાઇએ ૧૯૦૮-૯ ના સાલમાં કુલ્લે રૂ. ૩૬૨૯૫ જુદાં જુદાં ધરમ ખાતાંઓમાં આપ્યા હતા અને ત્યાર પછી એવણ ચાલુ સખાવત કરતાંજ રહ્યાં છે. બાઇ હમાબાઇ બીજી પણ ઘણીક સખાવતો કરતાં આવ્યાં છે. એવણ એક સ્પોર્ટસ ઉમન છે. ઘોડે સવારીમાં બહુ કુશળ છે. એવણે લાંબી લાંબી મુસાફરીઓ, જેમાંની કેટલીક યુરપ વિગેરેના માહેલા ભાગોમાં, કીધી છે.

## શેઠ બહેમનજી દીનશાહ પીટીટ

સર દીનશાહ મા. પીટીટના ત્રીજા દીકરા એમનો જનમ રોજ ૪ થો માહ ૭ મો ૧૨૨૮ તા૦૨૭ મી માર્ચ ૧૮૫૯ ને દીને થયો હતો. એવણે અત્રેની સેંટ ઝેવીયર્સ સ્કુલમાં કેળવણી લઈ ૧૮૭૭ માં મેટ્રીક પસાર કરી એજ કોલેજમાં શીખી ૧૮૭૯ ની આખેરીએ એફ. ઇ. એ. થયા હતા. એવણ પણ પીટીટ માબીના એક એજંટ હતા. એવણને ૧૮૯૯ માં મુંબઇના ગવરનરની ધારાસભામાં એક અધીકારી તરીકે નેમ્યા હતા. એવણ પારસી પંચાયતના એક ત્રસ્ટી તથા મુંબઇ બેંકના ડીરેકટર હતા. એમની સખાવતો સાર્વજનીક હતી. ગૌરક્ષક, આયુર્વેદ વિદ્યાલય વિગેરેને એવણે નાણાની રકમો આપી છે. એમનું મરણ તા૦ ૧૭ મી ડીસેમ્બર ૧૯૧૫ (રોજ ૭ મો માહ ૪ થો (શે.) ૧૨૮૫) ને દીને ૫૬ વરસની વયે થયું હતું.

## શેઠ બહેમનજી પીટીટની સખાવતો:—

| | રૂ. |
|---|---|
| પારસી જેનરલ હોસ્પીટલ ને ૪૭ હજાર વાર જમીન— તથા રૂ. ૧૦૭૫૦૦ રોકડા મલીને | ૭,૫૭,૦૦૦ |
| ઝાત જાતના તફાવત વિના માણસના સંકટ નીવારણ માટે | ૧,૮૫,૦૦૦ |
| લંડનની ત્રોપીકલ મેડસીનની સ્કુલને | ૧,૦૦,૦૦૦ |



**શેઠ બહમનજી દીનશાહ પીટીટ તથા કુટુંબ.**

(એમના 'શેટો પીટીટ'માં પડાવેલો ગૃપ)

શેઠ બમનજીનો જનમ-તા૦ ૨૭-૩-૧૮૫૯, મ. તા૦ ૧૭-૧૨-૧૯૧૫,

...નો જનમ-તા૦ ૨૩-૭-૧૮૬૧.

| | |
|---|---|
| કેળવણી, લાઇબ્રેરીઓ, સ્કુલો તથા હારપીટલો વિ. | ૬૦,૦૦૦ |
| મહાબ્લેશ્વર લાઇબ્રેરી | ૨૧,૫૦૦ |
| હારપીટલો, આશ્રમ સ્થળો | ૨૫,૦૦૦ |
| દુકાલ, આગ નિવારણ ફંડો | ૧૩,૦૦૦ |
| ગરીબ જરતોસ્તીઓ માટે ઇમારતોનાં ફંડમાં | ૧૦,૫૦૦ |
| ફ્રીમેસનોનો બેંકવેટીંગ હોલ | ૧૦,૦૦૦ |
| વિક્ટોરિયા મેમોરીઅલ ફંડ | ૬,૪૦૦ |
| સેન્ટ ઝેવીયર્સ કોલેજમાં બી. ડી. પીટીટ લાઇબ્રેરી સ્થાપવા | ૧૦,૦૦૦ |
| પરચુરણ ફંડો વિ. વિ. | ૧,૬૫,૦૦૦ |
| | રૂ. ૧૩,૫૦,૬૦૦ |

શેઠ બહમનજીના પાછલા પ્રહરના ઉઠમણાંમાં કુલે રૂ. ૧,૧૭,૧૧૪ ભરાયા હતા જેમાંથી અરધો લાખ તેમની પોતાની પુંજીમાંથા હતો. આ આખી રકમનું મુંબઇની પારસી પંચાએત હસ્તક શેઠ બહમનજી પીટીટને નામે જુદું ખાતું પડાવવામાં આવ્યું છે એવી સરતે કે તેનું વ્યાજ એમને નામના પારસી જેનરલ હારપીટલના એન્ડાઉમેન્ટ ફંડમાં જમે કરવું. વળી રૂ. ૬૦૦૦ તેમનાં પાછલી રાતના ઉઠમણામાં ભરાયા હતા.

## શેઠ બહમનજી દીનશાહ પીટીટના ફરજંદો.

(૧) શેઠ જાંહગીર બહમનજી પીટીટ.

જ. તા૦ ૨૧ મી ઓગસ્ટ ૧૮૭૯.

(૨) શેઠ ધનજીભાઇ બહમનજી પીટીટ.

જ. તા૦ ૨૧ મા ઓગસ્ટ ૧૮૭૯. લગન બાઇ હમાબાઇ જાલભાઇ શેઠ સાથે.

એમના ફરઝનદો :—

૧ માનેકજી, ૨ રતનબાઇ તથા ૩ કુંવરબાઇ.

(૩) બાઇ દીનબાઇ બહમનજી પીટીટ.

જ. તા૦ ૨૭ મી સપટેમ્બર ૧૮૮૨. લગન મી૦ ફરદુનજી કાવસજી પીટીટ સાથે.

(૪) શેઠ પીરોજશાહ બહમનજી પીટીટ.

જ. તા૦ ૧૩ મી નવેમ્બર ૧૮૮૪.

(૫) બાઇ માણેકબાઇ બહેમનજી પીટીટ.

જ. તા૦ ૧૧ મી નવેમ્બર ૧૮૮૭. લગ્ન મી૦ સોરાબજી નાનાભાઇ મુસ સાથે.

## મી૦ જેહાંગીર બહેમનજી પીટીટ.

એમનો જનમ તા૦ ૨૧ મી ઓગસ્ટ ૧૮૭૯ (રોજ ૬ ઠો માહ ૧૨ મો (શે.) ૧૨૪૮) ને દીને થયો હતો. એવણુ વેપારી, મીલ એજન્ટ તથા બેન્કર છે. એવણુ સુપ્રીમના અમલદાર નેમાયા છે અને આજ લાંબો વખત થયો મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનમાં બળત્વારીથી લડત ચલાવે છે. એવણુ મુંબઇ ડીવેલપમેન્ટ બોર્ડ તથા શહેર સુધારાની બોર્ડના મેમ્બર હતા. મુંબઇની બાલ-માલેકોની મંડળીના એવણુ ૧૯૧૫-૧૬ સાલમાં પ્રમુખ હતા અને હાલ તેની કારોબાર મંડળી મધ્યે એક અધીકારી તરીકે ચુંટી કહાયા છે તથા એજ મફક ઇંડયન મરચંટસ ચેમબરના એવણુ ૧૯૧૯-૨૦ ના સાલમાં પ્રમુખ નેમાયા હતા અને હાલ તેની કમીટીમાં છે. ૧૯૧૮ ના સાલમાં ઇંડયન ઇનડસ્ત્રીઅલ કોનફરંસના પ્રમુખ નેમાયા હતા. એ સાથ શેઠ જહાંગીર મુંબઇની ટેક્ષટાઇલ એસોસીએશનના પ્રમુખ અને બોમ્બે પ્રેસીડન્સી એસોસીએશનના વાઇસ-પ્રેસીડંટ છે.

વળી શેઠ જાંહગીર મુંબઇની પારસી પંચાયતના એક ત્રસ્ટીનો ઉચો ઓધ્ધો ચુંટણીથી ભોગવવા પામ્યા છે. તે સાથ એવણુ અત્રેની વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટયુટના એક મેમ્બર, દરેક પીટીટ ધરમખાતાંની કમીટીના અધીકારી હોવા ઉપરાંત મુંબઇના અનેક જાહેર ખાતાંઓની કમીટીના અધીકારી છે.

મી૦ જાંહગીર અત્રેના 'ઇંડયન ડેલી મેલ' પત્રના સ્થાપક તથા માલેક હતા અને અત્રેની શેઠ બહમનજી દીનશાહ પીટીટ પારસી જેનરલ હોસ્પીટલના સ્થાપક તથા કારોબાર મંડળીના ઉમંગી પ્રમુખ છે. એ ઉપરાંત એવણુ ઇંડયન ઇકોનોમીક સોસાયટી, બોમ્બે પ્રોગ્રેસીવ એસોસીએશન, મુંબઇની ટેરીફ રીફોર્મ લીગ અને "ન્યુ હાઇ સ્કુલ ફોર ગર્લ્સ"ના સ્થાપક તથા પ્રમુખ છે. એવણુ અત્રેની ઘર-માલેકોના લાભ જાળવનારી મંડળીના પણુ પ્રમુખ હતા. વળી મી૦ જાંહગીર ઇંમપીરીઅલ ઇંડયન સીટીઝનશીપ એસોસીએશન તથા આંધલાંઓ માટેની વીકટોરયા મેમોરીયલ સ્કુલના સ્થાપક તથા ઓન૦ સેક્રેટરી છે.

મી૦ જાંહગીર ૧૯૦૪ થી ૧૯૧૪ સુધી મુંબઈ મધે એક ઓનરરી મેજીસ્ટ્રેટ નેમાયા હતા અને ૧૯૦૨ થી બે દાહેકા વેર મુંબઇની પારસી વડી મેત્રીમોનીઅલ કોર્ટના ડેલીગેટ હતા. વળી એવણુ ૧૯૨૧ થી ૧૯૨૫ સુધી એક્સાઇઝ કમીટીના, તથા ૧૯૧૫ થી ૧૯૧૭ સુધી ઇનડીજીનસ ઇનડસટ્રીઅલ કમીટીના અને ૧૯૨૧ માં ઇંન્ડસ્ત્રીઅલ ડીસ્ત્રીબ્યુટર્સ કમીટીના મેમ્બર નેમાયા હતા. એવણુ પણુ તમામ પીટીટ માલોના એક એજંટ છે. વળી એવણુ યુનીવરસીટી રીફોર્મ્સ કમીટીના ૧૯૨૪-૨૫ નાં સાલમાં મેમ્બર હતા.

શેઠ જાંહગીર મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના મેમ્બર તરીકે ૧૯૨૧-૨૩ અને ૧૯૨૭-૨૯ સુધી નેમાયા હતા.

શેઠ જાહંગીરે પરમાર્થની શરૂઆત આજે ત્રણુ દાહેકા ઉપર દુકાળ વેળા આના ફંડ ઉઘાડી કીધી હતી. એવણે લગભગ દરસાલ અનેક ખાતાંઓને પોતાની ગીરોથી નાણું આપીને મદદ ચાલુ રાખી છે.

## સખાવત.

એવણે કુલ્લે લગભગ રૂ. ૧૦ લાખની સખાવત કીધી છે. ઝોરાસ્ત્રીઅન કેલેન્ડર મધે દર સાલ એમની રૂડી સખાવતના આંકડા આપવામાં આવ્યા છે.

## ધણ્યાણી તથા ફરજંદો.

એવણુ મરહુમ શેઠ સોરાબજી કેખશરૂ પાટકનાં બેટી બાઇ જાઇજી સાથ તા૦ ૭ મી મે ૧૮૯૮ ને દીને પરણ્યા હતા.

બાઇ જાઇજીને સરકાર તરફથી ૧૯૧૫ ના સાલમાં કેયસરે હિંદનો રૂપાનો ચાંદ તથા ૧૯૨૦ માં એમ. બી. ઇ. (મેમ્બર ઓફ ધી ઓરડર ઓફ ધી બ્રીટીશ એમપાયર) નો ખેતાબ (લેડી હીલ્લા કાવસજી જાહાંગીર રેડીમની સાથ) મળ્યો હતો.

## એમના ફરજંદો.

(૧) બાઇ હીરાંબાઇ જ. તા. ૨૦ મી જાનેવારી ૧૮૯૯.

(૨) મી૦ બહેરામજી જ. તા૦ ૨૧ મી નવેમ્બર ૧૯૦૦.

(૩) મી૦ દીનશાજી જ. તા૦ ૧૯ મી જુલાઇ ૧૯૦૫.

# પ્રકરણ ૪૬ મું.

## પીટીટ ખાનદાનની કુલે સખાવત.

### એ ખાનદાનનાં બાનુઓ અને ગૃહસ્થોની મુખ્ય સખાવતનો એકંદર આંકડો રૂ. એક કરોડનો થવા જાય છે.

"It is said that the mere possession of riches does not make a man wealthy. It is the power and the will to do good to the less fortunate that constitute a wealthy man; in trying to alleviate physical pain by endowing hospitals, in trying to contribute to the well-being of the masses by educating them, and doing all that lies in one's power towards improving the general lot of humanity, in this lies the real merit of being wealthy. I have ever tried to keep this standard in mind..."

Sir Dinshaw M. Petit in response to the address presented to him at the banquet in the Town Hall of Bombay in 1887 in celebration of his knighthood.

"They should own (wealth) who can administer, not they who, the greater proprietors they are, are only the greater beggars, but they whose work carves out work for more, opens a path for all". (Emerson on "Wealth".)

### પીટીટ ખાનાદાનની કુલે સખાવતનો સરવાળો.

પીટીટ ખાનદાનના માનવંત કુટુંબના બાનુઓ તથા ગૃહસ્થો એક પછી એક સખાવતના કામમાં આગળ પડતાં ચાલુ રહ્યાં છે. જ્યારે બીજાં કેટલાંક કુટુંબોના ફક્ત સ્થાપક કે તેની પછી એકાદ બે ફરજંદો સખાવત કરયા બાદ તેમના વંશજોનાં બંધ પડયાં છે ત્યારે પીટીટનું નામચીન ખાનદાન તો તેના વડીલ શેઠ માણેકજી નશરવાનજી પીટીટના વખતથીજ સખાવતનાં રૂડાં કામ એક પછી એક આજ વેર

કરતાં આવ્યા છે એ ખાનદાનની કુલે સખાવતનો સામટો આંકડો દોઢ કરોડ ઉપર ગયો કહેવાય છે. એ ખાનદાનના ઘણાક સખી દાતારોની છુપી સખાવતોની નોંધ તો લેવાઇ શકેજ નહી માટે અમે હેઠળ તેમની વધુ જણાયથી ફક્ત મુખ્ય સખાવતોનો સરવાળો આપ્યે છીએ:—

શેઠ માણેકજી નશરવાનજી પીટીટ

જ. રોજ ૨૨ માહ ૧૧ (શે) ૧૧૭૨ (તા૦ ૨૬ મી ઓગસ્ટ ૧૮૦૩)

મ. રોજ ૨૯ મો મારેસ્પંદ માહ ૮ મો આવાં (શે.) ૧૨૨૮ (તા૦ ૨૧ મી મે ૧૮૫૯.) ઉઠમણામાં રૂ. ૬૧,૦૦૦.

બાઇ હુમાબાઈ તે શેઠ માણેકજી નશરવાનજી પીટીટના ધણયાણી અને શેઠ જીજીભાઇ દાદાભાઇ મુંગાના બેટી

જ. ઇ. સ. ૧૮૦૯ માં

મ. રોજ ૧૭ મો સરોશ માહ ૧ લો ફરવરદીન ૧૨૨૧ યઝ. (તા૦ ૧૩ મી અકટોબર ૧૮૫૧) ઉઠમણામાં રૂ. ૩૫,૦૦૦

સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટ: રૂ. ૩૪,૦૦,૦૦૦
ઉઠમણામાં રૂ. ૧,૫૦,૦૦૦

લેડી સાકરબાઇ દીનશાહ માણેકજી પીટીટ.
ઉઠમણામાં રૂ. ૧,૨૯,૫૦૦

બાઇ ભીખાઇજી દાદી કાલીશેઠ તે સર દીનશાહ મા. પીટીટ પહેલા બેરોનેટનાં વડાં દીકરી ઉઠમણામાં રૂ. ૫૬,૪૦૦

શેઠ કાવસજી દીનશાહ પીટીટ (પોતાની પુંજીમાંથી રૂ. ૫,૦૦૦ મલી) ઉઠમણામાં રૂ. ૩૩,૨૦૦

બાઇ આવાંબાઇ કાવસજી દીનસાહ પીટીટ.

જ. રોજ ૨૬ મો માહ ૧ લો (શે.) ૧૨૧૭ યઝ. (તા. ૨૩ મી અકટોબર ૧૮૪૭.)

મ. રોજ ૩ જો માહ ૬ ઠો (શે.) ૧૨૭૮ (તા. ૧૨ મી ફેબરવારી ૧૯૦૯) હૈયાતીમાં રૂ. ૨૫,૦૦૦ ઉઠમણામાં રૂ. ૪૭,૫૦૦

શેઠ ફરામજી દીનશાહ પીટીટ રૂ. ૨,૦૦,૦૦૦

ઉઠમણામાં (પોતાની પુંજીમાંથી રૂ. ૨,૫૧,૦૦૦ તથા બીજા
એશીઓ વિ. મલી) રૂ. ૪,૬૭,૦૦૦

પાછળથી એમના વીધવા તથા બેટાએ ખંભાલા હીલ ઉપર એક સેનીટેરીયમ મરનારની પુંજીમાંથી રૂ. પાંચ લાખને ખરચે બંધાવી તા. ૨૪ મી જાનેવારી ૧૯૦૨ ને દીને ખુલ્લું મેલ્યું હતું. તેના રૂ. ૫,૦૦,૦૦૦

બાઇ આવાંબાઇ ફરામજી દીનશાહ પીટીટ.

જ. રોજ ૨૬ માહ ૩ જો (શે.) ૧૨૨૨ (તા. ૨૦ મી ડીસેમ્બર ૧૮૫૨.)

મ. રોજ ૨૧ માહ ૧ લો (શે.) ૧૨૭૭ (તા. ૪ થી અકટોબર
૧૯૦૭) રૂ. ૪,૫૬,૫૦૦.

ઉઠમણામાં (પોતાની પુજીમાંથી ૪ લાખ)સુધાં રૂ. ૫,૨૨,૦૦૦.

બાઈ હમાબાઇ તે શેઠ જાંહગીર કે. મહેતાના ધણયાણી અને મરહુમ શેઠ ફરામજી દીનશાહ પીટીટના બેટી. રૂ. ૧૦,૦૦,૦૦૦ (એવણે પોતાના મરહુમ મુરબ્બીઓના પુનને માટે બીજી મોટી મોટી રકમો ભરી છે.)

શેઠ બહમનજી દીનશાહ પીટીટ રૂ. ૧૩,૫૦,૦૦૦
એમના ઉઠમણામાં રૂ. ૧,૨૦,૧૧૪

શેઠ જાંહગીર બમનજી દીનશાહ પીટીટ રૂ. ૧૦,૦૦,૦૦૦

શેઠ નસરવાનજી માણેકજી પીટીટ

જ. રોજ ૯ મો માહ ૬ ઠો (શે) ૧૧૯૬ (તા૦ ૭ મી માર્ચ ૧૮૨૭.)

મ. રોજ ૬ માહ ૩ (શે.) ૧૨૬૧ (તા૦ ૨૧ મી નવેમ્બર ૧૮૯૧)
રૂ. ૧૬,૦૦,૦૦૦
ઉઠમણામાં રૂ. ૨,૩૬,૫૦૦

બાઇ દીનબાઇ નશરવાનજી મા. પીટીટ તે શેઠ મહેરવાનજી
જીજીભાઇ મુગાનાના બેટી

જ. રોજ ૧૪ મો ગોશ માહ ૧૦ મો દએ (શે.) ૧૨૦૦ યઝ. (તા૦ ૧૨ મી જુલાઇ ૧૮૩૧)

મ. રોજ ૨૩ મો દેપદીન માહ ૧૨ મો સ્પંદાર (શે.) ૧૨૬૭ (તા૦ ૨ જી સપટેમબર ૧૮૯૮) રૂ. ૨૫,૦૦,૦૦૦
ઉઠમણામાં રૂ. ૨,૭૦,૩૫૧

## શેઠ જમશેદજી નશરવાનજી પીટીટ

મ. રોજ ૩ જો માહ ૭ મો (શે.) ૧૨૫૭ યઝ. (તા૦ ૧૮ મી માર્ચ ૧૮૮૮.) (હેવાતીમાં પરચુટણ સખાવતો.)

એમના ઉઠમણામાં રૂ. ૪,૪૪,૦૦૦

ઉપલી ઉઠમણાની રકમમાંથી એમની યાદગારી માટે (લાલબાગની અતી કીંમતી જગા ઉપરાંત) રૂ. ૩૬૪૨૦૦ પારસી છોકરાઓ માટે ઓરફનેજ સ્થાપવા સારૂં કાઢયા હતા જેની આજે લાખોની કીંમત થઇ છે.

## બાઇ હીરાંબાઇ જમશેદજી નશરવાનજી પીટીટ

જ: રોજ ૨૫ માહ ૧ લો (શે) ૧૨૨૭ (તા૦ ૧૯ મી અકટોબર ૧૮૫૬)

મ: રોજ ૧૦ માહ ૫ મો ૧૨૯૬. તા૦ ૧૬ મી જાનેવારી ૧૯૨૭ ઉઠમણામાં (એમની પોતાની પુંજીમાંથી ૪ લાખ મલીને) રૂ. ૪,૩૩,૫૦૦.

ઉપલાં સઘળાં સખાવતના ફંડો વધી આજે કેવાં ભરપુર થયાં છે તેનો ખ્યાલ કરવો મુસ્કેલ નથી.

નોટ:—જેમના જન્મ મરણ આગળ આવી ગયાં છે તેની તારીખ અત્રે પાછી આપી નથી. વળી ઉઠમણામાં જણાવેલી સખાવતોમાં સામટી રીતે મોટે ભાગે મરનારની પોતાની પુંજીમાંથી કીધેલી સખાવતો પણ આવી છે.

## પીટીટ ખાનદાન તરફથી હૈયાતીમાં તેમજ ઉઠમણામાં થયલી એકંદર સખાવતનો રૂ. દોઢ કરોડનો સરવાળો.

| | રૂ. |
|---|---|
| શેઠ માણેકજી નશરવાનજી પીટીટ | ૬૧,૦૦૦ |
| બાઇ હમાબાઇ માણેકજી ન. પીટીટ | ૩૫,૦૦૦ |
| સર દીનશાહ માણેકજી પીટીટ (પહેલા બેરોનેટ) | ૩૫,૫૦,૦૦૦ |
| લેડી સાકરબાઇ દીનશાહ પીટીટ | ૧,૨૯,૫૦૦ |
| બાઇ ભીખાઇજી તે સર દીનશાહ મા. પીટીટના બેટી તથા મી૦ દાદી ન. દાદીશેઠના ધણીયાણી | ૫૬,૪૦૦ |

| | |
|---|---|
| શેઠ કાવસજી દીનશાહ પીટીટ | ૩૩,૨૦૦ |
| બાઇ આવાંબાઇ કાવસજી દી. પીટીટ | ૭૨,૫૦૦ |
| શેઠ ફ્રામજી દીનશાહ પીટીટ | ૧૧,૬૭,૦૦૦ |
| બાઇ આવાબાઇ ફ્રામજી દી. પીટીટ | ૯,૭૮,૫૦૦ |
| શેઠ બહમનજી દીનશાહ પીટીટ | ૧૪,૭૦,૧૧૪ |
| શેઠ નશરવાનજી માણેકજી પીટીટ | ૧૮,૩૬,૫૦૦ |
| બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટ | ૨૭,૭૦,૩૫૧ |
| શેઠ જમશેદજી નશરવાનજી પીટીટ (લાલ-બાગની જમીન ઉપરાંત) | ૪,૪૪,૦૦૦ |
| બાઇ હીરાંબાઇ જમશેદજી ન. પીટીટ | ૪,૩૩,૫૦૦ |

## હૈયાત.

| | |
|---|---|
| બાઇ હમાબાઇ જાહાંગીર કે. મહેતા | ૧૧,૦૦,૦૦૦ |
| શેઠ જાહાંગીર બહમનજી પીટીટ | ૧૦,૦૦,૦૦૦ |

કુલે રૂ. ૧,૫૧,૩૭,૫૬૫

# પ્રકરણ ૪૭ મું.

## શેઠ જમશેદજી નશરવાનજી ખરશેદજી દાદીશેઠ.

**સગાઇ.**

એવણ શેઠ નશરવાનજી ખરશેદજી અરદેશર દાદીશેઠના બીજા (એટલે નાના) દીકરા અને શેઠ દાદી નશરવાનજી દાદીશેઠના નાના ભાઇ થતા હતા.

**જનમ.**

એમનો જનમ તા. ૨૨ મી જુન ૧૮૪૫ (રોજ ૧૮ મો માહ ૧૦ મો (ક) ૧૨૧૪.) ને દીને થયો હતો.

**ગાયન તથા સંચા કામનો અભ્યાસ.**

શેઠ જમશેદજીએ ઇંગ્રેજી ગાયન તેમજ સાંચાકામ સંબંધી સારો અભ્યાસ કીધો હતો અને તે માટે એકવાર ઇંગલંડ પણ જઇ આવ્યા હતા અને ત્યાં એ. આઇ. સી. ઇ. નો ડીપ્લોમા મેળવ્યો હતો.

**રવાન માટે લોખંડની ગાડી.**

ઇ. સ. ૧૮૭૬ માં કેટલાક પારસી ગ્રહસ્થો આપણા રવાનોને લોખંડની ગાડીઓમાં મેલીને અવલમંજલ લઇ જવાની ભલામણ કરવા લાગ્યા હતા, તેમજ તે વિષે ન્યુસ પેપરોમાં તકરારો ચલાવી હતી, અને છેવટે શેઠ જમશેદજી નશરવાનજી દાદીશેઠે એક લોહડાંની ગાડી રવાનને લઇ જવા સારૂ ઇંગ્લાંડથી બનાવીને અતરે મોકલી હતી, અને પંચાએતના ટ્રસ્ટી સાહેબો પર એક પત્ર લખી, તે ગાડીમાં રવાનોને લઇ જવાની ભલામણ કરી હતી. તે ઉપરથી તા૦ ૪ થી જુન ૧૮૭૯ ને દીને શેઠો અરદેશર ડોસાભાઇ મુનશી, એદલજી બહમનજી મારીસ, દાદાભાઇ એદલજી ઓલબલેસ, ખરશેદજી પાલનજી પાંઉવાળા વગેરે આશરે ૩૦૦) જરથોસ્તીઓની સહી સાથે એક સામી અરજી ટ્રસ્ટી સાહેબો જોગ ગઇ હતી, જે ઉપરથી તેઓએ અતરેના પહેલે વાધેના જાણીતા દસ્તુરજી સાહેબોના એ નવી રીત વીષે, દીનની શરીઅત પ્રમાણેના ફતવા લખાવી મંગાવી તે જાહેર કીધા હતા. અર-



શેઠ જમશેદજી નશરવાનજી ખ. દાદીશેઠ.

જન્મ-તા૦ ૨૨ મી જુન ઇ. સ. ૧૮૪૬.

મરણ-તા૦ ૧૦ મી એપ્રીલ સને ૧૮૮૫.

જીના જવાબમાં ટ્રસ્ટી સાહેબોએ તા૦ ૭ મી જુલાઇ ૧૮૭૪ ને દીને જણાવ્યું હતું કે, "ઉપલી એલતેમાસ મુજબ દસ્તુર સાહેબોએ હમારી ઉપર લખી મોકલેલા ફતવા કુલ જરથોસ્તી અંજુમનને વાકેફ થવા સારૂ આ ચોપાનીઆમાં હમોએ છપાવી પ્રગટ કીધા છે. એ ફતવા ઉપર નેગાહ પહોંચાડતાં શેઠ જમશેદજી નશરવાનજી દાદીશેઠે કીધેલી સુચના અમલમાં લાવવાને હમો ભલામણ કરી શકતા નથી.

"બીજુ—આએ જોગવાઇએ સર્વે જરથોસ્તીઓને હમો જાહેર કરીએ છીએ કે આપણી દીનનાં ફરમાનોની વીરૂધ નહિં જાય એવી રીતનો ફેરફાર દસ્તુર સાહેબોની સલાહથી કરવાને હમોએ ઠરાવ કીધો છે, તે ફેરફાર એ છે કે ગેહાનના ઉપરના ભાગ ઉપર ચારે ખુણે તથા પગ અને માંથાની બાજુએ માફકસર ઉંચાઇના લોહડાના સલીઆ જડાવીને તે ઉપર ઘટ કુમાસના કપડાની ચાદરનું ઢાંકણુ કરવું, કે જેથી રૂવાંનનો આકાર બાહેરના લોકોને દીશે નહીં. એ ફેરફાર અમલમાં લાવવાની ઘટતી ગોઠવણુ હવે પછી કરવામાં આવશે."

**સર દીનશાહ પીટીટની વિરૂધતા.**

આ બાબે સર દીનશાહ માણેકજી પહેલા બેરોનેટ, જેવણુ મી૦ જમશેદજીના વડા ભાઇના સસરા થતા હતા, તેવણે સખત વીરૂધતા બતાવી હતી એટલુંજ નહી પણુ તેની વિરૂધ થયલી અરજી ઉપર એક આગેવાન તરીકે સહી કરી હતી. આ સંબંધ મરહુમ મી૦ એસ. એમ. એડવર્ડસ અ.ઇ. સી. એસ. (મુંબઇના માજી પોલીસ કમીશનર,) જેવણે સર દીનસાહ પીટીટની જીંદગીના હેવાલની એક અતી સુંદર બાઇ-ડીંગની ચોપડી ૧૯૨૩ માં લખી પ્રગટ કીધી છે, તેવણુ (પાને ૮૫ માં) જણાવે છે કે:--

" Despite his orthodoxy Sir Dinshaw was always at pains to differentiate between the precepts of true religion and the many and frequently trivial superstitions which had crept into the practices of daily life, and were blindly adopted by many of his co-religionists. He was as much opposed to the latter as he was to any innovation in religious ritual and practice which appeared to him to have no warranty in sacred lore. Thus when Jamshedji N. Dadyseth proposed to abolish the system of nase-salars or corpse - bearers and to transport the dead to the Towers of Silence on a specially constructed vehicle, which

he offered to provide himself, Sir Dinshaw strongly opposed the proposal and was among the first to sign a memorial of protest against it. His view, which was shared by many others, was subsequently upheld by the Dasturs, who gave their verdict against this somewhat revolutionary proposition."

જો કે ઉપલી મી૦ જમશેદજી દાદીશેઠની યોજના તરફ તે વખતે કોમે જબરી નાપસંદગી બતાવી હતી અને તે આજવેર મુંબઇ શહેરમાંજ નહીં પણ જે જે મથકોએ સારી જેવી પારસી વસ્તી છે ત્યાં પણ મોટે ભાગે અમલમાં મુકવામાં આવી નથી, છતાં સાદી નજરે જોતાં આ યોજના તદન ખોટી કહેવાશે નહી અને તેટલે દરજ્જે દાદીશેઠ કુટુંબના આ જવાન નબીરા એક સુધારક લેખી શકાય. પણ જરતોસ્તી મઝહબનું એક ફરમાન જે સેંકડો વરસવેર આ દેશમાં અમલમાં મેલાતું આવ્યું તેને લીધે સગવડના નિયમ ઉપર ફેરફાર કરવાને કોમે ના પાડી છે અને તેને આજે જો કે અરધી સદી પસાર થઇ છે છતાં તે સુધારા માટે કોમ તૈયાર થઇ નથી.

**રવાનો માટેની ગાડી.**

તા૦ ૧૪ મી ફેબ્રુઆરી ૧૮૮૨ ને દીને ધગટપુરા મધે જરથોસ્તી રવાનોને અવલમંજલ લઇ જવા માટે ખાંધિયાઓની પુરતી સગવડ ન હોવાથી રૂ. ૧૨૦૦ ની કીંમતની મઝકુર વીલાયતી લોઢાંની ગાડી શેઠ જમશેદજી દાદીશેઠે અંજુમનને ભેટ આપી હતી.

**દોખમાની પડોશની જમીનની પંચાએત ને બક્ષેશ.**

ચોપાટીના દોખમાંઓની પડોશમાં શેઠ જમશેદજી નશરવાનજી દાદીશેઠની રાએગુન હીલને નામે ઓળખાતી બાપીકી મીલ્કતમાંથી આસરે ૩૪૦૦) વાર જમીન જે દોખમાઓની છેક નજદીકમાં આવેલી હતી તે જમીનનો કટકો તેવણે તા. ૨૧ મી જુલાઇ ૧૮૭૩ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ નશરવાંનજી ખરશેદજી દાદીશેઠના પુનને સારૂ મુંબઇની પારસી પંચાતના ટ્રસ્ટીઓને ભેટ આપ્યો હતો. (જુઓ ઉપર પા. ૨૬૦)

**રાયગુન હીલ.**

અસલ ૧૮૪૦ માં ખુદ મલબાર હીલ ઉપર માત્ર ૪ બંગલા હતા અને ઉપલી રાયગુન હીલ ઉપર એકજ બંગલો હતો ત્યાં આગલ ડા. આરનકલ અને ત્યાર પછી મી. હેન રહેતા હતા. આ રાયગુન



બાઇ દીનબાઇ જમશેદજી ન. દાદીશેઠ.

જનમ—તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૫૨.

મીલકતને માટે એક વેળા રૂ. ૧૨ લાખની ઓફર થયલી કહેવાય છે. એ હીલ શેઠ જમશેદજીને ફાલે પોતાના પીતા તરફનાં વારસા તરીકે આવી હતી.

**ફ્રીમેસન.** મુંબઇ મધે ઇંગ્રેજ તથા પારસી ફ્રીમેસનોની એક નવી લોડજ "ઇસ્ટર્ન સ્ટાર" નામે તા૦ ૨૦ મી જુલાઇ ૧૮૬૮ થી ઉઘાડવામાં આવી હતી. એ લોડજમાં ૧૮૭૯ માં **શેઠ જમશેદજી નશરવાનજી** દાદીશેઠ જોડાયા હતા. વળી લોડજ "રાઇઝીંગ સન" તા. ૩ જી જાનેવારી ૧૮૭૧ ના દીનથી ઉઘાડવામાં આવી હતી તે લોડજ ઉઘાડનારા પ્રથમ ૧૪ પારસી મેમ્બરોમાં શેઠ જમશેદજી પણ એક હતા.

મુંબઈ મધે પારસી ફ્રીમેસનોની એક ત્રીજી લોડજ "સાઇરસ" નામે ૧૮૭૧ માં ઉઘાડવામાં આવી હતી, તે લોડજ ઉઘાડનારા પ્રથમ ૧૨ મેમ્બરોમાં શેઠ જમશેદજી પણ એક હતા.

**મરણ.** શેઠ જમશેદજી નોશરવાનજી દાદીશેઠ રોજ ૨૫ માહ ૮ ક. યઝ. ૧૨૫૪ (તા૦ ૧૦ મી એપ્રીલ ૧૮૮૫) અને શુક્રવારે સવારના કલાક ૭ ને અમલે વાલકેશ્વર ખાતેના એમના બંગલામાં ૩૯ વરસની ઉમરે બહીના રોગથી ગુજર્યા હતા અને તેમને દાદીશેઠના કુટુંબી દોખમામાં લઇ જવામાં આવ્યા હતા.

**ઉઠમણું.** શેઠ જમશેદજીના તા૦ ૧૨ મી એપ્રીલ ૧૮૮૫ ને દીને થયલાં ઉઠમણાંમાં તેમના વીધવા બાઇ દીનબાઇએ રૂ. ૫૦૦ તથા દીકરા શેઠ નશરવાનજીએ રૂ. ૧૦૦૦ તથા દીકરીઓ બાઇઓ આવાં બાઇ, શીરીનબાઇ, ગુલબાઇ તથા માણેકબાઇએ રૂ. ૫૦૦ મલી રૂ. ૨૦૦૦ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.

**ધણયાણી:**—શેઠ જમશેદજીના ધણયાણી બાઇ દીનબાઇ શેઠ ભીમજી માણેકજી બનાજી (તે શેઠ દાદી માણેકજી ભીમજીના ભાઈ) ના બેટી થાય છે. બાઇ દીનબાઇનો જનમ તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૫૨ ને દીને થયો હતો.

તેમના ફ્રરજંદોઃ-શેઠ જમશેદજીને એક બેટો નામે મી૦ નશરવાનજી (બેરીસ્ટર) તથા નીચલી પાંચ બેટીઓ થઇ છેઃ-

| | | |
|---|---|---|
| ૧ | બાઇ આવાંબાઇ | (જ. તા૦ ૮ મી અકટોબર ૧૮૬૯) |
| ૨ | બાઇ શીરીનબાઇ | (જ. તા૦ ૨૬ મી જુલાઇ ૧૮૭૨) |
| ૩ | બાઇ ગુલબાઇ | (જ. તા૦ ૪ થી મે ૧૮૭૪) |
| ૪ | બાઇ બચુબાઇ | (૭ માસમાં ગુજરી ગયા.) |
| ૫ | બાઇ માણેકબાઇ | (જ. તા૦ ૧૧ મી સપટેમ્બર ૧૮૭૬) |

મજકુર બાઇ આવાંબાઇ શેઠ ફ્રરદુનજી નવરોજી ફ્રરદુનજીના ધણીયાણી થાય છે.

(પારસી પ્રકાશ)

તા૦ ૧૦ મી એપ્રીલ ૧૮૮૫.

રોજ ૨૫ માહ ૮ (કદ૦) ૧૨૫૪ યજદેજરદી.

મરણ-જમશેદજી નશરવાંનજી દાદીશેઠ ઉમર વર્ષ ૩૯) શેઠ નશરવાંનજી ખરશેદજી દાદીશેઠના નાધલા દીકરા. એવણે ઇંગ્રેજી ગાયન તેમજ સંચા કામ સંબંધી સારો અભ્યાસ કીધો હતો, અને તે માટે એકવાર ઇંગ્લાંડ પણ જઇ આવ્યા હતા અને ત્યાં એ. આઇ. સી. ઇ. નો ડીપ્લોમાં મેલવ્યો હતો, જ્યાંથી મુંબઇમાં પારસી રવાંનોને ગાડીમાં લેઇ જવા સારૂ એક નમુનાની ગાડી એવણે ૧૮૭૯ માં ભેટ મોકલી હતી, તથા માણસની મદદ વગર યંત્રથી ચાલતા પંખા બનાવી તે માટેનું સરકાર તરફથી પેટંટ પણ મેલવ્યું હતું.

(પારસી પ્રકાશ દફ. ૩ જું પા. ૧૫૦)

[રાસ્ત ગોફ્તાર]

જણાવવાને દલગીરી ઉપજે છે કે દાદીશેઠના પુરાતમ ખાનદાનના એક નબીરા મી૦ જમશેદજી નશરવાનજી દાદીશેઠ ગઇ પરમ દીને ૩૯ વરસની જવાન વયે હક થયા છે. એ મરનાર ગ્રહસ્થને પોતાની નાધલી ઉમરથીજ હરેક પ્રકારના હુનરો શીખવાનો શોખ હતો અને ઇંગ્રેજી ગાયણ તેમજ સાંચાકામ સંબંધી એ મરનારે સારો



શેઠ ફરદુનજી નવરોજી ફરદુનજી તથા કુટુંબ.
(એમના ધણીયાણી બાઇ આવાંબાઇ શેઠ જમશેદજી ન. ખ. દાદીશેઠનાં બેટી થાય છે.)



બાઇ શીરીનબાઇ જમશેદજી ન. દાદીશેઠ.
જ૦મ તા. ૨૬ મી જુલાઇ ૧૮૭૨.



**શેઠ જમશેદજી નશરવાનજી દાદીશેઠનાં બેટીઓ.**

બાહઓ આવાંબાઇ ફરદુનજી નવરોજી જન્મ તા. ૮ મી અકટોબર ૧૮૬૯.

તથા જમણા હાથથી ગુલબાઇ જમશેદજી દાદીશેઠ જન્મ તા. ૪ થી મે ૧૮૭૪.



બાઇ માણેકબાઇ જમશેદજી ન. દાદીશેઠ.

જ. તા. ૧૧ મી સપટેમ્બર ૧૮૭૬.

અભીઆસ કીધો હતો તથા તે માટે એવણુ ઈંગ્લાંડ પણુ જઈ આવ્યા હતા. તેવણે માણુસની મદદ વગર યંત્રથી ચાલતા પંખા બનાવી તે પરનું સરકાર તરફથી પેટંટ પણુ મેળવ્યું હતું. ૧૮૭૯ માં એવણે પારસી રવાનોને અવલમંજલ પોહોચાડવા લઈ જતી વખતે વાપડવાની એક નમુનેદાર ગાડી પોતાના ઉપરીપણાં હેઠલ ઈંગ્લાંડમાં તૈયાર કરાવી અતરે અંજુમનના ત્રસ્ટીઓ ઉપર મોકલી હતી અને જે હાલ ઇગતપુરા ખાતે વાપરવામાં આવે છે.

(રાસ્ત ગોફ્તાર તા૦ ૧૨ મી એપરીલ ૧૮૮૫
પારસી મરતુક ૩ જુ પા. ૧૦૭ મું.)

---

10th April 1885.

Jamsetjiee Nusserwanjee Dadysett – Mr. Jametjee Nusserwanjee Dadysett, a member of the well-known Dadysett family died yesterday morning at his residence at Dadysett Hill, Cumballa Road. The deceased gentleman was about 39 yesrs of age, and had been suffering from consumption for the last five years. He was a man of means, and it was with a view to qualify himself for some profession that he went to England about six years ago and succeeded in obtaining the diploma of A.I.C.E. Having contracted the ailment in England, he returned soon after to Bombay, and was never able to recover from its effects. He was a Freemason, and considered to be an excellent amateur musician.

(Times of India 11th April 1885)

(પારસી મરતુક દ. ૩ જુ પા. ૧૦૮ મું.)

## શેઠ નશરવાનજી જમશેદજી

## ખ. અ. દાદીશેઠ (બેરીસ્ટર)

એવણુ શેઠ નશરવાનજી ખરશેદજી અરદેશર દાદીશેઠના બીજા બેટા મઝકુર જમશેદજીના દીકરા થાય છે.

**જનમ**

શેઠ નશરવાનજીનો જનમ તા૦ ૧૪ મી નવેમ્બર ૧૮૬૬ (રોજ ૨૩ દેપદીન મહા ૩ ખોરદાદ (ક) યઝ. ૧૨૩૬) ને દીને થયો હતો.

**કેળવણી.**

એવણે પોતાના ભેશી ડા. હીરજીભાઇ જાંગીરજી દાદીશેઠ જોડે ૧૮૮૩ માં મુંબઇ યુનીવર્સીટીની મેટ્રીક્યુલેશન પરીક્ષા પસાર કરી હતી.

બીજે વરસ પી. ઇ. થઈ એવણ વેલાત વધુ અભ્યાસ કરવા માટે ગયા હતા અને ૧૮૮૮ ના નવેમ્બર માસમાં એવણે કેમબ્રીજ યુનીવરસીટીની 'પ્રીવીઅસ એક્ઝામીનેશન ઇન આર્ટસ' પસાર કરી જુલાઇ ૧૮૯૦ માં એજ યુનીવરસીટીની બી. એ.ની પદવી મેળવી ૧૮૯૨ માં બેરીસ્ટર થયા હતા.

**રીટાયર્ડ જીંદગી.**

એવણ હાલ વીસ વરસ થયા વેલાતથી મુંબઇ આવી રીટાયર થયા છે.

**દાદાશેઠ હીલ.**

અત્રે ખંબાલા હીલ ઉપર આવેલી દાદીશેઠ હીલના એવણ હાલના માલેક થાય છે અને ત્યાં એવણ ત્રણ બંગલા ધરાવે છે.

**એમના ધણયાણી.**

એવણ હોંગકોંગવાળા સર હોરમજી નવરોજી મોદીનાં બેટી બાઇ શીરીનબાઇ સાથ પરણ્યા છે અને એમને ચાર બેટાઓ જમશેદજી, દાદી, ખરશેદજી તથા હોરમજજી નામના થયા છે.

---



શેઠ નશરવાનજી જમશેદજી ન. દાદીશેઠ (બેરીસ્ટર).

જન્મ-તા૦ ૧૪ મી નવેમ્બર ૧૮૬૬.

# પ્રકરણ ૪૮ મું.

## શેઠ હોમજી ખરશેદજી અરદેશર દાદીશેઠ.

શેઠો દાદી નશરવાનજી ખરશેદજી દાદી તથા જમશેદજી નશરવાનજી ખરશેદજી દાદીના કુટુંબનો હેવાલ આપ્યા બાદ હવે આપણે શેઠ ખરશેદજી નશરવાનજી અ. દાદીના ચોથા બેટા શેઠ હોમજી ખરશેદજી દાદીના હેવાલ ઉપર આવ્યે છીયે.

**હોમજી નામ.** હોમજી નામ પારસીઓમાં બહુ અસાધારણ છે. એ નામ મી૰ હોમજીના વડવા શેઠ હોમજી બેહરામજી તે મોટા દાદીશેઠના બપાવા ઉપરથી અપાયલું લાગે છે. જો કે 'હોમજી' શબ્દ ખુદ હોરમજજી ('હોરમઝદજી') નો અપભ્રંશ થયો માની શકાય.

**જનમ**

એમનો જનમ રોજ ૨૯ માહ કદીમ ૮ મો યઝ. ૧૧૯૪ (તા. ૧૯ મી એપ્રીલ ૧૮૨૫) ને દીને થયો હતો.

એવણ શેઠ ખરશેદજી અરદેશર દાદીભાઇના સર્વથી નાના (ચોથા) બેટા થતા હતા.

**ધંધો** તેવણે ૧૮૫૧ માં પોતાના પીતા ખરશેદજી અરદેશર દાદી (૧૭૮૦–૧૮૫૧) ના મરણ પછી "ખરશેદજી અરદેશરના છોકરાઓ"ને નામે પોતાના ભાઇઓ અરદેશર તથા નશરવાનજી સાથે ઓહોળો વેપાર ચલાવ્યો હતો તથા એવણ મેસર્સ ગ્રે, પીલ કારફસ તથા ફ્રેસનેલ રોશન અને બીજી વેપારી પહેડીઓની દલાલીના કામો ચલાવતા હતા. ૧૮૬૨ માં ભાઇઓથી છુટા પડી એવણે પોતાના હીસાબે વેપાર ચલાવ્યો હતો.

**ગ્રાંડ જુરી.** તા. ૫ મી જુલાઇ ૧૮૬૨ ને દીને અપરાધીઓની છાંડણુ કરનારી સેશન, સુપરીમ કોર્ટમાં પ્યુની જડજ સર જોસફ આરનોલડની હજુરમાં ભરાઇ હતી, તેમાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ 'ગ્રાંડ જુરી'માં બેઠા હતા.



શેઠ હોમજી ખરશેદજી અ. દાદીશેઠ.

જન્મ-તા૦ ૧૯ મી એપ્રીલ ૧૮૨૫, રોજ ૨૯ મો માહ ૮ મો (ક) ૧૧૯૪.

મરણ-તા૦ ૧૮ મી સપટેમ્બર ૧૮૮૪, રોજ ૧ લો માહ ૨ જો (ક) ૧૨૫૪.

**પ્રીન્સ ઓફ વેલ્સના લગનની ખુશાળખતી.**

૧૮૬૩ માં નામદાર પ્રીન્સ અને પ્રીનસેસ ઓફ વેલ્સનાં લગનની ખુશાલી મુંબઇ મધે બતાવવામાં આવી હતી. એ વેળા સાંજના અત્રે સઘળી દેશી તથા અંગ્રેજી નિશાળોના ૮૦૦૦ છોકરાંઓને મેદાન મધે એક જીયાફત આપવામાં આવી હતી જેમાં શેઠ હોરમજી ખરશેદજી દાદીશેઠે અત્રેની ધમંખાતાંઓની સર્વે નિશાળોના છોકરાંઓને એકેક કપડાંની જોડ આપવાને રૂા. ૩૦૦૦) ની રકમ કમીટી ઉપર ભેટ મોકલી આપી હતી.

**છોકરીઓ માટે અંગ્રેજી સ્કુલ.**

તા. ૩૦ મી જુન ૧૮૬૩ ને દીને મરહુમ શેઠ હીરાજી માણેકજી સરાફનાં ઉઠમણામાં તેમના પીતા શેઠ માણેકજી ખરશેદજી સરાફે એક અંજુમન પત્ર વંચાવી છોકરીઓને અંગ્રેજી શિક્ષણ આપવા માટે એક સ્કુલ સ્થાપી હતી, તેના ફંડમાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે રૂા. ૧૦૦૦) ભર્યા હતા.

## યુનીવર્સીટીમાં હોમજી ખરશેદજી દાદી પ્રાઇઝ

શેઠ હોમજીએ તા૦ ૧૦ મી સપટેમ્બર ૧૮૬૩ ને દીને મુંબઇ યુનીવર્સીટીના વાઇસ-ચેનસેલર સર એલેકઝાન્ડર ગ્રાન્ટને લખી જણાવ્યું હતું કે સર્વથી સરસ ઇંગ્રેજી કવિતા જે કોઇ યુનીવર્સીટીનો વિદ્યાર્થી લખે તેને ઇનામ અથવા ચાંદ આપવાથી સાહીત્યની ખીલવણીને ઉતેજન મળી શકશે. આ માટે રૂ. પાંચ હજારની ૪ ટકાની સરકારી લોન તેવણે આપી હતી જેના વ્યાજમાંથી રૂ. ૩૨૦ ની ચોપડીઓનું ઇનામ ઇંગ્રેજી કવિતાનો નીબંધ જે કોઇ સર્વથી સરસ લખે તેને આપવાને પહેલાં ઠેરવ્યું હતું. પણ ઇંગ્રેજી કવિતા માટે ઇનામો માત્ર ૩ પારસી અને એક ઇંગ્રેજ મેળવી શકયા, અને ત્યાર પછી ઘણા વરસ વેર કોઇને ઈનામ ન મલવાથી ૧૮૮૧ માં એવું ઠેરવ્યું કે સાહીત્ય કે તવારીખ કે સાયન્સને લગતી બાબદમાં જે કોઇ સર્વથી સરસ નિબંધ લખી મોકલે તેને એ ઇનામ આપવું. આ ઇનામ દરેક કોમના વિદ્યાર્થી માટે ખુલ્લું છે છતાં ઘણી વેળા તે માટે કોઇ લાયક ઉમેદવાર જણાયો નથી.

**બાળકોને મોજ.**

તા૦ ૨૪ મી અકટોબર ૧૮૬૩ ને દીને શેઠો હોમજી ખરશેદજી દાદીશેઠ અને કાવસજી માણેકજી લીમજીએ મળી અત્રેના જુદી જુદી નીશાળોના બાળકોને એક ધર્મોદા નાટક દેખાડયો હતો, અને ત્યાં તે છોકરાને ચા પાણીની પણ સગવડ કરી આપી હતી.

**કેથલીક ઓરફનેજ ફંડ.**

ભાયખાલે નેસબીટ લેનમાં બંધાતા કેથલીક ઓરફનેજને માટે એક ફંડ ઉભું થયું હતું તેમાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે સારી રકમ ભરી હતી.

**સુલેહના અમલદાર.**

૧૮૬૪ મા શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ સુલેહના અમલદાર નેમાયા હતા.

**દસ્તુર ફંડ.**

૧૮૬૪ માં કદમી પંથના વડા દસ્તુર અરદેશર રૂસ્તમજી મુલ્લાં ફીરોજ મરણ પામવાથી તેમની જગોપર નવો દસ્તુર ઠેરવવાને અત્રેની કદમી અંજુમનની એક જાહેર સભા કોટ મધેના મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાનજીવાળાં ઘરમાં મળી હતી. સભામાં દસ્તુર સોરાબજી રૂસ્તમજી મુલ્લાં ફીરોજનાને તેમના ભાઈની જગોપર દસ્તુર મુકકર કરવાનો ઠરાવ થયો હતો. ત્યારબાદ સભાએ હમણાંના તેમજ ભવીષ્યના દસ્તુરને પગાર કાયમ મળે તેટલા સારૂ એક ફંડ ઉભું કરવાનો ઠરાવ કર્યો અને એ સંબંધ એક કમીટી મુકકર થઇ હતી જેમાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ એક અધીકારી તરીકે નેમાયા હતા. ઉપલાં ફંડમાં શેઠ હોમજીએ રૂા. ૩૦૦ ભર્યા હતા.

**સંસ્કૃત લાઇબ્રેરી**

તા. ૨૫ મી જાનેવારી ૧૮૬૪ ને દીને અત્રેની એલફીનસ્ટન કોલેજ મધે સંસ્કૃત ભાષાનું એક લાયક પુસ્તકખાનું ઉઘાડવા માટે સર અલેકઝાંનડર ગ્રાંટે એક લીસ્ટ ઉભું કીધું હતું, એમાં પારસીઓએ રૂા. ૪૪૭૫ ભર્યા હતા જેમાં કેળવણીના ઉત્સાહી ઉતેજક શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે સારી રકમ ભરી હતી.

ઇ. સ. ૧૮૬૪ માં મહાબલેશ્વર મધે એક "એસેમબલી રૂમ" ઉઘાડવાને અત્રેના લોર્ડ બીશપ તથા બીજા આગેવાન ગ્રહસ્થોએ એક ફંડ ઉભું કીધું હતું, જેમાં શેઠ જીવસજી માણેકજી તથા શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે રૂ. ૫૦૦) ભર્યા હતા. એ ફંડમાં શેઠ ફરામજી નશરવાનજી પટેલે સારી મદદ કરી તેટલા માટે એમની ખાહેશ મુજબ એ મકાનનું નામ "એસેંબ્લી રૂમ" ને બદલે "ફ્રીઅર ઇન્સ્ટીટયુટ" કરી રાખવામાં આવ્યું હતું.

**મહાબલેશ્વર ફ્રીઅર ઇન્સ્ટીટયુટ.**

૧૮૬૪ માં પુના મધે ગરીબોને આસરો આપવા માટે એક એસાએલમ બાંધવાને ફંડ ઉભું કરવામાં આવ્યું હતું, જેમાં મી૦ દેવીડ સાસુને રૂ. ૫૦૦૦૦) તથા પારસીઓએ રૂ. ૨૬૩૨૦) ભર્યાં હતા. તે ફંડ મધે શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ તથા શેઠ હોરમજજી જાંગીરજી દાદીશેઠ દરેકે સારી રકમ ભરી હતી. એ ખાતાંને "દેવીડ સાસુન એસાએલમ" કરી નામ આપવામાં આવ્યું હતું.

**પુના એસાઈલમ.**

કલકત્તા અને તેની આસપાસના તાલુકાઓમાં એક મોટું તોફાન થવાથી હજારો મકાન તારાજ થયાં તથા સેંકડો વહાણો ડુબી ગયાં, અને દરીઆના પાણી ૩૦ ફીટની ઉંચાઇ સુધી ચઢી આવ્યાં હતાં, જેથી બેહદ માણસો દુખી થયાં હતાં. તે લોકોનું દુઃખ ટાળવા એક જંગી જાહેર સભા અત્રે મુંબઇમાં મલી હતી. એ બાબદસર ઉભાં કરવામાં આવેલાં ફંડમાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે રૂ. ૫૦૦૦) આપ્યા હતા.

**તોફાનના સંકટ માટે મદદ.**

૧૮૬૬ માં 'ફાઇનેનશીઅલ એશોસીએસન ઓફ ઈંડીઆ એન્ડ ચાયના'ના ડીરેકટર તરીકે શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ જોડાયા હતા. એજ માફક ઓરીયેન્ટલ ઇન્સ્યુરંસ સોસાયટી તેમજ સ્કોટ પ્રેસ કંપની તથા ગોવા કોરી કુંપનીના ડીરેકટરોની બોર્ડમાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠની નેમણુંક થઇ હતી.

અતરેની બોમ્બે બેન્કને બહુ મોટું કરજ થવાથી અને તે અદા નહી કરી શકવાથી બેંન્કનો વહીવટ બંધ કરવાનો તેના ભાગીદારોએ ૧૮૬૯ માં ઠરાવ કીધો હતો. કેટલાક ભાગીદારોએ

**મુંબઇ બેંક.**

ઇંગ્લાંડ સેક્રેટરી ઓફ સ્ટેટને એ બેન્કના માઠા વહીવટ બાબે ફરીયાદ લખી મોકલવાથી બેંકના વહીવટ સંબંધી તલાસ અને પુછપરછ કરી રીપોર્ટ કરવાને સેક્રેટરી ઓફ સ્ટેટના ફરમાવ્યાથી હિંદુસ્થાનની સરકારે એક ખાસ ધારો પસાર કરી એક કમીશન નેમ્યું હતું, જેની સમક્ષ ઘણા શહેરીઓની જુબાની લેવાઇ હતી તેમાં શેઠ હોરમજી ખરશેદજી દાદીશેઠે પણ સાક્ષી આપી હતી.

**મહારાણીના છોકરાને માનપત્ર.**

તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૭૦ ને દીને નામદાર મહારાણી વિકટોરીયાનો બીજો પુત્ર શાહજાદો આલફ્રેડ અથવા ડયુક ઓફ એડીનબરો દુનિઆની મુસાફરીએ નીકળેલો કલકત્તે થઇ મુંબઇ આવ્યો હતો. તેમના માનમાં પરેલના સરકારી મહેલમાં એક "રીસેપશન" ભરવામાં આવ્યું હતું. જેમાં અત્રે આવેલા સઘળા દેશી રાજવંશીઓ, જુદી જુદી જ્ઞાતના આગેવાન રહેવાસીઓ તથા ઘણા પારસીઓએ હાજરી આપી હતી તેમાં શેઠ હોરમજી ખરશેદજી દાદીશેઠને પણ નોતરવામાં આવ્યા હતા.

## યુનીવર્સીટી ફેલો.

તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૭૧ ના દીને મુંબઇની યુનીવરસીટીના એક "ફેલો" તરીકે સરકારે શેઠ હોરમજી ખરશેદજી દાદીશેઠની નેમણુંક કરી હતી.

**શેઠ કાવસજી જાંહગીરની યાદગીરી.**

શેઠ કાવસજી જાંહગીરજી રેડીમની સી. એસ. આઇ. એ લગભગ રૂ. ૧૫ લાખની રકમ ધર્મ ખાતે આપી હતી; તેમને અત્રેના લોકો તરફથી તેમની યાદગીરી કાયમ રાખવા સારૂ અત્રેના આગેવાન ગ્રહસ્થોની એક સભા મજગામ કાસ્ટલ મધે તા. ૧૫ મી અકટોબર ૧૮૭૧ ને દીને ઓનરેબલ સર જમશેદજી જીજીભાઇ બૅરોનેટ, સી. એસ. આઇ. ના પ્રમુખપણા હેઠલ મળી હતી, જે વેળાએ એ સખી શેઠનું એક બાવલું ઉભું કરવાનો ઠરાવ થયો હતો. એ બાબદસર એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું, જેમાં શેઠ હોરમજી ખરશેદજી દાદીશેઠે રૂ. ૫૦૦ ની રકમ ભરી હતી.

**વાઇસરોયનું ખુન.**

હિંદુસ્થાનના નામદાર વાઇસરોય અને ગવરનર જનરલ અર્લ ઓફ મેયોનું ૧૮૭૨ માં પોરટ બ્લેર ખાતે શહેરઅલી નામના કોઇ ચંડાળ બંદીવાને ખુન કરવાથી તેમની વિધવા સ્ત્રી કાઉંટેસ ઓફ મેયોને દીલસોજી દેખાડવા બાબે મુંબઇના શહેરીઓએ એક પત્ર લખ્યો હતો. તે ઉપર ઘણાં પારસી ગ્રહસ્થોએ સહી આપી હતી જેમાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠની પણ હતી.

**યાદગારીની સભા.**

તા૦ ૪ થી મે ૧૮૭૨ ને દીને મરહુમ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇની યાદગીરી કાયમ રાખવા માટે એક જાહેર સભા "ઓલબ્લેસ બાગ" મધે મળી હતી ત્યાં શેઠ મનચેરજી નવરોજજી બનાજીની એક દરખાસ્તને શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે ટેકો આપ્યો હતો.

**મ્યુ૦ કોરપોરેટર.**

મુંબઇ મ્યુનીસીપલ ખાતાંનો વહીવટ જે સુલેહના અમલદારો મારફત ચાલતો હતો તે ૧૮૭૨ ના ૩ જા કાયદા પ્રમાણે

| | | | |
|---|---|---|---|
| કર ભરનારાઓ તરફના | ... | ... | ૩૨ |
| સુલેહના અમલદારોના | ... | ... | ૧૬ |
| સરકાર તરફના | ... | ... | ૧૬ |

મળી ૬૪ અધીકારીઓના એક મ્યુ. કોરપોરેશનથી ચલાવવાનુ નક્કી થયું હતું તેની રૂએ તા૦ ૨૨ મી આગસ્ટ ૧૮૭૩ ને દીને સરકાર તરફના ૧૬ અધીકારીઓ નેમાયા હતા જેમાં ૧૨ અંગ્રેજ, ૨ હિંદુ, ૧ મુસલમાન તથા જે ૧ પારસીની નેમણુક થઇ તે શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠની હતી.

**નીમક ઉપર કર**

૧૮૭૩ માં મુંબઇ સરકારની ધારા બાંધનારી સભાની હજુરમાં નીમક સંબંધી ધારાનું જે બીલ રજુ કરવામાં આવ્યું હતું તથા અગત કરી આ ઇલાકામાં ધારા બાંધવાના કામમાં જે ઉતાવળ કરવામાં આવે તેની વિરૂદ્ધ વિચાર કરી સરકાર ઉપર એક અરજી મોકલવાની બાબદસરનો ઠરાવ કરવાને મુંબઇના રહેવાસીઓની એક જાહેર સભા બોલાવવાને શેરીફ ડાકટર ટી. જી. હયુલેટ ઉપર રેકવીઝીશન મોકલ્યું હતું તેની

રૂએ એક જાહેર સભા ટાઉન હૉલમાં મી૦ જે. એ. ફારબસના પ્રમુખપણાં હેઠલ મળી હતી જેમાં પ્રોટેસ્ટ કરનારી કમીટીમાં શેઠ હોરમજી ખરશેદજી દાદીશેઠ પણ નેમાયા હતા.

**દુકાળનું સંકટ નિવારણ.**

બંગાલ ઇલાકામાં પડેલા દુકાળથી લાચારીમાં આવેલાઓને મદદ કરવા થકી અત્રે એક ફંડ ઉભું કરવાને અત્રેના ટાઉન હૉલમાં તા. ૧૪ મી ફેબરૂઆરી ૧૮૭૩ ને દીને મળેલી એક જાહેર સભામાં એક કમીટી નેમાઇ હતી તેમાં શેઠ હોરમજી ખરશેદજી દાદીશેઠને પણ દાખલ કીધા હતા.

**હુલ્લડ વિરૂધ કમીટી.**

તા. ૧૩ મી ફેબરૂઆરી ૧૮૭૪ તથા તે પછીના દીવસોએ થયલાં મુસલમાનોના હુલ્લડને લીધે પારસીઓને જે હેરાનગતી પહોંચી તથા સત્તાવાલાઓ તરફથી અપમાનો થર્યા તે માટે ઘટતે ઠેકાણે દાદ માંગવાને એક અરજી કરવાનો વિચાર ચલાવવા સારૂ લગભગ ૫૦૦ પારસી આગેવાન ગ્રહસ્થોની એક સભા મળી હતી તે મધે એ બાબદસર એક કમીટી નેમવામાં આવી હતી જેમાં શેઠ હોરમજી ખરશેદજી દાદીશેઠ પણ નેમાયા હતા.

**મ્યુનીસીપલ કોરપોરેટર.**

તા. ૪ થી સપ્ટેંમ્બર ૧૮૭૫ ને દીને મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના આવતા બે સાલને માટે કર ભરનારાઓ તરફના ૩૨) અધીકારીઓની ચુંટણી થઇ હતી, જે વેળા ૩ ઇંગ્રેજ, ૧૧ હિંદુ, ૪ મુસલમાન તથા ૧૪ પારસી કોરપોરેટરો તરીકે ચુંટાયા હતા, તેઓમાં એક શેઠ હોરમજી ખરશેદજી દાદીશેઠ પણ હતા.

૧૮૭૯ ના સાલમાં સુધેહના અમલદારો તરફના નીચલા પાંચ પારસીઓ કોરપોરેટર તરીકે ચુંટી કહાડ્યા હતા:—(૧) સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ. (૨) ઓનરેબલ ડોસાભાઇ ફરામજી કરાકા. (૩) ખા. બા. બેરામજી દાદાભાઇ રજીસ્ટ્રાર. (૪) શેઠ પીરોજશાહ મહેરવાનજી મહેતા તથા (૫) શેઠ હોરમજી ખરશેદજી દાદી.

મુંબઇના નવા મ્યુનીસીપલ કોરપોરેશનના સુધેહના અમલદારો તરફના ૧૬ સભાસદોની તા. ૫ મી ફેબરૂઆરી ૧૮૮૩ ને દીને ચુંટણી

બઇ જે વેળાએ ૫ ઇંગ્રેજ, ૧ પોર્ટુગીઝ, ૪ હિંદુ, ૧ મુસલમાન, તથા ૫ પારસીઓને ચુંટી કાઢયા હતા, તેમાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ પણ હતા.

## મેટ્રીમોન્યલ કોર્ટ.

શેઠ હોમજી ૧૮૭૨ માં મુંબઇની પારસી ચીફ મેટ્રીમોનીઅલ કોરટના ડેલીગેટ તરીકે નેમાયા હતા.

**પ્રીન્સ ઓફ વેલ્સને માન**

૧૮૭૫ ના સાલમાં નામદાર પ્રીન્સ ઓફ વેલ્સ મુંબઇ પધાર્યા તેમને લાયક રીતે માન આપવાને ગોઠવણ કરવા સારૂ અત્રે મળેલી રહેવાસીઓની એક જાહેર સભાએ જે કમીટી નેમી હતી તે મધે શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠને પણ સામેલ કીધા હતા. અને એ બાબદસર ભરાયલા ફંડમાં શેઠ હોમજીએ પણ સારી રકમ આપી હતી.

**મહારાણી વિકટોરીયાને માનપત્ર**

૧૮૭૭ ના સાલમાં નામદાર મહારાણી વિકટોરીયાએ એમપ્રેસ ઓફ ઇંડીઆનો ખેતાબ ધારણ કર્યો તે બાબે એ નામદાર ઉપર પારસી કોમ તરફથી મોકલવા ધારેલું માનપત્ર બહાલ રાખવાને મુંબઇના જરથોસ્તી રહેવાસીઓની એક જાહેર સભા સર જમશેદજી જીજીભાઇએ બોલાવી હતી તે સભા મધે ઓનરેબલ સોરાબજી શાપુરજી બંગાળીએ રજુ કીધેલી એક દરખારતને શેઠ હોમજીએ ટેકો આપ્યો હતો.

## સર જમશેદજી જીજીભાઇની સેવાઓની નોંધ.

૧૮૭૭ ના સાલમાં મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બેરોનેટના મરણ વિષેની નોંધ અંજુમનના દફતરમાં લેવા માટે જરથોસ્તીઓની મળેલી સભામાં એક દરખારત જે શેઠ નશરવાનજી રતનજી ટાટાએ કીધી હતી તેને શેઠ હોમજીએ ટેકો આપ્યો હતો.

## સર જ. જી. પા. બી. ઇન્સ્ટીટયુશન

"સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલન્ટ ઇન્સ્ટીટયુટ" ના એક અધિકારી મરહુમ શેઠ પેસ્તનજી જાંહગીરજી તારાચંદની જગોપર એક નવો અધિકારી ઠેરવવા માટે તા૦ ૨૪ મી સપ્ટેમ્બર

૧૮૭૭ ને દીને એ ખાતાની એક સભા મળી હતી. તે વેળાએ સર્વના એકમતથી શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠને એ જગોપર મુકરર કરવામાં આવ્યા હતા.

એ ઉપરાંત શેઠ હોમજી વેપાર ધારા વગેરે અનેક પ્રજા તેમજ કોમી લાભના સવાલોમાં આગેવાની લેતા હતા.

**ખેડુતોની તરફેણદારી.** હિંદુસ્થાનની વડી ધારાસભામાં પસાર થયલો "જમીનની મેહસુલ સંબંધી બાબદોમાં મુંબઇ ઇલાકાની દીવાની અદાલતોની સત્તા હદમાં રાખવાને લગતો ધારો" કે જેથી ખેડુતોના મોઢાં બંધ થઇ જઇ તેમની ફરીઆદો દીવાની અદાલતોમાં નહિ લઇ જવાય, તે ધારો નામંજુર રાખવા માટે ઈંગ્લંડ ખાતે સેક્રેટરી ઓફ સ્ટેટ ઉપર એક અરજી કરવાનો ઠરાવ કરવાને તા૦ ૧૮ મી એપ્રીલ ૧૮૭૬ ને દીને એક જાહેર સભા ભરાવા સારૂ રેકવીઝીશન મોકલ્યું હતુ તેમાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે પણ સહી આપી હતી.

**કલકત્તાનું પ્રદર્શન.** તા૦ ૫ મી એપ્રાલ ૧૮૮૩ ને દીવસે કલકત્તા મધે આવત ડીસેંમ્બર માસમાં થનારાં મોટા પ્રદર્શનમાં મુંબઇ ઇલાકાની પેદાશ બરાબર રજુ કરવા માટે અતરેની સરકારે નેમેલી કમીટીમાં ત્રણ પારસી ગ્રહસ્થો —ઓનરેબલ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, શેઠો દીનશાજી માણેકજી પીટીટ અને નાનાભાઇ બેહરામજી જીજીભાઇ હતા. ત્યારબાદ એ કમીટીના સભાસદોમાં વધારો કરવામાં આવ્યો હતો, જેથી શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠનું નામ પણ ઉમેરયું હતું.

આ પ્રદર્શન ભરાયું ન હતું પણ એ માટેનું ગેરંટી ફંડ ઉભું થતાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે રૂા. ૨૫૦૦) ની મોટી રકમ ભરી હતી. અને એજ પ્રદર્શનમાં અતરેની પેદાશો મોકલવા બાબદ સરનું ફંડ ઉભું થતાં શેઠ હોમજીએ પણ તેમાં સારી રકમ ભરી હતી.

**ખજાનચીને માનપત્ર.** હિંદુસ્થાનનો ખજાનચી મેજર ધી ઓનરેબલ સર ઈવેલીન બેરીંગ જે અહિંથી વદાય થતો હતો અને જે નામદાર મીસર ખાતે પોતાનો નવો ઓહ્દો લેવા જવાને તા૦ ૨૮ મી ઓગસ્ટ ૧૮૮૩ ને દીને અત્રે આવ્યો હતો, તેને માનપત્ર આપવા માટે

એક જાહેર સભા મળી હતી અને એક ડેપ્યુટેશન તેયાર કર્યું હતું જેમાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ પણ શામેલ હતા.

**ડયુક ઓફ્ કોનોટને માન.**

નામદાર મહારાણી વિકટોરીઆનો ત્રીજો પુત્ર ડયુક ઓફ્ કોનોટ હિંદુસ્થાનમાં એક લશ્કરી ઓહ્દો લેવા માટે પોતાના બાનું સાથે પહેલવહેલો મુંબઇમાં આવનાર હોવાથી તે નામદારને અત્રેના રહેવાસીઓ તરફથી ઘટતું માન આપવા તથા આવકાર દેવાનો ઠરાવ કરવાને તા૦ ૨૫ મી અકટોબર ૧૮૮૩ ને દીને અતરેની મ્યુનીસીપલ ઓરીસમાં આગેવાન ઇંગ્રેજ તથા દેશી ગ્રહસ્થોની એક સભા એડવોકેટ-જનરલ ઓનરેબલ જોન મેરીઅટના પ્રમુખપણા હેઠળ મળી હતી. આ વેળાએ એ કારણસર ઘટતી ગોઠવણો તથા ઉઘરાણું કરવા માટે એક કમીટી નેમાઇ હતી તે કમીટીમાં ૩૦ ઇંગ્રેજ, ૫૬ હીંદુ, ૨૦ મુસલમાન, ૪ પોર્ટુગીઝ, ૧ યાહુદી તથા ૬૩ પારસીઓ નેમાયા હતા જેમાં શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ પણ હતા.

**તેમના બહેનનું ઉઠમણું**

તા૦ ૧૨ મી મે ૧૮૮૪ (રોજ ૨૭ માહ ૮ (શે૦) ૧૨૫૩ યજદેજરદી)ને દીને મરહુમ બાઈ મહેરબાઇ તે મરહુમ જાંહગીરજી હીરજીભાઇ રેડીમનીના વીધવા તથા મરહુમ ખરશેદજી અરદેશર દાદીશેઠના બેટીના ઉઠમણામાં તેમના દીકરા શેઠ હીરજી જાંહગીરે રૂ. ૧૮૦૦), દીકરાના દીકરા શેઠ જાંગીર કાવસજીએ રૂ. ૧૦૦૦), ભાઇ શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે રૂ. ૫૦૦), દીકરાના દીકરા શેઠ નશરવાનજી જીવનજીએ રૂ. ૫૦૦), દીકરીની દીકરી બાઇ કુંવરબાઇ ધનજીભાઇ મામાએ રૂ. ૫૦૦ અને બીજા ખેશીઓએ રૂ. ૨૦૦ મળી રૂ. ૪૫૦૦ ધર્મ ખાતાઓમાં આપ્યા હતા.

**મરણ.**

શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠ રોજ ૧ લો માહ ૨ જો (ક. ય. ઝ. ૧૨૫૪ (તા૦ ૧૮ મી સપટેમ્બર ૧૮૮૪) અને ભેસ્પતવારે મઝગામ મધે એમના બંગલામાં સાંજના કલાક ૫) ને શુમારે ૬૦ વરસની વયે લકવાની બીમારીથી ગુઝરી ગયા હતા અને તેમને દાદીશેઠન કુટુંબી દોખમામાં લઇ જવામાં આવ્યા હતા.

ઉઠમણું.

તા૦ ૨૦ મી સપ્ટેંબર ૧૮૮૪ ને દીને મરહુમ શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠના ઉઠમણામાં તેમનાં વીધવા બાઇ ચાંદનબાઇએ રૂ. ૫૦૦, દીકરા શેઠ દાદીભાઇએ રૂ. ૫૦૦ અને સાસુ ડાવેજર લેડી રતનબાઇએ રૂ. ૫૦૦ મળી રૂ. ૧૫૦૦ ધર્મખાતાઓમાં આપ્યા હતા.

શેઠ હોમજીના મરણની નોંધ અત્રેના છાપામાં નીચે મુજબ લેવાઇ હતી:—

(પારસી પ્રકાશ)

તા૦ ૧૮ મી સપટેમ્બર ૧૮૮૪, રોજ ૧ માહ ૨ (ક) ૧૨૫૪ યઝદેજરદી,

મરણ—મુંબઇમાં, હોમજી ખરશેદજી દાદીશેઠ ઉમર વર્ષ ૬૦ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના નાખલા દીકરા, એવણ ૧૮૫૧ માં પોતાના બાપના મરણ પછી "ખરશેદજી અરદેશરના છોકરાઓ"ને નામે પોતાના મરહુમ ભાઈઓ અરદેશર તથા નસરવાનજીની સાથે ઓહળો વ્યાપાર તથા મેશર્સ મરે, પીલ કાસલસ, તથા કરેસવેલ રોશન અને બીજી વ્યાપારી પહેડીઓની દલાલીના કામો ચલાવતા હતા. એ બાદ ૧૮૬૨ માં ભાઇઓથી છુટા પડતાં પોતાને હીસાબે વ્યાપાર ચલાવ્યો હતો. ૧૮૬૩ ના સપટેમબર માસમાં એવણે મુંબઈની યુનીવરસીટીમાં રૂ, ૫૦૦૦) ની રકમ તેના વ્યાજમાંથી દર સાલ પોતાના નામનું એક ઇનામ આપવાને ભેટ આપી હતી. એવણ ૧૮૬૨ થી સુલેહના અમલદાર, ૧૮૭૦ માં પારસી મેટ્રીમોન્યલ કોરટના એક ડેલીગેટ, ૧૮૭૧ માં મુંબઇની યુનીવરસીટીના ફેલો, ૧૮૭૨ થી સર જમશેદજી બેનીવોલંટ ઇનસ્ટીટયુટના એક અધીકારી અને ૧૮૭૪ માં મુંબાઇના મ્યુનીસીપાલ કારપોરેશનના એક મેમ્બર નેમાયા હતા.

(રાસ્ત ગોફતાર)

હોમજી ખરશેદજી દાદીશેઠ—આ અઠવાડયામાં મ્યુનીસીપલ કોરપોરેશનના એકદમ બે સભાસદોનાં મરણ નીપજ્યાં છે. એઓમાનાં પેહલા અતરેનાં દાદીશેઠનાં પુરાતમ ખાનદાનના એક નબીરા શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠના ગયા ભરેસપતવારની સાંજનાં ૬૦ વરસની વયે હક થયા હતા. એ મરનાર ૧૮૫૧ માં પોતાના બાપનાં મરણ

પછી "ખરશેદજી અરદેશરના છોકરાઓ"ને નામે પોતાના મરહુમ ભાઇઓ અરદેસર તથા નસરવાનજીની સાથે ભેલ્હવો વેપાર તથા મેશ- રસ ગરે, પીલ કાસલસ, તથા કરેસવેલ રોસન અને બીજી વેપારી પેહડીઓની દલાલીનાં કામો ચલાવતા હતા, એ બાદ ૧૮૬૩ માં ભાઇઓથી છુટા પડી પોતાને હીસાબે વેપાર ચલાવ્યો હતો. ચોપાટી મધે નાચાર ધરાનીઓને રહેવાની ધરમશાલા એવણે પોતાના ભાઇ- ઓની સાથે મલી રૂ. ૬૫૦૦૦ ને ખરચે પોતાના બાપનાં નામે બંધાવી ૧૮૫૩ ના આગસ્ટ માસમાં ખોહલી મુકી હતી. ૧૮૬૩ ના સપટેમ્બર માસમાં એવણે મુંબઇની યુનીવરસીટીમાં રૂ. ૫૦૦૦) ની રકમ તેના વ્યાજમાંથી દર શાલ પોતાના નામનું એક ઇનામ આપવાને ભેટ આપી હતી. એવણુ ૧૮૬૨ થી સુપ્રેહના અમલદાર, ૧૮૭૦ થી પારસી મેત્રીમોનીઅલ કોરટના એક ડેલીગેટ, ૧૮૭૧ થી મુંબઇની યુનીવરસીટીના ફેલો, ૧૮૭૨ થી સર જમશેદજી બેનીવોલંટ ઇનસટી- ટીઉટના એક અધીકારી, અને ૧૮૭૪ થી મુંબઇનાં મયુનીસીપલ કોરપોરેશનના એક મેમ્બર હતા.

(રાસ્ત ગોફ્તાર, તા૦ ૨૧ મી સપ્ટેમ્બર ૧૮૮૪ પારસી મરત્યુક દફ્. ૨ પા. ૮૬ મું)

## THE TIMES OF INDIA

HOMEJEE CURSETJEE DADY—We regret to announce the death from paralysis of Mr. Homejee Cursetjee Dady, the eldest member of the well known Dadysett family, at his residence at Mazagon, on Thursday afternoon, at the age of 60 years. Mr. Homejee was descended from an opulent and well-known Parsee family, and was the uncle of the late Sir Cowasjee Jehangeer, Kt., C.S.I., and like the latter was a most successful merchant. Mr. Homejee, through his tact and keen foresight, considerably augmented his ancestral property, and it was during his palmy days that he contributed a large sum of money to the funds of the Bombay University which annually awards a prize bearing his name. Mr. Homejee was kind and courteous in his behaviour, and was much respected. The fact of his being very popular with the members of his com-

munity was unmistakably shown by the large number of influential persons who attended his funeral yesterday. He was one of the earliest native Justices of Peace, a Fellow of the Bombay University, a delegate of the Parsee Chief Matrimonial Court, and had been a member of the Municipal Corporation from the date of its establishment. He leaves behind him a widow, who is the sister of the present Sir Jamsetjee Jejeebhoy, a most accomplished lady, and an only son, a lad of about 12 years of age.

(Times of India, 20th September 1884).

## શેઠ હોમજીના ધણ્યાણીઓ.

શેઠ હોમજીનાં પહેલાં ધણ્યાણી બાઇ જીવણબાઇ પહેલા સર જમશેદજી જીજીભાઈ બેરોનેટના એક નબીરી અને (બીજા) સર જમશેદજી (ખરશેદજી) ના વડાં બેટી થતાં હતાં, જેવણુ રોજ ૭ મો માહ ૪ (ક) ૧૨૨૩ તા. ૧ લી ડીસેમ્બર ૧૮૫૫ અને શનીવારે ગુજર પામ્યાં હતાં.

શેઠ હોમજીનાં બીજાં ધણીયાણી બાઇ ચાંદનબાઇ બીજા સર જમશેદજી જીજીભાઇના બેટી થતાં હતાં જેવણુ મી૰ હોમજીના મરણુ પછી મી૰ હોરમારજી અરદેશર વાહડીઆને પરણ્યાં હતાં.

## ઉઠમણું

તા૰ ૯ મી અકટોબર ૧૮૫૯ ને દીને શેઠ હોમજી ખ. દાદીશેઠે પોતાના ધણુયાણી મરહુમ બાઇ જીવણુબાઈના પુનને માટે રૂ. ૨૦૦૦ ની નોટ ઇરાન દેશના ધરમખાતાંમાં આપી ખાતું પડાવ્યું હતું.

## BOMBAY TIMES

Jeevanboy, wife of Homjee Cursetjee Dady;–We have heard with much regret of a heavy domestic affliction which has befallen Sir Jamsetjee Jeejeebhoy in the death of a grand-child the eldest daughter of his son Cursetjee. The melancholy event occurred on Saturday last.

(Bombay Times 4th December 1855.)



દાદી હોમજી ખરશેદજી દાદાશેઠ.

જન્મ- ઇ. સ. ૧૮૭૧.

મરણ-તા૦ ૧ લી મે ૧૮૯૩.

## શેઠ દાદીભાઇ હોમજી ખ. દાદીશેઠ

હોમજી ખરશેદજી દાદીશેઠ તથા ધણીઆણી ચાંદનબાઇના એકપુરા દીકરા થતા હતા. મી૦ દાદી હોમજી રોજ ૧૮ માહ ૯ (કે) ૧૨૬૨ તા૦ ૧ લી મે ૧૮૯૩ વાર સોમે રાતના ૧૦ કલાકે મજગામ હોમજી શેઠના બંગલામાં વર્ષ ૨૨ ની વયે (લગન કરવા પછી ૧ મહીના ૧૧ દીવસ રહીને) ગુજરયા હતા.

દાદીબાના ધણ્યાણી બાઇ શીરીનબાઇ મુલ્લાં ફીરોઝ હતાં જેવણુ પાછળથી શેઠ ખરશેદજી જમશેદજી અરદેશર વાડીઆ સાથે પરણ્યાં છે.

ઉઠમણું.

શેઠ દાદી હોમજી દાદીશેઠના રોજ ૨૦ માહ ૯ (કદમી) યઝદ. ૧૨૬૨ ને દીને થયલાં ઉઠમણામાં રૂ. ૧૬૦૦ તેમના ખેશીઓએ ભરયા હતા.

# અહેવાલે ખાનદાને દાદીશેઠ.

## શેઠ જાંહગીરજી અરદેશર દાદીશેઠ.

# પ્રકરણ ૪૯ મું.

## શેઠ જાંહગીરજી અરદેશર દાદીશેઠ.

દાદીશેઠ કુટુંબના સ્થાપક મરહુમ શેઠ દાદીભાઇ નશરવાનજીના સકરમી બેટા અરદેશર દાદીના પહેલા બેટા ખરશેદજી અરદેશર દાદીની વંશાવલી પુરી કરી હવે શેઠ અરદેશરના બીજા બેટા મી૦ જાંહગીર અરદેશર દાદીની શાખા ઉપર આપણુ આવ્યે છીયે.

શેઠ જાંગીરજી અરદેશર દાદીભાઇ નોશીરવાનજીનો જન્મ યઝદે. ૧૧૫૧ (ઇ. સ. ૧૭૮૧) માં થયો હતો.

મી૦ જાંગીર પોતાના ભાઈ ખરશેદજીથી ૩ વરસ નાના હતા. તેમના પીતા ગુજરયા ત્યારે તેમની ઉમર ૨૮ વરસની હતી.

**ભાગીદારી**

આપણે ઉપર જોયું તેમ ઈ. સ. ૧૮૧૦ માં પોતાના પીતાના મરણ પછી શેઠ જાંગીરજી પોતાના વડા ભાઇ ખરશેદજી સાથ વેપારમાં ભાગીદાર થયા અને તેમની પહેડી "ખરશેદજી અને જેહાંગીર અરદેશરની કંપની"ને નામે ચાલતી હતી. વેપાર ઉપરાંત તેમની પહેડીને હસ્તક પ્રખ્યાત ઇંગ્રેજ વેપારી પહેડીઓની દલાલીનું કામ પણ હતું.

**વાહાણો.**

પહેડીના વાહાણો બંને ભાઇઓના નામ ઉપર હતાં. તેમાંનું એક 'એલીઝાબેથ' નામે વાહાણ તેમના પીતાની હૈયાતીમાંજ બંને ભાઇઓના નામે ચાલતું હતું. અને પીતાનાં ગુઝરવા બાદ કેટલાંક વરસ રહીને "અપટણ કેસ્ટલ" વહાણ પણ એજ નામે ચાલ્યું હતું.

**ઇન્શુરંશ સોસાયટી.**

શેઠો ખરશેદજી તથા જહાંગીરજીના નામો અત્રેની ઇન્સુરંસ સોસાયટીના ભાગીદારો તરીકે ૧૮૦૨ માં નોંધાયાં હતાં. ૧૮૨૪ સુધી તેમના નામપર એ સોસાયટીનો મોટી કીમતનો એક શેર હતો. ૧૮૨૨ નાં સાલમા નવી બોમ્બે ઇન્શુરંસ સોસાયટી નીકલી હતી, જેના ૮૦ શેરો દરેક રૂ. ૧૫ હજારની કીમતના હતા, તેમાં ૨૧ શેરો પારસીઓના હતા. આ હરીફ કુંપનીમા દાદીશેઠો જોડાયા હતા નહી.

| | |
|---|---|
| શેઠ જહાંગીર લગન | અ. દાદીશેઠના લગન ૧૮૦૩ માં શેઠ સોરાબજી મંચેરજી રેડીમનીના બેટી બાઇ માણેકબાઇ જોડે થયાં હતાં જે વેળાની ધામધુમનો હેવાલ આગળ આપવામાં આવ્યો છે. (પા. ૧૨૬). |

શેઠ જાંગીરજી પણ પોતાના વડા ભાઇ સાથ વેપાર તેમજ દરેક કોમી તથા જાહેર ભલાંનાં કામમાં શામેલ હતા.

## કુબીસાની તકરાર.

કુબીસાની તકરાર વેળા કદમીઓ તરફની કમીટીમાં પણ ઇ. સ. ૧૮૨૬ થી તેવણુની પોતાના વડા ભાઇ જોડે નેમણુક થઇ હતી.

## ગ્રાન્ડ જુરી.

શેઠ જહાંગીરજીને પણ પોતાના ભાઇ જોડે ગ્રાન્ડ જુરીમાં બેઠકને લાયક ગણી તેમાં તેમની ૧૮૨૮ માં નેમણુક કરવામાં આવી હતી.

| | |
|---|---|
| તેમને મળેલાં ગામો. | શેઠ અરદેશર દાદીભાઇના હાથમા છાસ્તીના સાત ગામો આવ્યાથી તેવણુ મુંબઇના પારસીઓમાં પહેલ વહેલા જાગીરદાર થયલા ગણાય છે. આગલ જણાવ્યું છે તેમ શેઠ અરદેશરના મરણ પછી નવ વરસે એટલે તા. ૨૫ મી જાનેવારી ૧૮૧૯ ને દીને એવણુના બે બેટા |

ઓ શેઠો ખરશેદજી અને જાહગીર અરદેશર દાદીશેઠને એ સાત ગામોનું ઇસ્ટ ઇંડયા કું. તરફથી અત્રેની સરકારના સેક્રેટરી મી૦ ડબલ્યુ ન્યુનહેમની સહી સાથનું એક 'દીડ ઓફ કનવેઅન્સ' કરી આપવામાં આવ્યું હતું. એ ગામોમાંના કનેરી, મલાહર, તુલસી અને બેર ગામો શેઠ ખરશેદજીને હીસ્સે આવ્યાં હતાં તે ઇ. સ. ૧૮૬૯ મા તેમના છોકરાઓની કું. ના ભાગવાથી વેચી નાખવામાં આવ્યાં અને તે શેઠ અહમદભાઇ હબીબભાઇએ ખરીદ કીધાં હતાં. બાકીના ગામો શેઠ જાંગીરજીને હીસ્સેના તેમના ત્રણુ દીકરાઓ શેઠો શેરાબજી, હોરમસજી, તથા દાદાભાઈ જાહગીર દાદીશેઠના હસ્તકમાં હતા.

| | |
|---|---|
| શેઠ જાંગીરજી મરણ | કદીમ રોજ ૮ મો માહ ૧ લો (ક) ૧૧૯૮ યઝ. (તા૦ ૯ મી સપ્ટેમ્બર ૧૮૨૮) ની રાતના મુંબઈ મધે કોટમાં ૪૭ વરસની ભરજવાન વયે ગુજરી ગયા હતા. |

તેવણુ કોલેરાની અચાનુચ એક દીવસની બિમારીથી મરણુ પામ્યા હતા.

## શેઠ જાંહગીરના બેટાઓ.

શેઠ જાંગીર અરદેશર દાદીના ૩ દીકરાઓ નામે ૧) સોરાબજી ૨) હોરમજજી તથા ૩) દાદાભાઇ હતા.

વીલનો પાવર

તેવણુ વીલ કરવા વિના ગુઝર પામવાથી તા૦ ૨૫ મી સપ્ટેમ્બર ૧૮૨૯ ને દીને મુંબઇની શુપ્રીમ કોર્ટ મધેથી તેમની ઇસ્ટેટનો પાવર તેમના વીધવા બાઇ માણેકબાઇએ મેલવ્યો હતો.

## ભાઇ ભાઇઓ વચ્ચેનો સંબંધ.

પોતાના ભાઇ શેઠ ખરશેદજી સાથની ભાગીદારી શેઠ જાંહગીરના ઇ. સ. ૧૮૨૮ માં મરણ થવાથી બંધ થઇ હતી અને ત્યાર પછી એ ધંધો શેઠ ખરશેદજીએ પોતાને હીસાબે ખરશેદજી અરદેશરની કું. ને નામે ચાલુ કીધો હતો.

ફારગતી—નાના ભાઇનુ ત્રણ લાખથી વધુનું દેવું છોડી દીધું.

શેઠ જાહાંગીરના મરણ બાદ તેમના ભાગને લગતો હીસાબ કાઢતા રૂ, ૩૧૩૩૮૮ નું દેવું હતું. જે તેમના અસક્યામતના વહીવટદાર બાઇ માણેકબાઈની ગરીબાઇને લીધે છોડી દેવામાં આવ્યું હતું. આ વેળા એક ફારગતી બાઇ માણેકબાઇએ તા૦ ૧ લી જુલાઇ ૧૮૩૭ ને દીને કરી આપી હતી અને એક વાટણીને લગતું (Partition) લખત કરી છાસ્તીના જે ગામો તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૧૯ ને દીને ઇસ્ટ ઇન્ડયા કું. એ બંને ભાઇઓ ખરશેદજી તથા જાંહગીર અરદેશર દાદીના નામ ઉપર કરી આપ્યાં હતાં તે મધેના ૪) ગામો દઇસર, મગાથન, અંકેસર તથા પાહાડી નામના શેઠ જાંહગીરના બેટાઓના ભરણુપોષણુ માટે આપવામાં આવ્યાં હતાં. પારસી બઝારની દુકાન મધેનો ભાગ પણ છુટો કરવામાં આવ્યો હતો. તે સંબંધી તા૦ ૧૨ મી એપ્રીલ ૧૮૨૫ ને દીને શેઠ જાંહગીરની હૈયાતીમાંજ ભાઇ ભાઇઓ વચ્ચે એક કરાર થયો હતો જેની રૂહે એ ઘરના બે ભાગ કરી એક શેઠ ખરશેદજીની અને બીજો શેઠ જાહગીરની માલેકીનો ઠેરવતાં શેઠ ખરશેદજીએ તેમના એ ભાઇને રૂ. દશ હઝાર રોકડા આપ્યા હતા.

એ દસ્તાવેજ ઉપર શાક્ષીઓ તરીકેની શાખ શેઠો અરદેશર બહેરામજી (લશકરી), એચ. ડબલ્યુ મોરીસ સોલીસીટર, સર જમશેદજી જીજીભાઇ અને શેઠ ખરશેદજી કાવસજી (બનાજી)ની નઝરે પડે છે.

**તેમના ભલા ગુણો.**

શેઠ જાંહગીર પણ પોતાના વડવાઓ તેમજ વડા ભાઇની માફક એક નામીચા વેપારી હતા. શેઠ જાંહગીર જો કે આકરા સ્વભાવનો કહેવાતો છતાં, તે "મનનો ધોતો અને હૈયાંનો દએઆલુ અને માએઆવંતો અને જીવથી મોટો દાતાર અને ધરમાવુ હતો." તેવણ પોતાના વડા ભાઇ કરતાં ઘણી વધુ મિત્રાચારી ઇંગ્રેજો સાથ રાખતા હતા. તેવણનું ડાહપણ વખાણ પામતું અને સર્વ સાથ ભલાઇ કરવાને હમેશ આતુર હતા. જેમ આ કુટુંબના માનવંત સ્થાપક મોટા દાદીશેઠે પોતાના વસીયતનામા મધે ફરમાવ્યું હતું તેમજ શેઠ જાંગીરજી એવી રીતે વર્તતા કે કોઈને દુ:ખ પોંહચે નહી, પારકાનું દુ:ખ તે પોતાનું દુ:ખ માની બનતાં સુધી પોતાના ઉપર કષ્ટ ખેંચી પારકાંના દુ:ખનું તારણ કરતા. તેમની નમનતાઇ તથા સાલેસાઇ તેમના ભીતરની સભ્યતાની ગવાહી હતી. તેવણ કોઇનું પણ કામ બને તો કરી આપવાને હંમેશ આતુર હતા. મુંબઇ સમાચારે (તા૦ ૧૫ મી સપટેમ્બર ૧૮૨૮) શેઠ જાંગીરજી અરદેશર દાદીશેઠ વિષે લખતાં જણાવ્યું હતું તેમ દાદીશેઠ કુટુંબ તરફથી બાપદાદેથી આપણા પારસી કોમ વચ્ચે "ઘણાં એક શારાં અને દીશતાં માહભારત ધરમના કામો થએલાં છે કે તેહને સધલી જમાના પારસી લોકો સારી પેઠે જાણે છે કે હેવાં ધરમનાં કામો આજના વખતમાં કોઇ શેઠીઓ કરી શકશે હેવું કહેવાને વીલંબ છે."

શેઠ જાંગીરજીનાં મરણ વિષેની નોંધ અત્રેના છાપા મધે નીચે મુજબ પ્રગટ થઇ હતી:—

9th September 1828.

*Jehangir Ardeseer Dady*:—At his house in the Fort on the 9th inst. of the fatal disease Cholera Morbus Jehangeer Ardeseer, in the 47th year of his age, youngest son of the late Ardeseer Dadysett.

——— in his manners and address, he displayed an inbred courteousness of the most pleasing character. To his many acquaintances, European as well as Native, he had rendered himself agreeable by his habitual politeness, his unvaried kindness, and his constant readiness to assist and oblige Those who knew him intimately have to regret a man of very amiable disposition and a steady friend.

By his family, to whom he was endeared by many ties of affection, by the Parsee Community at large, and by all, indeed who knew him, will his loss long be regretted and his memory ever held in grateful remembrance.

(Bombay Courier 18th September 1828)

[મુંબઇ સમાચાર]

તા૦ ૯ મી સપટેમ્બર ૧૮૨૮.

રોજ ૯ માહ ૧ (ફ૦) ૧૧૯૮ યઝદેજરદી.

## જાંગીરજી અરદેશર દાદીશેઠ.

એક સંતાપ ભરેલું મરણીક તા૦ ૯ મી ચાલતા સપટેમ્બર મહીનાં ને દીને રાતનાં મુંબઇના કોટમાં પારસી શેઠ જાંહાગીરજી શેઠ અરદેશરજી દાદીશેઠનાએ કોલેરા મારખસની પીડાકારીથી અચણુંચ એક દાહાડામાં ૪૭ વરસની વયમાં આએ દુશટ અને ભયંકાર પૃથ્વીને છોડી દઇને આશાની ઉદાસની વસતીના પવીતર વૈકુંઠવાશી નીરંકાર લોકોમાં કુચ કીધું.

એ મરનાર શેઠ જાંહાગીરજી તે શેઠ અરદેશરજીનો નાંધલો છોકરો થાએ. એ મરનાર એક નાંમીચા વનંશનો અને મોટી વખાણ ભરેલા કુળનો બાપદાદાથી શેઠીઓ કેહવાતો હતો. અને એ શેઠાઇ તથા મોટાઇનું નામ એ મરનારની પેહડી દર પેહડીથી ઉતરતું આવેલું છે. એ મરનારે પોતાના બાપદાદાના શેઠાઇનાં મોટાં નામ તથા ચાલ પ્રમાણે પોતે પણ તેટલુંજ નાંમીચું નામ તથા આબાબારત માન જાળવી રાખીઉં હતું. અને એ શેઠીઆના બાપદાદાથી પારસી લોકોની ગનેઆત વચ્યે ઘણાંએક સારાં અને દીશંતાં આહબારત ધરમના કામો થાએલાં છે કે તેહને સઘળી જમાના પારસી લોકો સારી પેઠે જાણે છે કે એવાં

ધરમનાં કામો આજના વખતમાં કોઇ શેઠીઓ કરી શકશે તેવું કેહેવાને વીસમ છે. તે કામોની એ મરનારે પોતાના વડવાઓ પ્રમાણે પોતાના શેઆણા વડા ભાઇના શંપજથી ઘણી સારી તપાસ અને ચોકશાઇ રાખી હતી અને એ શેઠીઓ અગત કરીને શેઠાઇમાં વખાણવાજોગ હતો અને પોતાના બાપદાદા જેટલો નામીચો વેપારી કેહેવાતો હતો. એ નામીચા ટોલાની વખાણ ચોખુણ પૃથ્વીમો ફરી વળેલી છે. એ મરનારના મોહડાંનો ચેહેરોજ શેઠાઇ અને મોટાઇની ભભુક મારતો હતો. અને ચેહરા ઉપરથી આકરો અને તીખો દીશતો હતો પણ ઘણો ચાતુર અને શીઆણો અને નમંનતાઇ ભરેલો અને મંનનો ધીતો અને હઇ-આંનો દએઆલુ અને માએઆવંતો અને જીવથી મોટો દાતાર અને ધરમાતુ હતો. એ મરનાર શેઠીઆને અતરેના શઘળી વરણનાં લોકો શારી પેઠે ઓલખે છે. અને અતરેનાં નામીચાં સઘલા અંગરેજ લોકો સંગાથે ઘણીજ મીતરાચારી રાખતો, અને એ મરનારના ડાહપણ તથા શેઆંણપણથી સરવે સાહેબો હેને ઘણો વખાણતાં હતા. આ જગતમાં અવતરેઓ તે દાહડાથી તે ગુજરવાનાં દાહડા સુધી પોતાની સઘલી વએમા દરેક ગનેઆતનાં લોક સાથે ભલાઇ કરી દેખાડી અને કોઇના આતમાને હરેક પરકારનું દુખ પોહોંચીઉં તે તેહને પોતાનું દુખ શરીખું જાણીને પોતાના વડવાઓની પેરે બની આવીઉં તેમ પોતાપર કશટ ખેંચીને તેહનો દુખ ભજંન થાએઓ, પરાએઆના લાભને પોતાનો કરી જાણતો, પરાએઆના દુખને પોતા ઉપર તાંણતો એ ગુજરનાર શેઠીઆનાં હેવા શારા ગુંણો તથા ભલમંનશાઇ તથા આભારની વખાણ આપણથી થાઇ શકે તેવું નથી, હેના થોડી વએમો ગુજરવાથી તેના શગળા નામીચા કુટંબ પરીવાર તથા ભાઇબંધુઓ તથા મલતાવીશેકોને ભારે શંતાપ અને મોટો ઓચંમબો અને કઠણ કુહડાપો થાએઓ છે, એ મરનારની ગુણગારી માએઆ અને વખાણને ઉપર કહેલા સઘલા લોકો પોતાના શેવટના દાહડા સુધી મનથી મુકનાર અને હઇઆંથી ભુલનાર નથી.

[મુંબઈ શમાચાર તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૨૮; પારસી મરતબુક દફ. ૧ લું પા. ૧૯ મું.)

એવણુ શેઠ અરદેશર દાદીભાઇના નાહના દીકરા થતા હતા. એવણુ ઇ. સ. ૧૮૧૦ માં પોતાના બાપના મરણુ બાદ વડા ભાઇ શેઠ ખરશેદજીની સાથે રાસમાં "ખરશેદજી અને જેહાંગીર અરદેશરની કંપની"ને નામે વેપાર ચલાવતા હતા. વેપાર ઉપરાંત એવણુની પેહડીને હસ્તક મેશર્સ મીલબંરન પેટરીક સ્ટુઅરટ, અને આદમ સ્કીનરની કંપનીની નામીચી વેપારી પેહડીઓની દલાલીનું કામ હતું. તા. ૯ મી સપ્ટેમ્બર ૧૮૨૮ ને દીને ૪૭ વરસની વયે એવણુનું મરણુ કોલેરાથી અચણુચ નીપજવાથી પારસીઓમાં મોટી દલગીરી ફેલાઇ હતી. તેમના મરણુની નોંધ લેતાં તે વેળાનાં મુંબઇ સમાચારે લખ્યું હતું કે "એ મરનારના મોહોડાંનો ચહેરોજ શેઠાઇ અને મોટાઇની ભભુક મારતો હતો. અને ચહેરા ઉપરથી આકરો અને તીખો દીસતો હતો પણુ ઘણો ચાતુર અને શીઆણો નમનતાઇભરેલો અને મનનો ધોતો અને હઇઆનો દએઆળુ અને માયાળુ અને જીવથી મોટો દાતાર અને ધરમાતુ હતો."

## પ્રકરણ ૫૦ મું.

### શેઠ સોરાબજી જાંહગીર અરદેશર દાદીશેઠ (સોલીશેઠ.)

શેઠ જાંહગીર અરદેશર નોશીરવાનજી દાદીશેઠના ત્રણ બેટાઓ નામે સોરાબજી, હોરમજજી તથા દાદીભાઇ હતા.

તેઓ મધેના વડા શેઠ સોહરાબજી જાંહગીર અરદેશર દાદીશેઠના હેવાલ ઉપર આપણે આવ્યે છીયે.

**જનમ.**

શેઠ સોરાબજીનો જનમ ઇ. સ. ૧૮૧૫ (૧૧૮૫ યઝ.)માં થયો હતો.

**ધંધો.** એવણ પોતાના કાકા સસરા શેઠ અરદેશર ભીમજી કાવસજી બનાજી (૧૮૧૪–૫૫) સાથે ૧૮૪૪ થી ૧૮૪૭ સુધી "અરદેશર ભીમજીની કુંપની"ને નામે મેસર્શ ગ્રેન જાઇલ્સની કું. ની તથા બીજી પહેડીઓની દલાલી કરતા હતા.

**કુટુંબી ગામો.** શેઠ સોરાબજીના પીતા શેઠ જાંહગીરજી અરદેશર દાદીશેઠને હીસ્સેના ત્રણ ગામો નામે એકસર, માગાથાંન અને દઇસર લાંબો વખત સુધી તેમના ત્રણે દીકરાઓ શેઠો હોરમજજી, સોરાબજી તથા દાદાભાઇ જાંગીરજી દાદીશેઠના હસ્તકમાં રહ્યાં હતાં, અને બાકીનાં ચાર ગામો જે શેઠ ખરશેદજી અરદેશર દાદીના હસ્તકમાં હતાં તે છેલ્લાં ઇ. સ. ૧૮૬૯ માં તેમના છોકરાઓની કંપનીના ભાંગવાથી વેચી નાંખવામાં આવ્યાં હતાં અને તે શેઠ અહમદભાઇ હબીબભાઇએ ખરીદયાં હતાં.

**મેજીસ્ટ્રેટની સતામાં વધારો.**

ઇ. સ. ૧૮૪૯ માં મુંબઇના મુખ્ય રહેવાસીઓએ ગવરનર–જનરલને અરજી કરી મેજીસ્ટ્રેટોની સત્તામાં વધારો કરનારો જે કાયદાનો ખરડો કાઉન્સીલ સન્મુખ આવનાર હતો તેની સામે ફાયેલી હીલચાલમાં શેઠ

સોરાબજીએ પોતાના પીત્રાઇ શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ માફક (જુઓ પાનું ૨૦૮) પોતાની સાએબગીરી આપી હતી.

**બામ્બે એસોસી-એશન.**

ઇ. સ. ૧૮૫૨ ના સાલમાં મુંબાઇ માંએ 'બામ્બે એસોસી-એશન' નામની રાજદ્વારી મંડળી સરકાર જોગ પોતાના વીચારો જાહેર કરવા માટે સ્થાપવામાં આવી હતી તેનાં ફંડમાં પહેલવહેલાં જ એકંદર રૂા. ૨૮૫૬૧ ભરાયા હતા, તે મધે દાદીશેઠ કુટુંબના અનેક સાહેબો, જેવા કે ભાઇઓ અરદેશર, નશરવાનજી તથા હોમજી ખરશેદજી દાદીશેઠ તેમજ ભાઇઓ સોરાબજી, હોરમજજી અને દાદી જાંગીરજી અરદેશર દાદીશેઠે સારી રકમો ભરી હતી.

**ગ્રાન્ડ જુરી.**

ઇ. સ. ૧૮૫૪ માં શેઠ સોરાબજી ખરશેદજી દાદીશેઠ અત્રે સેશન્સ કોર્ટ મધે ગ્રાન્ડ જુરીમાં શેઠો બમનજી હોરમસજી વાડીઆ, ખરશેદજી ફરદુનજી પારખ, ડોસાભાઇ ફરામજી મામા અને માણેકજી નશરવાનજી પીટીટ સાથે બેઠા હતા. ત્યાર પછી અનેક વેળા મળેલી સેશનમાં પણ શેઠ સોરાબજી બેઠા હતા. વળી ૧૮૫૯ તથા ૧૮૬૦ માં અત્રેની પોલીસકોર્ટમાં મળેલી પેટી સેશનની કોર્ટમાં મેજીસ્ટ્રેટની સાથે એક અધિકારી તરીકે શેઠ સોરાબજી પણ નેમાયા હતા.

**મુલ્લાં ફીરોઝ મદરેસા.**

ઇ. સ. ૧૮૫૪ ના સાલમાં મુલ્લાં ફીરોઝ મદરેસા સ્થાપવા બાબે નેમાયલી કમીટીમાં પોતાના બેશી શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ તથા બીજાઓ જોડે શેઠ સોરાબજી કારોબાર મંડળીના અધીકારી નેમાયા હતા.

**સુલેહના અમલદાર.**

ઇ. સ. ૧૮૫૫ ના સાલમાં શેઠ સોરાબજીને બીજા ૧૧ જરથોસ્તીઓ જોડે નામદાર સરકારે સુલેહના અમલદાર નેમ્યા હતા.

**પારસી ધારો.**

એજ સાલમાં પારસીઓ માટે લગન તલાક તથા વારસા હીસ્સાને લગતા ધારા ઘડવાને સારૂ એક કારોબાર મંડળી નેમાઇ હતી તેમાં અધીકારી તરીકે શેઠ સોરાબજી જાંગીરજીને પણ નેમ્યા હતા.

**સાક્ષી.** ઇ. સ. ૧૮૫૬ માં મુલ્લાં ફીરોઝના કુટુંબીઓને દાદીશેઠના આતશ બેહરામની સામેના દસ્તુરને રહેવાના ઘર મધેથી ખાલી કરવાને માટે જે દાવો એ મકાનના મુતવલીએ સુપ્રીમ કોર્ટમાં માંડયો હતો તે મધે પ્રતીવાદિઓ તરફથી શેઠો સોરાબજી, હોરમસજી અને અરદેશર જાંહગીર દાદીશેઠે સાક્ષી આપી હતી.

**નવસારી મદરેસા.** નવસારીના મોટા ફળીઆમાં જરથોસ્તી મદરેસા જે ઇ. સ. ૧૮૫૬ માં સ્થાપવામાં આવી હતી તેના ફંડમાં તા૦ ૨૬ મી ડીસેંમ્બર ૧૮૬૬ ને દીને શેઠ સોરાબજી જાંગીરજી દાદીશેઠ તથા તેમનાં ધણીઆણી બાઇ મીઠીબાઇના પુનને માટે રૂા. ૫૦૦) ની રકમ ભરવામાં આવી હતી.

**સખાવત.** શેઠ સોરાબજીના પુનને માટે એમના ભાઇ શેઠ હોરમસજીએ તા૦ ૯ મી *અકટોબર ૧૮૬૭ ને દીને રૂ. બે હજારની નોટ (રૂ. ૧૦૦૦ ની પોતે તથા રૂ. ૧૦૦૦ ની મરનાર ભાઇની પુંજી મધેથી) મુંબઇની પારસી પંચાયત હસ્તકના જરથોસ્તી રવાનોને અવલમંઝલ પોંહચાડવાના ફંડમાં આપી હતી.

**તેમના ગુણો.**

સોલી શેઠ ઘણા સાદા અને સાલેસ હતા. તે વેળાનાં 'મુંબઇ સમાચાર' મુજબ તેમનો ખવાસ અમીરી હતો.

**ધણીયાણી.** એમનાં લગન બાઇ મીઠીબાઇ તે શેઠ કેખશરૂ સોરાબજી રેડીમનીના બેટી સાથ થયાં હતાં. 'મુંબઇ સમાચાર' મુજબ બાઇ મીઠીબાઇની સખાવત કરવાની બુદ્ધી ઘણીજ ઉપયોગી રીતે વાપરવામાં આવી હતી. ઉંડો વિચાર, સંતોષ અને ડાહપણ ધરાવવા સાથ એવણ કેળવણી પામેલાં હતાં.

**વિચિત્ર સંજોગો વચ્ચે તેમને ત્યાં બેટીનો જન્મ.**

બાઇ મીઠીબાઇને માટે એક વેળા એવી ધાસ્તી રાખવામાં આવી હતી કે તેમને જલંદરનું દરદ થયું હતું, પણ તે વાત ખોટી પઠી હતી કારણ કે તેમના પેટમાં એક બેટી માલમ પડી હતી જે પાછળથી સર્વેની ખુશાલી વચ્ચે જન્મી હતી. આ બેટી બાઇ ગુલબાઇ શેઠ ખરશેદજી હોરમજજી

દાદીશેઠનાં ધણ્યાણી થયાં હતાં. શેઠ સોરાબજીને કશા દીકરા ન હતા, માટે કમભાગ્યે એમની લાઇન ખતમ થઇ હતી.

**મરણ:-**

શેઠ સોહરાબજી જાં. અ. દાદીશેઠ તા૦ ૨૬ મી ડીસેમ્બર ૧૮૬૬ (રોજ ૫ મો માહ ૫ મો (ક.) ૧૨૩૬ યઝદ.) ને દીને ૫૧ વરસની ઉમરે ગુજર્યા હતા.

## [પારસી પ્રકાશ.]

### રોજ ૫ માહ ૫ (ક૦) ૧૨૩૬ યઝદે; તા૦ ૨૬ મી ડીસેમ્બર ૧૮૬૬

**મરણ:—**

સોરાબજી જાંગીરજી દાદાશેઠ:-ઉમર વર્ષ ૫૧) શેઠ જાંગીરજી અરદેશર દાદીશેઠના વડા દીકરા એવણુ પ્રથમમાં મેસર્સ સ્કીનરની કું. માં એક આસીસ્ટન્ટ તરીકે રહેલા હતા. તે પછી ઇ. સ. ૧૮૪૪ માં શેઠ અરદેશર લીમજી બનાજી સાથે "અરદેશર લીમજીની કું." ને નામે મેસર્સ ગ્રેન જાઇલસની કું. ના બ્રોકર થયા હતા, અને તા૦ ૩૦ મી સપ્ટેમ્બર ૧૮૪૭ થી તેમાંથી પોતાનો ભાગ છોડવ્યો હતો. પછવાડેથી મેસર્સ ડબલ્યુ. એન્ડ એ. ગ્રાહમની કું. માં પોતાના ભાઇ શેઠ હોરમસજીની સાથે દલાલીના કામમાં સામેલ થયા હતા. છાસટી મધે એઓના વડવાઓને મળેલા દઇસર, એક્સર, માગાથાન, અને પહાડી ગામની જાગીરોનો વહિવટ એવણુ પોતાના ભાઇઓ સાથે ચલાવતા હતા. ઇ. સ. ૧૮૫૫ માં નામદાર સરકારે એવણુને સુલેહના અમલદારનું માન આપ્યું હતું.

## [મુંબઇ સમાચાર]

સોરાબજી જાંગીરજી દાદીશેઠ-શેઠ સોરાબજી જાંગીર શેઠના જેઓ સોલીશેઠને સાધારણુ નામે ઓળખાતા હતા તેઓએ હમોને જણાવતાં દીલગીરી લાગે છે કે ગઇ પરમ દીને રાતના આ ફાની દુન્યામાંથી પોતાનો વાસો ઉઠાવી સવરગવાસી લોકોમાં પોતાનો મુકામ કર્યો છે. મરનાર ગૃહસથ ઘણુા સાદા ને સાલેશ હોઇને તેમનો ખવાસ ખરેખર અમીરી ખવાસને મળતો હતો. આ ગૃહસથના મરણથી તેના કુટુંબી-

[illegible] તથા દોસ્ત [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible]
થઇ છે. મરનારની વય આશરે [illegible] વરસની કહેવાએ છે.

[મુંબઇ સમાચાર, તા૦ ૨૮ મી ડીશેમબર ૧૮૬૬.]

પારસી મરત્યુક (દ. ૨ જુ પા. ૪૧.)

---

## (મુંબઇ સમાચાર)

### તા૦ ૨૪ મી [illegible] ૧૮૬૨.

### રોજ ૩ માહ ૧૦ (ક.) ૧૨૩૧ યજદેજરદી.

**મીઠીબાઇ તે સોરાબજી જહાંગીરજી દાદીશેઠનાં ધણી-આણી**—દેશી અશતરીઓના મરણની નોંધ કોઇ **તેમનાં ધણીઆણી.** જ વાર લેવામાં આવે છે, અને જે વેળાએ તેવુ કરવાની ફરજ પડે છે, ત્યારે તેવો ચાલુ શરેરતો નહિ હોવાથી અચંબામાં પડવું પડે છે. મોહોતી દિલગીરી સાથે આજે અમોને એક સદ્ગુણી અને ભલી અશતરીનાં મરણની નોંધ લેવી પડે છે. બાઇ મીઠીબાઇ તે મરનાર આગલા નામીચા શેઠીઆ કેખશરૂ રૈઢીમનીની છોકરી તથા દાદીશેઠની ઉત્તમ ઓલાદના શેઠ સોરાબજી જહાંગીરજી શેઠની ધણીઆણી કેટલાએક માસના લખવાના મરજથી ઉરાન [illegible] ને ગઇ શનીવારને દીને હક થાયેલાં છે. દેશી સ્ત્રીઓને ઘટતી છુટ નહી મળવાથી તેઓની કોઇબી રીતની ખુબી જાહેર થતી નથી અને તેજ પ્રમાણે આએ બાઇના શંઘલા ભલા ગુણો ઢંકાઇ રહેલા હતા. પોતાના વડાવાઓની અને બીજા લાગતાવલગતા ખેશીઓની જાહોજલાલી કમી થાએઆ છતાં આએ બાઇની શખાવત કરવાની બુધી ઘણીજ ઉપીઓગી રીતે વાપડવામાં આવી હતી. પારશી અશતરીઓમાં ઉંડા વીચાર, શંતોશ અને દાહાપણુવાલી તેમજ કેલવણી પામેલી અશતરીઓનો એક અછો ચીતાર આએ મરનારમાં હતો. આએ મરનારની હઇઆતીમાં ગએઆં ચાર વરશની વાત ઉપર એક બનાવ ઘણોજ અચરતી ભરેલો બનેઓ હતો. આએ વેલાએ એ બાઇ કેટલાએક માસ વેર ઘણી બેહાલ પડી હતી અને તેનીને જલંદર થાએઓ છે હેવા વીચારથી તેણીની આશા છોડીને મરણની કીરીઆની તઇઆરી કરી હતી. પણ ખોદાનો [illegible] નેઆસેજ છે. એ મોહોલાં કુટુંબના એક વાહલાં ખ્રાંણીની અંતની ઘડી

નજીક આવેલી સંમજી [illegible] [illegible] ગમગીનીમાં બેઠા થાએલા હતાં, તેહવામાં એક બનાવ ખુદરતે એવો બતાવી આપ્યો જે રડન કરનારાઓ હસતે મોહોડે અને અચરતી સાથે પાછા ફરેઆ. તે એમ જે શપનામાં પણ [illegible] નહિ આવે તેવી [illegible] બાઇને પેટે એક સુંદર પુતરીએ જનમ લીધો, હાલ આ બાઇની આ કજાને લીધે રેહીમનીનાં, દાદીશેઠનાં, શુનાંબાઇનાં તથા બનાજીનાં ખોહોલાં કુટુંબમો મોહોટી ગમગીનીએ પગપેશારો કરેઓ છે. તે [illegible] [illegible] મુબારેક છે.

[મુંબંઇ સમાચાર, તા૦ ૨૬ મી મેએ ૧૯૬૨.]

# પ્રકરણ ૫૧ મું.

## શેઠ હોરમજજી જાંહગીર દાદીશેઠ.

શેઠ જાંહગીર અરદેશર દાદીના બીજા દીકરા.

### જનમ.

એમનો જનમ ઈ. સ. ૧૮૨૦ (યઝ. ૧૧૮૯)માં થયો હતો.

**દલાલી.** એવણ પહેલાં ઈ. સ. ૧૮૩૭ માં મેશર્સ જોન સ્કીનર અને ત્યાર પછી લીકીની કુંપનીના ગોડાઉન કીપર તથા ત્યાર બાદ થોડુંક સુધી પોતાના વડા ભાઈ મી. સોરાબજી સાથે મેશર્સ ગ્રેહેમ કું. ના દલાલ થયા હતા.

### ડીરેકટર.

૧૮૬૦ માં એવણ અત્રેની કમરશીયલ બેંક ઓફ ઈંડીઆના એક ડીરેકટર હતા અને ૧૮૬૬ માં 'બોમ્બે પ્રેસીડન્સી બેંક'ના ઓડીટર નેમાયા હતા.

### ગામોનો વહીવટ.

એવણ પણ છારતી મધ્યે આવેલા દહીસર, એકસર અને માગાથાન ગામોની જાગીરોનો વહીવટ પોતાના ભાઈઓ સાથે ચલાવતા હતા.

### કલેકટર જેટલો અખત્યાર:

તા. ૫ મી અકટોબર ૧૮૬૯ થી થાણા કલેકટરેટમાં એકસર માગથાન અને પાહાડી ગામોના માલેક તરીકે શેઠ હોરમજજીને (સને ૧૮૬૫ ના પહેલા એકટની ૩૫ મી કલમ મુજબ) તે ગામોના એક કલેકટર જેટલો અખત્યાર નામદાર સરકાર તરફથી આપવામાં આવ્યો હતો, જ્યારે એમના ભાઈ શેઠ દાદીભાઈને એજ મુજબ દહીસર ગામના માલેક તરીકે ઉપલાજ એકટની ૪૯ મી કલમ પ્રમાણે તે ગામમાં ચોકકસ હદે એક કલેકટર તથા નેટીવ રેવન્યુ ઓફીસર જેટલો અખત્યાર આપવામાં આવ્યો હતો.



શેઠ હોરમસજી જહાંગીર દાદીશેઠ.

જન્મ— ઈ. સ. ૧૮૨૦.
મરણ—તા૦ ૧૮ મા માર્ચ ૧૮૮૨.

**ગ્રાન્ડ જુરી.**

૧૮૬૩-૧૮૬૪ માં એવણ મુંબઇની અપરાધીઓના છાંડણુ કરનારી સેશન મધે ગ્રાન્ડ જુરીમાં બેઠા હતા.

**કદમી દસ્તુર.** તા૦ ૫ મી જાનેવારી ૧૮૬૪ ને દીને કદમી પંથના વડા દસ્તુર સોરાબજી રૂસતમજી મુલ્લાં ફીરોઝને દસ્તુર નેમી હવે પછી દસ્તુરને ચોકસ રકમનો પગાર આપવાનો ઠરાવ થયો હતો અને દસ્તુરના પગાર, હક, સત્તા વિષેના તથા બીજા કાંઇ બંદોબસ્ત કરવાને એક કમીટી નેમાઇ હતી તે મધે શેઠ હોરમજજી જાંહગીર દાદીશેઠને પણ નેમવામાં આવ્યા હતા.

**બોમ્બે એસોસીએશન.**

૧૮૬૭ માં અત્રેની બોમ્બે એસોસીએશન પાછી નવેસરથી ઉભી કરી હતી અને તે ૧૮૭૮ સુધી ચાલી હતી તે મંડળ મધે શેઠ હોરમજજી પણ એક અધીકારી હતા.

**પંચાએતમાં સખાવત.**

આગળ જણાવ્યું તેમ, ૧૮૬૭ માં મુંબઇની પારસી પંચાએતને શેઠ હોરમજજીએ ૨) હજારની નોટ પોતાના ભાઇ સોરાબજી જાંહગીર દાદીશેઠના પુનને સારૂ (રૂ. ૧૦૦૦ ની પોતે તથા રૂ. ૧૦૦૦ ની મરનારની પુંજીમાંથી) આપી હતી.

**સંકટ વેળા સહાયતા.** ૧૮૬૯-૭૧ માં ઇરાન મધે થયેલા કોલેરા તથા દુકાળના સંકટોની આફતમાં આવેલાંઓને મદદ કરવા અત્રે જરથોસ્તીઓની એક જાહેર સભા તા. ૩ જી જુન ૧૮૭૧ ને દીને મળી હતી. તેણે એક ફંડ એકઠું કીધું હતું તે મધે તેમજ ખાનદેશના દુકાળ ફંડમાં, શેઠ હોરમજજીએ સારી રકમો ભરી હતી.

**મરણ.** શેઠ હોરમજજી જાંહગીર દાદીશેઠ રોજ ૧ લો માહ ૮ મો (ક.) ૧૨૫૧ યઝ. (તા. ૧૮ મી માર્ચ ૧૮૮૨)ને દીને રાતના ૭ાા કલાકે ૬૩ વરસની વયે ગુજર્યા હતા અને તેમને દાદીશેઠના કુટુંબી દોખમામાં લઇ જવામાં આવ્યા હતા.

(એજ રોજે ૮૩ વરસ અગાઉ (યઝ. ૧૧૬૮ માં) દાદીશેઠ કુટું-બના સ્થાપક શેઠ દાદીભાઇ નોશીરવાનજી ગુજરી ગયા હતા.)

**ધણીયાણી.**

શેઠ હોરમજજીના ધણયાણી બાઇ ધનબાઇજી, શેઠ ધનજીભાઇ ખરશેદજી શરાફનાં બેટી થતાં હતાં.

બાઇ ધનબાઇજી તા૦ ૨૫ મી મે ૧૮૫૬ ને દીને ગુઝર્યાં હતાં તેમના રોજ ૫ મો માહ ૧૦ (ક) ૧૨૨૫ ને દીને થયેલાં ઉઠમણાંમાં તેમના ખાવીંદે રૂ. ૫૦૦ તથા બહેનોએ મલી રૂ. ૮૦૦ ની રકમ ધર્મખાતાંઓમાં આપવાની તેમજ પીતા શેઠ ધનજીભાઇએ સુરતની પાસેના ભેસાણ ગામમાં એ બાઇના પુનને માટે એક નસાખાનું બંધાવી આપ-વાની તથા તે ગામના જરથોસ્તીઓને સર અવસરે વાપરવાને રૂ. ૨૦૦ ના ત્રાંબાના વાસણ બનાવી આપવાની તંદરોસ્તી પઢાવી હતી. ઉપલું નસાખાનું શેઠ ધનજીભાઇ શરાફે આશરે રૂ. ૧૫૦૦ ને ખરચે બંધાવી આપેલું હાલ મોજુદ છે.

**ફરઝંદો.**

શેઠ હોરમસજીને નીચલા ત્રણ બેટાઓ થયા હતાઃ-

(૧) જાંગીરજી હોરમજજી દાદીશેઠ.

(૨) ખરશેદજી હોરમજજી દાદીશેઠ તથા

(૩) અરદેશર હોરમજજી દાદીશેઠ.

છેલ્લા શેઠ અરદેશર હોરમજજી દાદીશેઠને કાંઇ પણ ફરઝંદ થયાં નહી હતાં.

**બેટીઓ.**

શેઠ હોરમજજીને ત્રણ બેટીઓ નામે માણેકબાઇ, આઇમાય તથા શીરીનબાઇ થયાં હતાં. બાઇ આઇમાયનો જનમ તા૦ ૧૬ મી જુન ૧૮૫૯ ને દીને થયો હતો અને તેવણ તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૮૦ ને દીને ગુઝર્યાં હતાં. એમના ધણી શેઠ બેજનજી હોરમજજી ઓલ્બ્લેસે તા૦ ૧૮ મી માર્ચ ૧૯૧૯ ને દીને એમનાં (બાઇ આઇમાયના) પુનને માટે મુંબઇની પારસી પંચાએતને રૂ. ૬ હજારની નોટ આપી ખાતું (નં. ૪૬૧) પઢાવ્યું હતું.

બાઇ આઇમાયને નીચેમાં ચાર ફરઝંદ થયાં છે:-

( ૧ ) ધનબાઇ
( ૨ ) ફ્રાવશાહ
( ૩ ) મીઠીબાઇ તથા
( ૪ ) જમશેદજી

બાઇ **શીરીનબાઇ** તે શેઠ હોરમજજી દાદીશેઠનાં બેટીને ત્રણ બેટા રૂસ્તમજી, ખરશેદજી તથા બહમનજી અને ત્રણ દીકરીઓ બાઇઓ દીનબાઇ, પુતલીબાઇ તથા આઇમાય થયાં છે.

## (પારસી પ્રકાશ.)

રોજ ૧ માહ ૮ (ક.) ૧૨૫૧ ય; તા૦ ૧૮ મી માર્ચ ૧૮૮૨

**મરણની નોંધ.** મરણ—હોરમસજી જાંગીરજી દાદીશેઠ, ઉમર વરસ ૬૨, શેઠ જાંગીરજી અરદેશર દાદીશેઠના બીજા દીકરા. એવણ પહેલવહેલા ઇ. સ. ૧૮૩૭ માં મેશરસ જોન સ્કીનરની અને તે પછી લીકીની કુંપનીમાં ગોડાઉન કીપર તથા તે પછી થોડુંક સુધી મેશરસ આહામ કુંપનીના દલાલ થયા હતા. છાસટી મધે એઓના વડવાઓને મળેલાં દઇસર, એકસર, અને માગાથાંન ગામની જાગીરોનો વહીવટ એવણ પોતાના ભાઇઓ સાથે ચલાવતા હતા. એવણ શેઠો જાંગીર અને ખરશેદજી હોરમજજી દાદી શેઠના બાવા તથા મરહુમ ડા. ફીરજી જહાંગીર દાદીશેઠના બપાવા થતા હતા. (પારસી પ્રકાશ દફ. ૩ જું પા. ૩૫).

## (બામે જમશેદ.)

**હોરમજજી જાંગીરજી દાદીશેઠ.** મુંબઇના પારસીઓના ગઇ છેલ્લી શદીમાં થઇ ગએલા નામીચાં શેઠીયા મરહુમ દાદીશેઠને ગુજરવાને ગયા શનીવારે ૮૩ વરસ પુરાં થઇ ૮૪ મું વરસ બેઠું છે, એજ દીને રાતના એ મરનારના એક નબીરા શેઠ હોરમસજી જાંગીરજી દાદીશેઠના પોતાની ૬૨ વરસની વયે થોડાક દીવસની માંદગી ભોગવી આ દુની-આમાંથી તે ફીરતારની હજુરમાં કુચ કરી ગયા છે. મરહુમ દાદીશેઠ તથા

તેમના બેટા શેઠ અરદેશર દાદીભાઇની જાહોજલાલી તથા સખાવત આજે પણ લોકો માન સાથે યાદ કરે છે. છેલ્લા ગરહશથ ઇ. સ. ૧૮૧૦ ની તા૦ ૨૯ મી જુને હક થયા તે વેળાએ કહે છે કે સચકાર કાઢતી વખતે મુંબઇના નામદાર ગવરનર જોનાંથન દંકન એવણનાં ઘરની સામેનાં કોટના શેટં થોમસના મોટા દેવલમાં આવી ઉભો હતો અને તેના હુકમથી, જેવું એવણનું રવાંન ઘરમાંથી બાહાર કાઢયું તીઆરથી તે દેવલવાલો આખો મોહેલો પસાર કરી ગયું ત્યાં લગણ, ગમગીનીનો ઘંટ વગાડવામાં આવયો હતો. તે વાત આગલા વખતમાં પારસી શેઠીયાઓનાં માન તથા મોટાઇનો એક દાખલો આપે છે. મરહુમ અરદેશર શેઠના બે દીકરાઓ ખરશેદજી અને જાંગીરજી કરીને હતા. તેઓમાંના છેલા ગ્રહસ્થ તે મરહુમ શેઠ હોરમસજીના બાવા તા૦ ૯ મી સપ્ટેમ્બર ૧૮૨૮ ને દીને કોલેરાથી અચબુચ મરણ પામયા તે વેલાએ તા૦ ૧૫ મી સપટેમ્બર ૧૮૨૮ ની તારીખના મુંબઇ સમાચારમાં લખીઆ મુજબ સરવે મલતા વિશેકોમાં ભારે સંતાપ અને મોટો ઓચંબો અને કહણ ફુલડાપાં થાએઓ હતો. બાપના મરણ પછી મરનાર શેઠ હોરમજજી પોતાની માના બાઇ માણેકબાઇ તે મરનાર શેઠ સોરાબજી મનચેરજી રેડીમનીની દીકરીના આશરા તલે ઉધરીયા હતા. તે પછી નાનલી વયમાં ઇયાને ઇ. સ. ૧૮૩૭ માં પેહેલ વેહેલા મી૦ જાન સકીનરની વેપારી પેહેડીમાં એક લખનાર તરીકે રહ્યા હતા. તે બાદ મીસીઅરસ લીકીની કુંપનીમાં ગોડાઉન કીપર તથા થોડુક સુધી મીશીઅરસ ગરાહામની કુંપનીના દલાલ પણ થયા હતા. અને છેલ્લા આશરે પચીસ વરસ થયાં એકાંત જીંદગી ગુજારતા હતા. પોતાના બપાવા મરહુમ શેઠ અરદેશર દાદાભાઇને તા૦ ૩ જુલાઇ ૧૮૦૬ ને દીને મુંબઇના સરકાર તરફથી જે સાત ગામો છાસટીમાં મલેલાં હતા તેમાંના દઇસર, એકસર અને માગાથાંન નામના તરણ ગામો એવણ તથા એવણના ભાઇઓને હસતક આજ સુધી છે, જેથી આજના વખતમાં મુંબઇના પારસીઓમાં એવણ એક જમીનદાર લેખે પણ ગણાતા હતા. મરહુમ શેઠ હોરમજજીમાં સરવે બાબદોની માહીતગારી તથા વાંચવા લખવાનો અભીયાસ છેક શેવટ સુધી હતો.

(જામે જમશેદ તા૦ ૨૧ મી મારચ. ૧૮૮૨).



શેઠ જાંહગીર હોરમસજી દાદીશેઠ.

જન્મ— ઈ. સ. ૧૮૪૫.

મરણ—તા૦ ૧૦ મા ડીસેમ્બર ૧૯૦૮.

# પ્રકરણ ૫૨ મું.

## શેઠ જાંહગીરજી હોરમસજી દાદીશેઠ.

શેઠ હોરમજજી જાંહગીર અરદેશર દાદીશેઠના પહેલા દીકરા.

**જનમ.**

એમનો જન્મ ઇ. સ. ૧૮૪૫ (૧૨૧૫ યઝ.) માં થયો હતો.

**આરકીટેકટ**

એવણ અત્રે આરકીટેકટ (શીલ્પશાસ્ત્રી) તથા ઇજનેરનો ધંધો કરતા હતા.

**ફ્રીમેસન.**

૧૮૬૯માં શેઠ જાંહગીર અત્રે લોડજ ઇસ્ટર્ન સ્ટાર મધે ફ્રીમેસન તરીકે જોડાયા હતા.

**સખાવત.**

એવણની યાદમાં તા૦ ૧૧ મી નવેમ્બર ૧૯૧૫ ને દીને ગરીબ જરથોસ્તીઓના રવાન ફંડ માટે રૂ. ૫ હજાર મુંબઇની પારસી પંચાયતને આપી ખાતું (નં. ૪૩૯) પડાવવામાં આવ્યું હતું.

**દેશી વૈદું**—એમને ખાડીનો રોગ લાગુ પડયો હતો તે દેશી વૈદાંથી સારો થયેલો હોવાથી એવણ દેશી વૈદામાં ઘણો સારો ઉત્સાહ ધરાવતા હતા.

**મરડાની ગોળી.**

એવણે મરડાની અકસીર ગોળી બનાવી છે જેનો આજે પણ બજારમાં સારો ખપ છે.

**મરણ.**

**શેઠ જાંહગીરજી હોરમસજી દાદીશેઠ રોજ ૨૭ માહ ૪ ડો (ક.) યઝદ. ૧૨૭૪ (તા. ૧૦ મી ડીસેમ્બર ૧૯૦૪) અને શનીવારે ૬૨ વરસની ઉમરે ગુજરયા હતા.**

ફરજંદો.

શેઠ જાંહગીરને નીચલાં ફરઝંદો થયાં હતાં:—

(૧) ડા. હીરજી.

(૨) બાઇ ધનબાઇજી તે શેઠ પીરોજશાહ પેસ્તનજી કામાનાં ધણયાણી.

(૩) બાઇ ખરશેદબાઇ.

(૩) મી૦ જમશેદજી.

(૫) મી૦ અરદેશર.

(૬) ડા૦ હોરમજજી (હોમી.)

## [પારસી પ્રકાશ.]

મરણ-જાંહગીરજી હોરમસજી દાદીશેઠ-ઉમર વર્ષ ૬૨) પોતાના પીતા, જેવણ આહમ કંપનીના ગેરંટીડ બ્રોકર હતા, તેઓના ધંધામાં એમને સામેલ કીધા, પણ એનજીનીયરીંગનો શોખ હોવાથી સાસુન ડૉક બાંધનાર રોયલ ઇજનેર કેપટન મોનીના મદદનીશ દાખલ રહી, શીખી આરકીટેકટની ઓફીસ કાઢી. એમને દેશી વૈદાંનો ઘણો શોખ હતો. કોઇ બ્રહ્મચારી વૈદ્દ એમનો ખહીનો રોગ સાજો કરવાથી તેના ચેલા થઇ રહ્યા હતા. પછી પણ સાધુ ફકીર માટે કાંઇબી સાંભળતા તો તેને બોલાવી તેઓ પાસે વૈદું શીખતા. બહુ રમુજી અને હસમુખા સ્વભાવના હતા.

# પ્રકરણ ૫૩ મું

## ડા૦ હીરજી જાંહગીર હોરમજજી દાદીશેઠ.

એવણુ મી. જાંહગીર હોરમજજી જાંહગીર અરદેશર દાદીશેઠના વડ દીકરા થતા હતા.

**જનમ.**

ડા. હીરજીનો જનમ ઇ. સ. ૧૮૬૫ માં થયો હતો.

**કેળવણી.**

એવણે ૧૮૮૩ ની આખેરીએ અત્રેની મેટ્રીકયુલેશન પરીક્ષા પસાર કીધી હતી. ત્યાર બાદ એવણે અત્રેની ગ્રાંટ મેડીકલ કોલેજમાં કેળવણી લઇ ૧૮૮૬ ની આખેરીએ પહેલી એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષા પસાર કરી હતી.

બીજે વરસ છેવટની એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષા આપી વેલાત વેદાંનો વધુ અભ્યાસ કરવા ગયા હતા અને ૧૮૯૨ ના અકટોબર માસમાં ગલાસગો તથા એડીનબરોની રોયલ કોલેજ ઓફ ફીઝીસ્યન્સ એન્ડ સરજ્યન્સની સનદ તથા સુવાવડમાં (મીડવાઇફ્રી) માં ડીપલોમા મેલવ્યો હતો.

**તબીબી ધંધા.**

વેલાતથી મુંબઇ આવી એવણુ અત્રે તબીબ તરીકે ધંધો ચલાવતા હતા.

**પુસ્તકો.**

૧૮૯૩ માં એવણે ચામડીના રોગવાલા દરદીઓની ખાવાપીવાની પહરેજીના કાયદા બાબત એક પુસ્તક લખ્યું હતું. વળી એવણે 'Nasal Polipi' નામે એક નાનું પુસ્તક છપાવ્યું હતું.

**કાનના સ્પેશીયાલીસ્ટ.**

૧૮૯૪ માં એમને ગ્રેટ બ્રીટનની ડરમેટોલોજીકલ સોસાયટીના મેમ્બર તરીકે ચુંટી કાઢયા હતા. એવણુ કાન અને ગલાંના સ્પેશીયા-

લીસ્ટ થયા હતા અને ૧૮૯૬ માં બ્રીટીશ લેરીંગ્ગોલોજીકલ એન્ડ ગાઇનીકોલોજીકલ એસોશીએશનના ફેલો નેમાયા હતા.

**પેટંટ.**

૧૮૯૯ માં એવણે સાંભળવા માટે કાનના પદડાને મદદ કરનારૂં એક ઓજાર બનાવવા માટે સરકાર તરફથી પેટંટ મેલવ્યું હતું. આ ઓજારનું નામ "**Dadysett's Patent for Ear Drums**" આપ્યું હતું.

**લેખક.**

એવણ વર્તમાન પત્રોમાં અવારનવાર તબીબી બાબદો ઉપર લખાણો કરતા હતા.

**મરણ.**

ડા૦ હીરજી જાંહગીર હોરમજજી દાદીશેઠ ૪૭ વરસની ઉંમરે તા. ૧૧ મી જાનેવારી ૧૯૧૨ (રોજ ૧ લો માહ ૬ ઠો (ક) ૧૨૮૧) ને દીને ગુજર્યા હતા. એમનાં પહેલા ધણીયાણી બાઇ મીઠીબાઇ તે શેઠ ખરશેદજી હોરમસજી દાદીશેઠનાં બેટી થતાં હતાં અને બીજાં ધણીયાણી બાઇ શીરીનબાઇ ફરામજી બાટલીબોઇ હતાં.

**ફરજંદો.**

ડા૦ હીરજીને નીચે મુજબ ૨ બેટા તથા ૩ બેટી મલી પાંચ ફરજંદો થયાં હતાઃ-

૧ બાઇ મહેરબાઇ (હીરા મહેતાના ધણીયાણી).

૨ ,, પીરોજા (બાપુજી દાદાભાઇ લામ).

૩ મી. ખરશેદજી.

૪ ,, જાંહગીર.

૫ બાઇ આવાંબાઇ.



ડા૦ હીરજી જાહાંગીર હો. દાદીશેઠ.

જન્મ- ઇ. સ. ૧૮૬૫.

મરણ-તા૦ ૧૧ મી જાનેવારી ૧૯૧૨.

# પ્રકરણ ૫૪ મું.

## શેઠ અરદેશર જાંહગીર હો. દાદીશેઠ.

શેઠ જાંહગીર હોરમજજી જાંહગીર અરદેશર દાદીશેઠના બીજા દીકરા.

**જનમ.**

મી. અરદેશરનો જનમ રોજ આદર માહ ફ્રરવરદીન (ક.) યઝ. ૧૨૪૮ (તા. ૨૬ મી ઓગસ્ટ ૧૮૭૮) ને દીને થયો હતો.

એવણ પહેલાં વીસ વરસ વેર અત્રેની યોકોહામા બેંકમાં કેશીયર નેમાયા હતા. આથી વધુ સારી નોકરી મળવાથી

**નોકરી.**

રૂ. ૯૦૦ ના પગારે એવણ યુન્યન બેંકમાં કેશીયર તરીકે ૭ વરસ રહ્યા હતા, પણ એ બેંકમાં ખર્ચનો ઘટાડો કરવાને લીધે પગાર કમતી કરવાથી એવણ શેર બઝારમાં હાલ શેઠ અમરૂતલાલ કાલીદાસને ત્યાં સબ-બ્રોકર થયા છે.

**એમનાં ધણયાણી.**

શેઠ અરદેશર જાંહગીરના ધણયાણી બાઇ બચુબાઇ, શેઠ દાદાભાઇ જાંહગીર લામના દીકરી થાય છે. બાઇ બચુબાઇનો જનમ રોજ ૬ ઠો ખોરદાદ માહ ૧ લો ફ્રરવરદીન (શે.) ૧૨૫૨ યઝ. (તા. ૨૪ મી સપટેમ્બર ૧૮૮૨) ને દીને થયો હતો.

**ફરઝંદો.**

શેઠ અરદેશરને નીચલાં ફરઝંદ થયાં છે:—

(૧) બાઇ શીરીનબાઇ જ. રોજ ૧૧ મો ખોરશેદ માહ ૮ મો આવાં (ક.) ૧૨૭૮ (તા. ૨૧ મી એપ્રીલ ૧૯૦૯)

એવણે કોલાબાની કોન્વેન્ટ સ્કુલમાં સાતમા સ્ટેન્ડર્ડ સુધી અભ્યાસ કીધો છે.

(૨) મી. જાંહગીર જ. રોજ ૬ ઠો ખોરદાદ માહ ૨ જો (ક) અરદીબહેસ્ત ૧૨૮૧. (તા૦ ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૧૧).

(૩) બાઇ મહેરબાઇ જ. રોજ ૧૧ મો ખોરશેદ માહ ૧ લો ફરવરદીન (ક) ૧૨૮૩ (તા૦ ૨૩ મી ઓગસ્ટ ૧૯૧૩). એવણે હાલ ઉપલીજ કોનવેન્ટ મધે સીન્યર કેમબ્રીડજનો અભ્યાસ પુરો કીધો છે. અને અનેક પરીક્ષામાં ચહડતે નંબરે આવ્યાં છે.

(૪) બાઇ પીરોજબાઇ જ. રોજ ૧ લો અહુરમઝદ માહ ૧૧ મો બહમન (ક) ૧૨૯૦ યઝ. (તા૦ ૭ મી જુન ૧૯૨૧.)

## મી૦ જાંહગીર અરદેશર દાદીશેઠ (બીજા) (જાણીતા ક્રીકેટર).

એવણ મજકુર મી. અરદેશરના એક પુરા બેટા થાય છે, એવણ મેટ્રીકયુલેટ થઇ હાલ સેંટ ઝેવીયર્સ કોલેજમાં અભ્યાસ કરે છે. એવણ એક ચુનંદા ક્રિકેટર તરીકે જાણીતા છે.

**ક્રીકેટર.** મી૦ જાંહગીર અત્રેની એલ્ફીનસ્ટન લીબરલ કલબના મેમ્બર થયા છે. એવણને હેરીસ ચેલેન્જ શીલ્ડ માટેની ભરડા ન્યુ હાઇ સ્કુલની ક્રીકેટ મેચમાં તા. ૪ થી ઓગસ્ટ ૧૯૨૮ ને દીને ૧૪૮ રન કરવા માટે એક ચાંદીનું બેટ સ્કુલ તરફથી ભેટ મળ્યું છે. એ બાબેની વખાણ મજકુર સ્કુલના કવારટર્લી મધે એમની તસવીર આપવા જોડે નીચલા શબ્દોમાં કીધી હતી:—"Dadiseth played with the imperturbability of a sphinx that is so characteristic of him." (દફે. ૫ મું અંક ત્રીજો). વળી એમને બીજાં એવાં ઘણાં મેડલો તથા બેટસ બીજી સ્કુલો તથા કલબો તરફથી મલ્યાં છે.

---

## ડા૦ હોમી જાંહગીર દાદીશેઠ.

એવણ પણ શેઠ જાહંગીર હોરમજજી જાંહગીર અરદેશર દાદીશેઠના બેટા થાય છે.

**જન્મ**

એમનો જન્મ રોજ ૨૪ મો દીન માહ ૧૨ મો અસપંદાદ (ક) ય. ઝ. ૧૨૫૧ (તા૦ ૮ મી ઓગસ્ટ ૧૮૮૨) ને દીને થયો હતો.

એમનાં ધણીયાણી બાઇ ધનમાય તે શેઠ બેજનજી હોરમસજી ઓલબ્લેસના બેટીનો જન્મ તા૦ ૭ મી જુલાઇ ૧૮૮૮ ને દીને થયો હતો.



**મી૦ જાંહગીર અરદેશર જાં. હો. દાદીશેઠ. (ક્રિકેટર.)**
જેવણે ફીરીસ ચેલેંજ શીલ્ડવાળી મેચમાં ૧૪૮ રનનો રેકોર્ડ
કીધા હતા.

**કેળવણી.**

ડૉ. ઊમીએ ૧૮૯૯ માં અત્રે મેટ્રીક્યુલેશન પરીક્ષા પસાર કરી વેલાત જઇ એડીનબરો મધે ૧૯૦૮ માં એલ. આર. સી. પી. એન્ડ એસ. ની પદવીઓ મેલવી હતી. તે અગાઉ એવણે ત્યાં પ્રેક્ટીકલ પેથોલોજીમાં પહેલું ઇનામ મેળવ્યું હતું.

વેલાતથી અત્રે આવ્યા બાદ એવણ ૧૯૧૨ ના સાલથી ગ્રાન્ટરોડ બાલારામ સ્ટ્રીટ મધેના શેઠ નશરવાનજી માણેકજી પીટીટ ધરમખાતાંના દવાખાનાના મેડીકલ ઓફીસર નેમાયા છે.

એવણ ૧૯૨૩ ના સાલથી અત્રેની ભરડા ન્યુ હાઇસ્કુલના મેડીકલ ઇન્સ્પેક્ટર નેમાયા છે.

— —

# પ્રકરણ ૫૫ મું.

## શેઠ ખરશેદજી હોરમજજી જાંહગીર દાદીશેઠ.

એવણ શેઠ હોરમજજી જાંહગીર અરદેશર દાદીના બીજા દીકરા થતા હતા. એમનો જનમ ઇ. સ. ૧૮૫૮ માં થયો હતો.

**ધંધો.**

એવણ છાસ્ટીના પોતાના કુટુંબી ગામોનો વહીવટ ચલાવતા હતા.

**આબકારી તથા જંગલના કાયદા.**

થાણા જીલ્લામાં આબકારી તથા જંગલને લગતા કાયદાઓને લીધે ત્યાંની રૈયત ઘણું દુઃખ તથા મોટી અગવડમાં આવી પડવાથી તે બાબે સરકારમાં ઘટતી ફરીઆદ કરી દાદ મેળવવાને એ જીલ્લાની રૈયતની એક રાક્ષસી સભા થાણા મધે તા૦ ૧૭ મી ડીસેમ્બર ૧૮૮૨ ને દીને શેઠ બહમનજી નશરવાનજી કંત્રાકટરની વાડીમાં મળી હતી. આ વેળાએ સભામાં ૯૬૦૦ માણસો હાજર હતાં. સરનશીનની ખુરશી જામનગરના માજી દીવાન બાલાસાહેબ ખારકરે લીધા બાદ "ફોરેસ્ટ, આબકારી અને લેન્ડ રેવન્યુ બદલ દાદ માંગનારી થાણા જીલ્લાની સભા" એવા નામથી એક સભા સ્થાપી, તથા તેનું કામ ચલાવવાને ૧૬ હિંદુ, ૬ મુસલમાન અને ૫ પારસી (શેઠો નશરવાનજી બહમનજી આંટીઆ થાણેના, રતનજી બીમજીભાઇ પટેલ નારગોલના, ફરાંમજી રૂસ્તમજી નારગોલવાલા તથા અરદેશર દારાબજી દવીહરવાળા તથા જાંહગીરજી દાદાભાઇ તારાપોરવાળા) ની એક કમીટી નેમી, તથા તે કમીટીને ઘટતી સલાહ આપવાને છાસ્ટીમાં આવેલાં અનીક ગામના માલેક શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલ, ગોરગામના માલેક શેઠ બહેરામજી જીજીભાઇ, સી. એસ. આઇ., કુરલાના માલેક શેઠ હોરમજજી અરદેશર હોરમજજી વાડીઆ, દહીસરના માલેક શેઠ ખરશેદજી હોરમજજી દાદીશેઠ, તથા શેઠો દાદાભાઇ નવરોજજી પ્રોફેસર, નવરોજજી ફરદુનજી અને સોરાબજી શાપુરજી બંગાલી, સી. આઇ. ઇ. ને અરજ કરવાને ઠરાવ્યું હતું. (ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૨૪ મી ડીસેમ્બર ૧૮૮૨)



શેઠ ખરશેદજી હોરમસજી જાં. દાદીશેઠ.

જન્મ— ઈ. સ. ૧૮૫૮.

મરણ—તા૦ ૨૯ મી એપ્રીલ ૧૯૦૨.

**ડીસ્ટ્રીક્ટ બોર્ડ.**

ઇ. સ. ૧૮૮૫ માં શેઠ ખરશેદજી થાણાની લોકલ બોર્ડના એક મેમ્બર નેમાયા હતા.

**આબકારી કમીશન.** ૧૮૮૫ માં મુંબઇના આબકારી કાયદાના વહીવટથી દારૂ વેચનારાઓ તથા ભંડારીઓ વગેરે પર શું મુશ્કેલી પડે છે તે વીશેની તપાસ કરી તેમાં કાંઇ ફેરફાર વગેરેની સુચના કરવાને નામદાર સરકારે મુંબઇના કલેકટર, પોલીસ કમીશનર અને શેઠ સોરાબજી શાપુરજી બંગાલી, સી. આઇ. ઇ. નું એક કમીશન નેમ્યું હતું. એ કમીશને પોતાની ૪ બેઠકો કીધી હતી, અને તેમાં દારૂવાળાઓ તરફથી શેઠો એદલજી ડોસાભાઇ ભરૂચા, રૂસ્તમજી હોરમસજી, દાજીભાઇ દાદાભાઇની, તથા ફરજંદારો તરફથી ખરશેદજી હોરમજજી દાદીશેઠની, ઇંગ્રેજી દારૂ વેચનારાઓ તરફથી શેઠો ઉકરજી કાવસજી, જમશેદજી એદલજી ત્રીજોરીવાળા, ફરામજી જમશેદજી કડોક, મેરવાનજી એદલજી તાડીવાળા, નવરોજજી દાદાભાઇ તથા નવરોજજી જાંગીરજી ગામડીઆની સાક્ષી લેવામાં આવી હતી.

વળી શેઠ ખરશેદજીએ મુંબઇ સરકારે નેમેલાં "ફોરેસ્ટ કમીશન" સનમુખ પુના મધ્યે તા૦ ૭ મી જુલાઇ ૧૮૮૬ ને રોજે મળેલી બેઠકમાં સાક્ષી આપી હતી.

**કર ભરનારાઓની સભા.** મુંબઇ મધ્યે કોટ વોર્ડના રેહેવાસીઓ અને કર ભરનારાઓના લાભને ખાતર લાયક પ્રતીનીધીઓને કોરપોરેશનમાં મોકલવા માટે પગલાં ભરવાને અત્રેની "રેટ-પેયર્સ એન્ડ રેસીડંટસ એસોસીએશને" તા૦ ૧૬ મી અકટોબર ૧૮૮૮ ને દીને એક મોટી સભા બોલાવી હતી તેમાં શેઠ ખરશેદજી હોરમજજી દાદીશેઠ પણ જોડાયા હતા.

**મહારાણીની લેવી.** શેઠ ખરશેદજી વેલાત હતા ત્યારે તા૦ ૩ જી જુન ૧૮૮૯ ને દીને નામદાર મહારાણી વીકટોરીયાના હોકમથી પ્રીન્સ ઓફ વેલ્સે સેંટ જેમસીસ પેલેસમાં ભરેલી લેવીમાં એમની તે નામદાર સાથે મુલાકાત કરાવી હતી.

**મી૦ ગ્લાડસ્ટન સાથ મુલાકાત** એવણ જ્યારે વેલાત હતા ત્યારે થઇ હતી, જે વેળા એમની પાસ એ મહાન રાજદ્વારી નરે હીંદને લગતી કેટલીક માહીતી મેળવી હતી.

**મરણ.**

શેઠ ખરશેદજી હોરમજજી દાદીશેઠ રોજ ૧૭ મો માહ ૯ મો (ક) ૧૨૭૧ ( તા૦ ૨૯ મી એપ્રીલ ૧૯૦૨ ) ને દીને ૪૪ વરસની ઉંમરે ગુજર્યા હતા.

**[ પારસી પ્રકાશ. ]**

તા૦ ૨૯ મી એપ્રીલ ૧૯૦૨.

રોજ ૧૭ માહ ૯ (ક૦) ૧૨૭૧ ય. ઝ.

**મરણ**—ખરશેદજી હોરમજજી દાદીશેઠ, ઉમર વર્ષ ૪૪. શેઠ હોરમજી જેહાંગીરજી દાદીશેઠના બીજા દીકરા. થાણા જીલ્લામાં એઓની બાપીકી મીલકતોના વહીવટમાં નાની વયથી પડેલા હોવાથી આબકારી, જંગલ વગેરેના કાયદાઓથી પુખ્ત માહીતગાર હતા. એ જીલ્લાની રૈયતે એ કાયદાઓ વીરૂદ્ધ દાદ ચાહવાને ગંજાવર સભા મેળવી અરજી કરવાને કમીટી નેમી તેને મુંબઇના એ બાબદની માહીતી ધરાવતા ગ્રહસ્થોની મસલત લેવા સુચવ્યું હતું. તે ગ્રહસ્થોમાં એવણનું નામ પણ હતું. ૧૮૮૬ માં મુંબઇની સરકારે નેમેલાં ફોરેસ્ટ કમીશનની પુના મધે તા૦ ૭ મી જુલાઇ ૧૮૮૬ ને દીને મળેલી બેઠકમાં એમણે સાક્ષી આપી હતી. ૧૮૮૮ માં થાણા જીલ્લાની તાલુકા લોકલ બોરડમાં સરકારે એવણને બે વર્ષ સુધી એક સભાસદ નેમ્યા હતા. ૧૮૮૯ માં એવણ પેહેલાં ઇંગ્લાંડ ગયા, ત્યારે મી૦ ગ્લાડસ્ટન સાથ એમની મુલાકાત થઇ હતી. જે વેળા એવણના આબકારી તથા જંગલના અનુભવનો લાભ લઇ કેટલાક સવાલો પુછવામાં આવ્યા હતા.

(પા. પ્રકાશ દફે ૪ થું પા. ૭૭)

**ધણીઆણી.** શેઠ ખરશેદજી હોરમજજી જાંહગીર દાદીશેઠનાં ધણીઆણી, બાઇ ગુલબાઇ તે શેઠ સોરાબજી ( સોલીશેઠ) જાંહગીર દાદીશેઠના બેટી થતાં હતાં. બાઇ ગુલબાઇનું મરણ તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૯૦૫ ને દીને નીપજયું હતું.

**ફરજંદો.**

ઉપર જણાવ્યું છે તેમ શેઠ ખરશેદજી હોરમજજી દાદીશેઠના બેટી બાઇ મીઠાબાઇ નામે હતાં, જેવણ ડા. હીરજી જાંહગીર દાદીશેઠ સાથ પરણ્યાં હતાં. શેઠ ખરશેદજીને બે બેટાઓ સોહરાબ તથા ફરામરોઝ નામે થયા છે.



બાઇ ગુલબાઇ ખરશેદજી હોરમસજી દાદીશેઠ.

મરણ—તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૯૦૫.



શેઠ સોહરાબ ખરશેદજી હોરમજજી દાદીશેઠ (જ. તા. ૨૮ મી એપ્રીલ ૧૮૭૬)
તથા તેમના ધણીયાણી બાઇ પીરોજબાઇ (જ. તા. ૨૧ મી નવેમ્બર ૧૮૮૯.)

## (૧) શેઠ સોહરાબ ખરશેદજી હોરમસજી દાદીશેઠ.

**સગાઇ.**

એવણુ શેઠ જાંહગીર અરદેશર દાદીના બીજા બેટા શેઠ હોરમજજીના બેટા મી૦ ખરશેદજીના વડા બેટા થાય છે.

**જનમ.**

મી૦ સોહરાબનો જનમ તા૦ ૨૮ મી એપ્રીલ ૧૮૭૬ ( રોજ ૧૧ મો માહ ૯ મો ( ક ) ૧૨૫૫ ) ને દીને થયો હતો.

**કેળવણી.**

મી૦ સોહરાબે અત્રેની ભરડા ન્યુ હાઇ સ્કુલ મધે કેળવણી લઇ મેટ્રીક થઇ સેંટ ઝેવીયર્સ કોલેજમાં અભ્યાસ કર્યો હતો.

**દાદીશેઠ ધર્મખાતું.**

એવણુને દાદીશેઠ ધર્મખાતાંના એક ટ્રસ્ટી તરીકે નામદાર હાઇકોર્ટે નેમયા છે, અને હાલ એવણુ એ ધર્મખાતાંના મેનજીંગ ટ્રસ્ટી છે જેનો કારોબાર એવણુ ઘણી બાહોશીથી ચલાવે છે.

**તેમનું ઘર.** મી૦ સોહરાબનું પોતાની માલેકીનું ઘર કોટ મધે કાવસજી પટેલ સ્ટ્રીટમાં હોંગકોંગ બેંકની સામે છે. જે અસલ તેમના વડીલો તરફથી ઉતરી આવેલું છે.

**લગન.**

મી૦ સોહરાબનાં લગન ૧૯૦૭ માં બાઇ પીરોજબાઇ તે શેઠ કાવસજી જાલબાઇ શેઠનાં પહેલાં ધણીઆણીને પેટે અવતરેલાં બેટી સાથ થયાં છે.

બાઇ પીરોજબાઇનો જનમ રોજ અસપંદાદ માહ ખોરદાદ ૧૨૫૯ યઝદ. ( તા૦ ૨૧ મી નવેમ્બર ૧૮૮૯ ને દીને ) થયો હતો.

**ક્રીકેટર વિ.**

મી૦ સોહરાબ એક અછા ક્રીકેટર છે. એવણુ સ્કુલ તેમજ કોલેજમાં ક્રીકેટના કેપટન હતા અને તે દરમ્યાન કેટલાક ઇનામો મેળવ્યાં હતાં. એવણુ અત્રેના મેસર્સ દાદી અને ફરામરોઝ ગોળવાળાના વીક્ટોરિયા સ્વીમીંગ બાથના એક લાઇફ-મેમ્બર છે અને ત્યાં જઇ તરવાનો શોખ આજ સુધી ચાલુ રાખ્યો છે.

## (૨) શેઠ ફરામરોઝ ખરશેદજી દાદીશેઠ.

શેઠ ખરશેદજી હોરમસજી દાદીશેઠના બીજા દીકરા. એવણુ ઘણાં વરસ થયાં વેલાત જઇ ત્યાંજ વસ્યા છે.

---

# પ્રકરણુ ૫૬ મું.

## શેઠ દાદાભાઇ જાંહગીર અરદેશર દાદીશેઠ.

હવે આપણે પ્રખ્યાત અરદેશર દાદીના દીકરા જાંહગીરના છેહલા દીકરા શેઠ દાદાભાઇના હેવાલ ઉપર આવ્યે છીએ.

**જનમ.**

એમનો જનમ ઇ. સ. ૧૮૨૩ માં થયો હતો.

**ધંધો.**

એવણુ પણ પોતાના બીજા ઘણાક કુટુંબીઓ માફક એક વેપારી તથા દલાલ હતા.

**જાગીરદાર.**

એવણે જીસ્ટીમાં પોતાના વડાઓને મલેલાં દઇસર, એકસર અને માગાથાન ગામોની જાગીરોનો વહીવટ પોતાના ભાઇઓ સોરાબજી તથા હોરમસજી સાથ ચલાવ્યો હતો.

**રેવન્યુ ઓફીસર.**

દઇસર ગામના માલેક તરીકે ૧૮૬૯ માં મી૦ દાદાભાઇ ને ૧૮૬૫ ના પહેલા એકટની ૪૯ મી કલમ પ્રમાણે તે ગામમાં ચોકસ હદે એક કલેકટર તથા નેટીવ રેવન્યુ ઓફીસર જેટલો અખત્યાર આપ્યો હતો.

**રાજદ્વારી મંડળી.**

એવણે પણ અત્રે ૧૮૫૨ માં સ્થાપેલી રાજદ્વારી મંડળી નામે "બોમ્બે એસોસીએશન" માં જોડાઇ તેના ફંડમાં સારી રકમ ભરી હતી.

**વાવ્ય પ્રાંતમાં દુકાળ.**

૧૮૬૧ માં વાવ્ય પ્રાંતમાં દુકાળ પડયો હતો તેના ફંડમાં શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠની કું. એ રૂ. એક હઝારની રકમ ભરી હતી. એવાજ આગલા દુકાળ વેળા એમના વડીલ શેઠ દાદીભાઇ નોશીરવાનજીએ મોટી સખાવત કીધી હતી.

(જુવો પા. ૬૫)

**કદમી દસ્તુર.**

કદમી પંથના વડા દસ્તુર અરદેશર રૂસ્તમજી મુલ્લાં ફીરોઝના મરણથી ખાલી પડેલી જગા ઉપર તેમના ભાઇ દસ્તુર સોરાબજીને નેમવા માટે ૧૮૬૪ માં જે કદમી અંજુમનની સભા મલી હતી તે મધે દસ્તુરના લાભ અર્થે એક ફંડ ઉભું થયું હતું તેમાં દાદીશેઠ કુટુંબના અનેક ગૃહસ્થો માફક શેઠ દાદીભાઇ જાં. દાદીશેઠે પણ સારી રકમ ભરી હતી.

**તેમનાં વહુ.**

શેઠ દાદાભાઇનાં વહુ બાઇ હમાબાઇ તે શેઠ બહનમજી જીજીભાઇના બેટીના ઉઠમણામાં રૂ. ૩૨૦૬ ની રકમ ધરમ ખાતામાં આપી હતી તે મધે મી૦ દાદાભાઇએ પણ સારી રકમ ભરી હતી.

**મરણ.**

શેઠ દાદાભાઇ જાંહગીરજી દાદીશેઠ રોજ ૨૯ માહ ૧૧ (ક) ૧૨૫૨ યઝદ. (તા૦ ૧૪ મી જુલાઇ ૧૮૮૩) ને દીને સાંજના છને અમલે ૬૦ વરસની ઉમરે ગુઝર્યાં હતા અને તેમને દાદીશેઠના કુટુંબી દોખમામાં લઇ જવામાં આવ્યા હતા,

**ઉઠમણું.**

શેઠ દાદાભાઇના ઉઠમણામાં તેમની પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ મલી રૂ. ૧૭૦૦ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.

**તેમના ધણીયાણીઓ.**

શેઠ દાદાભાઇના પહેલાં ધણીયાણી બાઇ મહેરબાઇ જેવણ મરહુમ શેઠ રતનજી દાદાભાઇ કોહલાના બેટી થતાં હતાં તેવણ રોજ ૫ મો માહ ૧ લો (ક) ૧૨૩૦ ય. ઝ. ને દીને ગુજરયાં હતાં. તેમના ઉઠમણામાં તેમના ખાવીંદ તથા ભાઇઓ પેશતનજી તથા ડોસાભાઇએ મલી રૂ. ૫૨૫ ધરમખાતામાં આપ્યા હતા. શેઠ દાદાભાઇનાં બીજાં ધણીયાણી બાઇ શીરીનબાઇ, બનાજી ખાનદાનનાં હતાં.

**ફરઝંદો.**

શેઠ દાદાભાઇને નીચલાં ફરઝંદો થયાં છે:—

(પહેલાં ધણીયાણીથી) શેઠો અરદેશર, ધનજીભાઇ તથા મંચેરજી (બેરીસ્ટર), બાઇ જીજુબાઇ તે શેઠ ફરામજી બહમનજી જીજીભાઇનાં ધણી-

ચાણી, બાઇ બચુબાઇ તે શેઠ દાદાભાઇ મહેરવાનજી જીજીભાઇનાં ધણીયાણી; (બીજાં ધણીયાણીથી) બાઇઓ પીરોજા અને માણેકબાઇ તથા ભાઇઓ જાહાંગીર, ખરશેદજી, અને બાઇઓ મીઠીબાઇ તથા ધનબાઇ.

**( જામે જમશેદ. )**

તા૰ ૧૪ મી જુલાઇ ૧૮૮૩

રોજ ૨૯ માહ ૧૧ (ક૰) ૧૨૫૨ યજદેજરદી.

**દાદાભાઇ જાંગીરજી દાદીશેઠ**—અતરેનાં દાદીશેઠનાં પુરાતમ ખાંનદાનનાં એક નબીરા શેઠ દાદાભાઇ જાંગીરજી દાદીશેઠ ગયા શનીવારની રાતના ૬૨ વરસની વયે હક થયા છે. એ મરનાર મરહુમ જાંગીર અરદેશર દાદીશેઠનો નાનો બેટો હતો, અને તેમના વારસામાં આવેલાં છાસટી માહેલા દઇસર, એકસર, અને માગાથાંન નામનાં ગામોનો એક માલેક હતો.

( જામે જમશેદ, તા૰ ૧૬ મી જુલાઇ ૧૮૮૩. )

---

પારસી મરતુક દફ્. ૩ જું પા. ૫૨.

**( પારસી પ્રકાશ )**

**મરણ**—શેઠ દાદાભાઇ જાંગીરજી દાદીશેઠ, શેઠ જાંગીરજી અરદેશર દાદીશેઠના નાહાના દીકરા હતા. એવણ છાસટી મધે પોતાના વડવાઓના મેળેલાં દઇસર, એકસર અને માગાથાંન ગામોની જાંગીરોનો વહીવટ પોતાના ભાઇઓ સાથે ચલાવતા હતા.

(દફ્. ૩ જું. પા. ૮૦)

---



દાદાભાઇ જાંહગીર એ. દાદીશેઠ.



માહેરબાઇ તે દાદાભાઇ જાં. એ. દાદીશેઠના ધણીઆણી.



અરદેશર દાદાભાઇ જાં. અ. દાદીશેઠ.



મહેરબાઇ અરદેશર દાદાભાઇ જાં. અ. દાદીશેઠ.

# પ્રકરણ ૫૭ મું.

## શેઠ દાદાભાઇ જાંહગીર દાદીશેઠના દીકરાઓ.

શેઠ દાદાભાઇ જાંહગીર અરદેશર દાદીશેઠના નીચલા બેટાઓ જાણીતા છે:—

### (૧) શેઠ અરદેશર દાદાભાઇ દાદીશેઠ (બીજા)

શેઠ દાદાભાઇ જાંહગીરજી દાદીશેઠના વડા બેટા.

**ધંધો.**

એવણ અત્રેની ફ્રેન્ચ બેંકમાં નોકરીએ લાગ્યા હતા.

**તેમના ધણયાણી.**

એમના ધણયાણી બાઇ ખરશેદબાઇએ યઝ. ૧૮૯૭-૮ માં રૂ. ૫૦૦ મુંબઇની પારસી પંચાએતને ગરીબ લાચાર જરથોસ્ની વીધવાઓને આશરો આપવાના ફંડમાં આપ્યા હતા.

**ફરજંદો.**

એમને નીચલાં બે ફરજંદો થયાં છે.

(૧) બાઇ મહેરબાઇ તથા

(૨) મી. જાંહગીર

### (૨) શેઠ ધનજીભાઇ દાદાભાઇ દાદીશેઠ.

એવણ શેઠ દાદાભાઇ જાંગીરજી દાદીશેઠના બીજા બેટા થતા હતા.

એમનો જનમ રોજ આદર માહ અસપંદાદ યઝ. ૧૨૦૩ (તા૰ ૫ મી ઑગસ્ટ ૧૮૩૪) ને દીને થયો હતો.

એવણે જાહેર ભાગીદારી કુંપનીઓ અને ખાસ કરીને મીલ કુંપનીઓનાં શેરોમાં નાણું રોકવાથી તે કુંપનીઓના સુધારા માટે જાહેર લડત ચલાવતા હતા.

**પુસ્તકો.**

૧૮૯૪ ના સપ્ટેમ્બર માસમાં શેઠ ધનજીભાઇએ નીચલે નામે એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું:—

**Observations on the Management of Cotton Mills, and suggestions for amendments in the Indian Companies' Act.**

વળી ૧૮૯૭ ના સપ્ટેમ્બર માસમાં તેવણે **'How our mills are managed under the Indian Companies Act'** એ વિષય ઉપર એક ચોપાન્યું પ્રગટ કરી મીલોના અંધેરો ઉઘાડાં પાડયાં હતાં.

**ફુરાંન્ટ કેસ.**

ઈ. સ. ૧૮૯૭ માં શેઠ જીજીભાઈ ફરામજી પીટીટે (તે પાછળથી થયલા સર દીનશાહ માણેકજી પીટીટ બીજા બેરોનેટે) કલાઇવ ફુરાંન્ટ, કુંવરજી મહેરવાનજી મહેતા (શેર દલાલ), સોરાબજી રૂસ્તમજી બાટલીવાલા (એસ. આર. બાટલીવાલા) તથા મરનાર ધનજીભાઈ દાદાભાઈ દાદીશેઠ સામે મુંબઈના વડા મેજીસ્ટ્રેટ મી૦ સોન્ડર્સ સ્લેટરની કોર્ટમાં એવો આરોપ મેલ્યો હતો કે તેઓએ એકઠા થઈને તેમને હેરાન કરવા માટે ગેરકાયદેસર મનસુબો કીધો હતો તે કેસ ઉપલા મેજીસ્ટ્રેટે મુંબઈની આરોપીઓને તપાસનારી સેશન કોર્ટમાં નોંધયો હતો. ત્યાં કેટલાક દીવસ સુધી જસ્ટીસ કેન્ડી સનમુખ આરોપી ફુરાંન્ટ સામે પહેલાં જુદી તપાસ ચાલી હતી અને છેવટે તેને જુરીએ એકમતે નીર્દોષ ઠરાવી છોડી મેલ્યો હતો. આ ઉપરથી બાકીના આરોપીઓ ઉપરના ચાર્જ ખેંચી લેવાયા હતા અને તેમને તે મધેથી મુક્ત કીધા હતા (**Indian Law Reports 23 Bombay 213**). એ મુકદમામાં મેજીસ્ટ્રેટની તથા સેશન કોર્ટ મધે ફરીયાદી તરફથી મી૦ દીનશાહ ધનજીભાઈ દાવર બેરીસ્ટર અને ફુરાંન્ટ સીવાય બીજા આરોપીઓ તરફથી મી૦ (પાછળથી સર) ફીરોઝશાહ મહેરવાનજી મહેતા બેરીસ્ટર હાજર થયા હતા.

એજ મુકદમામાં ફરયાદી તરફનો એક મુખ્ય શાક્ષી નાનાભાઈ કાવસજી એનજીનીઅર નામનો હતો તેની સામે ખોટી જુબાની આપવાના ગુના માટે ફરીયાદી માંડવાની પરવાનગી ઉપલા જજે આપી હતી જેની રૂએ મેજીસ્ટ્રેટની કોર્ટમાં તપાસ ચાલાવવામાં આવી હતી જે વેળા તેની તરફથી મઝકુર મી૦ દાવર હાઝર થયા હતા અને છેવટે નાનાભાઈને પુરાવાની ગેરહાજરીમાં બીન તકસીરવાર ઠેરવવામાં આવ્યો હતો. (જુવો પારસી પ્રકાશ દફ. ૩ જુ પા. ૭૧૩.)



શેઠ ધનજીભાઇ દાદાભાઇ જાં. દાદીશેઠ.
મરણ-તા૦ ૨૫ મી અક્ટોબર ૧૯૦૩

શેઠ ધનજીભાઇએ બાઇ હમાંબાઇ તે શેઠ બહમનજી જીજીભાઇ નાં દીકરી સાથ શાદી કીધી હતી. બાઇ હમાબાઇનું મરણ રોજ ૨૧ મો માહ ૫ (ક) યઝ ૧૨૪૦ (તા૦ ૧૦ મી જાનેવારી ૧૮૭૧) ને દીને નિપજ્યું હતું. તેમના ઉદમણામાં તેમના પીતા શેઠ બહમનજી જીજીભાઇ તથા માતાજી બાઇ રતનબાઇની પુંજીમાંથી મલી રૂ. ૩ હજાર, તથા સસરા શેઠ દાદાભાઇ જાંગીરજી દાદીશેઠે રૂ. ૨૦૧ મલી રૂ. ૩૨૦૧ ધરમખાતે આપ્યા હતા.

**તેમના ધણી-યાણી.**

**મરણ.**

શેઠ ધનજીભાઇ દાદાભાઇ દાદીશેઠનું મરણ તા૦ ૨૫ મી અકટોબર ૧૯૦૩ (રોજ ૧૧ મો માહ ૩ જા (ક) ૧૨૭૩) ને દીને નીપજ્યું હતું.

## (પારસી પ્રકાશ.)

**મરણ.**

ધનજીભાઇ દાદાભાઇ દાદીશેઠ—ઉમર વર્ષ ૫૩) એવણે પોતાની દોલતનો મોટો ભાગ વ્યાજ ખાવા માટે મીલોના શેરોમાં રોકયો હતો, જેમાં પોતાની પુંજીનો મોટો ભાગ ખોવાથી તેવણે પોતાના પાકટ ઉંચા હીસાબી જ્ઞાનને આધારે મીલોના કારોબારનાં સંબંધમાં સખત ટીકકા કરનારી યાદીઓ બહાર પાડી તે ઉપર વડી સરકારનું ધ્યાન ખેંચ્યું હતું. (દફ. ૪ હું પા. ૨૫)

શેઠ ધનજીભાઇને નીચલાં ફરઝંદો થયાં છેઃ—

૧ મી૦ સોરાબ

૨ બાઇ મહેરબાઇ

૩ મી૦ દાદી

૪ બાઇ ધનબાઇ

### (૩) શેઠ મંચેરજી દાદાભાઈ જાહંગીર દાદીશેઠ (બેરીસ્ટર.)

એવણ શેઠ દાદાભાઇ જાહંગીર દાદીશેઠના ત્રીજા દીકરા થતા હતા.

**જનમ.**

એમનો જનમ ઇ. સ. ૧૮૫૩ માં થયો હતો.

**કેળવણી.**

એવણે ૧૮૭૦ ના સાલની આખેરીએ લેવાયલી મુંબઇ યુનીવર્સી-ટીની મેટ્રીકયુલેશન પરીક્ષા પસાર કરી હતી. આ વેળાએ તેમની જોડે બીજા ફક્ત ૨૦ જરથોસ્તીઓ પાસ થયા હતા.

**મેજીસ્ટ્રેટની પરીક્ષા.**

ત્યાર પછી તેવણે કાયદાનો અભ્યાસ કરી ૧૮૭૪ ના નવેમ્બર માસમાં દેશી મેજીસ્ટ્રેટની પરીક્ષા પસાર કરી હતી.

**કાયદાની પરીક્ષામાં ઇનામો.**

ત્યાર બાદ થોડુંક રહીને એવણ વેલાત કાયદાનો વધુ અભ્યાસ કરવા સીધાર્યા હતા. તા. ૨ જી ફેબ્રુઆરી ૧૮૮૧ ને દીને મી. મંચેરજીને લંડનની ધારાને લગતી કેળવણી ખાતાંની કૌનસીલે 'કોમન લો'ની આગલા ડીસેમ્બર માસમાં લેવાયલી પરીક્ષામાં સરસ ઉતરવા માટે રૂ. ૨૫૦ નું બીજું ઇનામ આપ્યું હતું. આવી હરીફાઇની પરીક્ષામાં ફતેહ-મંદ ઉતરનાર પારસીઓમાં પહેલવહેલા એવણ હતા. બીજે વરસ પણ મી. મંચેરજીને એજ કીંમતનું એક ઇનામ કૌન્સીલ તરફથી પરીક્ષામાં ચઢતા આવવા માટે મલ્યું હતું.

**ઇસ્ટ ઇંડયા એસોસીએશન.**

ઇંસ્ટ ઇંડયા એસોસીએશન જે ઇંગ્લંડ મધ્યે હિંદુસ્તાનના લોકોના લાભ સાચવવા તથા વધારવાને દાદાભાઇ નવરોજજીએ ત્યાંના કેટલાક મોટા દરજ્જેના ઇંગ્રેજ ગ્રહસ્થો સાથે મલી ઇ. સ. ૧૮૬૬ માં સ્થાપી હતી તેની કૌન્સીલમાં શેઠ મંચેરજી જ્યારે વેલાત હતા ત્યારે જોડાયા હતા અને ૧૮૮૩ માં તેવણે એ મંડળની જાહેર સભા સનમુખ એક નિબંધ "હિંદુસ્તાનમાં ઇંગ્રેજ અને દેશીઓ વચ્ચે વહે-વાર" એ બાબત ઉપર વાંચ્યો હતો.

**બેરીસ્ટર.**

તા. ૨૬ મી જાનેવારી ૧૮૮૩ ને દીને મી. મંચેરજીએ ઇંગ્લંડ મધ્યેની બેરીસ્ટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.

શેઠ મંચેરજી પહેલાં સુરત શહેરમાં બેરીસ્ટરનો ધંધો ચલાવતા હતા.



શેઠ મંચેરજી દાદાભાઇ જાં. દાદીશેઠ ( બેરીસ્ટર ).
મરણ—તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૮૨૨ રોજ ૬ ઠો માહ ૫ મો ક. ૧૨૯૨



મરહુમ મી૦ મંચેરજી દા. જાં. દાદીશેઠના દીકરી બાઈ ધનબાઈ
પેસ્તનજી કે. ગાંધી તથા કુટુંબ.

## મ્યુનીસીપલ કાઉન્સીલર.

ઇ. સ. ૧૮૮૬ તથા ૧૮૮૯ ની સુરત જીલ્લાની મ્યુનીસીપલ બોર્ડની લોકો તરફની ચુંટણીમાં શેઠ મંચેરજી ફતેહમંદ ઉતર્યા હતા.

## તેમનાં ધણયાણી.

શેઠ મંચેરજીના લગન બાઇ દીનબાઇ નશરવાનજી માણેકજી પીટીટના બહેન બાઇ ગુલબાઇ જીજીભાઇ દાદાભાઇ સાથે થયાં હતાં.

## ન. મા. પીટીટ વોર્ડ.

મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટે પોતાના મરહુમ બેટા મી૦ જમશેદજીના નામથી શેઠ મંચેરજી દાદીશેઠની મારફતે માહીકાંઠા તરફ આવેલાં સાદરા ગામની સીવીલ હોસ્પીટલમાં ઓરતો માટે એક એલાહેદો વોર્ડ બંધાવી આપ્યો હતો તે તા. ૧૬ મી જુન ૧૮૯૦ ને દીને એક મોટા મેળાવડાની હજુરમાં ત્યાંના પોલીટીકલ એજંટ કરનલ નટની બાનુએ "જમશેદજી નશરવાનજી પીટીટ ફીમેલ વોર્ડ"ના નામથી ખુલ્લો મેલ્યો હતો.

## ડુમસની સેનીટેરીઅમ.

એજ માફક બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટના વીધવાએ પોતાના બેટા મરહુમ શેઠ જમશેદજીના નામથી સુરતની પાસે ડુમસ મધે બંધાવવા ધારેલાં પારસી સેનીટેરીયમનો પાયો નાખવાની ક્રિયા તા૦ ૬ ઠી નવેમ્બર ૧૮૯૩ ને દીને શેઠ મંચેરજી દાદી-શેઠે કીધી હતી.

એ સેનીટેરીયમ બંધાવવા તથા તે માટે જમીન મેલવવા શેઠ મંચેરજીએ જે તસ્દી લીધી હતી તે માટે એ ધર્મ ખાતું બીજે વરસ ખોલ્લું મેલાયું ત્યારે ડુમસની અંજુમન તરફથી તેમને એક શેઆલ ઓરાઢવામાં આવી હતી.

## મરણ વખતના લાભનું ફંડ.

ગુજરાતના જરથોસ્તીઓનાં મરણ વખતનું અરસપરસ ફંડ તા૦ ૪ થી અકટોબર ૧૮૯૧ ને દીનથી સુરત મધે સ્થાપવામાં આવ્યું હતું તેની પહેલી કારોબાર મંડળીમાં બીજાઓ જોડે મી૦ મંચેરજી દાદીશેઠ પણ સામેલ થયા હતા.

### મુંબઇમાં ધંધો.

ત્યાર પછી મી૦ દાદીશેઠ સુરત છોડી મુંબઇમાં આવી વસ્યા અને અત્રેની કોર્ટમાં કાયદાનો ધંધો ચલાવવા લાગ્યા.

### મરકી વેળા સેવા.

મુંબઇ મધે ૧૮૯૬ ની આખેરીએ મરકી ફાટી નીકલી હતી તે વેળા અત્રેના જે કેટલાક શહેરીઓએ સેવા બજાવી હતી તેમાંના ૩૭ પારસીઓમાં શેઠ મંચેરજી દાદીશેઠ ડી. (ગીરગામ) વોર્ડ તરફથી બહાર પડવા માટે સરકારે ઠરાવ કરી બીજાઓ જોડે એમનો પણ આભાર માન્યો હતો.

### ડીરેકટર.

એવણ ૧૮૮૫ માં સુરતની ગુલામબાબા મીલના એક ડીરેકટર નેમાયા હતા. તેજ માફક એવણ ૧૮૯૭ માં બોમ્બે જેનરલ મોટર ગેરેજ કું. ના ડીરેકટર થયા હતા.

### મરણ.

એવણ રોજ ૬ ઠો માહ ૫ મો (ક૦) યઝ. ૧૨૯૨ (તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૯૨૨) ને દીને ૭૦ વરસની વયે ગુઝરયા હતા.

### ફરઝંદો

શેઠ મંચેરજી દાદીશેઠ બેરીસ્ટરને નીચલાં ફરઝંદો થયાં હતાં:

તેહમીના, ધનબાઇ, જાંહગીર, સોહરાબ, સુનાબાઇ, રતનબાઇ, પીરોજબાઇ, મહેરબાઇ, મીઠીબાઇ તથા કેખશરૂ.

### પ્રદર્શન.

મીસ મહેરબાઇ મંચેરજી દાદીશેઠે ૧૮૯૧ માં સુરતમાં ભરાયલાં સ્થાનીક પ્રદર્શનમાં મુકેલી ચીજ માટે ઇનામ મેલવ્યું હતું. વળી બાઇ મહેરબાઇને બીજે વરસ મુંબઇની સ્કુલ ઓફ આર્ટસમાં સરટીફીકેટ તથા ઇનામ મળ્યું હતું. બાઇ મહેરબાઇનું મરણ રોજ ૩૦ માહ ૧૧ (ક) ૧૨૬૩ (તા૦ ૧૪ મી જુલાઇ ૧૮૯૪) ને દીને થયું હતું. એમના ઉઠમણામાં રૂ. ૨૫૦૧ ધર્મ ખાતે આપવામાં આવ્યા હતા

તા૦ ૭ મી મારચ ૧૮૯૦.

રોજ ૨૨ માહ ૭ (ક૦) ૧૨૫૯ યજદેજરદી.

**કેખશરૂ મનચેરજી દાદીશેઠ**—સુરતના જાણીતા બેરિસ્ટર મી૦ મનચેરજી દાદાભાઇ દાદીશેઠ બેરિસ્ટરના ૨૦ વર્ષની

**મરણ.** વયના જુવાન બેટા મી૦ કેખુશરો આગલે શુક્રવારે ત્યાંની મિર ગુલામ બાબા મીલના ચોકમાં આવેલા તળાવમાં ડુબી મરવાના દુખદાયક સમાચાર ફરી વળ્યા છે. મરનાર ઉપલી મિલમાં ઇજનેરનું કામ શિખવા જતો હતો અને ઉપલે દિને બપોરે મિલના તળાવમાં નાહાવા ઉતરતાં તે તેમાં ડુબી મુવો હતો. મરનારને ૨૦ મીનીટમાં બાહેર કાહાડી લાવવામાં આવ્યો હતો. અને તબિબોની દરેક સારવાર છતાં પાછો શુદ્ધિમાં નહિ આવતાં થોડા વખતમાં મરણ પામ્યો હતો.

(રાસ્ત ગોફ્તાર, તા૦ ૧૬ મી મારચ ૧૮૯૦; પારસી મરત્યુક ક્રે. ૩ જુ. પા. ૨૭૫)

[ ઝોરાસ્ત્રીઅન કેલેન્ડર ]

શેઠ મનચેરજી દાદાભાઇ દાદીશેઠ રોજ ૬ ઠો માહ ૪ થો (કદમી) માહ ૫ મો ય. ઝ. ૧૨૯૨ ને દીને ૭૦ વરસની વયે મરણ પામ્યા હતા. એવણ ૧૮૭૬ મા બીજા વરગના દેસી મેજીસ્ટ્રેટોની પરીક્ષા પસાર કરી વેલાત જઇ ૧૮૮૩ મા બેરીસ્ટર થયા હતા. એ પછી સુરત આવી બેરીસ્ટરનો ધંધો ઘણા વરસો સુધી ફતેહમંદીથી ચલાવી એ શહેરની મ્યુનીસીપાલીટીમાં તેમજ બીજાં ધરમખાતાંઓની કમીટીમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. છેલ્લાં ૧૭ વરસ થયાં મુંબઇ આવી વસ્યા હતા.

# પ્રકરણ ૫૮ મું.

## દાદીશેઠના આતશબહેરામ મધેના કદીમ ટોળાના વડા દસ્તુરો.

દાદીશેઠનું કોટની બાહેરનું આતશ બહેરામ જે મુંબઇ મધે જરથોસ્તી કોમ માટે પહેલ વહેલાં આતશ બહેરામ તરીકે ઇ. સ. ૧૭૮૩ માં શેઠ દાદીભાઇ નોશીરવાનજી (મોટા દાદીશેઠ) ની સખાવતથી સ્થાપવામાં આવ્યું હતું તે આતશ બહેરામના તથા કદમી અંજુમનના આજ સુધી નીચલા વડા દસ્તુરો થયા છેઃ—

### (૧) દસ્તુર મુલ્લાં કાઉસ રૂસ્તમ જલાલ (૧૭૩૩-૧૮૦૨) કદમી અંજુમનના પહેલા વડા દસ્તુર (૧૭૮૩-૧૭૯૪)

એવણ ભરૂચના વતની હતા અને ફારસી અને અરબી ભાષા સારી રીતે જાણતા હતા. એવણને ઇ. સ. ૧૭૬૮ માં ઇરાન મધે જરથોસ્તી સને અને કબીસાને લગતો અભ્યાસ કરવા માટે સુરતથી મોકલવામાં આવ્યા હતા અને એવણ એ દેશમાં જગેજગ મુસાફરી કરી પોતાના પ્રખ્યાત બેટા પેશોતન (મુલ્લાં ફીરોઝ) સાથ ૧૨ વરસ ઇરાન મધે વસવાટ કરી દરેક ધારમીક ક્રિયાઓ તથા શિક્ષણોમાં પાહવરદા થઇ ઇ. સ. ૧૭૮૦ માં અત્રે આવ્યા હતા અને તેમનીજ આગેવાની તથા જાતી દેખરેખ હેઠળ દાદીશેઠના આતશ બહેરામ કદીમ તરીકા પ્રમાણે (૧૭૮૩ માં) તખ્તનશીન થયાં હતાં, અને એવણ કદીમ ટોળાના પહેલા વડા દસ્તુર નેમાયા હતા.

એવણ પોતાનો દસ્તુરનો ઓહદો પોતાના વિદ્વાન દીકરા મુલ્લાં ફીરોઝને સોંપી ઇ. સ. ૧૭૯૪ માં દખણ હૈદરાબાદ તરફ ગયા હતા. નીઝામની દરબારમાં એમનો ભારે વગવસીલો હતો અને બાકીની ઉમર ત્યાંજ કાઢી તા. ૨૬ મી ફેબરૂઆરી ૧૮૦૨ (રોજ ૨૧ માહ ૬ કદમી ૧૧૭૧ યઝ.) ને દીને ૬૯ વરસની ઉમરે ગુઝરી ગયા હતા.

## (૨) દસ્તુર મુલ્લાં ફીરોઝ બીન મુલ્લાં કાઉસ રૂસ્તમ જલાલ. (૧૭૫૮-૧૮૩૦); વડા દસ્તુર (૧૭૯૪-૧૮૩૦)

એમનો જનમ ભરૂચ ખાતે રોજ ૨૧ મો માહ ૯ મો (શે.) ૧૧૨૭ (તા. ૬ ઠી જુલાઇ ૧૭૫૮) નેદીને થયો હતો. એવણુ પોતાના પીતા સાથ ઇરાન ગયા હતા ત્યાં તા. ૮ મી નવેમ્બર ૧૭૭૧ નેદીને મરાતબ થયા હતા. તે પછી ત્યાં ફારસી તથા અરેબીક ભાષાઓની પુખ્ત કેળવણી લઇ ઇ. સ. ૧૭૮૦ માં પીતા સાથ સુરત આવ્યા હતા. આગળ જણાવ્યું તેમ એવણુના પીતા હૈદરાબાદ જવાથી ઇ. સ. ૧૭૯૪ માં એવણુને મુંબઇના કદમી પંથના વડા દસ્તુરનો ઓધો મળ્યો હતો. એવણે પોતાનો આખો જન્મારો પુસ્તકો લખવામાં કાઢયો હતો. મુંબઇના ગવરનર જોનાથન ડંકન (જેવણે દાદીશેઠને ખાસ કુટુંબી દોખમા માટે પરવાનગી આપી હતી) તેમને રૂ. ૧૦૦ના દરમાયાએ ફારસી શિખાડવા એવણુ જતા હતા તથા તેમની સાથ 'દસાતીર' નામની પોતે ઇરાનથી લાવેલી કેતાબનો તરજુમો ઇંગ્રેજીમાં કરવા માંડયો હતો અને તેના ત્રણ ભાગ પુરા થાય તેટલાં તે નામદાર હાકેમ ઇ. સ. ૧૮૧૧ માં મરણ પામવાથી બાકીના ભાગો મી. વીલ્યમ અર્સકીન પાસે તપાસ કરાવી ઇ. ૧૮૧૮ માં છપાવી પ્રગટ કીધા હતા. એ પુસ્તક બાબે ઘણી જોશભર ચર્ચા ચાલી હતી. મુલ્લાં ફીરોઝે ગવરનર ડંકનના વખતથીજ (જેમ શાએર ફીરદોસીએ ઇરાનના પુરાતન રાજ્યોની તવારીખ ફારસી બેતોમાં શાહનામામાં લખી છે તેજ મુજબ અને તેજ કાવ્યરચનાથી) ઇંગ્રેજોની હિંદુસ્તાન મધેની ફતેહ અને તવારીખ ફારસી બેતોમાં 'જ્યોર્જનામા'ને નામે રચવાનું શરૂ કીધું હતું. આ પ્રખ્યાત નામુ બનાવવાને એમને તા૦ ૧ લી અક્ટોમ્બર ૧૮૨૯ થી સરકારે દર માસે રૂ. ૪૦૦ નો મુસારો એમની જીંદગી સુધી બાંધી આપ્યો હતો જેથી એમને લગભગ ૩૦ હજાર રૂપીઆ એ ફારસી પુસ્તક માટે મળ્યા હતા. એ પુસ્તક ત્રણ દફતરમાં એમના મરણ પછી સાત વરસ રહીને ઇ. સ. ૧૮૩૭ માં એમના ભત્રીજા તથા ગાદીના વારેસ દસ્તુર રૂસ્તમજી કેકોબાદજીએ છપાવી પ્રગટ કીધું હતું. તે નામદાર મહારાણી વિકટોરિયાને અર્પણ થયલી ચોપડીઓમાં પહેલી લેખાવાનું માન ધરાવે છે. ઉપલી બંને નામાંકિત કેતાબો ઉપરાંત એવણે ૨૮ પુસ્તકો ફારસી વિગેરેમાં લખ્યાં છે જે મધેનાં ૫) છપાઇ બાહેર પડયાં છે અને બાકીના સઘળાં હાથનાં લખેલાં છે.

ઇ. સ. ૧૮૨૬–૨૭ માં મુંબઇમાં કબીસાને લગતી તકરારમાં કદમીઓ તરફના મુખ્ય આગેવાન તથા તકરાર ચલાવનાર એવણ હતા. એમને તે વેળાની મુંબઇની પારસી પંચાએતના એક અકાબર ઠેરવેલા હતા. એમનું કીંમતી કેતાબખાનું, જે પૂર્વ તરફની તથા બીજી ભાષાઓ મધે લખાયલી હઝારો કેતાબો ધરાવે છે તે, પોતાને હાથે વસીઅતનામુ લખીને કદમી અંજુમનના સાહેબોના સ્વાધીનમાં આપ્યું હતું, એવી ફરમાશથી કે તે ઉપર "હમારાં વારસોનો કંઇજ દરદાવો પહોંચે નહી, અને એ કેતાબખાનું હમારે નામે સરવે કોમના દાનાવોને વાંચવા થકી જાહેરાતમાં રાખવું." ઇ. સ. ૧૮૫૪ માં એમની યાદગારી માટે મુલ્લાં ફીરોઝ મદરેસા સ્થાપી છે. મુલ્લાં ફીરોઝ રોજ ૭ મો માહ ૨ જો (ક) ૧૨૦૦ યઝ. (તા. ૮ મી અકટોબર ૧૮૩૦) ને દીને ગુઝર્યા હતા. એમના મરણની સદીનો પ્રસંગ આ સાલ પડવાથી તે ઘણી ઉલટ સાથ ઉજવવામાં આવ્યો છે. એમની જીંદગીના હેવાલનું એક પુસ્તક આ પ્રસંગે મી૰ નશરવાનજી દી. દાદીશેઠે મી૰ રૂ. બ. પેમાસ્તર પાસે લખાવી બાહેર પાડયું છે.

## (૩) દસ્તુર મંચેરજી કેકોબાદ મુલ્લાં ફીરોઝ (૧૭૯૦–૧૮૩૨).

મુલ્લાં ફીરોઝ મુલ્લાં કાઉસના મરણ પછી તેમના આ વડા ભત્રીજાને અત્રેની કદમી અંજુમને પોતાના વડા દસ્તુર ઠેરવ્યા હતા. જે વેળા તેવણ ચીન ખાતે વેપાર અર્થે રહેતા હતા. પણ તે પછી એવણે અત્રે આવી એ ઓહદો લેવાને ના પાડી અને પાછા ચીન જઇ ત્યાંથી બીમાર પડી અત્રે આવી ત્રણ માસમાં મરણ પામ્યા હતા. એવણ પ્રથમ મુલ્લાં ફીરોઝના વેપારવણજના કામોમાં પડયા હતા. એમનું મરણ તા૰ ૨૩ મી ઓગસ્ટ ૧૮૩૨ (રોજ ૨૭ માહ ૧૨–ક૰–૧૨૦૧ ય. ઝ.) ને દીને નીપજયું હતું.

## (૪) દસ્તુર રૂસ્તમજી કેકોબાદ મુલ્લાં ફીરોઝના.
## (૧૭૯૨-૧૮૫૪); વડા દસ્તુર (૧૮૩૦-૧૮૫૪)

એવણ પ્રથમ મુલ્લાં ફીરોઝના હાથ હેઠળ રહેલા તેમજ તેમના વેપારવણજના કામમાં પડેલા હતા અને મુલ્લાં ફીરોઝના મરણ પછી એમના (દસ્તુર રૂસ્તમજીના) વડા ભાઇ દસ્તુર મંચેરજી કદમી અંજુમન તરફથી વડા દસ્તુર ઠેરવવામાં આવ્યા હતા પણ તેવણે (ઉપર જણાવ્યું તેમ) ચીનથી અત્રે આવી એ ઓહ્દા ના પાડવાથી અંજુમને દસ્તુર રૂસ્તમજીને વડા દસ્તુર ઠેરવ્યા હતા. એવણે મુલ્લા ફીરોઝજીએ બનાવેલું "જ્યોરજનામુ" ઇ. સ. ૧૮૩૭ માં ત્રણ મોટા દફતરોમાં બાહેર પાડી નામદાર માહારાણી વીકટોરીયા ને અપર્ણ કર્યું હતું. ઇ. સ. ૧૮૪૩ માં એવણે 'ગુલઝારે હાલ,' ૧૮૪૭ માં 'આદર ખોરેહ,' અને ૧૮૫૨ માં 'અખવાને શફા' નામે પુસ્તકો બાહેર પાડયાં હતાં. એમનું મરણ રોજ ૩૦ મો માહ ૮ (ક) ૧૨૨૩ યઝ. (તા. ૨૩ મી એપ્રીલ ૧૮૫૪) ને દીને નીપજ્યું હતું.

## (૫) દસ્તુર અરદેસર રૂસ્તમજી કેકોબાદજી મુલ્લાં ફીરોઝના
## (૧૮૧૧-૬૪) વડા દસ્તુર (૧૮૫૪-૧૮૬૪.)

એવણને ૧૮૫૪ માં પોતાના બાપના મરણથી મુંબઇ ખાતેની કદમી અંજુમને પોતાના વડા દસ્તુર નેમ્યા હતા. એવણ તે સાથ મુલ્લાં ફીરોઝ મદરેસાના ઝંદ પહેલવીના શીક્ષાગુરૂ હતા. એવણે ગુજરાતી ભાષામાં કદમી ખોરદેહ અવસ્તાની માએનીની એક કેતાબ છપાવી બાહેર પાડી હતી. એવણ તા૦ ૪ થી જાનેવારી ૧૮૬૪ (રોજ ૧૩ મો માહ ૫ મો (ક) ૧૨૩૩ યઝ.) ને દીને ગુઝર્યા હતા.

## (૬) દસ્તુર સોરાબજી રૂસ્તમજી મુલ્લાં ફીરોઝના
## (૧૮૧૨-૮૩) વડા દસ્તુર (૧૮૬૪-૧૮૮૩.)

૧૮૬૪ માં પોતાના વડા ભાઇ દસ્તુર અરદેશરના મરણથી કદમી અંજુમને એમને પોતાના વડા દસ્તુર મુકરર કીધા હતા તથા એક ફંડ ઉભું કરી એમને મુસારો આપતો કીધો હતો. એની આગમજ એવણ લશ્કરી તથા સનદી ખાતાનાં ઇંગ્રેજ અમલદારોને (પોતાના પ્રખ્યાત વડીલ મુલ્લાં ફીરોઝ માફક) ફારસી જુબાનની તાલીમ આપતા હતા; ઉપરાંત

એવણુ ૧૮૪૨ થી ૧૮૬૧ સુધી મુલ્લાં ફીરોઝ કેતાબ ખાનાના પુસ્તક અધીકારી (લાઇબ્રેરીઅન); ૧૮૫૭–૫૮ માં મુલ્લાં ફીરોઝ મદરેસાના સેક્રેટરી; તથા ૧૮૫૬ થી ૧૮૬૪ સુધી ઇરાન દેશના રહેનાર ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળીના સેક્રેટરી હતા. એવણુ રોજ ૯ મો માહ ૪ થો (ક.) ૧૨૫૩ યઝ. (તા૰ ૨૬ મી નવેમ્બર ૧૮૮૩) ને દીને ગુઝરયા હતા.

## (૭) દસ્તુર ખરશેદજી ફીરોજજી મુલ્લાં ફીરોઝના વડા દસ્તુર (૧૮૮૩–૯૭.)

એમને નવા દસ્તુર મુકરર કરવાને કદમી જરથોસ્તીઓની અંજુમનની એક સભા મલી હતી, જે મધે સરનશીનની ખુરસી શેઠ ફરામજી નશરવાનજી પટેલને આપી હતી. એ સભાએ મરનાર દસ્તુર સોરાબજીના નબીરા તરીકે તેમની જગાએ એમને અંજુમનના દસ્તુર મુકકર કીધા હતા તથા એમની ઉમર નાની હોવાથી કદમી દસ્તુરને મુસારો આપવાના ફંડની કારોબાર મંડળીએ વખતો વખત એમને સલાહ આપવા તથા કોઇ લાયક શખ્સને નાયબ દસ્તુર ઠેરવીને જાહેર કરવા વિ. ઠરાવો કીધા હતા.

એવણે ઇ. સ. ૧૮૯૭ માં હોરમજજી નશરવાનજી અરદેશર વાડીઆની કાંઇ ગફલતી અથવા ભુલથી તેમના શાલકાં પુઇ સાથ નારવા લગનની ક્રિયા માથેરાન મધે જઇને કરવાથી એમને કદીમ અંજુમને બરતરફ કીધા હતા. એવણુનો અવાજ બુલંદ તથા ભણુવાનું ઘણુજ સ્પષ્ટ હતું.

## (૮) દસ્તુર દીનશાહ જીવણજી ઘરડા.

(જનમ રોજ ૧૭ મો માહ ૩ જો યઝ. ૧૨૨૩ તા. ૧૧ મી નવેમ્બર ૧૮૫૩)

## વડા દસ્તુર ૧૯૧૩ થી.

એવણે પ્રથમ પંથકી તરીકે અને દાદીશેઠના આતશ બહેરામના બોય દેનાર વિ. તરીકે મલી ૪૦ થી ૪૫ વરસ કામ કીધું હતું.

મુલ્લાં ફીરોઝ ખાનદાનના કદમી દસ્તુર ખુરશેદજી ફીરોજજીને બરતરફ કીધા પછી લગભગ ૧૪ વરસ નીકળી ગયાં છતાં કોઇ લાયક દસ્તુર નહી મલવાથી કોમે કોઇબી દસ્તુર વગર એટલો વખત કામ ચલાવ્યું હતું. પછી દાદીશેઠના ધર્મ ખાતાંઓના ટ્રસ્ટીઓ નામદાર હાઇ કોર્ટ તરફથી નેમાયા તેમની પસંદગી તેમના આતશ બહેરામના વડા બોય–વાળા

આ. દીનશાહજી ધરડા ઉપર ઉતરી અને યઝ. ૧૨૮૧ (ઇ. સ. ૧૯૧૧) માં એ આતશબહેરામની સાલગ્રેહને દીને જશનની ક્રિયા ખતમ થવા બાદ અંજુમનની સમક્ષ ત્રસ્ટીઓએ આ. દીનશાહને પોતાની તરફથી આતશબહેરામના દસ્તુર તરીકે એક શાલ ઓઢાડી અને એજ વેળા તેમને બહેદીન અને મોબેદ સાહેબો તરફથી પણ શાલો ભેટ થઇ. ત્યાર બાદ આશરે બે વરસ રહીને કદમી અંજુમન તરફથી એમને વડા દસ્તુર તરીકે નેમવા માટે એક રેકવીઝીશન કરવામાં આવ્યું જેની રૂએ એ અંજુમનની એક જાહેર સભા દાદીશેઠના આતશ બહેરામના ઓટલાવાળા માળ ઉપર મરહુમ શેઠ નવરોજજી જાંહગીરજી ગામડયાના પ્રમુખપણા હેઠળ મલી હતી. ત્યાં દસ્તુર દીનશાહજી ધરડાની કદમી અંજુમનના વડા દસ્તુર તરીકેની નેમણુંક બાબે ઠરાવ એકમતે પસાર થયો હતો. આ ઠરાવને અનુસરીને ઇ. સ. ૧૯૧૩ માં દાદીશેઠના આતશ બહેરામમાં ભેગી મળેલી મીજલસ સનમુખ શેઠ નવરોજજી જાં. ગામડયાએ અંજુમનની સભાના સરનશીન તરીકે કદમી અંજુમનના વડા દસ્તુર તરીકે તેમને શાલ એનાયત કીધી હતી.

**તેમનાં પુસ્તકો.** અત્યાર સુધી કદમી અથોરનાનો માટે ગુજરાતી હરફમાં ઇજસ્નેનું કશું પુસ્તક છપાયલું નહી હતું તે દસ્તુર દીનશાહજીએ ઇ. સ. ૧૯૧૬ માં "કદમી ઇજશને બા નીરંગ" નામે એક પુસ્તક અસલ અવસ્તા ઉપરથી ગુજરાતી હરફમાં શુદ્ધ ઉચ્ચારે પહેલવી કેતાબોમાંથી ક્રિયા માટેનો આધાર લઇને છપાવી પ્રગટ કીધું હતું. વળી કદમીઓની ખોરદેહ અવસ્તાની ભણવાની ચોપડી એવણે અસલ અવસ્તા ઉપરથી શુદ્ધ ઉચ્ચારે દરેક બંદગીના મુળ સાર અને સમજણ સાથની, નામે 'કદમી ખોરદેહ અવસ્તા' ઇ. સ. ૧૯૧૯ માં છપાવી પ્રગટ કીધી હતી. હાલ એવણ દાદીશેઠ આતશબહેરામના તથા કદમી અંજુમનના વડા દસ્તુરની ગાદી દીપાવે છે અને એવણે અનેક વાયજીઓ તથા ભાષણો આપ્યાં છે.

---

## આતશબહેરામમાં મુકાયલી મુલ્લાં ફીરોઝ તથા બીજા સાહેબોની તસ્વીરો.

દાદીશેઠ આતશબહેરામના મકાનના હોલમાં ટાંગેલી નીચલા ગૃહસ્થોની મોટી તસવીરો જોવામાં આવે છે:—

### વડા દસ્તુર

મુલ્લાં ફીરોજ બીન મુલ્લાં કાઉસ.

## દાદીશેઠ કુટુંબના નામાંકિત ગ્રહસ્થો.

શેઠ દાદીભાઇ નોશીરવાનજી (મોટા દાદાશેઠ).
,, અરદેસર દાદીભાઇ.
,, ખરશેદજી અરદેશર દાદીશેઠ.
,, અરદેસર ખરશેદજી દાદીશેઠ.
,, નશરવાનજી ખરશેદજી દાદીશેઠ.
,, દાદી નસરવાનજી દાદીશેઠ (બીજા).
,, જમશેદજી નશરવાનજી દાદીશેઠ.

## પીટીટ ખાનદાનના ધાર્મીક ગ્રહસ્થો.

આપણે આગળા પ્રકરણમાં જોયું કે આ દાદીશેઠ કુટુંબ લગનના ગાંઠથી પીટીટ ખાનદાન સાથ જોડાયલું છે. શેઠ દાદી નશરવાનજી દાદીશેઠ (બીજા), નામદાર પહેલા સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટનાં વડાં બેટી બાઇ ભીખાઇજી સાથ પરણ્યા હતા. વળી પીટીટ કુટુંબે આ આતશબહેરામ સાહેબ તરફ ઘણો ભક્તિભાવ બતાવ્યો છે માટે એ છેલ્લા કુટુંબના નીચલા વીરલાઓની તસ્વીર આ કદીમ તર્રીકાના આતશબહેરામ મધે દાદીશેઠ ખાનદાનના પ્રખ્યાત કોમ-સેવકોની સબીઓ જોડે બિરાજમાન થાય છેઃ-

સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બેરોનેટ,
શેઠ નશરવાનજી માણેકજી પીટીટ,
શેઠ જમશેદજી નશરવાનજી પીટીટ,
શેઠ બહમનજી દીનશાહ પીટીટ.

બીજા સાહેબો

સર શાપુરજી બરજોરજી ભરૂચા
શેઠ એદલજી ફરામજી ઓલ્બલેસ
ડા. ખરશેદજી નવરોજી સહીયાર

અજાયબ જેવું છે કે કોઇ પ્રખ્યાત જરથોસ્તી બાનુની સબી હજી આ પવિત્ર મકાનમાં મેલવામાં આવી નથી!

૪૧૨. ક



**કદીમ ટોળાના પ્રખ્યાત વડા દસ્તુર**

**મુલ્લાં ફીરોઝ બિન મુલ્લાં કાઉસ જલાલ.**

જન્મ-રોજ ૨૧ મો, માહ ૧૦ મો (ક.), ૧૧૨૭ યઝદેજરદી,

તા૦ ૬ ઠી જુલાઈ ૧૭૫૮.

મરણ-રોજ ૧૭ મો, માહ ૨ જો (ક.), ૧૨૦૦ યઝદેજરદી,

તા૦ ૮ મી અકટોબર ૧૮૩૦.

## પૂર્ણી—૧.

---

### બહેલી હોમજી.

મોટા દાદીશેઠના વડા કાકા બહેરામજી હોમજી ઉર્ફે બહેલી હોમજી (જેવણ મામા કુટુંબના વડીલ હતા) તેવણના જન્મ મરણની તારીખ મળતી નથી, પણ ઈ. સ. ૧૭૪૯ માં નવસારીની જરથોસ્તી અંજુમન તરફથી મુંબઇની અંજુમનને એક પત્ર લખી રવાનોના પગ લાંબા રાખવાની ભલામણ થઇ હતી, તે પત્ર મુંબઇની સમસ્ત અંજુમને મળી વાંચ્યો હતો. તેના જવાબમાં તા૰ ૨૫ મી એપ્રીલ ૧૭૪૯ ને દીને મુંબઇની પંચાયતના જે આગેવાનો જોગ એક પત્ર મળ્યો હતો તેઓ મધ્યે શેઠ બહેલી હોમજીનું નામ પણ જોવામાં આવે છે.

## પૂર્ણી—૨.

### દાદીભાઇ નોશીરવાનજીએ (મોટા દાદીશેઠે) એક યુરોપ્યન શોધકને કીધેલી મદદ.

#### દાદીભાઇના વહાણોના નોલના ધંધા બાબે મળતા ઇશારા.

શેઠ દાદીભાઇ નશરવાનજી (મોટા દાદીશેઠ) ઈ. સ. ૧૮૮૭ માં આ દેશ મધ્યે નાણાંની તંગીમાં આવી પડેલા યુરોપ્યન શોધક મુસાફર ડા૰ હોવ (Dr. Hove)ને ઉદાર દિલે રૂ. ૧૭૦૦૦ની મદદ કીધી હતી. હિંદુસ્તાનના કપાસ વિગેરે જીનસોની આર્થીક તપાસ કરવાને અત્રે આવેલા એ મુસાફરને નાણાંની તંગી પડી હતી, તેથી તેણે સરકાર પાસે રૂ. ૧૭૦૦૦ની માગણી કરી પણ તે ન મલવાથી તેણે દાદીભાઇને એ નાણાં ધીરવાની અરજ કીધી જે આખરે તેમના પાસે તે મેલવી શકયો હતો.



કદીમ ટોળાના હાલના દસ્તુર દીનશાહજી જીવણજી ઘરડા.

જન્મ-રોજ ૧૭ મો, માહ ૩ જો (ક.), ૧૨૨૩ યઝદેજરદી,

તા૦ ૧૧ મી નવેંબર ૧૮૫૩.

શેઠ દાદીભાઈ બારકસોના કપટાનના મુંબઇના એજંટ હતા અને તેવણુને તેના દરેક ઉતારૂ સાથે ભાડાં, નોલ વિગેરેનો બંદોબસ્ત કરવાને અધીકાર હતો, એ મુજબ' એવણે ડા. હોવની સાથે નોલ વિગેરેનો કરાર કીધો હતો.

એ બાબે મઝકુર મુસાફરના પુસ્તકમાં નીચે મુજબ ઇશારાઓ મળે છે:

"From the decided manner in which an advance of cash asked by him (Dr. Hove) from Government for his necessary expenses was refused, it appears clearly that Dr. Hove was not employed by the East India Company, He was finally obliged to take up money from a Parsi merchant on the security of Dr. Scott. This advance was made by Mr. Dadybhoy Nussarwanji.

*        *        *        *

Having got credit by the only interest of Dr. Scott at Dady Naserwanji's for Rs. 17000/-, I defrayed my contracted debts (p 104.)

*        *        *        *

Dady Naserwanji was the appointed agent of Captain Dundas, Commander of the *Prince William Henry*, and he was empowered to settle with every passenger. Dr. Hove says "I then went to Dady Naserwanji, his appointed agent, who asked of me a sum amounting to Rs. 4000/- besides that my collection should go as Companies tonnage. I agreed for Rs. 2500/- on consideration that my collection should be stopped out of the companies cargo. But finally it was arranged that the collection could not be stowed but in the hold where there was no access for me to them (P. 194.)"

(From Tour for Scientific and Economical Research made in Guzerat, Kathiawar and the Conkuns in 1787-88 by Dr. Hove, 1855 Selections from the records of Bombay Government No. XVI new Series.)

આ પુસ્તકને પાને ૭ મે (શરૂઆતમાં) જણાવ્યું છે કે મોટા દાદીશેઠ વેલાયતથી આપણા દેશ તરફ આવતાં વેપારી વાહાણોની આડત કરતા વિ. તેને ઉપલાં લખાણથી ટેકો મળે છે.

# પુર્વણી—૩.

## દાદીશેઠના દોખમાં વિષે તા૦ ૭ મી એપ્રીલ ૧૭૯૮ ના બોમ્બે કુરીઅરમાં આવેલું લખાણ.

આગલ પ્રકરણ ૫ માં મધે (પા. ૩૭–૪૨) મોટા દાદીશેઠના કુટુંબી દોખમાં વિષેનો હેવાલ આપ્યો છે. એ દોખમું બનાયું તેની ૧૫ દીવસ અગાઉ અત્રેના વર્તમાન પત્ર "બોમ્બે કુરીઅર" ના તા૦ ૭ મી એપ્રીલ ૧૭૯૮ ના અંકમાં એક લખાણ થયું છે. આ લખાણ ઉપરથી વાંચનાર જોશે કે આ દોખમું બીજાં દોખમાંઓથી એક બાબતમાં જુદુ પડે છે, અને તે એ કે અત્રે દાદીશેઠના દોખમાં ઉપર જાલી મેલી છે કે જેથી પક્ષીઓ તે મધે દાખલ થઇ બિગાડો કરે નહિ. આ દોખમું મધ્ય લીટીમાં ૪૦ ફીટ છે. તેની પૂર્વે લોખંડનો દરવાજો મુકેલો છે. એકી વેળા તેમાં ૩૦ જણ મેલી શકાય એવી ગોઠવણ છે, એટલે ત્યાં દશ મર્દ, દશ ઓરત અને દશ બચ્ચાં મેલી શકાય. તેની વચેનો ખાડો ૮ ફીટ ઉંડો છે અને નસો વરસાદના પાણીથી ધોઇ નાખવાને માટે તેમાં ચાર ખાંચા પાડેલા છે. તાણો પુરવાની ક્રિયાની મતલબ અત્રે જણાવી છે કે એક જરથોસ્તી, દરેક તત્વ, આતશ, પાણી, હવા, જમીનને માન આપે છે, અને તેમાં જમીનને સ્પેનદરમત લેખી વધુ માન આપે છે, અને તેથી તેનો બિગાડ કરવાની ખાસ મના છે, અને તે માટે તાણો પુરતી વેળા પવિત્ર ક્રિયાઓ ગોઠવી છે. આમ કરવા માટે ધાતુનો ઉપયોગ કરવામાં આવે છે, અને તેથી સેંકડો લોખંડના ખીલા ચોકકસ વજન અને કદના જમીનની આસપાસ આઠ દીશાએ મારવામાં આવે છે, અને તેની આસપાસ સુતર વીંટાળવામાં આવે છે અને એવી રીતે દોખમાનો તાણો પુરવામાં આવે છે અને તેમ કરી સ્પેનેતોમત ને અપમાન થતું અટકાવવામાં આવે છે.

મઝકુર ઇંગ્રેજી લખાણ નીચે મુજબ છેઃ—

( The Bombay Courier of 7th April 1798 )

"The public curiosity has lately been attracted by the tomb which Dady Nasservanjee, the head of the Parsee caste, is erecting for himself and his family upon Malabar hill.

It is not that the structure in itself is exclusively worthy of observation, but as one of the places of sepulture of an ex-

traordinary people, which are seldom now open to access, and as offering an exception to the common rites of the caste, it is well entitled to attention.

This, unless as a family tomb, and consequently less than the common receptacles of the dead, only differs from the other tombs of the caste in being covered with an iron grating to protect the bodies deposited there from the birds of prey, and it is this grating which is a departure from the ordinances of the caste, that however vindicated by a solitary example is still beheld as a species of ecclesiastical schism. In its present state it offers to view a plain circular wall, about forty feet in diameter, with an opening to the east by a small iron door; within is a stone platform built with a small declivity from the wall, towards a circular pit in the centre about 10 feet in diameter.

The platform is divided into two concentric ranges, each of which is again divided into about thirty radial compartments adapted to the exposure of as many bodies; the superior row near the wall for adults, the lower near the pit for children; from each of these compartments small channels are hewn in the stone to convey the feculences into the cavity below.

The pit in the center which is substantially built round like the rest of the tomb, with masonry, may be about eight feet deep, and is provided with four copious drains to carry off by the rains of the monsoon the putrid remains of mortality.

Such is the appearance of this building as it is now exposed to public view; a part however no less worthy of attention is concealed with the foundation which was laid with all the ceremonies prescribed by the Parsee law.

It is among the first tenets of the Parsee faith that each of the elements, and in short every part of the creation, are placed under the protection of its Guardian Genius, who are the objects of their prayers and supplications, according to their rank in the scale of precedence: the Genius of the earth,

called Sapandomad, is among the superior order of spirits, and claims a considerable degree of respect.

Nothing is declared to defile the earth so much as a corpse, hence the most scrupulous ceremonies are devised to avoid such a pollution in the construction of the Parsee tombs. It would be in vain to enter into a detail of the rites necessary upon this occasion; suffice it that metal is conceived a necessary intervening medium; a certain number amounting to some hundreds of iron nails of a prescribed weight and size, are accordingly driven into the earth, in the direction of the eight points of the compass from centre to the circumference of the tomb: these nails are then interlaced with a mystical cotton thread of a prescribed length and number of filaments. This done, with much prayer and mystery the foundation is laid, and Sapandomad protected from insult.

The tomb is now receiving its last hand, and will be closed in about a fortnight with its usual ceremonies. "( The Bombay Courier" 7th April 1798. )

## પૂર્ણી-૪

## ઇ. સ. ૧૮૦૪ ના સાલના પારસીઓની જાહોજલાલી બાબે કાઉન્ટ વેલેનશીયાનું લખાણ.

શેઠ અરદેશર દાદી વિષે લખતાં પાને ૧૨૯ મે એવણે અત્રે આવેલા એક ઉમરાવ કાઉન્ટ વેલેન્સ્યાને ઇ. સ. ૧૮૦૪ માં જે દબદબા ભર્યું ખાણું આપ્યું હતું તે વિષે ટુંક ઇશારો કીધો છે. મજકુર મુસાફર, જે ઇ. સ. ૧૮૦૦ ના પહેલા દાહેકામાં મુંબઇ આવ્યો હતો, તેણે પોતાનાં "Voyages and Travels" નામનાં પુસ્તકના બીજાં દફતરને પાને ૧૮૬ મે જે લખાણ મુંબઇના પારસીઓ અને તેમની રહેણી કરણી વિષે કીધું છે તેના કેટલાક ફકરા બાકીના હેઠળ ઉતારયે છીએ.

(તા૦ ૨૭ મી જુલાઇ ૧૯૨૮ ના જામે જમશેદ ઉપરથી)

"The greater proportion of the inhabitants of Bombay are Parsees, descendants of ancient Persians, who fled from the

persecution of Shah Abbas, who in the Sixteenth Century destroyed the temples which had till then remained in the mountain Albend, and drove the worshippers of fire to seek an asylum in other countries. Bombay they have almost entirely made their own, for hardly a house or a foot of land in the island, belongs to any other. They form a body of people totally dissimilar to any other in India, and seem to have perfectly domesticated themselves in their new abode, where they receive a protection for which they are very grateful. I asked a very respectable Parsee why they built such splendid habitations and purchased land at a price that yielded only four per cent, when they could so easily make eight or twelve. His answer, I believe, conveyed the real sentiments of his nation. "This is our native country, where we are also to die; we have now no other home to look to and therefore like to have some certain property for our children to inherit. You English are only here for a short time and therefore wish to make as much of your money as possible, that you may return to your country, where I suppose you act, as we do here." They are a very rich, active and loyal body of men, greatly increasing the prosperity of the settlement by their residence in it. There is not an European house of trade in which one of them has not a share, and generally indeed it is the Parsee that produces the largest part of the capital. Their influence is consequently very great and the kind of brotherly connection that subsists among them enables them to act with the force of an united family. The conduct of the Government towards them has been indulgent and wise. They openly avow their obligations, and express their conviction, that in no other part of the East could they obtain the same advantages. I consider them as a most valuable body of subjects, and am convinced that, unless from mismanagement, they will, ever continue so, and form an important barrier against the more powerful castes of India.

* * * *

They mostly speak English with propriety. In their person they are a handsome race, fairer than the natives, though

not possessing the clear skin of the Europeans. In their manners they are uniformly conciliatory and mild. I confess that I infinitely prefer them to any race of people in the East subject to the British control. They have numerous temples to fire but their priests seem to have no authority in temporal concerns nor much spiritual control. Their religion is tolerant, and as far as it throws no impediment in the way of the public service, must be considered politically as a good one. Sir William Jones petulantly attacked the authenticity of their sacred code, the Zend Avesta, as translated by Monsieur Anquetil du Perron; but he himself, before his death, was convinced of his error. Sir James Mackintosh is studying the language and will probably favour the world with some additional information on the subject; but from the accounts that I have received, I have no doubt of the authenticity of the original, or of the fidelity of Monsieur Anquetil du Perron's translation.

The beauty of the esplanade every morning and evening is greatly heightened by the votaries of the sun, who crowd there in their white flowing garments, and coloured turbans, to hail his rising or pay respect, by their humble prostration, to his parting rays. On this occasion the females do not appear, but they still go to the wells for water as did the wives of the ancient patriarchs. Many of those in a higher line of life retire from the city to their country residences early in the evening, in which case they assemble in their one-horse chaises at a beautiful spot called the Beach, where a former Governor built a noble causeway at an expense of 10,000 rupees, thereby saving a considerable tract of country from the gradual incroachments of the sea, which had nearly made its way across the island. It is a work of great merit, and has stood firm against all the violence of the S. W. monsoon. The India Company were however offended at the expense and the poor Governor lost his place. The tract that was recovered has hitherto been marshy and useless but some gentlemen have undertaken to drain it, and, apparently, are likely to succeed.'

## પુર્વણી–૫.

### અરદેશર દાદીએ ગુજરતી વેળા વડા જડજના હાથમાં આપેલું તેમના દિકરાઓનું પાંખરૂં.

આગળ અમે (પાને ૧૩૭ મે) એવો ઇશારો કીધો છે કે મુંબઇના વડા જડજ સર જેમ્સ મેકીન્ટોશને શેઠ અરદેશર દાદીભાઇએ ગુજરતી વેળાએ વિનંતી કીધી હતી કે તેમના કુટુંબ તરફ તેણે દીલસોજીથી જોવું, એમ કહી આ પારસી શાહ—સોદાગરે પોતાના દીકરાઓનું પાંખરૂં તેમના ભલા મિત્ર તે આ શહેરના પંકાયલા વડા જડજના હાથમાં આપ્યું હતું.

આ બાબે મી૦ જેમ્સ ડગલાસ પોતાની "Bombay and Western India" ના બીજાં દફતરને પાને ૧૯ મે નીચે મુજબ ઇશારો કરે છે:-

"When Hormusji (Bomanji Wadia) gave a ball (on 6th August 1810) Mackintosh was among the revellers.............. When (Ardeshir) Dady was dying, he handed over to Mackintosh the care of his two sons, who afterwards became merchants in Bombay."

## પુર્વણી–૬.

### દાદીશેઠનું પરભ.

### ભીખા બહેરામના કુવા ભણી તે બાંધવા માટે મી૦ દાદી નશરવાનજી ખ. દાદીશેઠનો સરકાર જોગ પત્ર.

દાદીશેઠ પરભ વિષે આગળ પાના ૫૭ તથા ૨૭૦ મધે જણાવ્યું છે તે સંબંધી અત્રે જાહેર કરવાની જરૂર છે કે ૧૮૮૫ ના સાલમાં મી. દાદી નશરવાનજી ખરશેદજી દાદીશેઠે મુંબઇના ગવરનર જોગ લંબાણ પત્ર દાદીશેઠ પરભ સંબંધી લખ્યો હતો. આ માટેનું કારણ એવું જણાવવામાં આવ્યું હતું કે મી. દાદી પોતે દાદીશેઠ પરભના એકલા હૈયાત ત્રસ્ટી હતા. તેવણે દાદીશેઠનું પરભ જે અસલ મહાલક્ષ્મી મધે હતું તે માટે કોટમાં જુની પોસ્ટ ઓફીસની પશ્ચિમે હાલ ભીખા

બહેરામનો કુવો જ્યાં છે ત્યાં એક પાકી ઇમારત બાંધવા માટે તેમના હાથમાં તે વેળા રૂ. ૭૫૦૦ ની ચાર ટકાની સરકારી નોટ તથા વ્યાજ હતું તે સાથ તેની મરામત માટે બીજી રૂ. ૧૫૦૦ ની એવીજ નોટ આપવાની ખાહેશ બતાવી હતી, તે એવી શરતે કે મુંબઇની મ્યુનીસીપાલીટી તે પરભ માટેનું પાણી મુફ્ત રાહદારીઓ તથા જાનવરોને સારૂં પુરૂં પાડે. આ પત્ર બાબે સરકારે એડવોકેટ જેનરલનું મત મેળવ્યું હતું તે મુજબ વર્તી મી. દાદીએ મી. હોમજી ખરશેદજી દાદીના વારસોની સંમતી સાથ નામદાર હાઇ કોર્ટની બહાલી લેવાને સુચના કીધી હતી. આ બાબદ લંબાણ પત્રવહેવાર ચાલવા બાદ પડતી નાખી હતી. અત્રે હેઠળ મી. દાદીનો એ બાબેનો શરૂઆતનો તા. ૨૦ મી માર્ચ ૧૮૮૫ નો પત્ર આપ્યે છીયે કે જે મધ્યે એ પરભની આગલી તવારીખ વિગતવાર જણાવી છેઃ—

Bombay 20th March 1865

To

His Excellency
The Right Honourable
Sir James Ferguson, Bart.,
G. C. S. I., K. C. M., G. C. I. E.,
Governor of Bombay.

MAY IT PLEASE YOUR EXCELLENCY,

I most respectfully beg, as the sole Trustee of Dady Sett's Parsee charity, to draw your Excellency's kind attention to the following facts with the view that Your Excellency's Government may be graciously pleased to comply with the humble proposal herein contained.

2. In order to commemorate the name and memory of his father Mr. Dady Nusserwanji, Mr. Ardersir Dady had in 1801 set apart a piece of land near Mahaluxmee, the end of the Breach Candy Villard and built thereon a resting place or Dhuramsalla in the nature of a Parubh where drinking water could always be had free for the use of the Parsees in Bombay. The said Mr. Ardesir Dady had besides the above Parubh founded during his lifetime many other charities for the use of his Coreligionists in the city, but till the day of his death, namely,

the 10th June 1810, had devised no specific trusts of them. His son Mr. Cursetji Ardesir died in 1851, and by his will specifically devised all the charities, but no particular mention was made of the Parubh. Hence an arrangement was arrived at by his heirs, whereby the Parubh was devised to be held upon trust. The arrangement was ratified on 16th April 1862 by an Indenture whereby Mr. Ardesir Cursetji Dady, the eldest son of the late Mr. Cursetji Ardesir, conveyed to Mr. Hirji Jehangir, Messrs, Nusserwanji Cursetji Dady, and Homji Cursetji Dady, the then surviving sons of Mr. Cursetji Ardesir being parties to the Indenture, upon trust the plot of ground and the Building known as the Parubh at Mahaluxmee as aforesaid, with the view to permit and allow the same to be used by the community of Parsees in Bombay as an occasional resting place or Dhuramsalla in the nature of a Parubh to be maintained in perpetuity for the benefit of the Parsee community of Bombay.

3. The Parubh continued to be used for the purpose till 1866, when certain road improvements by the Bombay Municipality necessitated that acquisition by that body upon certain terms in effect as follows:—

1. That a like quantity of land in or about the same locality conversantly, selected with a timber building and memorial tablet thereon, be made over to the then Trustees.
2. That a suitable fountain be provided and erected by, and at the expense of, the Municipality, to be supplied with Vehar water free of charge for ever. The new site and building were accordingly made at Mahaluxmee the corner of the Villard.

4. In 1888, it again became necessary for the Municipality, in connection with the surface Drainage works, to acquire the land and the building. Accordingly they have been taken over under the Land Acquisition Act. The Collector of Bombay has paid Rs. 9,000, being the compensation awarded

and the Municipality has agreed to supply Vehar water free of charge as hitherto whenever and wherever the building and the fountain may be again erected.

5. It is incumbent on me now as the sole surviving Trustee to maintain the Parubh charity as originally founded and practically continued till late, and I therefore most respectfully beg to make the following proposal to Your Excellency's Government which I earnestly trust will be favourably considered. That in consideration of my handing it four percent Notes of the Government of India of the nominal value of Rs. 9,000, the Bombay Government be pleased to undertake to erect a suitable building in some central and eligible locality at its own expense placing the fountain there and putting up the donor's original tablet, bearing date 1801; and it be further pleased to undertake thereafter to maintain the building and the fountain in repairs for ever for the use of the Parsee community in Bombay. The Municipality has already agreed to providing the water free of all charges. It has been suggested to me and I approve of the suggestion, that it would be highly desirable and advantageous to have the Parubh erected on the Esplande, opposite the Post Office, near the site where there is a large well now and where many a pious Parsee may be duly seen praying at almost all hours of the day. It is a favourite resort of the young and the old of my community, and the site seems to be every way central and popular. Cattle too are allowed a drink of water from the trough situated near the well. Hence the Parubh in my humble opinion would be better utilized and would more than before answer the purpose of the founder of the charity.

6. Under the circumstances stated above, I earnestly hope that Your Excellency's Government which is justly known for its liberality and encouragement to all benefactions and foundations having for their object public utlity, will be graciously pleased to comply with the proposals formulated in the preceding paragraph, and thus confer a favour on the Parsee commu-

nity. That commuity, I will venture to say with Your Excellency's kind permission, deserves no mean favour at the hands of the Government considering the many lasting benefits conferred on all classes of people in the city by the numerous charities of wealthy Parsees and those too of a most catholic character. Earnestly hoping that guided by the sentiments of justice, liberality and kindness which have distinguished your administration in meeting as far as it lay in your power, the wants and wishes of all classes of the population, Your Excellency will be graciously pleased to comply with my humble request for the benefit of my Co-religionists.

I remain,

Your Excellency's most humble

and obedient Servant,

(Sd.) **Dady Nusserwanji Dady**

Cowasji Patel Street.

## પૂર્વણી—૭

## મોટા દારાબે ગુજરાતીમાં ફારસી રેવાયતના તરજુમાની કરાવેલી અતી ઉપયોગી નકલ.

**રેવાયત એટલે શું ?**

રેવાયતનો મૂળ અર્થ રેવાજ, રીત, ધારો ઇત્યાદી થાય છે. ઇ. સ. ૧૪૭૭ ના સાલથી હિંદુસ્તાનથી આપણા જરતોસ્તીઓએ વારે ઘડીએ આપણી પાક દીનને લગતી કેટલીક બાબદોના ખોલાસા સવાલો લખીને ઇરાનના જરથોસ્તીઓ પાસેથી મંગાવ્યા હતા તેના સંગ્રહને નવી અથવા મોટી રેવાયત કહે છે. એવી રીતનું પુછાવવુ બે ડજનથી વધુ વખત કરવામાં આવ્યું હતું.

### ૬. દારાબ હમજીઆર.

વલસાડના દસ્તુર દારાબ હમજીઆર એક કાબેલ દસ્તુર હતા. એવણે ફારસી રેવાયતોનો સંગ્રહ યઝ. ૧૦૫૪ (ઇ. સ. ૧૬૮૪) માં આગળા એકના એક સવાલો ઉપર જુદા જુદા વખતે ઇરાનીઓએ શું શું જવાબો લખ્યા હતા તેનો એક મથાળા હેઠળ સંગ્રહ કર્યો હતો જેને આપણે 'દસ્તુર દારાબ હમજીઆર'ની રેવાયતને નામે ઓળખયે છીયે.

### એરવદ રૂ. જા. મહેરજી રાણાવાળો તરજુમો.

હવે નવસારીવાળા એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મહેરજીરાણા પોતાની ઇ. સ. ૧૮૯૬ માં છપાવેલી "રીવાયતે દશતુર દારાબ હમજીઆર" મધે જણાવે છે કેઃ—

"દારાબ હમજીઆરે પોતાની સંગ્રહ કરેલી ફારસી રીવાયતમાંથી તેનો ગુજરાતીમાં સંવત ૧૭૪૭ ના સાલમાં તરજુમો કર્યો હતો. એ તરજુમો તે એજ રીવાયત છે.

"આ ગુજરાતી પુસ્તક ઘણે ઠેકાણે જોવામાં આવે છે. સંવત ૧૮૨૮ ના સાલનું* લખેલાં પુસ્તકનો લખનાર નવશારીનો રહીસ એરવદ મનોચેર એહરામ મીનોચેર હોમજી છે. એ પુસ્તક મુંબઇવાસી પેલા પ્રખ્યાત ખાનદાની **દાદીશેઠે** † પોતે લખાવ્યું હતું. એ પુસ્તક લાંબો વખત સુધી **કદમીવાલા દસ્તુર સોરાબજી**ના હાથમાં હતુ, કે જેની ઉપરથી નવસારીવાલા દશતુર ફરામજી સોરાબજીએ સંવત ૧૯૩૯ ‡ માં નકલ કરી હતી.

"એજ પુસતકના ઉપરથી હમોએ આ કેતાબ છપાવી છે, અને તે દાદીશેઠ વાલી કેતાબ સાથે બોલેબોલ મલતી આવે છે. દાદીશેઠ વાલી કેતાબ જેવી કેતાબ હમોએ મુલ્લાં ફીરોજ કેતાબખાનામાં જોઇ છે, પણ તેને કામા વોરાની કેતાબ એવું ભુલથી નામ આપ્યું છે, કારણ એ કેતાબમાં જે પેહેલી બીના લખી છે તે કામા વોરાની રીવાયતમાંથી લખી છે તેથી એવી ભુલ થઇ છે" (દીબાચો પા. ૨–૩.)

**દસ્તુર સોરાબજી તે કયા?**

હવે ઉપલા ફકરા મધ્યે "કદમીવાલા દસ્તુર શોરાબજી" કરીને લખ્યું છે તે કયા દસ્તુર હશે? કમનસીબે અત્રે દસ્તુર સોરાબજીનું નામ આપ્યું નથી, પણ તેમના સંબંધ નકલ કરવાનો જે સને આપ્યો છે તે ઉપરથી તેવણ કયા દસ્તુર સોરાબજી હશે તેનો કાંઇક ખોલાસો મલી શકે છે.

કદમીવાલા દસ્તુર સોરાબજી, મુલ્લાં ફીરોઝ ખાનદાનવાલા દસ્તુર સોરાબજી રૂસ્તમજી મુલ્લાં ફીરોઝ (૧૮૧૨–૮૩) હતા, કે જેમના કુટુંબ સાથ દાદીશેઠ ખાનદાનને ઘરોબો હતો. તેવણનાજ હાથની આ રેવાયતની કેતાબની નકલ હોવી જોઇએ.

**દસ્તુર સોહરાબજી રૂ. મુલ્લાં ફીરોઝ.**

દસ્તુર સોહરાબજી પાસે જે નકલ હતી તેની નકલ ૧૮૮૩ માં દસ્તુર ફરામજી સો. મહેરજીરાણાએ કરી હતી આ દસ્તુર સો. રૂ. મુલ્લાં ફીરોઝ ફારસી જુબાનમાં ઘણા આગળ વધેલા હતા અને એવણ મુલ્લાં ફીરોઝ કેતાબખાનાનાં ૧૮૪૨–૬૧ સુધી લાઇબ્રેરીઅન હોવાથી તેમને આ ફારસી રેવાયત ધરાવવાની ખાસ તક પણ હતી.

એ રૂ. જા. મહેરજી રાણાં ઉપર જણાવે છે કે દસ્તુર ફરામજી સોરાબજીએ સંવત ૧૯૩૯ માં દાદીશેઠવાળી ગુજરાતી રેવાયતની નકલ કરી હતી. આ દસ્તુર ફરામજી સોરાબજી ફરામજી મહેરજી રાણા હતા કે જેવણે પોતાના ભાઇ દસ્તુર જમશેદજી સાથ મલી પોતાના પીતાની આપણા ધર્મને લગતી પહેલવી તથા ફારસી કેતાબો સઘળી નવસારીની મહેરજી રાણા લાઇબ્રેરીને ભેટ આપી હતી.

---

* એટલે ઈ. સ. ૧૭૭૨

† દાદીશેઠ કુટુંબના સ્થાપક દાદીભાઇ નોશીરવાનજી (૧૭૩૪–૯૯).

‡ ઈ. સ. ૧૮૮૩.

## પૂર્વણી-૮

## ઇંગ્રેજ સરકારને એક દેશી રાજ્ય મેળવી આપનાર જરથોસ્તી વીરલા.

## માઇસોરવાલા વેપારી મી૦ દારાબશા ખરશેદજી મના.

## દાદીભાઇ નોશીરવાનજી (મોટા દાદીશેઠ) તથા તાલ્યા-રખાન કુટુંબ સાથની તેમની સગાઇ.

## તેમનો એ રાજ્ય સાથનો છ દાહેકાનો લાંબો સંબંધ.

### ત્રણ રાજાના આગલા સલાહકાર.

**તેમને બ્રીટીષ સરકાર તરફથી આ સેવા માટે મળેલું ત્રણ પેહેડીવેરનું માસીક રૂ. ત્રણસે અને આજ સુધી મળેલું રૂ. ત્રણ લાખનું પેનશન.**

લખનારઃ-**રૂ. બ. પેમાસ્તર,** બી. એ., એલ. એલ. બી.
તે પારસી પ્રકાશના હાલના કરતા

### એમની સગાઇ.

મરનાર દાદીભાઇ નોશરવાનજી મોટા દાદીશેઠના માસીના દીકરાના દીકરા સુરતવાળા મી૦ દારાશાહ ખરશેદજી મનાની દીકરી બાઇ મીઠીબાઇ, શેઠ અરદેશર સોહરાબશા તાલયારખાન સાથે પરણ્યાં હતાં.

### કુરગ રાજ્ય મધે ધંધો.

તેવણ સુરતથી પોતાના બાવાની માસીના દીકરા શેઠ દાદીભાઇ નોશી-રવાનજી (મોટા દાદીશેઠ) ને ત્યાં મુંબઇ આવી ઉતરયા હતા અને તેવણનાં એક વહાણપર કરાણીની ચાકરીએ રહયા હતા. શેઠ દાદીભાઇએ એમની હુશયારી જોઇ મલબાર તરફ કુરગના રાજા સાથે પોતાની તરફ વેપાર ચલા-

વવાને ઇ. સ. ૧૭૮૭ માં મોકલ્યા હતા અને ૧૭૯૯ માં શેઠ દાદીભાઇનું મરણ નીપજવા બાદ મી૦ દારાબશાહે કુરગ, તાલચેરી, માઇસોર વી. ઠેકાણા ઉપર અવારનવાર રહી સુખડ, એલચી, હરડા, મરી કાપડ વી. નો ઓહોળો વેપાર પોતાને હીસાબે ચલાવ્યો હતો.

## મી૦ દારાબશાહની બ્રીટીષ રાજ્યની સેવા.

ઇ. સ. ૧૮૩૪ માં જ્યારે ઇંગ્રેજોએ કુરગનો કીલ્લો લીધો અને જ્યારે ત્યાંના રાજાને ગેરવહીવટ માટે ગાદીપરથી ઉઠાડી મેલ્યો તયારે મી૦ દારાબશાહે જે કીમતી મદદો કરી હતી તે સરકારી દસ્તાવેજોપરથી માલમ પડે છે. એવણ કુરગનાં ત્રણ ત્રણ રાજાઓ નામે વીરાજંદર ઉડયર, લીનગરા જેદર વીગેરેની સાથ સમાગમમાં આવવાથી એ રાજ્યનો તેમને ઓહોળો અનુભવ હતો. મી૦ દારાબશાહ તથા બીજા ખેરખાહોની સલાહ રાજાએ નહી માનવાથી રાજમાં અંધેરની ફરીયાદો જાગી. બ્રીટીશ રાજ્યના પોલીટીકલ એજંટ કરનલ ફ્રેઝરે મી૦ દારાબશાહ માટે સીફારશ કરતાં કહે છે કે તે વેળા રૈયત બહુ ઉશકેરાઇ હુલડ કરવાની તૈયારીમાં હતી તેથી મી૦ દારાબશાહે પોતાનો ઓહોળો લાગવગ વાપરી તેને શાંત પાડી હતી. મી૦ ફ્રેઝર લખે છે કેઃ—

"I believe I do not appreciate his deserts too highly, when I *assign* to him the merits of having *contributed* in no small degree to the prosperous *termination* of the late expedition, the confidence that is now reposed in us by the inhabitants of Coorg and the quiet manner in which he succeded in removing the ex-Raja from *Mercara* on his final departure from thence to Bangalore."

(ઉપલો ઉતારો મી૦ કાવશાહ માણેકશાહ તાલ્યારખાન એડવોકેટની નેકસાતખાનની તવારીખને પાને ૩૧ મેથી લીધો છે.)

## ત્રણ પહેડી વેર પેનશન.

### કુટુંબે ખાધેલું રૂ. ત્રણ લાખનું પેનશન.

આ ભલામણ ઉપરથી શેઠ દારાબશાહ ખરશેદજીને તેમની બ્રીટીશ રાજ્યની મજકુર સેવા માટે રૂ. ૩૦૦ નું માસીક પેનશન ત્રણ પહેડી મલવાનું ઠરાવ્યું હતું. જેની આજ સુધી કુલ્લે રકમ રૂ. ૩ લાખ થવા આવે છે.

મી૦ દારાબશાહે ૬૮ વરસ માઇસોર તરફ કાઢી ૧૮૫૨ માં પોતાને જનમ વતન સુરત આવી ત્યાં તા૦ ૭ મી મે ૧૮૫૨ ના દીને ૮૬ વરસની ઉમરે ગુજર પામ્યા હતા.

(જામે જમશેદ તા૦ ૪ થી અકટોબર ૧૯૩૦.)

એ સંબંધ અત્રેના ટાઇમ્સ ઓફ ઇંડયાના તા૦ ૨૪ તથા ૨૭ મી સપટેમ્બર ૧૯૩૦ ના અંકો મધ્યે આ પુસ્તકના કર્તાએ નીચે મુજબ લખાણ છપાવ્યું હતું:—

---

# A PARSI AND COORG.

To the Editor of "The Times of India."

Sir,—Your Special Correspondent has written a very interesting article in your issue of the 12th instant on that Oriental Arcady, Coorg. It may interest your readers to be reminded that an enterprising Parsee gentleman had rendered material assistance to the British in the capture of the fortress of Coorg in 1834. His name is Mr. Darabshaw Cursetjee of Mysore, a diplomatist, politician and merchant related to the famous Surat family of the Talyarkhans, who have done valuable services to the British when the latter first came to India. The late Mr. Dadybhai Nusserwanji, the founder of the well-known Dadysett family, was his father's cousin. He left Surat and landed on the territory of the Raja of Coorg, Veer Rajendra Woodier and soon became his trustworthy adviser. As the Raja did not follow the advice of his well-wishers and mal-administered his territory, he had to be deposed by the British authorities. As stated by Lt. Col. Fraser to Mr. W. H. Macnaghten in his despatch dated 30th April 1834, "the intimate knowledge of Mr. Darabshaw, derived from his having had valuable commercial transactions with the country for about 30 years past and his having been employed as an agent for three successive princes gave him advantages that no other man could possess. It fitted him peculiarly as a channel for reciprocal communication." Lieut. Col. Fraser added, "I beleive I do not appreciate his

deserts too highly when I assign to him the merits of having contributed in some degree to the prosperous termination of the late expedition." In recognition of such faithful services to the British Raj and the subjects of Coorg who had been tired of the mal-administration of its Prince, a hereditary pension of Rs. 300 per month was awarded to him lasting for three generations. Mr. Darabshaw was the adoptive grandfather of the late Mr. Kaikhushru Ardeshir Taleyarkhan of Tellecherry, whose son Mr. Darasha Kaikhushru has lately retired on pension from the service of the Mysore State. I am indebted to my friend Mr. C. M. Talyarkhan, Advocate's recent publication on the history of the family and to my predecessor the late Khan Bahadur B. B. Patel's Vol. I of the " Parsee Prakash " for the above information.

R. B. PAYMASTER.
Editor "Parsee Chronicles."

---

## પૂર્વણી–૬

## મુલ્લાં ફીરોઝના ગુજરવાને એક સદી પુરી થવાના મહાન પ્રસંગનું ઉજવણું. *

### એ પ્રસંગે થયેલાં ધાર્મિક જશન, ગાહમ્બાર, પ્રદર્શન તથા ભાષણો

### (૧) રોજ માહ પ્રમાણે પહેલી સદીની ઉજવણી.

મુંબઇની કદીમ અંજુમનના તથા દાદીશેઠના આતશબહેરામના આગલા માહાન વડા દસ્તુર મુલ્લાં ફીરોઝ બીન મુલ્લાં કાઉસને ગુજરવાને એક સદી પુરી થવાના બનાવની ઉજવણી અત્રે પુર ગંભીરાઇ અને દબદબા સાથ થઇ હતી. પહેલી ઉજવણી મુલ્લાં ફીરોઝના મરણના રોજ માહની રેવાજી ગણત્રી મુજબ એક સદીના દીવસે થઇ હતી જ્યારે દાદીશેઠના આતશબહેરામ સાહેબના હોલ મધે એક દબદબા ભરી ધામીંક મીજલસ મલી હતી જ્યાં કદીમ તેમજ શહેનશાહી પંથના તેમજ અત્રેના સર્વ આતશબહેરામોના વડા દસ્તુર

---

* આ મહોત્સવનો વિગતવાર હેવાલ આ પુસ્તકના કર્તા મી. રૂસ્તમ બ. પેમાસ્તરે રચેલાં "અહેવાલે મુલ્લાં ફીરોઝ" કેતાબ મધે આપ્યો છે માટે અત્રે ટુંકમાંજ તે લીધો છે.

સાહેબોએ તથા અથોરનાન સાહેબો તેમજ કોમના જાણીતા બહેદીન સાહેબોએ સવારે ૯ વાગે થયલી જશનની ક્રિયા મધે શામેલગીરી આપી હતી, જે ખતમ થવા બાદ હાલના વડા કદીમ દસ્તુર દીનશાહજી જીવણજી ધરડાએ એક ભાષણ મુલ્લાં ફીરોઝની ઝલકતી કારકીર્દી તથા ઉત્તમ ચારિત્રની સમજ આપનારૂં કીધું હતું અને તે પછી શેઠો જાંહગીર જમશેદજી વીમાદલાલ તથા માણેક હો. દાદાચાનજીએ એજ બાબત ઉપર વધુ વિવેચન કીધું હતું.

આ જશન દાદીશેઠના ધર્મખાતાંના માનવંત ટ્રસ્ટી સાહેબોએ તેના મેનેજીંગ ટ્રસ્ટી મી૰ સોહરાબ ખરશેદજી હો. દાદીશેઠની આગેવાની હેઠળ કીધું હતું.

ત્યાર બાદ એજ ટ્રસ્ટી સાહેબોએ આ પ્રસંગના માનમાં એક ખાસ ગાહમ્બાર કરાવ્યો હતો જેના ખાણામાં હમેશ માફક બંને ટોળાના જરતોસ્તીઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

## (૨) તેમના મરણની (ખ્રીસ્તી) તારીખ ને દીને થયલા મેળાવડા.

મુલ્લાં ફીરોઝની સદી ઉજવવા માટે તેમનાં મરણની સુરજની ચાલની (ખ્રીસ્તી) ગણત્રી મુજબ પણ તા. ૮ મી અકટોબર ૧૯૩૦ ના દીવસે અત્રેનાં રથેસ્તાર મંડળે તેના ધુંધી સેક્રેટરી મી. ખરશેદજી જ. બ. વાડીઆની કારસાજીથી મોટા પાયા ઉપર તૈયારી કરી હતી. ઓફીસના ટાઇમે અત્રેની કે. આર કામા ઓરયેન્ટલ ઇનસ્ટીટ્યુટ, જ્યાં મુલ્લાં ફીરોઝ લાઇબ્રેરી તથા મુલ્લાં ફીરોઝ મદરેસા પણ આવી છે, ત્યાં એક પ્રદર્શન ભરી મુલ્લાં ફીરોઝના હસ્તલેખો, તેમની પોતાની અસલ કબાટો તથા તેમનુ પોતાનું ફરનીચર તથા કેટલીક સબીઓ વિગેરે જાહેરને માટે જોવા સારૂં ખુલ્લી મેલી હતી. આનો લાભ લોકોએ મોટી હાજરી આપી લીધો હતો.

## સર કાવસજી જહાંગીર હોલમાં મળેલી સભા.

## મી૦ રૂ. બ. પેમાસ્તરનું ભાષણ.

વળી એજ તારીખે સાંજે મુલ્લાં ફીરોઝ વિષે અત્રેના સર કાવસજી જહાંગીર હોલ મધે એક ખાસ મેળાવડો થયો હતો જેનું પ્રમુખસ્થાન શમસુલ ઓલ્મા ડા. સર જીવણજી જમશેદજી મોદી પી. એચ. ડી., સી. આઇ. ઇ. ને આપવામાં આવ્યું હતું.

આ પ્રસંગે મી. રૂસ્તમ બરજોરજી પેમાસ્તર, બી. એ., એલ. એલ. બી. એડવોકેટે "મુલ્લાં ફીરોઝની જીંદગીના હેવાલ," ને લગતું એક લંબાણ ભાષણ કરી એમની કીર્તીવંત જીંદગીના બનાવોનું વિગતવાર બયાન કીધું હતું. ભાષણની છેવટે મેજીક લેન્ટર્નની મદદથી મુલ્લાં ફીરોઝની પોતાની સબી તેમજ દાદીશેઠના આતશ બહેરામ તથા અગીઆરીના તથા મોટા દાદીશેઠ તથા અરદેશર દાદીભાઇ તથા શેઠ દાદી નશરવાનજી દાદીશેઠ (બીજા) વિગેરેના ચિત્રો તેમની ઘટતી સમજણ સાથ મી૦ પેમાસ્તરે બતાવ્યાં હતાં. ત્યાર બાદ પ્રમુખ સાહેબ ડા. સર જીવણજી મોદીએ ભાષણ કર્તાનો ઉપકાર માન્યો હતો અને તે સાથ મુલ્લાં ફીરોઝને લગતુ ઘટતું વિવેચન કીધું હતું. આ પછી શેઠ મી૦ ખરશેદજી જ. ખ. વાડીઆએ આ મેળાવડો પાર પાડવા માટે પ્રમુખ સાહેબ, ભાષણ કર્તા તથા સુંદર ગાયનો રજુ કરવા માટે મી૦ ફ્રામરોજ શરાફ તથા તેમનાં વર્ગનાં બાનુઓ તેમજ મીસ મોટાંમાય મોબેદજીએ રજુ કીધેલી મોનાજાત માટે ઉપકાર માન્યો હતો.

મુલ્લાં ફીરોઝની સદી બાબે મી૦ રૂસ્તમ બ. પેમાસ્તરની 'બોમ્બે ક્રોનીકલ' મધે ઇંગ્રેજીમાં નીચલી કવિતા છપાઇ હતી તેની નકલો આ મેળાવડામાં વહેંચવામાં આવી હતી:—

# The Centenary of Mulla Feroze

**( Died 8th October 1830 )**

By: Rustam B. Paymaster, B.A., LL.B.

*( Re-printed from the 'Bombay Chronicle' of 8th October 1930.)*

---

Poet, divine and scholar, Mulla Feroze !
A century's sleep hath not erased thy name
From glorious pages of our History.
What shall I praise, invoking Spirit thine,
Thy twelve years' travels in thy early days,
While scarcely summers nine hadst seen or known,
To ancient mother-land of thine—IRAN,
A pilgrim with thy Sire in search of Truth,
Or thy great Persian Fpic, George-Nama,
Composed on basis of the Shah-Nama,
The immortal work of Firdausi, renowned,
Commemorating in melodious rhyme
The deeds and exploits of thy rulers brave,—
Fruit of poetic genius true, sublime ?
    Literature had, indeed, thy true-love proved,
Whom decades six didst court with ardour keen,
Thou hast defied Old Time these hundred years,
I have full faith that thou wilt win ere-long,
The hearts of myriads of thy devotees,
In times unborn, when they will venerate
Thy name no less as Persian Poet famed
Than as a high-souled eremite, who lived
A life of noble true simplicity,
Pursuing knowledge, with a passion deep,
Neglecting ease and comfort, food and sleep!

October 7th, 1930.

# Centenary of Parsi Divine.

—:o:—

## CELEBRATION IN BOMBAY.

The centenary of the death of Mulla Feroze Bin Mulla Kaus was celebrated at the Sir Cowasji Jehangir Hall, Bombay under the auspices of the Rathestar Mandal when Dr. Sir Jivanji Modi occupied the chair. Mr. Rustam B. Paymaster gave a lecture on the life and writings of Mulla Feroze, the great divine among the Kadmi sect of the Zoroastrian community who had flourished between the years 1758 and 1830. For his piety and education he was appointed the Head Priest of the sect from 1794 till the time of his death which took place on 8th October 1830. At the age of 10 young Peshotan accompanied his father to Persia on a mission to obtain information on 78 knotty points that had arisen in the community, for the opinion of the learned Dasturs of their ancient motherland. While in Iran Peshotan was given the title of Feroze or Victorious by the Mahomedan Sayeds. After their return from Persia both father and son took a prominent part in the discussions that took place in Bombay on the question of intercalation.

Mulla Feroze was appointed a tutor by the Governor of Bombay who learned Persian under him. The *magnum opus* of the learned scholar was the George Nameh, an epic poem in Persian containing an account in verse of the rise and progress of the English in India during the time of the first four Georges. This work was undertaken at the desire of several European and Persian scholars and the Board of Control in England awarded Mulla Feroze an honorarium of Rs. 400 per month for 6 years until his death.

The President Sir Jivanji Modi in proposing a vote of thanks to the lecturer laid special stress on the intrepidity of the young traveller in proceeding to Persia in his youth and to his independent nature, piety and learning.

(Times of India, 13-10-1930).

# Centenary of Late Mulla Feroze.

:o:

## A PARSEE DIVINE AND POET.

The centenary of the death of Mulla Feroze Bin Mulla Kaus was celebrated at the Sir Cowasji Jehangir Hall under the auspices of the Rathestar Mandal, when Dr. Sir Jivanji Modi occupied the chair. Mr. Rustam B. Paymaster gave a lecture on the Life and Writings of Mulla Feroze, the great divine among the Kadmi sect of the Zoroastrian community who had flourished between the years 1758 and 1830 A.D. For his great piety and erudition he was appointed the Head Priest of the said sect from 1794, till the time of his death which took place on 8th October, 1830. Mr. Paymaster said that at the age of 10,.young Peshotan accompanied his father to Persia on a mission to obtain information on 78 knotty points that had arisen in the community, for the opinion of the learned Dasturs of their ancient Motherland. For 12 years the father and son stayed in different parts of Persia, like Yezd, Kerman, Shiraz and Bagdad, obtaining a solution of the problems that had been set by the Parsees of Surat and Broach. While in Iran, Peshotan was given the title of "Feroze" (Victorious) by the Mahomedan Sayeds who had been struck by his cleverness and learning The Caliph of Bagdad gave both the father and son the title of "Mulla," conferred hitherto on Mahomedan savants. After return from Persia, both father and son took a prominent part in the hot and acrimonious discussions that took place in Bombay on the question of intercalation. A special Fire-temple was founded by the late Mr. Dadybhai Nusserwanji, the head of the Dadysett family.

The President, Sir Jivanji Modi, in proposing a vote of thanks to the lecturer, laid special stress on the intrepedity of the young traveller in proceeding to Persia in his youth and to his independent nature, piety and great learning.

In the earlier part of the day an exhibition was held in the Cama Oriental Institute where several rare volumes and the relics of Mulla Feroze were exhibited, details of which were explained to visitors by Mr. Khodabux Punegar.

(The Bombay Chronicle, 13-10-1930).

## પૂરવણી—૧૦.

## મુલ્લાં ફીરોઝે ફારસી બેતબાઝીમાં પોતાના દસ્તખતે લખેલો પોતાની જીંદગીનો હેવાલ—તે મધે દાદીભાઇ નોશીરવાનજી (મોટા દાદીશેઠ)ની તારીફનું કીધેલું વર્ણન.

## તેમને "ખુદા જુઇ, ખુદા ગુઈ વ ખોદા દુસ્ત" તરીકે લેખે છે.

મુલ્લાં ફીરોઝે પોતાના સુંદર દસ્તખતે જે પોતાની જીંદગીના હેવાલનું પુસ્તક ફારસી બેતબાઝીમાં (આશરે ૭૫ પાનાનું) રચ્યું હતું તેની હાલ એકજ નકલ 'કામા ઓરિયેન્ટલ ઇન્સ્ટીટયુટ' મધ્યે હસ્તી ભોગવે છે અને તે હજી છપાયું નથી. મુલ્લાં ફીરોઝના અક્ષરના નમુના તરીકે તે મધેના બે પાનાના ફોટોઝ અત્રે આપ્યા છે જે મધે મોટા દાદીશેઠ બાબેનાં ફારસી લખાણની પહેલી બે બેતો છપાઇ નથી તે નીચે મુજબ છે:—

સબબ ઓન બુદ કે બહેદીની સર અફરાઝ
ઝ બહેદીનાન બે મુમ્બઇ બુદ મુમ્તાઝ
બે જાહો રોતબે અઝ હર કસ ઝયાદેહ
વરા ઇઝદ ચીઝી કમ ન દાદેહ

ઉપલી ફારસી બેતો તથા તેની પાછળની (ફોટો મધેની) બેતોની માએની નીચે મુજબ છે:—

"સબબ એ હતો કે એક સરફરાઝ બહેદીન હતો કે જે મુંબઇમાં બહેદીનોમાં મશહુર હતો. તેનો મરતબો બીજા દરેક શખસથી ઝયાદા હતો. ખોદાએ તેને કોઇપણ ચીજ ઓછી આપી ન હતી.

"તેની દોલત ચઢતી અને તેનું નામ પણ ચઢતું (છે). જે પણ ખુબી વિષે કહું તે તેમાં છે. તે સખાવતમાં જાણે બીજો મેઆન છે. તેનું કોઇ પણ કાગ પાર ન પડે એમ નથી.

## મુલ્લાંફીરોઝના પોતાના દસ્તખતે પોતાની જીંદગીના હેવાલ મઇં

## દાદીભાઇ નોશીરવાનજીના આતશબહેરામ બાબે

### લખાયલી ફારસી બેતો.

به دولت برتر از نام برتر — بهر خوبی که گویم هست در خور

بهمت هست گوئی معن ثانی — ندارد غیر کا[illegible] کامرانی

زمین بسکی شده مشهور آفاق — بنام نیک او از دیگران طاق

همیشه شاد او از بخت و اقبال — شگفته غنچه [illegible] و امال

هر آن خیری که او خواهد از آنش — رسد از دولت و اقبال در پیش

سخی طبع و صافت رای و دانا — بفعل نیک و کار دین توانا

او شره نیت و دیندار و وشره — بدین سر راستوان چون نرا وشره

خدا جوی و خدا گوی و خدا دوست — بکج دشمن بصدق و باصفا دوست

نهال دین از او سرسبز و شاداب — شده او داد نخل دین را آب

عروس دین از او پیرایه درگشت — چو سیمیکه مرصع با گهر گشت

خور دین از افق رو گشت بیرون — از او شد رونق اندر دین افزون

همیشه پرورد دین زرتشت — از او شد روشن آئین زرتشت

بجان و دل همیشه بنده دین — مسمی به دادابای مرد بهدین

حرر

چنین خواند از ازل نوشیروانش | که با داجا و منزل در جهانش
چو میباشد قوی بازور فرزند | خدایش داد دو فرزند دلبند
همه با هوش و آرام و بابر | خلیق و دانشی و رادو دستر
بسی با وصف نامش اردشیر است | بتن خورد و بدانش سخت سر است
کهین او ز مرزبانان خلق ارکان | سرش در مردمی برتر ز مردان
جهان میخواست آن نیکو سرانجام | که از نو نکی آتش ورهرام
بشهر مبی جائی بسازد | که آنجا سر ز خور برتر فرازد
نشاند آتش بهرام آنجا | ز حق جوئید خلقان کام آنجا
ولی در هند و اندر مرزسان | نبد شخصی که باشد لایق آن
بنا کردن ز نو آتش تواند | ز آغاز و ز انجامش بداند
جهان چون حکم دین وراه باشد | بر آن بر جمله کی آگاه باشد
چو از ایران بمبئی رسیدیم | با ایران راه دین بسیار دیدیم
بنا بستی بدست ما شد آنکار | چنین بود از ازل فرمان دادار

"તે પોતાની ઘણી નેકીથી દુનિયામાં મશહુર થયો છે અને નેક નામમાં તે બીજાઓ કરતાં ચહડતો છે. તે બખ્ત અને નસીબને જોરે હમેશ ખુશાલ રહે છે. તેની ઉમેદ અને આશાની કલી હમેશ ખીલેલીજ હોય છે. જેબી સારી ચીઝ તે ચાહે તેના કરતાં તેના નસીબના જોરથી તેને વધુ મળે છે. તે સખી તથા સાબુત વિચારનો તથા દાનાવ છે. તે નેક કામ તથા દીનના કાર્યથી શક્તિવાન બન્યો છે. તે ખોદાને શોધનાર, ખોદાઇ શબ્દો બોલનાર અને ખુદા(નો) દુરસ્ત (ચાહનાર) છે, ને જુહાંનો દુશ્મન અને સચ્ચાઇ તથા સફાઇનો દોસ્ત છે. દીનના રોપાને તે પાણીથી લીલો તથા ખુશાલ કરે છે. હમેશ તે દીનના રોપાને પાણી સીપે છે. દીનની કન્યાને એનાથી ઘરેણા મળે છે કે જેવી રીતે ચાંદીને જવેરાતથી મઢી (શણગારી) હોય. દીનનો ખોરશેદ તેનાથી આસ્માન મધેથી બહાર આવે છે. એનાથીજ દીનની રોનક વધે છે. તે હમેશ જરથોસ્તી દીનની પરવરેશ કરે છે અને તેનાથી જરથોસ્તી ફરમાનો રોશની પામે છે. તે હમેશ દિલોજાનથી દીનનો બંદો છે. તેનું નામ બહેદીન મર્દ દાદી છે. તેના બાપને નોશીરવાન કહેતા (કે જેમની જગા તથા પદવી બહેસ્તમાં હોજો!). ખોદાએ તેની બાજુ જોરાવર કરતા બે વહાલાં ફરઝંદ આપ્યાં. તે હમેશ હોશ તથા આરામવાળા તેમજ દાનેશમંદ છે. જે અરદેશર નામનો છે તે ઘણો ગુણવંતો છે. તે શરીરે (ઉમરે નાનો) પણ અક્કલે મોટો છે. બીજો હોરમજદ નામનો છે તે ભલાઇમાં ઘણો આગળ વધેલો છે.

એ ભલા નસીબવાલા (દાદી)એ ચાહ્યું કે નવેસરથી એક આતશબહેરામ મુંબઇ શહેરમાં સ્થાપે જેનું સર ખોરશેદ કરતાં પણ ચહડતું હોય ત્યાં આતશબહેરામને તખ્તનશીન કરે કે જેથી લોકો હકતાલા પાસ પોતાની મુરાદ માગે. પણ આ કાર્ય માટે હિંદુસ્તાન મધે એવો કોઇ શખસ ન હતો કે જે એ કામને લાયક હોય અને જે નવેસરથી આતશ (નો કેબલો) બનાવવાની પહેલેથી છેલ્લે સુધીની ક્રિયાથી વાકેફગાર હોય અને જેવી રીત દીનના તરીકત મુજબની હોય તે સર્વથી તે માહેર હોય. અમે ઇરાનથી મુંબઇ આવી પહોંચ્યા તે અગાઉ ઇરાનમાં હમે ઘણી એ બાબેની ધર્મની રીતીઓ જોઇ હતી, આથી આ કામ ઘટતી રીતે અમારાથી પાર પડયું, પરવરદેગારનો પ્રથમથીજ એવો હોકમ હતો."

# પૂરવણી—૧૧.

## દાદીશેઠ ખાનદાનના વડીલોને લગતી વધુ વિગતો.*

અત્રે પ્રકરણ ૧ લાં તથા પૂરવણી—૧ મધે દાદીશેઠ ખાનદાનના વડીલોને લગતી કેટલીક વિગતો આપી છે. ત્યાર પછી બીજી કેટલીક વિગતો મળી આવી છે તે હેઠળ આપ્યે છીએ.

(અત્રે દરેક ઠેકાણે કદમી રોજ માહ આપ્યા છે. મ.=મરણ.)

મોટા દાદીશેઠ (દાદીભાઇ નોશરવાનજી)ના બપાવા—હોમજી (હોરમસજી) બેરામજી.

મ. રોજ ૧૬ મો, માહ ૧ લો, કદમી.

મોટા દાદીશેઠના બપાઇઓ—

(ક) નવાજબાઇ તે હોમજી બેરામજીના ધણીઆણી.

મ. ૨૧-૬

(ખ) બાઇજી અથવા બાઇમાય તે હોમજી બેહરાંમજીનાં ધણીઆણી, તથા નસલી હોમજીનાં માય.

મ. ૭-૧

મોટા દાદીશેઠના બાવા તે નશરવાનજી (નસલી) હોમજી (ઉર્ફે નશરવાનજી કુકા).

મ. ૧૧-૩

---

* અત્રે આપેલાં કેટલાંક નામો તથા તારીખ સદી બે સદી ઉપર થઈ ગયલાં દાદીશેઠનાં કુટુંબીઓ સંબંધી છે જેમને લગતી વિગતો, ટપકા તથા બીજી નોંધોની ગેરહાજરીમાં મેળવવી ઘણી મુશકેલ હોવાથી તેમાં કુદરતી રીતે કાંઈક ભૂલચુક પણ રહી જવાનો સંભવ છે જે માટે દરગુજર ચાહીએ છીએ.

આ પૂરવણી બનાવવામાં અમુને મી૰ બેહરાંમ હોરમજજી દાદી સતોક, બી. એ., તરફથી ઘણી કીંમતી મદદ મળી છે, તે માટે તેઓનો ઉપકાર માન્યે છીએ.

## મોટા દાદીશેઠના કાકાઓ.

(ક) બેરામજી (બેહેલી) હોમજી.

મ. ૩-૩

(ખ) જીજીભાઇ (જીજી) હોમજી બેરામજી.

મ. ૨૩-૬

(ગ) માણેકજી (માકી) હોમજી.

મ. ૧૬-૧૨

## મોટા દાદીશેઠના કાકી.

નાલીબાઈ—તે બેરામજી હોમજીના ધણિયાણી તથા અરદેશર દાદીના ધણિયાણી બચુબાઈના બપાઈ.

મ. ૧૭-૧૧

મોટા દાદીશેઠના મમાવા—ભીમજી અથવા ભીખાજી કદવા.

મ. ૩-૧૧

## મોટા દાદીશેઠનાં માયના કાકાઓ

(૧) શાપુરજી કદવા.

મ. ૧૩-૪

(૨) દાદી કદવા.

મ. ૨૮-૪

## મોટા દાદીશેઠનાં માયનાં ફુઈ.

હમાએ કદવા.

મ. ૧-૩

મોટા દાદીશેઠના બાપ (નશરવાનજી હોમજી)ના મમઇ—ધનબાઇ નાનાભાઇ.

મ. ૨-૪

મોટા દાદીશેઠના માય—હીરાંબાઇ નશરવાનજી.

મ. ૧૩-૭

મોટા દાદીશેઠના કાકા બેહલી હોમજીના દીકરાઓ—

(૧) પેસ્તનજી બેહલી હોમજી (તે ફ્રલાજી મામાના બાવા).

મ. ૧૫-૧૧

(૨) બહમનજી બેહલી હોમજી.

મીઠીબાઈ તે બહમનજી બેહલી હોમજીના ધણિયાણી.

મ. ૮-૮.

બરજોરજી બહમનજી બેહલી હોમજી.

મ. ૧૧-૩

ઉકરજી બહમનજી બેહલી હોમજી.

મ. ૨૮-૯

માણેકબાઈ હોમજી મંચેરજી તે ઉકરજી બહમનજી બેહલી હોમજીનાં ધણિયાણી.

મ. ૨૩-૩

હોમજી (હોરમજજી) મંચેરજી.

મ. ૬-૬

(૩) રૂસ્તમજી બેહલી હોમજી

(૪) નાંહનાંબાઇ બેહલી હોમજી

મ. ૧૭-૧૧

મોટા દાદીશેઠના મામા—બમનજી ભીમજી કદવા.

મ. ૩-૩

મોટા દાદીશેઠના માસી—નવાજબાઇ ભીમજી કદવા.

મ. ૧૫-૧

મોટા દાદીશેઠના બેનો.

(૧) આસીબાઈ તે (નશરવાનજી) નશલી હોમજીના બેટી.

મ. ૨૨-૨

(૨) નાલીબાઈ તે નસલી હોમજીનાં બેટી, તથા પેશતનજી બેહલી હોમજીનાં ધણીઆણી.

મ. ૧૬-૧૧

મોટા દાદીશેઠ (દાદીભાઇ નશરવાનજી) પોતે.

મ. ૧-૮-૧૧૬૮

## મોટા દાદીશેઠનાં ધણીઆણીઓ

(૧) કુંવરબઇ તે ખરશેદજી રૂસ્તમજી (સંતોક)ના દીકરી (દાદીશેઠના બંને દીકરા એમને પેટે થયા હતા.)

મ. ૨૭–૬

(મોટા દાદીશેઠે પોતાનાં પહેલાં ધણીઆણી કુંવર વહુનાં નામે શેહેનશાહી તરીકા મુજબની અગીઆરી હાલનાં ધોબા (ટાઊ) ઓટમાં રૂસ્તમજી દોરાબજી રાણજીવાલાં ઘેરની જગ્યા ઉપર બંધાવી પરઠાવી હતી, જેને અરદેશર દાદીએ મી૦ ટાઉનાં અને બીજાં ઘેરો ખરીદી લઇ ધોબા સ્ટ્રીટ અને હોર્નબી રોડનાં નાંકા ઉપર હાલની જગ્યા ઉપર કદીમી તરીકા મુજબ પાછી પરઠાવી હતી અને આ અગીઆરી હાલબી તેજ જગાએ છે.)

(૨) ધનબાઇ ખરશેદજી.

મ. ૧૮–૫

(૩) માણેકબાઇ ફરામજી.

મ. ૧૬–૧૨.

બહમનજી મંચેરજી જીવણજી રેડીમણી (તે મોટા દાદીશેઠના નાતરેનાં ધણિયાણી માણેકબાઇના પહેલા વર).

મ. ૨૨–૪.

ફુકા બમનજી મંચેરજી રેડીમણી.

મ. ૨૦–૫

ધનજીભાઇ મંચેરજી જીવણજી રેડીમણી.

મ. ૬–૩–૧૧૪૮

---

મોટા દાદીશેઠના ભાઇ—બેરામજી નશરવાનજી (નસલી) હોમજી.

મ. ૩–૧

મોટા દાદીશેઠના પહેલા સસરા—ખશુબાવા (ખરશેદજી) રૂસ્તમજી.

મ. ૨૭–૪

મોટા દાદીશેઠના બીજા સસરા ફરાંમજી.

મોટા દાદીશેઠનાં પહેલાં સાસુ—પુતલીબાઇ.

મોટા દાદીશેઠના સાલા—જામાસ્પજી (ખશુબાવાના).

ખશુબાવાના જામાસ્પજીનાં ધણિયાણી—વીલરબાઇ.

મોટા દાદીશેઠના સાલી—રતનબાઈ ખરશેદજી.

મ. ૨૭–૩

## મોટા દાદીશેઠનાં દીકરાઓ

(૧) હોરમજી દાદીભાઈ.

મ. ૨૯–૮–૧૧૮૨

(૨) અરદેશર દાદી.

મ. ૨૬–૧૦–૧૧૭૯

## મોટા દાદીશેઠના વહુઓ

(૧) મેહેરબાઇ તે મંચેરજી બેરાંમજી બનાજીના દીકરી અને હોરમજી દાદીભાઇના ધણીઆણી.

મ. ૧–૯–૧૧૯૦

મંચેરજી બેરાંમજી બનાજી હીમજી.

મ. ૧૧–૬–૧૧૮૪

મેરવાનજી મંચેરજી બે. બનાજી.

મ. ૧૪–૧–૧૧૬૧

હુમાએ તે મંચેરજી બે. બનાજીનાં બેટી.

મ. ૩–૧૦

દોરાબજી મંચેરજી બે. બનાજી.

મ. ૧૪–૭–૧૨૦૨

સુનાબાઇ તે દોરાબજી મં. બે. બનાજીની બેટી.

મ. ૩–૧૦

બહેરાંમજી બનાજી લીમજી (દાવર).

મ. ૬-૯-૧૧૨૨

કુંવરબાઇ તે બેરાંમજી બનાજી લીમજીનાં ધણીઆણી.

મ. ૨૨-૮

માણેકજી બનાજી લીમજી (દાવર).

મ. ૫-૩-૧૧૪૫

લીમજી બનાજી લીમજી.

મ. ૧૫-૧-૧૧૨૭

(૨) બચુબાઇ તે પેસ્તનજી બેહલી હોમજીનાં બેટી તે અરદેશર દાદી નશરવાનજીના ધણીઆણી તથા મોટા દાદીશેઠનાં ભાણુજી.

મ. ૧-૭-૧૨૧૦

## મોટા દાદીશેઠનાં ભાણુજીઓ

આ બચુબાઇ અરદેશર દાદીનાં બેનો તે પેસ્તનજી બેહલી હોમજીનાં દીકરીઓ—

(૧) હોમલીબાઇ. (ડોશાભાઇ કું. મા. બનાજીના ધણીઆણો હમાંબાઈ).

મ. ૪-૧૦

(૨) બાઈજી તે કાવસજી બેરામજી બનાજીના ધણીઆણી (બચુબાઇનાં વડાં બહેન).

મ. ૧-૪-૧૧૯૭

કાવસજી બેહરામજી બનાજી (કાવસજી બાવા અથવા ઘોઘા).

મ. ૧૭-૪-૧૨૦૪

## એમના દીકરાઓઃ—

(ક) ફરાંમજી કાવસજી બેહરાંમજી બનાંજી.

મ. ૧૯-૬-૧૨૨૦

બચુબાઈ તે નવરોજી શાપુરજી નવરોજી લીમજીના બેટી તથા ફરામજી કાવસજી બનાજીના ધણિયાણી

મ. ૯-૩-૧૨૨૮

નવરોજી શાપુરજી નવરોજી ભીમજી રૂસ્તમજી.

નવાજબાઈ તે નવરોજી શાપુરજીના ધણિયાણી.

શાપુરજી નવરોજી શાપુરજી (બના).

ખરશેદજી શાપુરજી ન. શા. બનાંજી.

મ. ૧–૭–૧૨૦૯

(ખ) નસરવાંનજી કાવસજી બનાંજી.

મ. ૬–૪–૧૧૮૮

(ગ) નવરોજી કાવસજી બનાજી.

મ. ૬–૬–૧૧૮૮

(ઘ) બેહરાંમજી કાવસજી બનાંજી (આંબા).

મ. ૪–૪–૧૨૦૩

માણેકબાઇ તે હોસાભાઇ કુંવરજી માણેકજી બનાજીનાં બેટી તથા બેરામજી કાવસજી બનાજીનાં પહેલાં ધણિયાણી.

મ. ૯–૮–૧૧૯૪

રતનબાઇ તે સોરાબજી શાપુરજી હોસંગજી ગઝદર (મુસગંદેવીના દેવાંન)ના બેટી તથા બેરામજી કાવસજી બનાજીનાં બીજાં ધણિયાણી.

મ. ૧૬–૧–૧૨૪૭

(ચ) ભીમજી કાવસજી બનાજી (અરદેશર દાદીના જમાઈ).

મ. ૯–૧૦–૧૧૯૭

(છ) ખરશેદજી કાવસજી બનાંજી (ઘોઘા) તે ખરશેદજી અરદેશર દાદીના જમાઈ.

મ. ૮–૪–૧૨૧૭

(જ) રૂસતમજી કાવસજી બનાંજી (બાણુ).

મ. ૨૨–૮–૧૨૨૧

કાવસજી બેહરાંમજી બનાજીની દીકરીઓ:—

(ક) ધનબાઈજી તે કાવસજી બેહરાંમજી બનાંજી (ઘોઘા)નાં બેટી, ઉમર ૮૫) તથા બેહરાંમજી રૂસ્તમજી પેસ્તનજી રાણાનાં ધણીઆણી. (રૂસ્તમજી, ધનજીભાઈ અને હોરમજજીનાં માય.)

મ.-૧૨-૨-૧૨૩૭

(ખ) હીરાંબાઈ તે કાવસજી બેરામજી બનાંજી (ઘોઘા)ના બેટી તથા નસરવાંનજી અરદેશર દાદીનાં ધણીઆણી.

મ. ૨૧-૪

(કાવસજી બેહરામજી બનાજીના બપાવા)—બનાજી લીમજી રૂસ્તમજી (દાવર).

મ. ૨૦-૧૧-૧૧૦૩

(કાવસજી બેહરામજી બનાજીના બપાઈ)—રતનબાઈ બહમનજી.

મ. ૨-૪

(કાવસજી બેહરામજી બનાજીના ભાઈઓ)—
નાનાભાઈ બેહરામજી દાવર.

મ. ૨૧-૧૧-૧૧૫૭

દાદાભાઈ બેહરામજી બનાજી.

મ. ૨૦-૨-૧૧૫૭

(મોટા દાદીશેઠના વડીલો અસલમાં સુરતમાં 'ધડાંવાલા', 'વહાણુવાલા' 'હોડીવાલા' વગેરે અટકો ધરાવતા હતા. એવું જણાય છે કે પ્રખ્યાત દાવર બનાંજી લીમજી રૂસ્તમજીનાં ધણીઆણી રતનબાઇ બહમનજી મોટા દાદી-શેઠનાં અટલગનાં કુટુંબી હતાં તેથીજ જ્યારે બાર વરસની કુમલી વયે મોટા દાદીશેઠ સુરતથી મુંબઇ આવ્યા ત્યારે આ બાઇ રતનબાઇના વડા બેટા વોહોરા બેહરાંમજી બનાજી લીમજી (દાવર) એ આ નાનાં બાળક દાદીને પોતાની સાથે રાખી હરેક વાતે કેળવી પાવરધા કીધા, જેના હેઠાનમાં દાદીશેઠે પાછ-ળથી શેઠ ફરામજી કાવસજી બેહરામજી બનાંજીને બહાર પાડયા. દાદીશેઠ કુટુંબની મુખ્ય સગાઇ બનાંજી, રેડીમણી અને સંતોક કુટુંબો સાથે હતી.)

(૩) નવાજબાઇ તે દાદીભાઈ નસરવાનજી (મોટા દાદીશેઠ)નાં કરી લીધેલાં દીકરી તથા સંતોકજી બરજોરજીના વડા બેટા દાદી-ભાઈ સંતોકજીનાં પહેલાં ધણિયાણી.

મ. ૧૯-૧૦

દાદીભાઈ સંતોકજી બરજોરજી (સંતોક ખાનદાનના વડીલ) તે મોટા દાદીશેઠના જમાઈ.

મ. ૨૪-૮-૧૧૯૩

મીઠીબાઈ તે દાદાભાઈ મંચેરજી એદલજી રાણીનાના બેટી તથા દાદી સંતોકના બીજા ધણિયાણી તે સોહરાબજી દાદી સંતોકના માય. ઉમર વર્ષ ૯૦.

મ. ૮-૧-૧૨૩૭

(૪) સુનાબાઇ.

મ. ૩૦-૫-૧૨૦૮

(૫) હુમાબાઈ તે દોસાભાઈ કુંવરજી માણેકજી બનાજીના ધણીઆણી.

મ ૪-૧૦-

ડોશાભાઈ કુંવરજી મા. બનાજી.

મ. ૮-૨-૧૨૦૫

કુંવરજી માણેકજી બનાજી.

મ. ૧૪-૫-૧૧૮૪

હુમાબાઇના બેટીઓ—

માણેકબાઈ તે બેરામજી કાવસજી બે. બનાજીના પહેલાં ધણિયાણી.

મ. ૯-૮-૧૧૯૪

કુંવરબાઈ તે જાંહગીર ફરામજી નાનાભાઇ દાવરના ધણિયાણી.

મ. ૫-૬-૧૨૫૩

જહાંગીર ફરાંમજી ના. દાવર.

મ. ૨૧-૯-૧૨૨૩

બચુબાઇ તે અરદેશર દાદીના ધણીઆણીના ભાઇઓ—

(૧) ફરામજી (ફલાજી) પેસ્તનજી બેહલી હોમજી (એવણ અરદેશર દાદીના દીકરાઓ ખરશેદજી અને જહાંગીરના મામા હોવાથી ફલાજી મામા તરીકે ઓળખાતા અને એવણ મામા કુટુંબના સ્થાપક હતા).

મ. ૨૨-૫-૧૧૯૨

રતનબાઇ (કાકબાઇ) તે ફ્લાજી મામાનાં ધણીઆણી તથા બમનજી બેહલી હોમજીનાં દીકરી.

મ. ૧૬-૩-૧૧૯૯

ફ્લાજી મામાના દીકરાઓ:—

(ક) પેસ્તનજી ફ્લાજી મામા.

મ. ૪-૧-૧૨૩૦

બાઇજી કુંવરજી તે પેસ્તનજી ફ્લાજી મામાના ધણિયાણી.

મ. ૧૦-૬

(ખ) દોસાભાઇ ફ્લાજી મામા.

મ. ૧-૧૧-૧૨૨૩

(ગ) સોહરાબજી ફ્લાજી મામા. (દાદીબા અને ભીમજી ફ્રાંમજી સો. મામાના બપાવા).

(ઘ) બમનજી ફ્લાજી મામા.

મ. ૧૪-૭

(ચ) બેરાંમજી ફ્લાજી મામા.

મ. ૨૮-૫

(છ) અરદેશર ફ્રાંમજી પેસ્તનજી મામા.

મ. ૧૮-૮-૧૨૩૧

નસરવાંનજી અરદેશર ફ્રાંમજી મામા

ફ્રાંમજી અરદેશર ફ્રાંમજી મામા. (પીરોજશાહ, હોરમજજી અને કાવસજીના બાવા).

મેહરબાઇ તે અરદેશર ફ્રાંમજી મામાની દીકરી.

(૨) રૂસ્તમજી પેસ્તનજી બેહલી હોમજી (રાણા ખાનદાનના સ્થાપક).

મ. ૨૮-૨

બેહરામજી રૂસ્તમજી પેસ્તનજી બેહલી હોમજી (રાણા) (તે કાવસજી બેહરામજી બનાજીના બેટી ધનબાઇજીના ધણી.)

મ. ૬-૨-૧૨૦૮

નશરવાનજી રૂસ્તમજી રાણા (પોતાના કાકા નવરોજી પેસ્તનજી બેહલી હોમજીના પાલક).

મ. ૨૨-૮

રતનબાઇ તે નશરવાનજી રૂસ્તમજી રાણાના ધણિયાણી તથા ફરામજી કાવસજી બનાજીના બેટી.

.મ ૨૪-૬-૧૨૪૩

સુનાબાઇ તે રૂસ્તમજી પેસ્તનજી બેહલી હોમજી (રાણા)ના બેટી તે ખુરશેદજી કાવસજી બનાજીના પહેલાં ધણિયાણી.

મ. ૨૮-૧૦

નવરોજી ખરશેદજી કાવસજી બનાજી (તે સુનાબાઇના બેટા.)

મ. ૧૦-૭-૧૨૫૬

(૩) નવરોજી પેસ્તનજી બેહલી હોમજી.

મ.-૮-૩

જાંહગીરજી નવરોજી પેસ્તનજી બેહલી હોમજી.

ફલાજી મામાંનાં દીકરીઓ:—

(ક) આવાંબાઇ.

મ. ૧૬-૨

(ખ) હીરાંબાઇ.

મ. ૧૭-૫

સાધારણ રીતે બેહરામજી હોરમજજી (બેહલી હોમજી)ના બેટા રૂસ્તમજી બેહલી હોમજીને તથા બેહલી હોમજીના નબીરા રૂસ્તમજી પેશતનજી બેહલી હોમજીને ભેલી દેવામાં આવે છે, અને છેલ્લા મહરૂમ રૂસ્તમજી પેશતનજી બેહલી હોમજીનાં ત્રણ ફરજંદો (જેમને મોટા દાદીશેઠે પોતાનાં વીલમાં પોતાના મરહુમ ભાણેજ રૂસ્તમજી પેશતનજી બેહલી હોમજીનાં ફરજંદો તરીકે ઓળખ્યા છે તેઓ) ને ભૂલથી 'પારસી પ્રકાશ' તેમજ 'મુંબાઇનો બહાર' વગેરેમાં બેહલી હોમજીના બેટા રૂસ્તમજી બેહલી હોમજીનાં ફરજંદો તરીકે જણાવ્યાં છે. પણ એવું જણાય છે કે રૂસ્તમજી બેહલી હોમજીએ પોતાનો ભત્રીજો, જે તેમનો જમાઇ પણ દીશે છે, તેને પોતાનો પાલક કરેલો હોવો જોઇએ. હવે રૂસ્તમજી નામનું લાડકું ટુંકું નામ તે વેળાએ

રાણાજી અથવા રાણા હતું તે પ્રમાણે આ રૂસ્તમજી બેહલી હોમજી પોતે રાણા તરીકે ઓળખાઇ, તેવણના પાલક બેટા (ભત્રીજા) રૂસ્તમજી પેશતનજી બેહલી હોમજીને રૂસ્તમજી રાણા તરીકે ઓળખાવવાથી આ કાકા-ભત્રીજાની ભેળમભેળ ઉતપન થઇ, હાલના મુંબઇનાં રાણા કુટુંબના વડીલ તો દાદીશેઠના ભાણેજ રૂસ્તમજી પેશતનજી બેહલી હોમજી (રાણા) છે, જ્યારે રૂસ્તમજી બેહલી હોમજીના કોઇ નર વારેસ હૈયાત દીશતા નથી.

## અરદેશર દાદીના દીકરાઓ.

(૧) ખરશેદજી અરદેશર દાદી (પોતાના કાકા હોરમસજીના પાલક).

જ. ૨૨-૯-૧૧૪૮. મ. ૨૯-૧૨-૧૨૨૦

(૨) જાંગીર અરદેશર દાદીશેઠ (પોતાના કાકા નશરવાનજી અરદેશર દાદીના પાલક).

મ. ૨૮-૧-૧૧૯૮.

(૩) નશરવાનજી અરદેશર દાદી.

મ. ગાથા ૪ થો ૧૧૭૯

હીરાંબાઇ તે નશરવાનજી અરદેશર દાદીના ધણીયાણી તથા કાવસજી બેરામજી (બનાજી) ઘોઘાના બેટી.

મ. ૧૩-૧૧

ખરશેદજી અરદેશર દાદીનાં ધણીઆણી ભીખાઇજી તે હીરજી જીવનજી રેડીમણીના બેટી.

મ. ૧૯-૨-૧૨૦૬

ભીખાઇજીના બાવા—હીરજી જીવણજી રેડીમણી.

મ. ૧૮-૬-૧૧૬૩

ભીખાઇજીનાં બપાવા જીવણજી હીરજી (કુકાજી) સુઈ.

મ. ૩૦-૪

## ભીખાઈજી ખ. અ. દાદીના કાકાઓ.

(૧) મંચેરજી જીવણજી રેડીમણી (મંછા જીવણ ઉર્ફે મંચેરજી જેશ્યા).

મ. ૩-૨-૧૧૫૫

ધનજીભાઈ મંચેરજી જીવણજી રેડીમણી.

મ. ૬-૩-૧૧૪૮

(૨) તેમુલજી જીવણજી (ધનજી) રેડીમણી (તેહમલી રેડીમણી).

મ. ૧૫-૨

રૂસ્તમજી તેમુલજી જીવણજી રેડીમણી.

મ. ૨-૯-૧૨૧૦

હમાંબાઈ તે રૂસ્તમજી તેમુલજી જીવણજી રેડીમણીની બેટી તથા માણેકજી સોરાબજી વાચ્છા-ગાંધીના ધણીઆણી.

મ. ૨૬-૧૨-૧૨૨૮

## ભીખાઈજીના ભાઇ.

ધનજીભાઇ હીરજી જીવણજી રેડીમણી.

મ. ૪-૩-૧૧૪૮

કુંવરબાઇ તે ધનજીભાઈ હીરજી જીવણજી રેડીમણીનાં ધણીઆણી.

મ. ૧૯-૪

## ભીખાઇજીનાં માંય.

કુંવરબાઇ તે હીરજી જીવણજી રેડીમણીનાં ધણીઆણી, તથા ધનજીભાઈ હોસંગજી નશરવાનજી ગજ્જર (મુસ)નાં બેટી.

મ. ૮-૬-૧૧૮૬

## ભીખાઈજીના માસી.

માંકીબાઈ તે ધનજીભાઇ હોસંગજી ગજ્જરનાં બેટી.

મ. ૫-૯

## ભીખાજીના માસીની છોકરીઓ.

(ક) કુંવરબાઈ મોટાભાઇ.

મ. ૧૯-૧

(ખ) આવાંબાઇ કહાંનજી.

મ. ૧૩-૪-૧૨૧૨

## ભીખાઇજીના મામાઃ—

કેખશરૂ ધનજીભાઈ ગજ્જર (મામા).

## ભીખાઇજીના બેનો.

(૧) સુનઇજી (હીરજીની સુના).
તે નશરવાનજી રૂસ્તમજી બેહરામજી બનાજીના ધણીઆણી.

મ. ૧૫–૯–૧૨૧૬

નશરવાનજી રૂસ્તમજી બે. બનાજી.

મ. ૨–૯–૧૧૭૫

રૂસ્તમજી બેહરાંમજી બનાંજી (સુનાઇજીના સસરા).

મ. ૬–૩–૧૧૪૭

### હીરજી રેડીમણીનાં સુનાઇજીના દીકરાઓ.

(ક) જહાંગીર નસરવાનજી બનાજી તે ખરશેદજી અ. દાદીના છોકરી મેહરબાઇના ધણી તથા હીરજી જીવણજી રેડીમણીના પાલક (જહાંગીર હીરજી રેડીમણી ).

મ. ૨૧–૮–૧૨૧૮

બચુબાઇ તે જહાંગીર હીરજી રેડીમણીનાં દીકરી.

મ. ૩–૧–૧૨૩૨.

નવાજબાઇ તે નશરવાનજી રૂસ્તમજી બનાજીના દીકરી.

મ. ૩–૪

(ખ) રૂસ્તમજી નશરવાનજી રૂ. બે. બનાજી.

મ. ૨૮–૧–૧૨૧૧

(ગ) નાહનાભાઇ નસરવાનજી બનાજી (ખરશેદજી અરદેશર દાદીનાં બેટી માણેકબાઇના ધણી).

મ. ૧૩–૧–૧૨૦૭

(ઘ) ધનજીભાઇ નશરવાનજી બનાજી.

મ. ૨૭–૬–૧૨૨૯

(ચ) કેખશરૂ નશરવાનજી બનાજી.

મ. ૨૭–૭–૧૨૨૦

(૨) જીવણબાઇ તે નવરોજી રૂસ્તમજી દાદાભાઇ નાદીરશાહ (સુઇ)ના ધણીઆણી (એવણ મુંગાં હતાં).

મ. ૧૧–૪–૧૧૮૭

નવરોજી રૂસ્તમજી દાદાભાઈ નાદીરશાહ (સુઇ). (મંચેરજી રેડીમણીનાં કુટુંબી અને મસીઆઈ ભાઈના બેટા).

મ. ૨૦-૬-૧૨૦૬

## અરદેશર દાદીનાં સાત દીકરીઓ.

(૧) નવાજબાઇ.

મ. ૨૬-૬

(૨) દીનબાઇ.

મ. ૨૯-૬

(૩) સુનાબાઈ તે હીમજી કાવશજી બનાજીના ધણીઆણી.

મ. ૯-૧-૧૧૯૮

(ક) (સુનાબાઇના દીકરા) માણેકજી હીમજી કાવસજી બનાજી.

મ. ૪-૩-૧૨૨૨

હીમજી કાવસજી બનાજી.

મ. ૯-૧૦-૧૧૯૭

(ખ) માણેકજી હીમજી બનાજીના ફરઝંદો.

(૧) બાઈજી.

(૨) બચુબાઈ.

(૩) દાદી માણેકજી હીમજી.

મ. ૨૬-૧૨-૧૨૭૦

સુનાબાઈ હીમજી કાવસજી બેહરાંમજી બનાજીની બેટીઓઃ—

ખરશેદબાઇ.

મ. ૯-૬

માણેકબાઇ તે સોહરાબજી બેહરાંમજી કાવસજી બનાંજીનાં ધણીઆણી.

મ. ૮-૧૨-૧૨૫૧

મેહેરબાઇ તે નાનાભાઈ ફરાંમજી કાવસજી બનાંજીનાં ધણીઆણી.

મ. ૧૬-૯-૧૨૧૭

(૪) જરબાઇ (એવણુ મુંગાં હુતાં) તે કેખસરૂ નશરવાનજી રૂસ્તમજી બનાજીનાં બીજાં ધણિયાણી.

મ. ૨૮-૧-૧૧૮૬

(૫) કુંવરબાઇ તે અરદેશર દાદીની દીકરી તથા ધનજીભાઈ સોહરાબજી મં. રેડીમણીનાં ધણીઆણી.

મ. ૨-૩-૧૨૦૪

ધનજીભાઇ સોહરાબજી મંચેરજી રેડીમણી.

મ. ૯-૩-૧૧૮૭

મંચેરજી ધનજીભાઈ સો. રેડીમણી (ઉર્ફે મંચેરજી ડોલ).

મ. ૩-૩-૧૨૨૩

મંચેરજીનાં ફરજંદો:—

(ક) પીરોજબાઇ તે મંચેરજી ધનજીભાઈ રેડીમણીના દીકરી.

મ. ૫-૮-૧૨૩૦

(ખ) બાઇઆઇ તે મંચેરજી ધનજીભાઈ રેડીમણીના દીકરી.

મ. ૧૭-૧૦

(ગ) નાલીબાઇ તે મંચેરજી ધનજીભાઇ રેડીમણીના દીકરી.

મ. ૧૨-૧૦.

(ઘ) સોરાબજી મંચેરજી ધનજીભાઈ રેડીમણી.

(ચ) બમનજી મંચેરજી ધનજીભાઈ રેડીમણી.

મ. ૨૧-૨

(૬) ગુલબાઈ અરદેશર દાદી તે હીમજી કાવસજી બે. બનાજીના બીજાં ધણીઆણી.

મ. ૨૮-૧૧

(૭) હીરાંબાઈ અરદેશર દાદી.

મ. ૧૭-૪

ખરશેદજી અરદેશર દાદીશેઠના ૪ દીકરાઓ:—

(૧) દાદીબા ખરશેદજી અરદેશર દાદીશેઠ.

મ. ૨૫-૨-૧૨૦૬.

આઈમાય તે હાદીબા ખ. અ. હાદીશેઠના ધણીઆણી તથા જહાંગીર અ. હાદીશેઠનાં બેટી.

મ. ૨૧-૩-૧૧૯૮.

(૨) અરદેશર ખરશેદજી અ. હાદીશેઠ (હીરજી તથા ખરસેદજીના બાવા).

જ. ૭-૮-૧૧૮૯. મ. ૩૦-૧૦-૧૨૩૨.

(ક) પીરોજબાઇ તે અરદેશર ખ. અ. હાદીશેઠનાં પહેલાં ધણીઆણી તથા ફ્રામજી કા. બે. બનાજીના દીકરી.

મ. ૧૪-૧૧-૧૨૩૨.

(ખ) બચુબાઇ (ભીખાઈજી) તે દોરાબજી બરજોરજી હાદી બરજોરના બેટી તથા અરદેશર ખ. અ. હાદીશેઠનાં બીજાં ધણીઆણી.

મ. ૨૬-૫-૧૨૭૨.

(૩) નશરવાનજી ખરશેદજી અરદેશર હાદીશેઠ (વડા ભાઈ હાદીબાનાં પાલક).

જ. ૭-૮-૧૧૮૯. મ. ૩૦-૧૦-૧૨૩૨

હમાંબાઈ તે નસરવાંનજી ખ. અ. હાદીશેઠનાં ધણીઆણી, તથા સોહરાબશાહ હીરાજી નવરોજજી હીરાલાહેરનાં બેટી.

મ. ૯-૯-૧૨૭૩

હમાંબાઈ (નાની હમબાઈ) ના બાવા-સોહરાબશાહ હીરાજી નવરોજજી (હીરા લાહેર).

મ. ૨-૬.

હમાંબાઈનાં બપાવા—હીરાજી નવરોજજી (હીરા લાહેર)

મ. ૨૬-૬.

નસરવાંનજી ખરશેદજી અ. હાદીશેઠનાં બેટાઓ:—

(ક) હાદી નસરવાંનજી ખ. અ. હાદીશેઠ.

જ. ૩૦-૯-૧૨૧૧ મ. ૭-૪-૧૨૯૦.

(ખ) જમશેદજી નસરવાંનજી ખ. હાદીશેઠ.

જ. ૧૮-૧૦-૧૨૧૫. મ. ૧૫-૮-૧૨૫૪.

દીનબાઈ તે જમશેદજી નસરવાંનજી ખ. આ. હાદીશેઠનાં ધણીઆણી

જ. ૨૫-૧-૧૮૫૨ ઈ. સ.

મ. ૧૪-૪-૧૯૩૧ ઈ. સ.

નસરવાંનજી ખરશેદજી આ. હાદીશેઠનાં બેટીઓ:—

(ક) પીરોજબાઇ તે હાદી માણેકજી હીમજી કા. બનાજીનાં ધણીઆણી.

મ. ૧૭-૩-૧૨૭૪.

હાદી માણેકજી હીમજી કા. બનાજી.

મ. ૨૬-૧૨-૧૨૭૦.

(ખ) શીરીનબાઈ તે પેશતનજી અરદેશર હો. અ. ઊ. વાડયાનાં ધણીઆણી.

જ. ૨૭-૫-૧૮૫૯. ઇ. સ.

(ગ) જરબાઇ—ઊ. ૧.

મ. ૧૯-૧-૧૨૧૫.

(૪) હોમજી ખરશેદજી અ. હાદીશેઠ.

જ. ૨૯-૮-૧૧૯૪. મ. ૧-૨-૧૨૫૪.

એમના ધણીઆણીઓ:—

(ક) રતનબાઇ તે ડોરાબજી બરજોરજી હાદી બરજોરનાં બેટી.

મ. ૧૧-૪-૧૨૨૦.

(ખ) જીવણબાઈ તે ખરશેદજી જમશેદજી જીજીભાઇ (સર જમશેદજી જીજીભાઇ બીજા બેરોનેટ)નાં બેટી.

મ. ૭-૪-૧૨૨૫.

(ગ) ચાંદનબાઇ તે (ખરશેદજી) જમશેદજી જીજીભાઈ બીજા બેરોનેટનાં બેટી (પાછળથી હોરમારજી અરદેશર વાડીઆનાં ધણીઆણી)

મ. શે. ગાથા ૪ ઠો. તા૦ ૭–૯–૧૯૨૪.

દાદીભાઈ હોમજી ખ. અ. દાદીશેઠ.

મ. ૧૮–૯–૧૨૬૨

શીરીનબાઇ તે દાદીભાઈ હોમજી દાદીશેઠની ધણીઆણી તથા ફરદુનજી શાપુરજી મુલાંફીરોઝનાં બેટી. (બીજી વાર ખરશેદજી જમશેદજી અ. વાડીઆના ધણીઆણી).

*ખરશેદજી અરદેશર દાદીશેઠની ૧૧ બેટીઓ:—

(૧) મેહેરબાઈ તે જહાંગીર હીરજી રેડીમણીનાં ધણીઆણી તથા હીરજી અને સર કાવસજી જહાંગીર (નાઈટ)નાં માય.

મ. ૨૫–૮–૧૨૫૩

જહાંગીર હીરજી રેડીમણી (જહાંગીર નશરવાનજી બનાજી).

મ. ૨૧–૮–૧૨૧૮

મેહેરબાઈની બેટીઓ:—

(ક) આઈમાય. ઊ–૮.

મ. ૧૩–૬–૧૧૮૬

(ખ) ધનબાઈ તે ફરાંમજી પેશતનજી પાટકના ધણીઆણી.

મ. ૨૭–૧૦–૧૨૦૫

ફરાંમજી પેશતનજી પાટક.

મ. ૭–૧૦–૧૨૦૫

પેશતનજી એદલજી પાટક.

મ. ૨૦–૨–૧૧૯૫

---

* અમે પાં. ૧૮૧મે ખરશેદજી અ. દાદીનાં સાત બેટીઓ જણાવ્યાં છે ત્યાર પછી બીજાં ચાર અમારી જાણમાં આવ્યાં છે જે અત્રે જણાવ્યાં છે.

(ગ) ડોટી (બચુબાઈ) તે ધનજીભાઈ ડોસાભાઈ કુવાજી મામાનાં ધણીઆણી.

મ. ૩-૧-૧૯૩૨

કુંવરબાઈ (મુંગાં) તે ધનજીભાઇ ડોસાભાઈ મામાના છોકરી.

ખરશેદજી અરદેશર દાદીની બેટી મેહરબાઇ જહાંગીર હીરજી જીવણજી રેડીમણીના બેટાઓઃ—

(ક) હીરજી જહાંગીર રેડીમણી.

મ. તા૦ ૯-૧૦-૧૯૦૧

ગુલબાઇ તે હીરજી જહાંગીર રેડીમણીનાં ધણીઆણી તથા રૂસ્તમજી નશરવાંનજી રૂ. બનાજીનાં બેટી.

મ. ૧૫-૧૦-૧૯૫૨

હોરમજજી રૂસ્તમજી નસરવાંનજી બનાજી.

મ. ૮-૭-૧૯૫૮

(ખ) સર કાવસજી જહાંગીર રેડીમણી (નાઇટ, સી. એસ. આઇ).

મ. ૩-૧૨-૧૯૪૭

લેડી રતનબાઇ તે સર કાવસજી જહાંગીર રેડીમણી (નાઈટ)નાં ધણીઆણી તથા જમશેદજી નાનાભાઈ હોસંગજી ગજદર (સપલા)નાં બેટી.

મ. ગાથા પાંચમો, ૧૯૩૧.

બીખાઈજી તે ધનજીભાઇ નશરવાંનજી રૂ. બનાજીનાં ધણીઆણી, તથા જમશેદજી નાનાભાઈ ગજદર (સપલા)નાં બેટી.

મ. ૨-૬-૧૯૫૯

જીવણજી હીરજી જહાંગીર રેડીમણી [સર (જહાંગીર) કાવસજી જહાંગીર રેડીમણી (બેરોનેટ) (સીનીયર)ના તથા નસરવાંનજી અને નવરોજી જીવણજી રેડીમણીના બાવા તથા સર કાવસજી (કાકી) જહાંગીર (જુનીયર)ના બાપાવા.]

મ. ૧૧-૧૨-૧૯૧૮

મંચેરજી હીરજી જહાંગીર રેડીમની (રૂસ્તમજી મંનચેરજી
રેડીમનીના બાવા.)

મ. ૨૨-૧૧-૧૨૪૭

નવાજબાઇ તે રૂસ્તમજી નસરવાંનજી રૂ. બે. બનાજીનાં બેટી
તથા ગંડેવીના શેઠ ધનજીબાઈ રૂસ્તમજી જીજીબાઇ ઉન-
વાલા (મુનશી)નાં ધનીઆની.

નવાજબાઇનાં બહેનો:—

(ક) બીખાજી મેહરજીનાં ધનીઆની.

(ખ) બહમનજી ખરશેદજી નસરવાંનજી કામાનાં ધનીઆની.

(ગ) ગુલબાઇ તે હીરજી જહાંગીર રેડીમનીનાં ધનીઆની.

મ. ૧૫-૧૦-૧૨૫૨

(૨) હીરાંબાઈ તે દોસાભાઇ ફરામજી મામાનાં ધનીઆની.

મ. ૧૮-૮-૧૮૨૮ ઇ. સ.

દોસાભાઇ ફરાંમજી મામા. (ધનજીબાઈ, મેરવાંનજી, ફરાંમજી,
નાનાભાઇ, માણેકજી, પેસ્તનજી, અને બેહરાંમજીના
બાવા.)

મ. ૧-૧૧-૧૨૨૩

હીરાંબાઇની દીકરીઓ:—

(ક) માણેકબાઈ તે માણેકજી ખરશેદજી મા. દો. સરાફ
(જડજ)નાં ધનીઆની.

મ. ૮-૧૧-૧૨૩૨

હીરાજી માણેકજી ખરશેદજી મા. દો. સરાફ (ખરશેદજી અને
જહાંગીરના ભાઇ.)

મ. ૮-૧૧-૧૨૩૨

આઇમાય તે ખરશેદજી માણેકજી દો. મા. સરાફના બેટી, તથા
દેખશાહ નસરવાંનજી રૂ. બનાંજીનાં પહેલાં ધનીઆની.

મ. ૮-૨

(ખ) રતનબાઈ.

મ. ૮-૭-૧૨૩૫

(ગ) ધનબાઇ.

મ. આથા ૨ બે-૧૨૪૭

હીરાંબાઈનાં સાત દીકરાઓ:—

(ક) નાનાભાઈ ડોશાભાઈ ફ઼. મામા.

મ. ૧–૪–૧૨૩૨

(ખ) મેહરવાંનજી ડોશાભાઈ ફ઼. મામા.

મ. ૩૦–૨–૧૨૨૬

(ગ) ધનજીભાઈ ડોશાભાઈ ફ઼. મામા.

(ઘ) ફરાંમજી ડો. ફ઼. મામા. (કાવસજી, ડોશાભાઈ ને કેખશરૂના બાવા).

(ચ) માણેકજી ડો. ફ઼. મામા. (જમશેદજી, દાદાભાઈ, ફરાંમજી, મેરવાંનજી, ધનજીભાઈ અને બરજોરજીના બાવા).

(છ) પેશતનજી ડો. ફ઼. મામા. (જહાંગીરજીના બાવા).

(જ) બેહરાંમજી ડો. ફ઼. મામા.

(૩) માણેકબાઈ તે નાનાભાઈ નસરવાંનજી રૂ. બે. બનાંજીનાં ધણીઆણી.

જ. ૧૪–૪–૧૧૭૩; મ. ૫–૧૦–૧૨૪૨

નાનાભાઈ નસરવાંનજી બનાજી (સુનાઈજીના બેટા).

મ. ૧૩–૧–૧૨૦૭

માણેકબાઈનાં બેટીઓ—

(ક) હમાબાઈ તે નવરોજી ખરશેદજી કાવસજી બનાંજીનાં ધણીઆણી.

જ. ૬–૫ મ. ૧૪–૭–૧૨૨૦

(ખ) સુનાબાઈ તે નવરોજી ખરશેદજી કા. બનાજીનાં બેટી, તથા હીરજીભાઈ અરદેશર ખ. અ. દાદીશેઠનાં ધણીઆણી.

મ. ૩–૪–૧૨૭૬

નવરોજી ખરશેદજી કા. બનાંજી.

મ. ૧૦–૭–૧૨૫૬

મંચેરજી નવરોજી ખ. કા. બનાજી.

મ. ૮–૩–૧૨૬૦

રતનબાઇ તે નવરોજી બ. ડા. બનાજીનાં બેટી.

મ. ૮–૧

(૪) ગુલબાઈ તે માણેકજી હીમજી ડા. બનાજીનાં ધણીઆણી.

મ. ૮–૫

(૫) શીરીનબાઇ (પીરોજબાઇ) તે ખરશેદજી કાવસજી બનાજીનાં બીજાં ધણીઆણી.

મ. ૩–૨–૧૧૯૬

(૬) બાઇજી તે ખરશેદજી કાવસજી બનાજીનાં ત્રીજાં ધણીઆણી.

મ. ૧૦–૬–૧૨૬૩

બાઇજીનાં બેટીઓ:—

(ક) આવાંબાઇ તે ફરાંમજી નાનાભાઈ ફરાંમજી ના. બે. બનાજીનાં ધણીઆણી.

ઉ. વર્ષ ૨૯. મ. ૨–૧૦–૧૨૩૬

(ખ) કુંવરબાઇ તે મંચેરજી મેહરવાંનજી જીજીભાઇ દાદાભાઈ (મુંગા)નાં ધણીઆણી.

(૭) આવાંબાઈ તે મંચેરજી ધનજીભાઈ સો. મ. રેડીમણીનાં પહેલાં ધણીઆણી.

મ. ૨૫–૨–૧૨૦૦

નાલીબાઇ તે મંચેરજી ધનજીભાઇ સો. રેડીમણીની બેટી.

મ. ૧૨–૧૦

સોહરાબજી મંનચેરજી ધનજીભાઈ સો. રેડીમણી.

મંનચેરજી ધનજીભાઇ સોહરાબજી રેડીમણી (મંનચેરજી ડોસા).

મ. ૩–૩–૧૨૨૩

માણેકબાઈ તે મંનચેરજી ધનજીભાઇ સોહરાબજી મ. રેડીમણી (મંનચેરજી ડોસા)નાં બીજાં ધણીઆણી તથા ફેખશરૂ સોહરાબજી મંચેરજી રેડીમણીનાં બેટી.

ફેખશરૂ સોહરાબજી મંચેરજી જીવણજી રેડીમણી.

મ. ૧૨–૫–૧૧૯૯

(૮) રતનબાઈ.

મ. ૧૭-૧૦

(૯) નાહલીબાઈ

મ. ૧૬-૨

(૧૦) વીરબાઇજી.

મ. ૧૫-૮

(૧૧) મનીજર.

મ. ૧૭-૬

---

અરદેશર દાદીના બીજા દીકરા:—જહાંગીર અરદેશર દાદીશેઠ (ભાઈ નસરવાનજી અ. દાદીનાં પાલક.)

મ. ૮-૧-૧૧૯૮

માણેકબાઇ તે જહાંગીર અ. દાદીનાં ધણીઆણી તથા સોહરાબજી મંચેરજી જીવણજી રેડીમણીનાં બેટી.

મ. ૩૦-૧૧-૧૨૦૭

સોહરાબજી મંચેરજી રેડીમણી.

મ. ૩૦-૧-૧૨૭૫

ધનજીભાઇ સોહરાબજી રેડીમણી.

મ. ૯-૨-૧૧૮૮

કેખશરૂ સોહરાબજી રેડીમણી.

મ. ૧૨-૫-૧૧૯૯

જહાંગીર અરદેશર દાદીનાં બેટીઓ:—

(૧) નવાજબાઇ તે તેમુલજી રૂસ્તમજી (તેમલી) રેડીમણીનાં ધણીઆણી. ઉ. ૫૯.

મ. ૧૨-૯-૧૨૩૭

તેમુલજી રૂસ્તમજી (તેમલી) રેડીમણી.

મ. ૧૨-૯-૧૨૩૭

રૂસ્તમજી તેમુલજી જીવણજી (ધનજી) રેડીમણી, (તેમલી.)

મ. ૨-૯-૧૨૧૦

નવાજબાઈના દીકરા—

જીવણજી તેમુલજી રૂસ્તમજી (તેમલી) રેડીમણી તે (રૂસ્તમજી, ખરશેદજી તથા હીરજીનાં બાવા). ઉ. ૩૭.

મ. ૭-૮-૧૨૩૭.

(૨) જરબાઈ તે અરદેશર ફરામજી પેશતનજી મામાનાં ધણીઆણી.

મ. ૨૫–૧૦–૧૨૪૧

અરદેશર ફરામજી મામા (જરબાઇના ધણી).

મ. ૧૮–૮–૧૨૩૧

(૩) આઈમાય તે દાદીબા ખરશેદજી અરદેશર દાદીનાં ધણીઆણી.

મ. ૨૧–૬–૧૧૮૩

(૪) હમાબાઈ તે બહમનજી બરજોરજી બહમનજી બેહલી હોમજીનાં ધણીઆણી.

મ. ૪–૧

બહમનજી બરજોરજી બહમનજી બેહલી હોમજી (બમનજી ગધેર).

મ. ૧૭–૫

બરજોરજી બહમનજી બેહલી હોમજી.

મ. ૧૧–૩

રૂસ્તમજી બહમનજી બરજોરજી બેહલી હોમજી.

મ. ૧૯–૭–૧૨૩૮

બરજોરજી બહમનજી બેહલી હોમજી.

મ. ૧૧–૩

રૂસ્તમજી બહમનજી બરજોરજી બેહલી હોમજી.

મ. ૧૯–૭–૧૨૩૮

નવરોજજી બહમનજી બરજોરજી બેહલી હોમજી (જહાંગીરજી તથા મંચેરજીના બાવા).

જહાંગીર અરદેશર દાદીના ત્રણ બેટાઓ:—

(૧) સોહરાબજી.

મ. ૫–૫–૧૨૩૬

મીઠીબાઇ તે સોહરાબજી જહાંગીર અ. દાદીનાં ધણીઆણી તથા ડેખશરૂ સોહરાબજી મંચેરજી રેડીમણીનાં બેટી.

મ. ૩–૧૦–૧૨૩૧

(૨) હોરમજજી જહાંગીર અ. દાદી.

મ. ૧–૮–૧૨૫૧

(હોરમજજીનાં ધણીઆણી ધનબાઇજી તે ધનજીભાઇ ખરશેદજી સરાફના બેટી હતાં).

મ. ૨૫–૫–૧૮૫૬ ઈ. સ.

હોરમજજીનાં ફરજંદોઃ—

(ક) જહાંગીર.

મ. ૧૦–૧૨–૧૯૦૪ ઈ. સ.

(ખ) ખરશેદજી.

મ. ૧૭–૯–૧૨૭૧

(ગ) અરદેશર

ગુલબાઇ તે ખરશેદજી હોરમજજી સો. જહાંગીર દાદીશેઠનાં ધણીઆણી, તથા સોહરાબજી જહાંગીર અ. દાદીશેઠનાં બેટી.

મ. ૨૫–૧૨–૧૯૦૫ ઈ. સ.

(૩) દાદીભાઈ જહાંગીર અ. દાદીશેઠ (દાદી જહાંગીર).

મ. ૨૯–૧૧–૧૨૫૨

એમનાં એક પછી એક એમ ત્રણ ધણિયાણીઓ.

(ક) ગુલબાઇ તે દાદી જહાંગીર અ. દાદીનાં ધણીઆણી તથા કાવસજી અરદેશર દા. કા. સાહેરનાં બેટી.

મ. ૧૨–૧૦–૧૨૧૨.

( એમને કાંઇ ફરઝંદ થયાં ન હતાં ).

(ખ) મહેરબાઇ તે રતનજી દાદાભાઇ કોહલાના બેટી.

(ગ) શીરીનબાઇ તે પેસ્તનજી બનાજીનાં બેટી.

[આ પછીનાં દાદીશેઠ ખાનદાનનાં સ્ત્રી પુરૂષો બાબે આ પુસ્તકમાં તેમની જગાએ લખ્યું છે તે જુવો ].

# પૂરવણી—૧૨.

## હાદીશેઠ ખાનદાનની ડાયરી. (રોજ નીશિ)

### કદમી માહ ૧લો ફ્રવરદીન.

રોજ ૬ઠો જન્મઃ—શીરીખાઈજી તે ખરશેદજી હાદી ન. હાદીશેઠનાં બેટી.

„ ૭મો મરણઃ—બાઈ (બાઈજી અથવા બાઇમાય) તે હોમજી બેહરાંમજીનાં ધણીઆણી, ને નસલી હોમજીનાં માય, મોટા હાદીશેઠના બપાઇ.

„ ૮મો મરણઃ—જહાંગીર અરદેશર હાદીશેઠ.

„ ૯મો મરણઃ—સુનાંબાઇ તે અરદેશર હાદીશેઠનાં દીકરી, અને લીમજી કાવસજી બે. બનાંજીનાં ધણીઆણી.

„ ૯મો જન્મઃ—અરદેશર જહાંગીર હો. હાદીશેઠ.

„ ૧૧મો જન્મઃ—મહેરબાઇ તે અરદેશર જહાંગીર હો. હાદીશેઠનાં ધણીઆણી.

„ ૧૭મોઃ—હાદીશેઠનાં આતશબહેરાંમ પરઠયા.

„ ૧૭મો—હાદીશેઠની અગીયારી (કોટની) નવેસરથી કદમી તરીકા મુજબ બંધાવીને પરઠાવી.

„ ૨૭મો જન્મઃ—માણેકબાઇ તે જમશેદજી નશરવાંનજી ખ. હાદીશેઠનાં બેટી.

„ ૨૮મો મરણઃ—જરબાઇ (મુંગા) તે અરદેશર હાદીનાં દીકરી, અને કેખશરૂ નસરવાંનજી રૂસ્તમજી બનાંજીનાં બીજાં ધણીઆણી.

### કદમી માહ ૨જો અરદીબેહેસ્ત.

રોજ ૧લો મરણઃ—હોમજી ખરશેદજી ખ. હાદીશેઠ.

„ ૨જો જન્મઃ—શીરીખાઈજી તે હાદી ન. ખ. હાદીશેઠનાં ધણીઆણી અને સર દીનશાહ માણેકજી પીટીટ ૧) લા બેરોનેટનાં બેટી.

રોજ ૬ઠો જન્મઃ—જહાંગીર અરદેશર બા. હો. દાદીશેઠ.

„ ૭મો મરણઃ—દસ્તુર મુલ્લાં ફીરોઝ બીન મુલ્લાં કાઉસ.

„ ૯મો જન્મઃ—દાદી હોમજી ખ. અ. દાદીશેઠ.

„ ૯મો જન્મઃ—બચુબાઇ તે દાદી ન. ખ. દાદીશેઠનાં બેટી તથા જહાંગીરજી જીવણજી ગઝદરનાં ધણીઆણી.

„ ૧૬મો મરણઃ—નાલીબાઇ તે ખરશેદજી અરદેશર દાદીશેઠનાં બેટી.

„ ૧૭મો જન્મઃ—આવાંબાઈ તે જમશેદજી નશરવાંનજી દાદી-શેઠનાં બેટી અને ફરદુનજી નવરોજી ફરદુનજીનાં ધણીયાણી.

„ ૧૯મો મરણઃ—ભીખાઇજી તે ખરશેદજી અરદેશર દાદીનાં ધણીયાણી અને હીરજી જીવણજી રેડીમણીનાં બેટી.

„ ૨૨મો મરણઃ—આશીબાઇ તે નશરવાંનજી હોમજીનાં બેટી, અને મોટા દાદીશેઠનાં બહેન.

„ ૨૫મો મરણઃ—દાદીબા ખરશેદજી અ. દાદીશેઠ.

„ ૨૫મો મરણઃ—આવાંબાઈ તે ખરશેદજી અરદેશર દાદીશેઠનાં બેટી, તથા મંચેરજી ધનજીભાઈ સોહરાબજી મં. રેડીમણી (મંચેરજી ડોસ)નાં ધણીઆણી.

„ ૩૦મો જન્મઃ—બહમનજી ખરશેદજી અરદેશર ખ. અ. દાદીશેઠ.

## કદમી માહ ૩જો ખોરદાદ.

રોજ ૧લો જન્મ—અરદેશર દાદીભાઈ બાં. દાદીશેઠ.

„ ૨જો મરણઃ—કુંવરબાઇ તે અરદેશર દાદીનાં દીકરી તથા ધન-જીભાઈ સોહરાબજી મંચેરજી જીવણજી રેડીમણીનાં ધણીઆણી.

„ ૩જો મરણઃ—બેહેરાંમજી (બહેલી) હોમજી.

„ ૫મો મરણઃ—સુનાબાઈ તે દાદીબા ખરશેદજી અરદેશર દાદીશેઠનાં બેટી અને ખરશેદજી ફરદુનજી પારખનાં ધણીઆણી.

„ ૫મો જન્મઃ—પીરોજબાઇ (પીરોજા) તે સોહરાબ ખરશેદજી હો. દાદીશેઠનાં ધણીઆણી, તથા કાવસજી જાલભાઈ બા. મે. શેઠ નાં બેટી.

રોજ ૯મો જન્મ:—હાદીબા ખરશેદજી હાદી ન. હાદીશેઠ.

„ ૧૧મો મરણ:—નશરવાંનજી (નસલી) હોમજી (કુકા).

„ ૧૩મો જન્મ:—મહેરબાઈ તે હાદી નસરવાંનજી હાદીશેઠનાં બેટી, તથા જીજીબાઈ એદલજી મોદીનાં ધણીઆણી.

„ ૧૭મો મરણ:—પીરોજબાઈ તે નશરવાંનજી ખ. અ. હાદીશેઠનાં બેટી અને હાદી માણેકજી હીમજી કા. બનાંજીનાં ધણીઆણી.

„ ૨૩મો જન્મ:—નશરવાંનજી જમશેદજી ન. ખ. અ. હાદીશેઠ.

„ ૨૪મો જન્મ:—હાદી માણેકજી હીમજી કા. બનાંજી (પીરોજબાઇ ન. ખ. હાદીશેઠના ખાવીંદ ).

## કદમી માહ ૪થો તીર.

રોજ ૩જો મરણ:—મુનાબાઈ તે હીરજીબાઈ અરદેશર ખ. અ. હાદીશેઠનાં ધણીઆણી, તથા નવરોજજી ખરશેદજી કા. બનાં-જીનાં બેટી.

„ ૬ઠો જન્મ:—રૂસ્તમ જાંહગીર જીવણજી ગઝદર તે બચુબાઈ તે હાદી નશરવાંનજી હાદીશેઠનાં બેટીનાં બેટા.

„ ૭મો મરણ:—હાદી નોશીરવાંનજી ખ. અ. હાદીશેઠ.

„ ૭મો મરણ:—જીવણબાઈ તે હોમજી ખ. અ. હાદીશેઠનાં ધણીઆણી તથા સર (ખરશેદજી) જમશેદજી જીજીબાઈ (બીજા બેરોનેટ)નાં બેટી.

„ ૧૦મો જન્મ:—પીરોજશાહ જાંહગીર જીવણજી ગઝદર તે હાદી ન. હાદીશેઠનાં બેટી બચુબાઈનાં બેટા.

„ ૧૭ મો મરણ:—હીરાંબાઇ તે અરદેશર હાદીનાં બેટી.

„ ૧૭મો જન્મ:—જહાંગીર જીવણજી ગઝદર તે બચુબાઈ હાદી ન. હાદીશેઠનાં ખાવીંદ.

„ ૨૭મો મરણ:—જહાંગીર હોરમજજી જહાંગીર અ. હાદીશેઠ.

## કદમી માહ ૫મો અમરદાદ.

રોજ ૪થો મરણ:—જીજીબાઈ એદલજી મોદી, તે હાદી નસરવાંનજી હાદીશેઠનાં બેટી મહેરબાઇનાં ખાવીંદ.

રોજ ૫મો મરણ:—સોહરાબજી જહાંગીર અ. દાદીશેઠ.

„ ૬ઠો મરણ:—મંચેરજી દાદાભાઇ જહાંગીર દાદીશેઠ (બેરીસ્ટર)

„ ૧૩મો મરણ:—ગુલબાઈ તે ખરશેદજી હોરમજજી જહાંગીર દાદીશેઠના ધણીઆણી તથા સોહરાબજી જહાંગીર અ. દાદી-શેઠના બેટી.

„ ૨૧મો જન્મ:—પીરોજા તે ખરશેદજી દાદી ન. દાદીશેઠની બેટી.

„ ૨૧મો મરણ:—હુમાંબાઈ તે ધનજીભાઇ દાદાભાઈ જહાંગીર અ. દાદીશેઠના ધણીયાણી તથા બહમનજી જીજીભાઈ (મુગા)નાં બેટી.

„ ૨૫મો જન્મ:—હીરજીભાઈ અરદેશર ખ. અ. દાદીશેઠ.

„ ૨૬મો મરણ:—બચુબાઇ તે અરદેશર ખરશેદજી અ. દાદી-શેઠના ધણીયાણી.

કદમી માહ ૬ઠો શેહેરેવર.

રોજ ૧લો જન્મ:—દીનબાઈ તે જમશેદજી ન. ખ. અ. દાદીશેઠનાં ધણીયાણી.

„ ૧લો મરણ:—ડો૦ હીરજી જાંહગીર હોરમજજી જાં. અ. દાદીશેઠ.

„ ૫મો જન્મ—મહેરબાઈ અરદેશર દા. જાં. દાદીશેઠ.

„ ૧૩મો જન્મ:—લેડી સાકરબાઈ દીનશાહજી મા. ન. પીટીટ.

„ ૧૮મો મરણ:—હીરજી જીવણજી રેડીમણી (તે બીખાઈજી ખર-શેદજી અરદેશર દાદીશેઠનાં પીતા).

„ ૨૧મો મરણ:—નવાજબાઇ તે હોમજી બેહરાંમજીનાં ધણી-આણી (તે મોટા દાદીશેઠ ના બપાઇ).

„ ૨૩મો મરણ:—જીજીભાઇ (જીજી) હોમજી બહેરામજી (મોટા દાદીશેઠ નાં કાકા ).

„ ૨૬મો મરણ:—હીરાજી નવરોજી (હીરા લાહેર).

„ ૨૬મો મરણ:—નવાજબાઇ તે અરદેશર દાદીનાં દીકરી.

રોજ ૨૭મો મરણુઃ—કુંવરબાઈ તે ખરશેદજી (ખશુબાવા) રૂસ્તમજીનાં બેટી, તથા દાદીભાઈ નોશેરવાંનજી હોમજી (મોટા દાદીશેઠ)નાં પહેલાં ધણીઆણી, તથા અરદેશરજી દાદીભાઈ નાં માતાજી.

„ ૨૯મો મરણુઃ—દીનબાઈ તે અરદેશર દાદીનાં દીકરી.

## કદમી માહ ૭મો મહેર.

રોજ ૧લો મરણુઃ—બચુબાઈ તે પેસ્તનજી બેહલી હોમજીના બેટી અને અરદેશર દાદીના ધણિઆણી.

„ ૨૨મો મરણુઃ—કેખશરૂ મંચેરજી દા. દાદીશેઠ.

## કદમી માહ ૮મો આવાં.

રોજ ૧લો મરણુઃ—દાદીભાઈ નોશીરવાનજી (મોટા દાદીશેઠ).

„ ૧લો મરણુઃ—હોરમજજી જાંહગીર અ. દાદી.

„ ૭મો જન્મઃ—નશરવાનજી ખરશેદજી અરદેશર દાદી.

„ ૧૧મો જન્મઃ—શીરીનબાઈ અરદેશર જાંહગીર હો. દાદીશેઠ.

„ ૧૫મો મરણુઃ—વીરબાઈજી તે ખરશેદજી અરદેશર દાદીની દીકરી.

„ ૧૬મોઃ—ચોપાટીનું દાદીશેઠ ખાનદાન માટેનું ખાસ દોખમું ઉજાયું.

„ ૧૮મો મરણુઃ—હીરાંબાઇ તે ખરશેદજી અરદેશર દાદીશેઠના બેટી તથા ડોસાભાઈ ફ. મામાના ધણિયાણી.

„ ૧૯મો જન્મઃ—નવાજબાઇ (નાજા) તે જીજીભાઈ એદલજી મોદીની બેટી, તથા દાદી ન. ખ. અ. દાદીશેઠના બેટી મહેરબાઇની બેટી.

„ ૨૫મો મરણુઃ—મહેરબાઈ તે ખરશેદજી અરદેશર દાદીશેઠનાં વડાં બેટી તથા જાંહગીર હીરજી રેડીમનીનાં ધણિયાણી.

„ ૨૫મો મરણુઃ—જાંહગીર હીરજી રેડીમની તે મહેરબાઇ ખરશેદજી અ. દાદીશેઠના વર.

રોજ ૨૫મો જન્મઃ—જીજીબાઈ એદલજી મોદી તે દાદી નશરવાનજી ખ. અ. દાદીશેઠના બેટી મહેરબાઇના ખાવીંદ.

" ૨૯મો જન્મઃ—હોમજી ખરશેદજી અ. દાદીશેઠ.

## માહ ૯મો આદર.

રોજ ૯મો મરણઃ—હમાબાઈ તે નશરવાનજી ખ. દાદીશેઠનાં ધણીયાણી.

" ૯મો મરણઃ—દીનબાઇ તે જમશેદજી નસરવાંનજી ખ. અ. દાદીશેઠનાં ધણીઆણી.

" ૧૧મો જન્મઃ—સોહરાબ ખરશેદજી હો. જાં. દાદીશેઠ.

" ૧૬મો જન્મઃ—ગુલબાઇ તે જમશેદજી નશરવાનજી ખ. દાદીશેઠના બેટી.

" ૧૭મો મરણઃ—ખરશેદજી હોરમજજી જાં. દાદીશેઠ.

" ૧૮મો મરણઃ—દાદી હોમજી ખ. અ. દાદીશેઠ.

" ૨૦મો મરણઃ—લેડી સાકરબાઈ દીનશાહ મા. પીટીટ.

" ૨૨મો જન્મઃ—ખરશેદજી અરદેશર દાદી.

" ૨૩મો મરણઃ—સર દીનશાહ માણેકજી પીટીટ ૧લા બેરોનેટ.

" ૩૦મો જન્મઃ—દાદી નોશીરવાનજી ખ. અ. દાદીશેઠ.

## કદમી માહ ૧૦મો દેહ.

રોજ ૩જો મરણઃ—મીઠીબાઈ તે સોરાબજી જાંહગીર દાદીશેઠના ધણિયાણી.

" ૩જો મરણઃ—અરદેશર દાદીભાઈ જાં. દાદીશેઠ.

" ૫મો જન્મ—શીરીનબાઈ તે નશરવાનજી ખરશેદજી અ. દાદીશેઠના બેટી અને પેસ્તનજી અ. હો. વાડીઆના ધણિયાણી.

" ૫મો મરણઃ—અરદેશર જીજીભાઇ મોદી તે બાઇ મહેરબાઈ દાદી ન. દાદીશેઠના બેટીના દીકરા.

" ૮મો જન્મઃ—દીનશાહ જાંહગીર ગઝદર તે બચુબાઈ દાદી ન. ખ. દાદીશેઠના બેટા.

" ૧૮મો જન્મઃ—જમશેદજી નશરવાનજી ખ. દાદીશેઠ.

રોજ ૧૮મો જન્મઃ—રતી ખરશેદજી દાદી ન. દાદીશેઠ.

„ ૨૧મો જન્મઃ—દસ્તુર મુલ્લાં ફીરોઝ મુલ્લાં કાઉસ.

„ ૨૪મો જન્મઃ—ખરશેદજી અરદેશર ખ. દાદીશેઠ.

„ ૨૬મો મરણઃ—અરદેશર દાદીભાઈ.

„ ૨૬મો મરણઃ—ભીખાઈજી તે દાદી નશરવાનજી ખ. દાદીશેઠનાં ધણીઆણી

„ ૩૦મો જન્મઃ—સર દીનશાહજી માણેકજી પીટીટ ૧ લા બારોનેટ.

## કદમી માહ ૧૧મો બાહમન.

રોજ ૧લો મરણઃ—ડોસાભાઇ ફરામજી મામા.

„ ૧લો જન્મઃ—પીરોજબાઈ તે અરદેશર જાંહગીર હો. દાદીશેઠના બેટી.

„ ૩જો મરણઃ—ભીમજી ઉર્ફે ભીખાજી કડવા તે મોટા દાદી-શેઠના મમાવા.

„ ૯મો જન્મ :—શીરીનબાઇ તે જમશેદજી નશરવાનજી દાદી-શેઠનાં બેટી.

„ ૧૩મો મરણઃ—હીરાંબાઇ તે નશરવાનજી અરદેશર દાદીનાં ધણિયાણી અને કાવસજી બેહરામજી બનાંજી (ઘોઘા)નાં બેટી.

„ ૧૪મો મરણઃ—પીરોજબાઈ તે અરદેશર ખરશેદજી દાદી-શેઠનાં પહેલાં ધણિયાણી અને ફરામજી કાવસજી બનાજીનાં બેટી.

„ ૧૫મો મરણઃ—પેસ્તનજી બહેરામજી હોમજી તે અરદેશર દાદીના સસરા.

„ ૧૭મો મરણઃ—નાલીબાઈ બહેલી હોમજી તે મોટા દાદી-શેઠના કાકી.

„ ૨૪મો જન્મઃ—ધનમાય તે ડા૦ હોમી જાંહગીર હો. દાદી-શેઠનાં ધણિયાણી.

રોજ ૨૯મો મરણુઃ—દાદાભાઈ જાંહગીરજી અરદેશર દાદી.

,, ૩૦મો મરણુઃ—નશરવાનજી (બે. દાદીભાઇ) ખરશેદજી અર-દેશર દાદી.

,, ૩૦મો મરણુઃ—માણેકબાઇ તે જાંહાંગીર અરદેશર દાદીના ધણિયાણી અને સોરાબજી મંચેરજી રેડીમનીના બેટી.

કદમી માહ ૧૨મો અસપંદારમદ.

રોજ ૩જો મરણુઃ—સર કાવસજી જાંહગીરજી રેડીમની તે ખર-શેદજી અરદેશર દાદીની દીકરીના દીકરા.

,, ૩જો મરણુઃ—અરદેશર હીરજી અરદેશર ખ. અ. દાદીશેઠ.

,, ૭મો જન્મઃ—નશરવાનજી દાદી ન. ખ. દાદીશેઠ.

,, ૯મો જન્મઃ—ધનજીભાઇ દાદાભાઈ જહાંગીર દાદીશેઠ.

,, ૧૦મો મરણુઃ—અરદેશર ખરશેદજી અરદેશર દાદી.

,, ૨૨મો મરણુઃ—દાદીબા હીરજી અરદેશર ખ. અ. દાદીશેઠ.

,, ૨૪મો જન્મઃ—ડા૰ હોમી જાંહગીર હો. જાં. દાદીશેઠ.

,, ૨૫મો જન્મઃ—અરદેશર ખરશેદજી અરદેશર દાદી.

,, ૨૬મો મરણુઃ—દાદી માણેકજી લીમજી તે પીરોજબાઈ નશ-રવાનજી ખ. દાદીશેઠના ખાવીંદ.

,, ૨૬મો જન્મઃ—ખરશેદજી દાદી ન. દાદીશેઠ.

,, ૨૯મો મરણુઃ—ખરશેદજી અરદેશર દાદી.

ગાથા ૪થો મરણુઃ—નસરવાનજી અરદેશર દાદીભાઇ (દાદીશેઠ).

# પૂરવણી—૧૩.

## (૧)

### દાદીશેઠ ખાનદાનના સ્થાપક દાદીભાઇ નોશીરવાનજીએ (મોટા દાદીશેઠે) તા૦ ૨૧ મી ઓગસ્ટ ૧૭૯૪ ને દીને ગુજરાતીમાં કીધેલું પોતાનું છેલ્લું વીલ યાને વસિયતનામું*

### The will of Dadybhai Nusserwanji, the founder of the Dadysett family.

શ્રી દાદાર હોરમજદની મદદ છે.

ભાઇ અરદેશરજી વા.[1] દાદીભાઇ જોગ,

લા૦ પીતા તમારા દાદીભાઇ નોશેરવાનજીનો

સલાંમ વાંચજોજી.

---

* આ વીલ તથા દાદીશેઠ ખાનદાનને લગતી બીજી કેટલીક અસલી નોંધો એ ખાનદાનના હાલના હૈયાત સર્વથી બુઝર્ગ ગ્રહસ્થ મી૦ હીરજી અરદેશર દાદી તરફથી અમને મળી છે, જે માટે અત્રે તેમનો ઉપકાર માનીએ છીએ.

આ વીલ બાબે જુઓ આગળ પ્રકરણ ૯ મું.

અત્રે જે મથાળાં મારજીનમાં આવે છે તે સઘળાં અસલ વીલમાં નથી પણ તે વાંચનારની સગવડ માટે અમે પોતે મુકયાં છે.

૧. 'વા' દાદીભાઈ એટલે 'વલદે દાદીભાઈ' યાને 'દાદીભાઈનો દીકરો' ફારસીમાં 'વલદ,' 'એબને,' 'બીન' વગેરેનો અર્થ ફલાણાનો દીકરો, એવો થાય છે.

જત લખવા કારણ એ જે ભાઇજી અમારી અકલ હોશ્યારીથી તમુને લખીએ છીએ જે અમોને ખોદા નેક દહાડો આપે ને પોતાને ઠેકાણે બોલાવી લીએ તારે અમારી પછવાડે જે વાતે અમારી શરમ રહે તે કરવું ને તમારી નેકનાંમી તો ખોદાએ આપી છે પણ તેથી વધે ને અમારૂં નામ જાવતદાન શુધી રેહે તે કરજો તેની વીગત.

**વડા દીકરા હોરમજજી**

પહેલું એ જે ભાઇ હોરમજજીએ અમુને શુખી રાખા નહી. અમો હોરમજજીથી ઘણા દુઃખી હતા, ને હોરમજજી અમારી શાથે એક દાડો મેનત કરવા લાગો નહિ તથા એની પછવાડે અમે ઘણા ખરાબ થયા તે એ વરસ ૧૦) નો હતો તે દાડેથી તે વરસ ૩૫) નો થઓ તાંહાં શુધી મેનત કરીને એની વતી રૂ. ૫૦) હજારથી રૂ. ૬૦) હજાર શુધી ખરાબ કરીને ભલાં માણુસો પાશે તથા મોટા અંગરેજો પાશે એને ઘણું કેવરાવું જે તું શારે મારગે ચાલ પણ એણે જરા કોઇનું કહયું માંનીઉ નહિ ને અમે પણ ઘણું કહયું ને કહયામાં કશી વાતે બાકી રાખી નહિ પણ એ શરમાઓ નહિ ને અમારૂં કહયું પણ માંનીઉ નહિ, પછી છેલી દાંન એણે કહયું જે મને ચીન મોકલો તારે શ્રી ચીન વાંહાંણ કીંગ જોરજમાં મોકલો (તે શ્રી ચીન જઇને) પછી શ્રી મુંબઇ આવ્યા તે રૂપીઆ હજાર-દશ ખરચી ને આવ્યા, પછી એ મેં જોયું જે હવે રૂડા મારગ શર ચાલશે તેબી એ મેં જોયું તે તો પહેલાં ચાલ ચાલતો હતો તેથી ઘણું વધતું ગેર મારગે ચાલવા લાગો, તારે એ મેં ફરીથી લોકો પાસે કેવરાવું પણ એણે શાંભલ્યું નહિ તારે એ મેં મંન વાલ્યું જે અમારે મનશે એ મુવો ને એને મનશે અમે મુવા, તાર પછી એનું મોડું એ મેં જોઉ નહી ને મંનમાં એમ જાણું જે એ અમારૂં ફરજંદ નહિ. બીજું શંવત ૧૮૪૫ ના વરશ મધે વાડીઆ માણેકજી નવરોજજીએ અમને કઊં જે તમો એને રૂ. ૧૦૦૦૦) અંકે દશ હજાર આપો, તેના અમેં અમારે ખાતે ઉગરાવીને રૂપીઆ ૧૩૦૦૦) અંકે તેર હજાર આપા છે, ઇબરાંમના દાવા[૧]ની ફરગતી (લેવા દેવા નહિ).

---

૧. 'ઈબરાંમનાં દાવા,' એટલે ચુકતે હીસાબ કરવો યાને કાંઇ પણ લેવું દેવું નહિ. એટલે સદાકાલનો આ જહાંન, પેલી જહાંનનો છુટકો:-જેમકે યાહુદી-ખ્રીસ્તી-ઈસ્લામી કોમોમાં 'ઈબરાંમનાં દાવાની ફારગતી' લેવી જાએજ છે.

બીજું જેબી અમારૂં એસ્ટેટ, ઘરો, તથા વાડીઓ તથા વાહણો તથા ઇશકામત તથા બીજું જે કાંઇ અમારી સાત હોએ તે સાથે ભાઇ હોરમજજીનું કાંઇ લાગે વલગે નહી. એની સાથે અમારે ઇબરામના દાવા[2] અને સંધા ઘેરો તા. વાડીઓ તા. વાહાંણો તા. ઇશકાંમત તા. બીજું જે કાંઇ અમારી દોલત હોએ તેમાંથી લેહેણું દેવું શરવેને આપતાં જે વધે તે અમારા અરદેશરજી તા. અરદેશરજીના છોકરાઓનું છે, અને હોરમજજી સાથે અમારે કાંઇ લેવું દેવું નહી ને એ જે દાડેથી પેદા થએઓ છે તે દાડેથી અમો એક દાડો સુખી રહયા નથી, અને ઘણું ખરૂં ભાઈ અરદેશરજીની કમાઇ છે તે શારૂ એવો અમારો હોકમ છે.—

**એસ્ટેટના એકલા વારસ અરદેશર દાદી**

બીજું એ જે અમારી છોકરી તરણ[3] છે. અમારા ભાઇ અરદેશરજીની, તેમાં છોકરી ૧) નાંમે શુનાબાઇ વો.[4] કાવસજી બેરામજીની વહુ, તેને રૂ. ૭૦૦૦) અંકે સાત હજાર આપજોજી.

**અરદેશરની દીકરીઓ**

ત્રીજું એ જે અમારી છોકરી નાંમે કુંવરબાઇ અમારા ભાઇ અરદેશરજીની છોકરી વા.[4] શેરાબજી મંચેરજીની વહુ તેને રૂ. ૭૦૦૦) અંકે સાત હજાર આપજોજી.

ચોથું એ જે અમારી છોકરી નાંમે ગુલબાઇ હમણા આવી છે, ભાઇ અરદેશરજીની તેને પણ રૂ. ૭૦૦૦) અંકે સાત હજાર આપજો, ને સંધા છોકરાંઓને પરણાવાં તેમ એને ભાઇ અરદેશરજી પરણાવે ને સારો ખરચ કરે.

પાંચમું એ જે અમારી નાંતરાંની ધણીઆણી છે, વા.[4] મનચેરજી જીવણજીની વહુ, નાંમે માણેકબાઇ, તેને તેનું ઘરેણું જે કાંઇ હોએ તે તથા તેનાં કપડાં તેને બખશી, તેમાં કોઇનો અખત્યાર નહી. બીજું એ ઓરતને હમણાં મઇને રૂ. ૩૭ા

**ધણિયાણી માણેકબાઇ**

---

૨. ઉપર પાને ૪૩૮ જુઓ.

૩. 'અમારી છોકરી તરણ છે',—ખરી રીતે મોટા દાદીશેઠ પોતાની નબીરીઓને તેમજ અનેક બીજે ઠેકાણે ભાણેજોને, વહુઓને, અને ઈમાનદાર મદદનીશો વગેરેને આબરૂથી પોતાનાં વહાલાં ફરજંદોની ઉપમાથી ઓળખાવે છે. તેમજ પોતાના બેટાઓને તેઓ 'ભાઈ' તરીકે સંબોધે છે.

૪. વો. કાવસજી બેહરાંમજી (બનાંજી) તથા વા. સોહરાબજી મંચેરજી (રેડીમણી), તથા વા. મંચેરજી જીવણજી (રેડીમણી);—હયાં 'વો,' 'વા' વગેરેનો અરથ 'વોહોરા' યાને 'વેપારી', 'અરબાબ'નો થાય છે.—જેને ત્યાં અસલમાં ઓછામાં ઓછી પાંચ 'સાળ' હોય, અને જેની નોકરીમાં પાંચ કે વધુ વણકરો યાને કપડાં વણનાર કારીગરો કામ કરતા હોય, તેવા વેપારીને 'વહોરા' કહેતા હતા.

નો અંકે શાઠી શાડતીશનો આપે છે પરચુરણ ખરચનો તે આપ્યા જાએ અને એને જાંહાં તાંહાંથી રાજી રાખે, એના કપડાં લગતાંની ખબર વરશ દાડાની લીએ, ને એનો વાંક પડે તો છોકરાઓ માફ કરે ને અમારી આબરૂ પરમાણે એને રાખે ને એને વહુ કરીને ગણે. કદાચને એ ઓરતને ને અમારા છોકરાઓને નહી બને તો એને ઘર ૧) રૂ. ૨૦૦૦) અંકે બે હજારનું ઘરેણે લેઇને આપે તથા રૂ. ૫૦૦૦) અંકે પાંચ હજારનું વ્યાજ આપે, એને ખરચને કીજે, તારે ઉપર મહીને રૂ. ૩૦ાા નો આપીઆ જાએ લખું છે, તે આપે નહી અને એની નેકી બદી એ એના રૂ. ૭૦૦૦) માંથી ખરચ ઘટે તે કરે. બીજી કસી વાતે અમારા અરદેશરજીને કેહેવું પડે નહી, જાંહાંતાંથી રાજી રાખે, બીજું જારે નાતરૂ કીધું તારે ઘર ૧) એ ઓરતને લખી આએપું છે, તેની ચીઠી લખી આપી છે, જે તેનું ભાડું માશ એકનું રૂ. ૧૦૦) આપીએ, તે ચીઠીમાં ભાઇ અરદેશરજીની તથા હોરમજજીની શાખો છે, તે ચીઠી એની પાશે છે, તે રદ છે.

ભાણેજ ફ્રલાજી પેસ્તનજી (મામા)

છઠું એજે અમારો ભાણેજ ફરાંમજી, દુકાનમાં ચાકરી કરે છે, તેને મઇને રૂ. ૨૫)નો આપે છે, તે મઇને આપીઆ જજો, ને આપણાં ઘરમાં એનાં છોકરાંઓ શાથે શદા રાખજો, ને એનાં છોકરાંઓના વીહીવા વાજન ભાઇ અરદેશરજી કરાજાએ, શારે મારગે ચાલે તો તા. રૂ. ૩૦૦૦) અંકે તણ હજાર ફરાંમજી ભાણેજને જમે કરી આપજો. બીજું એની ધણીઆણી કમજાત છે તેથી જુદા રેહેવા નીકલે તો શુખેથી જાએ પણ જાંહાં શુધી ભાઇ અરદેશરજીનું ચાલે તાંહાં શુધી ઘરમાં રાખે. પછી તો એની ખુશી. બીજું એમનો બપાવો બેહેરામજી હોમજીના ભાગનું ઘર તા. કાંઇ પઇશો એની પાતીએ જે આવે તે એને જમે કરી આપજો.

ભાણેજ રૂસ્તમજી પેસ્તનજી રાણા

સાતમું એ જે અમારો ભાણેજ રૂસ્તમજી હક થઓ છે તેની ધણીઆણી આપણા ઘરમાં છે તેની બરદાશ લેજો ખરચ ખુંટણની તા. કપડાંની. વલી તે બાઇ બીજું ઘર કરે તો તો જે કાંઇ આબરૂ આપવી ઘટે તે આપજો ને એનું ઘરેણું રૂસ્તમજીનું હોએ તે બખશજો.

બીજું એનાં છોકરાં ૩) છે, નાંમે બેહેરાંમજી તા. નશરવાંનજી તા. શુનાબાઇ, તે જણ ૩)ની બાલાશ[5] લેજો તા. તેનાના વીહીવાવાજન કરજો,

૫. 'બાલાસ'—એટલે બરદાસ્ત, સંભાલ.

ને દાર[૬]. છોકરા એકને રૂ. ૫૦૦) અંકે પાંચશેહે લેખે આપજો, ને તે વાજુકા મુકજો, ને જે કાંઇ બાલાશ થાએ તે કરજો ને હરેક વાતે એ બાઇની તા. એના છોકરાંની બરદાશ કરા જજો.

ભાણેજ નવરોજી પેસ્તનજી બહેલી હોમજી

આઠમુ એજે અમારા નવરોજજી ભાણેજનું તો કાંઇ નહી, તેનું કરજ આપજો, ને તેની વાડીમો આપણે બેહેરાંમજી હોમજીનાં ઇશટેટમાંથી લીધેલી છે, તે વાડીમાં ઘર છે, તે વાડીમાં ઘર છે તેનું વાલીવ[૭] કરાવીને જમે આપજો, ને બાકી નીકલે તે મુદ્દત ખાતે માંડી વાલજો. બીજું બેહેરામજી હોમજીના ભાગનું ઘર તા. કાંઇ પઇશો એની પાંતી આવે તે રૂસ્તમજીનો છોકરો નશરવાનજીને એણે કરી લીધેલો છે માટે તેને આપજો.

ભાણેજ રૂસ્તમજીના દીકરા બહેરામજી રૂ. રાણા

નવમું એ જે અમારો રૂસ્તમજી ભાણેજ હક થએો છે તેનાની ધણીઆણીની બીના તો અમો એ ઉપર લખી છે ને તેનાને કરજતો નથી, પણ તેનાનો બપાવો બેહેરાંમજી હોમજીનાંમાથી ઘર આવે તો. કાંઇ રૂપીઆ આવે તે જે કાંઇ એની પાંતીનું આવે તે એના છોકરા બેહેરાંમજીને આપજો.

ચાર ભાણજીઓ (ક) જાઇજી

દશમું એજે અમારી ભાંણેજ જણ ૪) છે તેની વીગત—પહેલી ભાણેજ નાંમે જાઇબાઇ વા. કાવસજી બેહેરાંમજીની ધણીઆણી ને ઘર તો અમે આએપું છે તેના ને રૂ. ૨૦૦૦) અંકે બેએ હજાર આપજો, તથા તેનાની, તથા તેના છોકરાંઓની બરદાશ કરજો, જે કાંઇ અરદેશરજીથી થાએ તે કરે.

(ખ) બચુબાઇ અરદેશર દાદી

અગીઆરમું એ જે અમારી બીજી ભાણેજ નામે બચુબાઇ, બાઇ અરદેશરજીની ધણીઆણી નેક છે, ને ઘરની ધણીઆણી છે, તેનાને રૂ. ૭૦૦૦) અંકે સાત હજાર આપજો (ને એ રૂ. ૭૦૦૦) આપે તારે દુકાનમાંથી મઇનો રૂ. ૫૦) નો આપીએ છીએ તે આપશો માં, તારે એ રૂપીઆ શાત હજારનું વાજ આપા જજો.) બીજું તેનાને બચુબાઇને કેજો જે ઘરની શરમ તમારે હાથ છે, તથા તમારી મતરાઇ શાશુજી તથા છોકરાંઓનું શઉનું ખમજો. જાંહાં તાંથી મારી શરમ રેહે તે કરજો. બીજું બચુબાઇને કહેજો કે તમારી બેહેન નામે હમાબાઈ ગરીબ છે માટે તેની બરદાશ કરજો. બીજું બચુબાઇને કહેજો જે તમારી બેહેન નવાજ નાદાંન ને ચીડી છે, તે વાસતે તેનાની

---

૬. 'દાર'–એટલે દરએક (દરેક).

૭. 'વાલીવ' એટલે 'લીલાંઉ'.

પણ બરદાશ લેજો ને નવાજ નાંદાન છે તેનાં છોકરાં તા. હમાબાઇના છોકરાં તા. રૂશતંમજીનાં છોકરાંની બરદાશ કરજો, ઘણું શું લખું.

(ગ) હમાબાઇ ડોસાભાઇ કું. બનાજી

બારમું એજે અમારી ભાણેજ હમાબાઇ, કુંવરજી માણેકજીની વહુ તે નાવારશ છે. તેનો માટી તથા સસરા ગરીબ છે, તે શારૂ અમારે વાસતે જે વાતે તેનાની બરદાશ જે તંમુથી થઇ આવે તે કરજો, ને હમાબાઇ ને ઘર તો આપેલું છે, બાઇબાઇની પાશેનું, તે ઉપરાંત રૂ. ૨૦૦૦) અંકે બે હજાર આપજો. બીજું ફરી લખું છું જે તેનાની બરદાશ જે તંમુથી થઇ આવે તે કરજો.

(ઘ) નવાજબાઇ દાદી સતોકજી

તેરમું એ જે અમારી ચોથી ભાણેજ નાંમે નવાજબાઇ, શતોકજી બરજોરજીની વહુ, તે છોકરી અંમારી છે, તેની બરદાશ જેવી તંમારાં છોકરાંની લેવો તેવી લેજો, બીજું બાઇ અરદેશરજી, જેવું ઘર બાઇની પાશે હમલીને આએપું છે, તેવું ઘર નવાજને અપાવજો, તથા તે ઉપરાંત રૂ. ૨૦૦૦) અંકે બેએ હજાર આપજો, અને હમાબાઇને ઘર આએપું છે તેની કીંમત આજે શું થાએ છે, તેવું ઘર અપાવજો, ને એ છોકરીની બાલાશ કરામાં કશુર કરશોમાં, ઘણું શું લખું. એ જણ ૨) નવાજ તા. હમાબાઇ ઘણાં નાંવારશ છે, તે માટે તંમુને બી લખું, તા. તમારી ઘણીઆણી બચુબાઇને પણ લખું છે.

દીકરા હોરમજજીના ઘણીયાણી

ચઉદમું એ જે અમારી વહુ નાંમે મેહેરબાઇ વા.[૮] મંનચેરજી બેહેરાંમજીની બેટી, તા. અંમારી બેટી, બાઇ હોરમજજીની ઘણીઆણીને રૂ. ૫૦૦૦) અંકે પાંચ હજાર આપજો તા. એની ભારે બરદાશ કરજો (ને એ રૂપીઆ પાંચ હજાર આપો તેરે દુકાનમાંથી મઇનો રૂ. ૩૫ાા નો આપીએ છીએ તે આપશો માં, તારે રૂપીઆ પાંચ હજારનું વાજ[૯] આપા જજો.) બચુબાઇને કેહેજો જે મેહેરબાઇનો શવાપ[૧૦] નાદાંન છે તે શાંમું જોતાં માં, અમારે વાશતે મલી બેટી ચાલજો, જે વાતે અમારી આબરૂ રેહે તે કરજો.

---

૮. 'વોહોરા મંચેરજી બેહરાંમજી (બનાજી)ની બેટી મેહરબાઈ, તે મોટા દાદીશેઠના વડા બેટા હોરમજજીનાં ધણીઆણી.

૯. 'વાજ'=વ્યાજ.

૧૦. 'શવાપ'=સ્વભાવ.

પંદરમું એ જે અમારા બપાવાની તરફનું કાંઇ છે નહી, પણ કદીશ કાંઇ આવે તો તેનાને રૂપીઆ પાંચ પચીશ આપી રાજી કરીને મોકલજો.

બપાવા

શોલમું એજે અમારા મમાવા ભીમજીની તરફમાંછે અંમારા મામાના છોકરાઓ તા. માશી તા. માશીના છોકરાં, તા. તેની છોકરીઓ છે, તેનાની બરદાશ તો ખોદા કરશે, તેનાના નશીબ પરમાંણે, પણ તમારે બારણે આવે તેની ગારે[11] બરદાશ કરજો. ઘણું શું લખું, તમો નેક છો—

મમાવા ભીમજી

શતરમું એજે અમારા શશરા ખશુબાવા છે તેનાની ગારે બરદાશ કરજો ને તેનાની છોકરી છે, તે હક થાએ તા. તેનાનો હક થાએતો ખશુબાવાના રૂપીઆ દુકાનમાં જમે છે તેના ખરચ બેઉ ઉપર વેવાર કરજો તેનું ઉઠેણું તા. ચોથીઉ શરવે આતશબેહેરાંમમાં કરજો ને એનાનાં રૂપીઆ છે તે ઉપરાંત કાંઇ વધતું થાએ રૂ. ૨૦૦) તા. રૂ. ૩૦૦) તો ખરચજો ને અવલ મોંશમમાં[12] પોંચાડજો.

સસરા

શેઠાણી પુટલીબાઇ——પછી નથી શાંઈ.[13]

[14]વીશમું એજે આપણો પેશતનજી પોંચાજી, આપણું ફરજંન છે તેનાંને તો ઘર ૧) કરનલ નીલશંન પાસેથી લીધું છે. નાકનું ઘર તે તો એનાને આએપું છે તે ઉપરાંત બીજી ચાકરી કપીતાંનોની[15] કરે છે તેનું તો તેજ વખત આએપું છે. બીજી એનાની મેનત તો શરવે તંમુને રોશન છે. તંમુથી જે કાંઇ બરદાશ થાએ તે કરજો, આપણી બાજુ છે, જે કાંઇ તંમુથી બની આવે તે કરજો.

વિશ્વાસુ કારભારી પેસ્તનજી પોંચાજી

[14]એકવીશમું એજે ભાઈજી શોરાબજી તાપીઓ બી આપણું જુનું માણુસ છે તેની ગારે બરદાશ કરજો ને એને અમે ઘરના રૂપીઆ પચીશશેહ આપવા કહ્યા છે, તેથી તે હવે તો એનો છોકરો પરણે તારે રૂ. ૨૫૦૦)

કારભારી સોરાબજી માણેકજી તાપ્યા

---

૧૧. 'ગારે બરદાશ'='ગોર બરદાસ્ત', 'ખાર બરદાસ્ત'.

૧૨. 'અવલ મોશંમમાં'='અવ્વલ મંનજલ'.

૧૩. 'શેઠાણી પુટલીબાઈ' તે ખશુબાવાના ધણીઆણી દીસે છે. અહીં તબિયત વધુ નાદરૂસ્ત થવાને લીધે લખવાનું ચુકી ગયેલા લાગે છે.

૧૪. [આ કલમ પછી (૧૮) અને (૧૯) નાં આંક છેકી નાંખી, તેજ કલમો-વાળાં લખાંણ ઉપર (૨૦) ને (૨૧) નાં આંક મેલી,-(૨૦) થી (૨૫) સુધી સીલસીલા બંધ કલમો દેખાડી છે. એટલે અસલ વીલમાં કલમો (૧૮) અને (૧૯) છેકી કે છોડી દીધેલી છે.]

૧૫. 'કપીટાનોની'='કેપટનોની'.

અંકે પચીશશેહ આપજો, તેમાં શઉએ છે, પણ એની ઉપર દુકાનમાં લેણું છે માટે દુકાનમાં જમે કરી આપજો, કે તે લેણું જો વાલી આએપું તો રોકડા આપજો, ને કપીતાંનોની ચાકરી કરે છે, તેનું તો તેજ વખત આપીએ છીએ. બીજું તંમુથી જે કાંઈ બાલાશ થાએ તે કરજો—

બાવીશમું એજે દુકાનનાં જુનાં ચાકરો છે તેની ઉપર કરજ છે.

**દુકાનનાં માણુસોનું કરજ માફ**

તા. બીજા બાહરના છોકરાઓ ઉપર કરજ છે ને તે નાચાર છે, ને આપવાની હીંમત નહી હોએ તો તેને માફ કરજો, જે નાચાર હોએ તેને—

**મહેતાઓને બક્ષેશ**

તેવીશમું એ જે આપણા જુનાં માણુશ છે મેતા તથા પરભુ તેનાની બરદાશ કરજો ને એકએક વરશાંણુ જમે કરી આપજો તેની વીગતઃ—

મેતા શેવકરાંમને
મેતા આતમારાંમને
મેતા નારણદાસને
મેતા મંછારામને
પરભુ માણેકને
પરભુ ભાશકરને

બીજું, ફરદુનનું કરજ માફ કરજો
માણેકજી શુતારને રૂ. ૨૦૦) અંકે બેએશેહે આપજો.
જુનાં માણુસોને વરશાંણુ ૧) એક જમે કરી આપજો મારી વતી.
બીજા નવા છે તે શમજા.

**ઘરનાં અંધયારૂ રતનદારૂ**

ચોવીશમું એજે ઘરમાં જુના ચાકરો છે તા. જુના માણુશો છે તેને રાજી રાખજો તેની વીગત—

અંધારૂ રતનદારૂ હક થાએ તેના મોત ઉપર રૂ. ૨૦૦) અંકે બેશેહે ખરચજો.

**બીજાં પારસી માણુસો**

પારસી પાલણુને રૂ. ૧૦૦) અંકે એકશો આપજો એની ઉપર કરજ નહી હોએ તો, ને કરજ હોએ તો જમે કરી આપજો.

નાંહાંનો એદલ, અરદેશરજીની તા. છોકરાંઓની ચાકરી કરે છે તેને રૂ. ૧૦૦) અંકે એકશો આપજો.

પારશી દોરાબને રૂ. ૫૦) અંકે પચાશ આપજો.

પારસી કોઇ[૧૬] તા. એની બઈરઓર આપણા ઘરમાં ચાકરી કરે છે ને ઘરમાં ઘણાં વરશ થઆ જુના છે ને એના છોકરા ૨)ને તો આપણે

---

૧૬. 'પારસી કોઈ'—અત્રે 'દાદીશેઠના મંનચેર'ને નાંમે જણાયલા પારસી હોયે છે, જેઓના નબીરાઓ દમણ તેમજ મુંબઇમાં 'દાદીશેઠનાં'ની અટકથી ઓળખાય છે.

પરણાવી આપા છે ને બીજા છોકરા છે તેને પરણાવી આપજો. દુકાનમાં એના રૂપીઆ જમે છે તે તથા તે ઉપરાંત રૂ. ૧૦૦) તા. ૧૫૦) શુધી ખરચ કરીને પરણાવી આપજો.

**જુનાં ગોલામો** પચીશમું એજે આપણા ઘરમાં જુના બાદ ગોલામ[૧૭] છે તેને આપજો તેની વીગત—

ચાંપાને રૂ. ૧૦૦) અંકે એકશો આપજો.

ચાંપાની બઇએર ને રૂ. ૫૦) અંકે પચાશ આપજો.

મોજદીનને બઇએર કરાવી આપજો ને. રૂ. ૫૦) અંકે પચાશ આપજો.

જીવણને રૂ. ૫૦) અંકે પચાશ આપજો, તા. બઇએર કરાવી આપજો.

જીવીને તા. એની છોકરી ને મલીને રૂ. ૧૫૦) એક એકશો પચાશ આપજો, તા. જીવીનો માટી મલીને રૂ. ૫૦) અંકે પચાશ આપજો.

એની વીગતે એ ઉપરાંત અંમો ચુકા હઇએ તો તેને તમો રાજી કરજો.

**શેવટની ફરમાશ તથા શિખામણ** બીજું ભાઇ અરદેશરજી વા. દાદીભાઇ લા૦ તંમારા પીતાજી દાદીભાઇ નોશેરવાંનજી નો શલાંમ વાંચજો. જત ભાઇજી આ વશીએત નાંમું અંમોએ લખું છે, અંમારી સમજણ પરમાણે પણ તંમારૂં ઘર તપાશજો. ખોદાએ તમુને હીંમત આપેલી છે, સરવે શારૂં થશે, પણ તમારૂં કારખાનું તપાશજો. દુકાનનું લોકોને દેવું સરવેને આપતાં વધારે હોએ તો સરવેને રૂપીઆ આપવા લખા છે તે તમારૂં ઘર તપાશીને અમારા લખાને આબરૂ આપજો. બીજું ભાઇજી વેપાર વાંહાંણોનો તા. બીજો વેપાર કંમ કરજો. પણ આપણ અશલથી વીલાતી વાણવાલાની તા. બીજા વાંણવાલાઓની દલાલી કરતા આવીએ છીએ તે ધંધો કાએમ

---

૧૭. 'બાદ ગોલામ' 'મોટા દાદીશેઠના જમાનામાં, તેમજ છેક ઈ. સ. ૧૮૩૭ સૂધી, બ્રીટીશ તેમજ બીજાં યુરોપ્યન કે અમેરીકન રાજ્યોમાંથી ગુલામો રાખવાની બંધી પુરેપુરી થઈ હતી નહી. આ બાબે વધુ માટે અત્રે ઈન્તેખાબને પાને ૯ મે જુઓ. આવા આગલા છુટા થયલા પણ પારસી કોમમાં નોકરી કરતા સીધીઓમાંની છેલ્લી 'રોજા' આયા, ઇમાનદારીથી નોકરી કરી બનાંજી (ધાધા)ના કુટુંબના આશરા હેઠળ રહી, હાલ થોડુંક ઉપરજ મરણ પામી છે.

રાખજો તેને મુકરી માં ને જાંહાંતાંથી તમારા નાંમા કરીને લોકોનું દેવું આપજો તથા તમારા ઘર તા. વાડીઓની બરદાશ કરજો ને તે ઉપર શુકર કરજો. પછી તો તંમુને ખોદા નેક શુજ આપે તે કરજો, બીજું ભાઇજી અમારો નેક દાડો આવે તારે ખરચ તપાશી કરજો. બીજું અંમારૂ ઉઠેણુ તા. ચોથીઉં આતશબેહેરામમાં કરજો તા. અંમારૂં બંણુતનું કાંમ શરવે આતશબેહરામમાં કરાવજો. બીજું આપણે ધારીયું તું જે બીજું દખમું[18] બાંધવું તે તો બની આવું નથી તે માટે આપણા વડા ગીઆ તેમાં અંમુને મુકજો. બીજું ભાઇજી આપણા શાથી વાડીઆજીવાલા તા. બનાજીનાઓ તા. મંચેરજી જીવણજીના તા. રૂશતંમ પટેલવાલા તા. વંન વેહેવાઇઓ તા. આપણી હંમજાત શાથે હેતપ્રીત રાખજો. કોઇ તંમારૂં માઠું કરે તોબી તેનું તમો ભલું કરજો. શંવત ૧૮૫૦ ના વરખે શાંવણ વદ ૧૧ વા. ગરેઉ

તા૦ ૨૧ આગોશ શના ૧૭૯૪ અંગરેજી.

લા૦ શેવક તમારો દાદીભાઇ નોશરવાંનજી જત એ લખું અમો હમારી અકલહોશારી ઠી કીદું છે તે એ પરમાને શરવે કરજો ને હમારા લખાને આખરૂ આપજો. હમા ઓજર કરશો[19] મો, પંન ભાઇજી જેએ કામ કરો તે વીચારી તમારૂં ગર તપાશીને હમારા લખાને માંન આપજો. ગનું શું લખું. ને એ જાનજો ભાઇ જે કરો તેએ તપાશી કરજો.

| | ૧ અત્ર———મતુ | | ૧ અત્ર———શાખ |
|---|---|---|---|
| ૧ | લા૦ દાદીભાઈ નોશીરવાંનજી ઉપર લખા પરમાને સહી[20] | ૧ | મેતા. આતમારાંમ રાજારાંમ શાખ. |
| | | ૧ | પારસી પેશતંનજી પોંચાજી શાખ. |

---

૧૮. આ દાદીશેઠ ખાંનદાંન માટેનું ખાસ દખમું અને સગડી,–ચોપાટી–વાલકેશ્વરના રસ્તાંની બાજુએ–સીરી રોડની અડોઅડમાં અને રીજરોડના ઓળાંત નજીક–મંચેરજી રેડીમાણીનાં દોખમાં અને સગડીથી થોડેક છેટે–મોટા દાદીશેઠે આ વીલ કર્યા પછી ચાર વરસે, તા૦ ૨૨ મી એપ્રીલ ૧૭૯૮ ને દીને પોતાના મરણની આશરે એક વરસ આગમજ બંધાવી પરથાવ્યું હતું, અને તેમાં એવણજ પહેલ વહેલા મેળાયલા દીશે છે.

૧૯. 'હમા ઓજર કરશો મોં' એટલે ઘણી દલગીરી, અફસોસ કે ગભરાટ કરશો ના, તથા કાંઈ રીતે ડર ખાશો ના.

૨૦. આ વીલ મજેના શેવટના સહી શાખવાલા ભાગનો ફોટો અત્રે પાને ૭૦ મે આપ્યો છે. આ વીલ તમાંમ, પેશતનજી પહોંચાજી,–(પહોંચા ખાંનદાંનનાં વડીલ)ના પોતાના અક્ષરે લખેલું દીશે છે, ફક્ત માત્ર મોટા દાદીશેઠે પોતાની સહીજ પોતાને હાથ દસ્કતે કરેલી માલમ પડે છે.

(આ અસલ વીલની સતાવાર નકલ ઇ. સ. ૧૮૨૦ ના સાલમાં જે વેળાએ દાદાભાઇના બેટા અરદેશર દાદીના મરણ પછી દશ વરસ રહીને ૧૮૨૦ માં તેમના એકઝીકયુટરો તથા ટ્રસ્ટીઓના હાથમાં વહીવટ ગયો તે વેળાએ બે ત્રતાંઉશ ભાગ છોકરાઓ ખરશેદજી તથા જાંહગીર અરદેશર દાદીને સોંપી બાકાનો ત્રીજો ભાગ અરદેશર દાદીનો પોતાનો ગણ્યો અને તે છેલ્લે અરદેશરનાં માગનારાઓમાં વહેંચી આપ્યો, એટલે મોટા દાદીશેઠની મીલકતનો ફક્ત ત્રીજોજ ભાગ ટ્રસ્ટીઓએ પોતાને સ્વાધીન લીધો.)

વીલનો કાઢવામાં આવેલો અર્થ

ખાસ કલકતેથી આવેલા રેજીસ્ટ્રાર

(એ વીલ નોંધવાને માટે અને ખાસ શાક્ષી આપવાને અને બીજાં અનેક સબબોસર મી० સ્પેનશર ક્રોમપટન છેક કલકતેથી ખાસ રેજીસ્ટ્રાર તરીકે આવ્યા હતા અને અત્રે વીલ રેજીસ્ટર કીધું હતું. જેનું રેજીસ્ટર ફોલ્યો નંબર નીચે પ્રમાણે છે:—

Folio A 24
Feb. 1820
A. F. T.
A. by T.
N. D.)

## ( ૨ )

## બચુબાઈ તે અરદેશર દાદીના વિધવાએ તા૦ ૨ જી જુલાઈ ૧૮૩૯ ને દીને કીધેલું પોતાનું વીલ.

શેઠ અરદેશર દાદીના વિધવા બાઇ બચુબાઇ (તે પેશતનજી બેહલી હોમજીનાં બીજાં બેટી) એ તા૦ ૨ જી જુલાઇ ૧૮૩૯ ને દીને પોતાનું વીલ યાને વસીઅતનામું કીધું હતું અને જેની બે નકલોમાંની એક શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠની પાસે અને બીજી બચુબાઇના બેટી સુનાબાઇનાં બેટી મેહરબાઇ તે લીમજી કાવસજી બે. બનાંજીનાં સવાધીનમાં આપી હતી, તે વીલ બાબે બનાંજીના એક બેશી તરફથી જે વીગતો અમને મલી છે, તે મધેથી કેટલીક જરૂર જોગ વીગતો હેઠળ આપ્યે છીએ.

આ વીલ કીધા પછી આશરે બે વરસ રહીને તા૦ ૨૬ મી ફેબ્રુવારી ૧૮૪૧ ઇ. સ. ને દીને શેઠાણી બાઇ બચુબાઇ ગુજર પામ્યા હતાં.

આ વીલ ગુજરાતીમાં મોટા દશ ફકરાનું રચેલું છે, અને તે ઉપર બાઇ બચુબાઇએ પોતાની ફક્ત નીશાંનીજ સહી તરીકે કીધી છે, અને તેના સાક્ષીઓ તરીકે એવણુના એક અતલગના બેશી ડોશાબાઇ માણેકજી (પારખ), તથા મહેતા વલભદાસ મનોરદાસની સહી છે. આ વીલના હસ્તાક્ષર પણુ મજકુર ડોશાબાઇનાજ કહેવાય છે.

આ વીલ મધે બે પ્રકારના ટ્રસ્ટીઓ અને વહીવટદારો નેમ્યા હતાઃ—

(૧) વીલના ટ્રસ્ટીઓ તરીકે નીચલાઓને નેમ્યા હતાઃ—

- (ક) ખરશેદજી અરદેશર દાદીશેઠ.
- (ખ) અરદેશર ખરશેદજી અ. દાદીશેઠ, તથા
- (ગ) માણેકજી લીમજી કાવસજી બે. બનાંજી (બચુબાઇના બેટી સુનાબાઇનાં છોકરા).

(૨) બાઇ બચુબાઇની મરણુ ક્રીયાના ખરચના વહીવટદાર તરીકે એવણુના મઝકુર બેટી સુનાબાઇનાં બેટીઓ એટલે લીમજી કાવસજી બે. બનાંજીનાં દીકરીઓ—ખરશેદબાઇ, મહેરબાઇ તથા માણેકબાઇ, તેમજ જહાંગીરબાઇ અરદેશર દાદીશેઠનાં બેટી હમાંબાઇ—મલી ચાર જણુને નેમ્યાં હતાં.

બચુબાઇએ પોતાના હકદાર વારસો તરીકે પોતાના બેટી સુનાબાઇનાં મઝકુર ત્રણ બેટીઓ તેમજ બેટા જહાંગીરભાઈ અરદેશર દાદીશેઠનાં બેટી હમાંબાઇ અને પોતાનાં બેટી કુંવરબાઇના બેટા મંચેરજી ધનજીભાઇ સોહરાબજી મં. રેડીમણીને જાહેર કીધાં હતાં. જેઓ મધેથી મઝકુર મહેરબાઇને મરનારે પોતાને હાથે આ વીલની એક નકલ સ્વાધીન કીધી હતી.

## બચુબાઇની મીલકતોઃ—

અરદેશર દાદીની મીલકતોની અત્રે પ્રકરણ ૨૩ માં એક ટીપ આપી છે. હવે એમના વીધવા બચુબાઇ પોતે નીચલી મીલકતો મુકી ગયાં હતાં.

(ક) ગીરગાંમ મધે ઇમારતો અને બંગલા સાથની ત્રણ વાડીઓ—દરએક ચાર રેહા (રેસા)ની, તથા ગોવાલ્યા તળાવ ઉપર સુનાઇજી રેડીમણીવાલી અગીયારી હસ્તકની એસ્ટેટને લગતી વાડી નઝદીકની બાઇ બચુબાઇ હસ્તકની એક વાડી અને સાત ઘેરો.

(ખ) કદમી આતશબહેરાંમ જે દાદીશેઠે ફણુસવાડી દાદીશેઠ અગ્યારી લેનમાં બાંધ્યું હતું તેની સામેના બે ઘેરો જે વેચી તેના આશરે રૂ. ૧૨૦૦૦) પોતાનાં બેટી કુંવરબાઇના બેટા મંચેરજી ધનજીભાઇ સોહરાબજી રેડીમણીને ખાતે વ્યાજે મેળવા તથા તેઓના ફરજંદાન ફરજંદને તેનું વ્યાજ મલે એવી ફરમાંશ કીધી હતી.

# આઠ ડુંગરોઃ—

## (ગ) ચોપાટી—વાલકેશ્વર વગેરેની બાજુના ડુંગરોઃ—

ડુંગર નંબર ૧) નાંમે 'પીઠાંવાલો' ડુંગર—આ ડુંગર પોતાના બેટા જહાંગીર અરદેશર દાદીશેઠની બેટી હમાબાઇ બમનજી બરજોરજી બેહલી હોમજીને ફરજંદાંન ફરજંદ બક્ષી તેમાંથી દર વરસે આશરે રૂ. ૧૦૦ થી રૂ. ૧૨૫ દાદીશેઠ આતશબહેરાંમની સાંમે બંધાવેલા કુવા અને ધરમ ખાતેના હવાડાની મરામતમાં ખરચવાનું ફરમાંન, તેમજ તે ડુંગર નહિ વેચવાની તાકીદ કીધી છે.

[ધારવા મેલે આ 'પીઠાંવાલો' ડુંગર તેજ તારદેવ-ફોરજેત સ્ટ્રીટ—અલ્ટા માંઉંટ રોડ—ગોવાલ્યા તળાવ—પેદર રોડ—વોરદન રોડ—સ્કેંડલ પોઇંટ—અને હોરનબી વીલાર્ડ—વરલીના બાન સુધી લંબાયલો પાહાડી ટેકડો—કે જેનો

મોટો ભાગ હાલ ખંબાલા હીલ તરીકે જણાયલો છે-તે હોવો જોઈએ એ હીલ ઉપર અસલમાં કુંવરજી ભાભાનું પીઠું હતું-અને પાછલથી તે કુંવરજી ભાભાએ ખરીદી લઈ, પોતાની એકપુરી બેટીને સવાધીન કર્યો હતો, જે તેવેણુના બેટા નવરોજી જહાંગીર ગામડયા (તેણાપટેલ)ની મીરાસ થઈ પડી, હાલ તેનો એક ભાગ સીટી ઇમપ્રુવમેંટ ત્રસ્ટે ખરીદી લીધો છે, આ ટેકડી 'તારદેવની નવરોજી હીલ' તરીકે જણાયલી છે, કે જેવી રીતે નવરોજી રૂસ્તમજી માણેકજી શેઠની ડુંગરી હીલ 'નવરોજી હીલ-મજગામ' તરીકે જણાયલી હતી.]

## બીજા પાંચ ડુંગરોઃ—

નંબર ૨ સાગવાલો
નંબર ૩ કાંટાવાલો
નંબર ૪ ટંબુવાલો
નંબર ૫ કાજુવાલો
નંબર ૬ રાએવાલો

(આ છેલ્લા ડુંગરનું બીજું નાંમ રાએગુણ હોય એમ દીશે છે, (જુવો પા. ૩૪૬) કે જે ડુંગરની જમીન હાલ જમશેદજી નસરવાંનજી ખરશેદજી દાદીશેઠના વારેસોની માલેકી અને કબજામાં છે. એને હાલ દાદીશેઠ હીલ કહે છે.)

આ પાંચ ડુંગરો-બેટી સુનાબાઇની બેટીઓ ખરશેદબાઇ તથા મહેરબાઇ તથા માણેકબાઇ લીમજી કાવસજી બનાજીને, તેમજ બેટી કુંવરબાઇના દીકરા મંચેરજી ધનજીભાઇ સોહરાબજી મં. રેડીમણી મલી ચારે જણાને સરખે હીસ્સે તેનું બ્યાજ વહેંચી લેવાનું ફરમાન આપ્યું છે. તથા તે ડુંગરો ફરજંદાન ફરજંદ ચાલુ રાખવાની અને તે અને બીજી અસકયામતો નહિ વેચવાની પણ ફક્ત તેની આયપતજ લેવાની ખાહેશ દર્શાવી છે.

**ડુંગર નંબર ૭ નાંમે 'પાએરીવાલો ડુંગર'**—એ ડુંગર પારસી પંચાયતને ત્રણ ભાગે નીચે મુજબ આપવામાં આવ્યો હતોઃ—

એક ભાગ પારસી શેઠ હોરમજજી દાદાભાઇ કાવસજી આલ્ડેરનાંને ધરમ ખાતે સગડી બાંધવા માટે, બીજો ભાગ પોતાના બહેન જાઇજીના વડા બેટા શેઠ ફરાંમજી કાવસજી બેહરાંમજી બનાંજીને તેવણુનાં બેટી દીનબાઇની નેયતે એક નવું દખમું બાંધવા માટે, અને તેજ ડુંગરનો ત્રીજો ભાગ ખુદ

પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબોને બનાંજીનાં દખમાંથી તે છેક બહારના રસ્તા સૂધી ગાડીઓ જાય એવો રસ્તો બાંધવા માટે આપ્યો હતો.

[ આ 'પાએરીવાલા' ડુંગરનો રસ્તો તેજ હાલ કેંપ કંપની સૂધી લંબાતો નસરવાંનજી મા. પીટીટ તરફથી ફરીથી સમરાવેલો ગોવાલ્યા તળાવના રસ્તાને મલતો રસ્તો દીશે છે. આ 'પાએરીવાલો' ડુંગર પારસી પંચાયતની માલેકીના ડુંગરની જોડાજોડ આવેલો હતો, તેથીજ તે પારસી પંચાયતે માંગ્યો હતો.]

**ડુંગર નંબર ૮ નાંમે નાટલ્લાશેઠવાલો**—બનાજીનાં દખમાનાં ડુંગરની પાસે છે જે ચાકરા પારસી મંચેરજી ધનજીભાઇ નામના પાસેથી વેચાતો બાઇ બચુબાઇની બેટી ખરશેદબાઇએ લીધો હતો, આ ડુંગર બાઈ ખરશેદબાઇનાં બેટા મંચેરજી ધનજીભાઇ સોહરાબજી મં. રેડીમણીની અંગત માલેકીનો હતો.

[ ધારવા મેળે નેપ્યન સી રોડ નજીક સર ફીરોઝશાહ મહેતાના બંગલાથી અરદેશર દુબાશના અને ગાયકવાડના જય-મહાલ અને નીઝામના મહેલવાલો 'રેડીમણી હીલ' તેજ આ ડુંગર દીશે છે.]

# પૂરવણી—૧૪.

## દાદાભાઇ જાંહગીર અ. દાદીશેઠ.

શેઠ દાદાભાઈ જાંહગીર અરદેશર દાદીને લગતી વિગતો અત્રે પ્રકરણ ૫૬ મધે આપી છે. ત્યાર પછી એમના ફરઝંદોને લગતી કાંઈક વધુ વિગતો અમને મળી છે જે નીચે આપ્યે છીયે:—

### દાદાભાઇ જાંહગીર અ. દાદીશેઠનાં ફરઝંદો.

એમનાં પહેલાં ધણિયાણી બાઈ ગુલબાઇ (જેવણુ ભાભા કુટુંબનાં હતાં) તેમને પેટે કાંઇ ફરઝંદો થયાં ન હતાં.

એમનાં બીજાં ધણિયાણી બાઇ મહેરબાઇ તે રતનજી દાદાભાઇ કોહલાનાં બેટીને પેટનાં ફરઝંદો:—

૧. અરદેશર.

૨. ધનજીભાઇ.

૩. મંચેરજી (બેરીસ્ટર).

૪. જીજીબાઇ તે ફરામજી બહમનજી જીજીભાઇનાં ધણિયાણી.

૫. બચુબાઈ ઉર્ફે સુનાબાઇ તે દાદાભાઇ મહેરવાનજી જીજીભાઇનાં ધણિયાણી.

એમનાં ત્રીજાં ધણિયાણી શીરીનબાઇ તે પેસતનજી બનાજીનાં બેટીને પેટનાં ફરઝંદો:—

૧. પીરોજા તે કાવસજી ફરામજી મામાના ધણિયાણી. પીરોજાના બેટી રતનબાઇ તે જાંહગીર હોરમજજી વાડીયાના ધણિયાણી. રતનબાઇને ત્રણ ફરઝંદો:—(૧) મહેરબાઈ, (૨) અરદેશર તથા (૩) રોશન.

૨. માણેકબાઇ તે નવરોજી વાડીયાના ધણિયાણી.

૩. મીઠીબાઇ તે ડોસાભાઇ પેસ્તનજી મુસ (સીકંદરાબાદવાળા) નાં ધણિયાણી. એમના ત્રણ ફરઝંદો:—(૧) સુનાબાઇ, (૨) શીરીનબાઇ અને (૩) કેખશરૂ.

૪. ધનબાઇ તે હોરાબજી બાપુજી ચલ્લા તે દખણ હૈદરાબાદના તહેસી-લદારનાં ધણિયાણી. એમનાં ચાર ફરઝંદોઃ—(૧) બેહરામજી, (૨) શીરીનબાઇ, (૩) ઝીનોબ્બા અને (૪) સુનાબાઇ.

૫. જાંહગીર દાદાભાઇ જાં. દાદીશેઠ—એવણ શેરની દલાલી કરે છે.

૬. ખરશેદજી એમનાં ધણિયાણી બાઇ હીરાંબાઇ તે સોરાબજી અરદેશર શેઠના કુટુંબનાં છે. એમનાં બે ફરઝંદો (૧) બહમનજી તથા (૨) દાદાભાઇ. (એવણ પોતાના ભાઇ મી૦ જાંહગીર જેવણ કુંવારા છે તેવણ સાથે કોટ મધે પારસી બજાર ઓટમાં રહે છે.)

૭. જરબાઇ.

# પૂરવણી—૧૫.

## (૧) અરદેશર દાદાભાઇ જાંહગીર અ. દાદીશેઠ.

અત્રે પાને ૩૯૯ મે મરહુમ મી૦ અરદેશર દાદાભાઇ જાંહગીર દાદીશેઠની જીંદગીનો ટુંક હેવાલ આપ્યો છે તેમાં પાછળથી મેળવેલી વિગતોનો ઉમેરો કરવાની જરૂર છે, જે હેઠળ કરીયે છીયેઃ—

શેઠ અરદેશર દાદાભાઇ દાદાશેઠનો જન્મ રોજ ૧લો, માહ ૩જે ખોરદાદ, કદમી સને ૧૨૧૮ યઝદેજરદી, તા૦ ૨૭મી અકટોબર ૧૮૪૮ ને દીને થયો હતો અને એમનું મરણ રોજ ૩જે અરદીબેહેસ્ત, માહા ૧૦મો દેહે, કદમી સને ૧૨૮૨ યઝદેજરદી, તા૦ ૧૨મી મે ૧૯૧૨ ને દીને ૬૪ વર્ષની ઉમરે નીપજયું હતું. એમનાં ધણિયાણી બાઇ ખરશેદબાઇ અ. દાદીશેઠ જેવણ મરહુમ બરજોરજી માણેકજી વાછા અથવા બાતલીવાલાનાં બેટી થાય છે, તેમનો જન્મ રોજ ૩જે અરદીબેહેસ્ત, માહા આવાં, શહેનશાહી, તા૦ ૨૭મી એપ્રીલ ૧૮૫૧ ને દીને થયો હતો. શેઠ અરદેશરનાં બેટી મીસ મહેરબાઇ અ. દાદીશેઠનો જન્મ રોજ ૫મો અસપંદારમદ, માહા ૬ઠો શેહેરેવર, કદમી, તા૦ ૨૪મી જાનેવારી ૧૮૭૧ ને દીને થયો હતો. એવણ હાલ તારદેવ ટેરેસ મધે રહે છે. અરદેશરના દીકરા જાંહગીર અરદેશર દાદીશેઠનો જન્મ રોજ ૧૦મો આવાં, માહ ૬ઠો શેહેરેવર, કદમી, તા૦ ૨૮મી જાનેવારી ૧૮૭૪ ને દીને થયો હતો.

મરહુમ મી૦ અરદેશરને પણ નામદાર કોર્ટે દાદીશેઠ ચેરીટી ટ્રસ્ટનાં એક ટ્રસ્ટી નેમ્યા હતા.

### ઉઠમણામાં સખાવત.

મરહુમ શેઠ અરદેશર દાદાભાઇ જાં. દાદાશેઠનાં ઉઠમણામાં એમનાં પુણ્ય માટે એવણની પુંજીમાંથી રૂ. ૧૪૦૦૦ ની રકમ નીચે મુજબ ધર્મ ખાતે આપવાનું જાહેર થયું હતુંઃ—

રૂ. ૨૫૦૦ પોતાના ટ્રસ્ટીઓને સ્વાધીન કીધા કે તેમાંથી દાદીશેઠનાં આતશબેહેરામમાં યા દાદીશેઠની વાલકેશ્વરની વાડીમાં ફુવારા, કુવા અથવા અભાડા બંધાવી આપવા અને ત્યાં નહિ બને તો બીજી કોઇ જરૂરી જગાએ બંધાવવા.

| | |
|---|---|
| રૂ. ૧૦૦૦ | અનામત રાખી તેનું વ્યાજ દર્ઇસર ગામ કે જેના તેવણુ માલેક હતા ત્યાંનાં ગરીબોને દર વર્ષે મરહુમની બાજ પર વહેંચી આપવું. |
| રૂ. ૫૦૦ | શ્રી પાંજરાપોળના ત્રસ્ટીઓને સ્વાધીન કરવા કે એ રકમનું વ્યાજ તેમના હસ્તકનાં નીભાવ ફંડ ખાતે વાપરવું. |
| રૂ. ૫૦૦ | મુંબઇનાં લેપર એસાઇલમનાં ત્રસ્ટીઓને આપવા કે એ રકમનું વ્યાજ તેમને હસ્તકનાં નીભાવ ફંડ ખાતે વાપરવું. |
| રૂ. ૫૦૦ | પારસી પંચાયતનાં ત્રસ્ટીઓને સ્વાધીન કરવા, કે એ રકમનાં વ્યાજમાંથી આંધળાં પાંગળાંનાં ફંડને મદદ કરવાને ખાતે વાપરવા. |
| રૂ. ૫૦૦ | એઓનાં નામનું દવાખાનું કાઢવા વાપરવા તથા |
| રૂ. ૮૫૦૦ | ત્રસ્ટીઓનાં ધ્યાનમાં આવે તે મુંબાઇ કે બહારગામનાં સખાવતી ખાતામાં આપવા. |
| રૂ. ૧૪૦૦૦ | જુમલે. |

(ઝોરાસ્ટ્રીયન કેલેન્ડર).

મરહુમે પોતાનાં વીલની રૂએ નીચલાઓને ત્રસ્ટીઓ નેમ્યા હતાઃ—

૧. મી૦ જીજીભાઇ મહેરવાનજી વાડયા.

૨. મી૦ સોહરાબ ખરશેદજી દાદીશેઠ.

૩. મી૦ શાપુર ન. ગઝદર.

પહેલ્લા ગ્રહસ્થ ગુજરવાથી હાલ છેલ્લા બે સાહેબો ત્રસ્ટી તરીકે વહીવટ ચલાવે છે.

## દાદીશેઠ ખાનદાનના ચુસ્ત બાનુ થીઓસોફીસ્ટ.

## બાઇ મહેરબાઇ અરદેશર દાદાભાઇ દાદીશેઠ.

એવણુ તા૦ ૯–૩–૧૯૦૩ ને દીને થીઓસોફીકલ સોસાયટીમાં જોડાયાં હતાં અને તા૦ ૨૨–૮–૧૯૧૧ ને દીને Order of the Star in the Eastમાં સામેલ થયાં હતાં. તા૦ ૨૧–૧૨–૧૯૨૦ ને દીને કનવેનશન વખતે અડયાર ગયાં તે ત્યાંજ રહયાં. તા૦ ૧૮–૧–૧૯૨૧ ને દીને Women's Indian Association નાં અડયારમાં સભાસદ થયાં. તા૦ ૫–૪–૧૯૨૧ ને દીને મુંબઇ આવી પાછાં તા૦ ૧૪–૬–૧૯૨૧ ને દીને અડયારમાં સેવા કરવા ગયાં જ્યાં થીઓસોફીકલ પબલીશીંગ

હાઉસમાં કામ કરવા લાગ્યાં હતાં અને ટાઇપીસ્ટ તરીકે પણ કામ કીધું હતું. તા૦ ૧૨-૧૧-૧૯૨૧ ને દીને કો—ફ્રીમેશનમાં દાખલ થયાં હતાં અને તા૦ ૧૦-૪-૧૯૨૩ ને દીને માસ્તર મેશન થયાં હતાં. તા૦ ૨૦-૪-૧૯૨૩ ને દીને મીસીસ બેઝંટવાળા National Home Rule League માં જોડાયાં હતાં. વળી Baby Welfare માં કોઇ કોઇ વાર મીસીસ કઝીનસની ગેરહાજરીમાં કામ કર્યું હતું. તા૦ ૧-૪-૧૯૨૬ નાં દીનથી એવણ મુંબઇ જાયુકના રહેવા આવ્યાં છે.

બાઇ મહેરબાઇ હાલ તારદેવ ટેરેસ મધે રહે છે. એમના પિતા એમના માટે એક ટ્રસ્ટ કરી ગયા છે જેના હાલના ટ્રસ્ટીઓ મી૦ સોહરાબ ખરશેદજી હો. દાદીશેઠ તથા મી૦ શાપુર નવરોજી ગઝદર છે.

## બાઇ મહેરબાઇએ મુંબઈમાં બજાવેલી જાહેર સેવા.

એવણે બે વર્ષ સુધી બ્લાવાત્સકી લૉડજમાં Joint Librarian તરીકે કામ કર્યું હતું તથા થોડોક વખત મુંબઇમાં બ્લાવાત્સકી લૉડજ મધે એક બંધુ સાથે Ladies Class ચલાવ્યો હતો.

ધી ફેમીલી સરકયુલેટીંગ લાઇબ્રેરી, જે મી૦ દીનશાહ ઇરાનીએ જશન કમિટિને ભેટ આપી હતી, તેની સેંકડો ચોપડીઓની બાઇ મહેરબાઇએ ટીપ નવેસરથી જુદા જુદા વિભાગોમાં બનાવી જશન કમિટિનાં દિવાનખાનામાં ગોઠવી આપી હતી.

Lotus Class જે છોકરાંઓને ધાર્મિક તથા નીતિનું તેમજ મ્યુઝીકનું શિક્ષણ આપવા માટે Lotus Circle તરફથી સ્થાપવામાં આવ્યો હતો ત્યાંનો senior class તા૦ ૧૪-૭-૧૯૧૨ થી અઠવાડિયામાં દર શનિવારે એક કલાક વર્ષો સુધી ચલાવ્યો હતો, જ્યારે બીજા વર્ગો બીજાં થીઓસોફીકલ બહેનો ચલાવતાં હતાં. આ વર્ગો પહેલાં બ્લાવાત્સકી લૉડજમાં અને પાછળથી લોટસ સરકલની ઑફીસ જે જશન કમિટિની ઑફીસમાં લઇ જવામાં આવી હતી ત્યાં એ ચલાવવામાં આવતા હતા. આ બાબે મી૦ ખરશેદજી જ. બ. વાડીઆની "Fifty years of Theosophy in Bombay" જે ૧૯૩૧ નાં મે માસમાં પ્રગટ થઇ છે તેમાં જણાવ્યું છે કે:—

"Miss Meherbai Ardeshir Dadysett, one of our enthusiastic Parsi lady members, went to Adyar in July 1921 as an honorary worker. For some

time she worked in the Theosophical Publishing House and some time in the President's office. She retired and returned to Bombay in 1926." (p. 61).

આ ઉપરથી માલમ પડે છે કે દાદીશેઠ ખાનદાનના એક બાનુ એક વેળા ચુસ્ત થીઓસોફીસ્ટ હતાં.

## એમનાં લખાણો.

બાઇ મહેરબાઇએ ઘણુંક જાહેર લખાણો કીધાં છે જેમાંનાં કેટલાંકની ટીપ હેઠળ આપ્યે છીયે:—

ઇ. સ. ૧૯૦૦ થી "ચેરાગ" ચોપાન્યામાં અવારનવાર લખાણો કર્યાં હતાં, તેમજ "જીજ્ઞાસુ", "જ્ઞાનવર્ધક" વગેરે મધે થોડાંક કીધાં હતાં.

તા० ૨૧–૮–૧૯૦૭ થી તે ૩–૩–૧૯૦૮ સુધી "અખબારે સોદાગર"માં અવારનવાર પરચુટન બાબદો પર લખાણો કીધાં હતાં.

તા० ૭–૮–૧૯૧૧ થી તા० ૩૦–૧૦–૧૯૨૧ સુધી 'સાંજ વર્તમાન'માં "મનુષ્યની છઠ્ઠી મૂળ જાત" વિષે તથા તા० ૮–૮–૧૯૨૪ થી તા० ૧૭–૪–૧૯૨૫ સુધી આલકયોની (મી० જે० કૃીષ્ણા મુરતી)ની પાછલી ૧૯ જીંદગીઓનો અહેવાલ બાબે. એ મધે એવણનું ચોકસ લખાણ જાણવાજોગ છે કે ડૉકટર બેઝંટ અને બીશપ લેડબીટરે આકાશમાં નોધાયલા જોયલા બનાવોનો The Lines of Alcyone માં પાછળી ૪૮ જીંદગીઓનો અહેવાલ બહાર પાડયો છે જે વાંચવા લાયક છે. તેમાંની ૪૬ મી જીંદગીમાં આલકયોની ઈ. સ. પૂ. ૧૫૨૮ માં જનમેલા અને તેવણનું નામ મેડીઆમાં વંધો (આપણ અષો જરથોસ્ત સાહેબના કાકાના દીકરા) છે. આ જીંદગીમાં પાક સ્પીતમ જરથોસ્તની થોડીક જીંદગીનો રસીલો અહેવાલ પણ આપવામાં આવ્યો છે.

મીસ મહેરબાઇ અ. દાદીશેઠે નીચલાં બે ઇનામો મેળવ્યાં હતાં:—

તા० ૧૯–૧૦–૧૯૦૪ ને દીને માગરોળ જર્મન સભા તરફથી "જીવ દયા સંબંધી" લેખ માટે, અને તા० ૧૫–૨–૧૯૦૬ ને દીને "Thoughts on Vegetarianism"ના ગુજરાતી તરજુમા માટે; રૂ. ૫૦ નું પહેલું ઇનામ મેળવ્યું હતુ અને તે મંડળીએ આ લખાણનું ચોપાન્યું પોતાને ખરચે છપાવી મફત વહેચ્યું હતું.

## (૨) ધનજીભાઈ દાદાભાઈ દાદીશેઠનાં ધણીયાણીઓ.

૧. હમાબાઇ બહમનજી જીજીભાઇ જેમને કાંઇ ફરઝંદ નહતાં.

૨. બાઇજી ફરામજી દાવર એમના બે દીકરા અને બે દીકરી છેઃ—

   ૧. ધનબાઇ.
   ૨. દાદી.
   ૩. મહેરબાઇ જાંહગીર જસાવાલા.
   ૪. સોહરાબ.

## (૩) મંચેરજી દાદાભાઈ જાંહગીર દાદીશેઠ (બેરીસ્ટર).

એમનો હેવાલ અત્રે પા. ૪૦૧ મધે આપ્યો છે. એમનાં ફરઝંદો નીચે મુજબ છેઃ—

(ક) કેખશરૂ (જ. ૧૮૭૦ ઇ. સ.; મરણ ૧૮૯૦ ઇ. સ.). એમનો હેવાલ આગળ પાને ૪૦૫ મે આપ્યો છે.

(ખ) મીઠીબાઇ તે ખરશેદજી બેક્ષતર (મીલ ઇજનેર) ના ધણિયાણી. (જ. ૧૮૭૧ ઇ. સ.) એવણ વાંદરે રહે છે. એમને પાંચ ફરઝંદો છેઃ—(૧) રૂસ્તમ જેવણ નાગપોરમાં બોઇલર ઇન્સ્પેકટર છે. (એમને બે ફરઝંદો છેઃ—(ક) હીરાંબાઇ અને (ખ) નવરોજી.)

(૨) ધનજીશાહ જેવણ બી. એ. થઇ, મુંબઇ મ્યુનિસિપાલીટીમાં ઇજનેરી ખાતામાં નોકરી બજાવી હાલ વધુ ઇજનેરી અભ્યાસ માટે વેલાત ગયા છે.

(૩) મેહેરવાનજી.

(૪) હોશંગ.

(૫) દાદાભાઇ.

(ગ) મેહેરબાઇ (જ. ૧૮૭૩ ઇ. સ.; મ. ૧૮૯૨ ઇ. સ.)

(ઘ) સુનાબાઇ (જ. ૧૮૭૫ ઇ. સ.) એવણ બે વરસની ઉમરે ગુઝર્યાં હતાં.

(ચ) પીરોજા (જ. ૧૮૭૭ ઇ. સ.) તે મી૦ પેસ્તનજી ફેરોઝાબાદ ગાંધી (તે પૂર્વ આફ્રીકાના વકીલ)નાં પહેલાં ધણિયાણી. એવણ આશરે પચીસ વરસ થયાં ગુજરી ગયાં છે. એમને બે ફરઝંદો છેઃ—(૧) ફેરોઝાબાદ જેવણ મરીન ઇજનેર તરીકે સીંધીઆ સ્ટીમર કું.માં નોકરી કરે છે અને (૨) ખોરશેદ.

(७) સોહરાબ (જ. ૧૮૭૯ ઇ. સ.) એવણુ પણુ બે વરસની ઉમરે ગુઝર્યાં હતા.

(જ) ધનબાઇ (જ. ૧૮૮૪ ઇ. સ.) તે મજકુર મી૰ પેસ્તનજી કેકોબાદ ગાંધીનાં બીજાં ધણિયાણી. એમના પિતા મી૰ મંચેરજી આજ બે દાહેકા ઉપર જ્યારે વેલાત ગયા હતા ત્યારે એમને મળવાને ઇસ્ટ આફ્રીકા (કેન્યા) ગયા હતા. એમને પાંચ ફરઝંદો છેઃ—(૧) પેરીન, (૨) મેહેરબાનુ, (૩) અરદેશર, (૪) રોશન, અને (૫) નરગેશ. એવણુ આજ કેટલાંક વરસ થયાં પોતાનાં છોકરાંઓ સાથે પંચગની મધે રહે છે. એવણુનો દીકરો મઝકુર અરદેશર સીનીયર કેમ્બ્રીડજ પરિક્ષામાં ઇ. સ. ૧૯૩૧ ના માર્ચ માસમાં પસાર થઇ હાલ પુણા મધે દખણુ કોલેજમાં શીખે છે.

(ઝ) જહાંગીર (જ. ૧૮૮૬ ઇ. સ.)એવણુ આગળ કાનપોર મધે વૉટર વર્કસ (પાણી ખાતા)નાં ઇજનેર હતા, અને હાલ ધુલ્યામાં મોટરની એજન્સી ચલાવે છે.

એવણુ, બાઇ સુનાબાઇ તે ફરાંમજી નશરવાનજી પારખનાં દીકરી સાથે પરણ્યા છે, જેવણુ હાલ વાંદરાં મધે રહે છે. એમનાં ફરઝંદો નીચે મુજબ છેઃ—

| | |
|---|---|
| મહેરબાઇ | દાદાભાઇ |
| રતનબાઇ | મંચેરજી |
| દીનબાઇ | ખરશેદબાઇ |

(ટ) તેહમીના તે કલ્યાણીવાળા જી. આઇ. પી. રેલ્વેના ડાકટર નરીમાન કુપરના ધણિયાણી. (જ. ૧૮૮૭ ઇ. સ.) એવણુના ચાર ફરઝંદો છેઃ—(૧) નવરોજી, (૨) દાદાભાઇ, (૩) ફેની અને (૪) હોરમજજી.

(ઠ) રતનબાઇ

# પૂરવણી—૧૬.

## દાદીશેઠના આતશબહેરામના કેબલા હેઠળથી મળી આવેલા જુના સીક્કા.

અત્રે પાને ૨૭૨ મધે જણાવ્યા મુજબ ઇ. સ. ૧૯૧૬ માં જ્યારે દાદીશેઠના આતશબહેરામનું સમારકામ કરવામાં આવ્યું અને તે તકનો લાભ લઇ મી. દાદી નશરવાનજી ખ. અ. દાદીશેઠે જુના તાંબાના અફ્રગાન્યાની જગાએ એક ચાંદીનું અફ્રગાનિયું ભેટ આપી મુકાવ્યું ત્યારે ત્યાંથી કેટલાક સીક્કા મળી આવ્યા હતા જે બાબે 'જામે જમશેદ' મધે નીચલું લખાણ આવ્યું હતું:—

"દાદીશેઠના આતશબહેરામ સાહેબના મકાન મધે હમણા ચોકસ સમારકામ કરવામાં આવતું હોવાથી આતશના કેબલાને હાલની જગાએથી થોડાક વખતને સારૂ ખસેડવાની જરૂર પડી છે. કેબલાનું તાંબાનું અફ્રગાનિયું તેની જગાએથી ૧૩૪ વરસે ખસેડવામાં આવ્યું છે અને એ અફ્રગાનિયાંની હેઠળથી પત્થરના તખત ઉપરથી સાત તાંબાના સીક્કા મળી આવ્યા છે. આ સીક્કા ઓછામાં ઓછા ૧૩૪ વરસના જુના હોવા જોઇએ એમ ધારવામાં આવે છે. તે સીક્કાઓ ઉપરનો લેખ હજી ઉકલાવી શકાયો નથી. આતશ કેબલાને હાલ તરત ગહમબાર માટેના ઓટલા ઉપર એક કામચલાઉ બાંધકામ બનાવીને ત્યાં તખતનશીન કરવામાં આવ્યા છે. હાલનું સમારકામ પુરૂં થતાં બીજા ત્રણ મહીના લાગશે એવું ધારવામાં આવે છે."

# પૂરવણી—૧૭.

## દાદીશેઠ કુટુંબીઓની છાષ્ટિ તાલુકા મધેની જમીન ૧૮૬૫માં સરકારે રેલ્વે લાઇન માટે લેવા સારૂ તેને આપેલો બદલો.

ઇ. સ. ૧૮૬૫ના સાલમાં બરોડા રેલ્વેને પાહાડી, બોરીવલી, અને કનેરીના નવાં સ્ટેશનો જાહેર ઉપયોગ માટે બાંધવા સારૂ દાદીશેઠના કુટુંબની માલેકીની છાષ્ટિ તાલુકાની કેટલીક જમીન ઇ. સ. ૧૮૫૭ના ૬ ઠા એકટની રૂએ ખરીદી લેવાની જરૂર પડવાથી ત્યાંનાં ખાસ નેમાયલા અમલદાર મી૦ સી. ડબલ્યુ. બેલ સનમુખ તા૦ ૯ મી જાનેવારી ૧૮૬૫ ને દીને તપાસ ચાલી હતી.

આ વેળા શેઠો સોરાબજી, હોરમજજી તથા દાદી જાંહગીર દાદીશેઠ તરફથી મી૦ હોરમજજી જાંહગીર દાદીશેઠ (તે લીમજી માણેકજીના જમાઈ) એ તથા ભાઇઓ અરદેશર, નશરવાનજી તથા હોમજી ખરશેદજી દાદીશેઠ તરફથી તેઓનાં એજન્ટોએ હાજરી આપી હતી.

લીમજી માણેકજીની પાહાડી મધે જે જમીન હતી તે સરકાર તરફથી કાંઈપણ ભાડાં વગર આપવામાં આવી હતી. હોરમજજી જાંહગીર અને તેમના ભાઇઓની પાહાડી મધે જે જમીન હતી તે માટે તેઓ ચોકસ ભાડું સરકારને ભરતા હતા તથા ભાઇઓ અરદેશર, નશરવાનજી તથા હોમજી ખરશેદજી દાદીશેઠની કનેરી મધે જે જમીન હતી તે માટે તેઓ પણ ચોકસ ભાડું સરકારને ભરતા હતા અને તે તેમના સુતેહારોનાં કબજામાં હતી.

મજકુર જમીન મધેની કેટલીકની સરકારને રેલ્વે માટે જરૂર પડતાં તેના ટુકડાઓ હર ચોરસવાર દીઠ બે આનાના ભાવે સરકારે ખરીદી લીધા હતા, જે માટે જમીનનાં ભાડાંની ૨૦ ગણી કિમત ગણીને આપવામાં આવી હતી. એ રીતે ગણતાં મી૦ લીમજીને રૂ. ૫૭૫૫–૧૫–૪, અને મી૦ હોરમજજી જાંહગીર દાદીશેઠ તથા તેમના ભાઇઓને એક જમીનના ટુકડાના રૂ. ૩૨૯૭ તથા બીજા ટુકડાના રૂ. ૩૨–૧૦–૧૧ આપવામાં આવ્યા હતા; જ્યારે

બાઈઓ અરદેશર, નશરવાનજી તથા હોમજી ખરશેદજી દાદીશેઠને તેમની કનેરીની જમીનનો જરૂર જોગ ભાગ ખરીદી લેવા માટે સરકાર તરફથી રૂ. ૬૫–૭–૧૦ આપવામાં આવ્યા હતા. એ મુજબ ઉપલી તપાસના ચુકાદામાં નોંધવામાં આવેલું છે.

(આ ચુકાદો અત્રે આપવાની મતલબ એટલીજ છે કે તે ઉપરથી આજ ૬૫ વર્ષ ઉપર છાષ્ટિ તાલુકા મધે કઈ કઈ જમીન દાદીશેઠ ખાનદાનનાં કબજામાં ચાલુ હતી અને તેનો કેટલો ભાવ સરકારે તેમને આપ્યો હતો તે જાણવાને બની આવે).

## દાદીશેઠનો છાષ્ટિ તાલુકા મધેનો બંગલો.

બોરવલીની નજદીક કુંડોવલીના રસ્તા ઉપર આવેલો ચોરસ રોકી બંગલો જયાં છબીલદાસ લલ્લુભાઈની ઓફીસ છે તે દાદીશેઠ કુટુંબની માલેકીનો છે અને તે એકલોજ અસલ બંગલો હજી સુધી જળવાઈ રહયો છે.

## છાષ્ટીના ગામોનું દાદીશેઠ ખાનદાનના હાથમાંથી જવું.

દાદીશેઠોના છાષ્ટી મધેના ગામો વડીલ અરદેશર દાદીને સરકારે એમની હોરનબી રોડની હાલની સર જમશેદજી જીજીભાઈ સ્કુલવાળી જગાના બદલામાં ચોકે આપ્યાં હતાં તે બાબે અમે અત્રે પાને ૯૯ મે લખ્યું છે. એ કુટુંબનાં આઠ કીમતી ગામોમાંથી આજ દાહેકા થયાં એક પણ ગામ કમભાગ્યે તેના હાથમાં રહયું નથી, નહિ તો આજે તેમાંનું એકેક સોનાની ખાણ સમાન થઈ પડતે. કારણ એ સર્વ ગામો મુંબઈ શહેરની ઘણા નજદીક આવ્યાં છે. એ ગામો જે વેચાયાં તે પરકોમવાળાઓએ ખરીદ કીધાં જે તેના નીચલા ફેંજ ઉપરથી જણાશેઃ—

| ગામનું નામ. | ખરીદદારનું નામ. |
|---|---|
| મલાડ, કનેરી, આરા (એર) તથા તુલસી. | અહમદભાઈ હબીબભાઈ. તા૦ ૬–૧૦–૧૮૬૬. |
| દેસર. | હાજી કાસમ. |
| એકસર, મગાથાન. | છબીલદાસ લલ્લુભાઈ |
| પાહડી. | મુંબઈ મ્યુનીસીપાલીટી. |

એજ મુજબ એશ્બરનરવાળાનું ભાંડુપ, બનાજીવાળાનું પવાઇ, વાડીઆવાળાનું કુરલા પણ પારસી માલેકીમાંથી જતાં રહયાં છે. જ્યારે ગોરેગામ બહેરામજી જીજીભાઇ કુટુંબમાં જળવાઇ રહયું છે. અને દેવનરની એસ્ટેટ એક હિંદુ નામે ધાકજી દાદાજીના હાથમાંથી મરહુમ મી૦ ફીરોજશાહ જમશેદજી કેમેસરીઅટવાળા વકીલની માલિકીમાં આવી છે.

દાદીશેઠ ખાનદાનના વડીલ અરદેશર દાદીના મુંબઇની નજદીકનાં ક્ષાિના આંઠ ગામો અને મલબાર હીલની અનજુમનની ડુંગરવાડી નઝદીકની જમીન ઉપરાંત લગભગ આખી ખંબાલા હીલ તથા તેની આસપાસની હીલો—જે છેલ્લીનો પાછળથી ખાસ એમના સકરમી ધણીયાણી બાઇ બચુબાઇએ વહીવટ ચલાવી તે વારસોને આપ્યો હતો, તે સઘળાંનો હાલ બહુ નાનો ભાગ, જે 'રાયગુન' હીલને નામે ઓળખાય છે તે, એ કુટુંબના એક નબીરાના હાથમાં રહયો છે; બાકી સઘળું વેચાઇ સટાઇ ગયું છે જે જો આજે બચવા પામ્યું હતે તો તેની કીમત કરોડોથી અંકાતે અને તેની આવકમાંથી એ આખું ખાનદાન પળાતે, પણ ઝમાનાનો દોર ઓરજ છે!

———

# પૂરવણી—૧૮.

## અસલી ઈરાની જરથોસ્તીઓનો પાછળા ઝમાનામાં ફેરવાયલો પોશાક.

### દાદીશેઠ ખાનદાનના સ્ત્રી પુરૂષોના તેમની સબીઓ ઉપરથી જણાતા જુદા જુદા વખતના પોશાકો.

લખનારઃ—(મીસીસ) શીરીન રૂસ્તમ બ. પેમાસ્તર.*

**નકલ કરવાનો પારસી ગુણ**

તવારીખ-નવેસોના પીતા હીરોડોટસ મુજબ અસલી ઇરાનીઓ પડોશી રેવાજો હમેશ ગ્રહન કરવાને આતુર દીસતા. ("The Persians adopt foreign customs most readily of all men". Bk. I., 135). તેજ મુજબ તેઓ આજે પણ કરે છે. જ્યારે હિંદુ રાજ્ય હતું ત્યારે હિંદુઓની નકલ કરતા હતા. હાલ બ્રીટીશ રાજ છે ત્યારે ઈંગ્રેજી ડ્રેસની (ખાસ કરીને મરદો) નકલ કરે છે.

**ઝબ્બો**

પારસી મરદોમાં આખો ઝબ્બો તથા જોડા પહેરવાની રીતી તો અસલ ઇરાનમાં સાયરસના ઝમાનામાં પણ હતી, જેવો ઝબ્બો હાલ કોઇક પંથના ખ્રિસ્તી પાદરીઓ તથા આરબો પહેરે છે, (જેને મળતો આપણા હિંદુસ્તાનમાં અગાઉ જામો પહેરવામાં આવતો હતો).

**કદમી કાબા**

શહેનશાહીઓ જામો, ત્યારે કદમીઓ તેને મળતોજ (ઇરાની ઢબનો) કાબા પહેરે છે. હવે આજે એ ડ્રેસ લગ્ન વેળા પણ ભાગ્યેજ કોઇ પહેરે છે અને તે પણ મોટે ભાગે ધર્મગુરૂઓ ફક્ત ક્રિયા કરતી વેળાજ પહેરે છે.

**ખાદી.**

સંચાથી કાપડ વણવાનો હુન્નર શરૂ થવા અગાઉ પારસીઓ હાથથી વણેલાં કપડાં પહેરતાં હતાં. પૈસાદારો ઝીણી મઝલીનનાં ભારે કિમ્મતના કપડાં ત્યારે બીજાઓ ખાદીના કપડાં (સદરો સુધી) પહેરતાં હતાં.

---

* પોશાકને લગતી આ બાબત બાનુઓની કલમને બરની વધુ હોવાથી તે મારાં ધણિયાણી પાસે લખાવી છે. કપડાંમાં બાટીઓની સમજણ ઓછીજ હોય છે।
—રૂ. બ. પે.

આગળા પારસીઓ બાલ વધારવામાં માન સમજતા. મરદો દાઢી રાખતા અને બૈરાંઓ માથાના બાલ જેમ મોટા હોય તેમ ખુશ થતાં પણ આજે મરદો મુછ બોડાવે છે, (મોટે ભાગે) દાઢીના બાલ બોડાવે છે અને બૈરાંઓમાં 'બૉબ્ડ હૅર'ની ફેશીન આજ થોડાં વરસ થયાં પેવશ થઇ છે. આગળ તો (વંદીદાદના ઝમાનામાં પણ) બાલની મોટી શોભા લેખાતી–"The hair of the head served as means for the embellishment of the person" અને તેથી કેટલાકો તો ખોટા બાલ (wigs) વેચાતા લઇને પણ પહેરતા.

**બાલની કુરતી ફેશન**

પહેલવી વીરાફનામામાં જણાવ્યા મુજબ ખુદ તે અસલ ઝમાનામાં કોઇક બૈરાંઓ પણ ખોટા બાલ પહેરતાં જેમને તકસીરવાર ઠેરવતા, એવું જણાવીને કે તેમ કરી તે વેળાનાં બૈરાંઓ મરદોને પોતાની જાલમાં સપડાવતાં.

હવે હાલના ઝમાના ઉપર આવતાં આપણ જોઇએ છીયે કે ઇ. સ. ૧૮૫૨ ના સાલમાં પારસીઓ વિષે લખતાં મી૰ બ્રીગ્ઝ (Briggs) જણાવે છે કે સદરો કુસ્તી સિવાય પારસીઓનો તમામ પોશાક ગુજરાતી છે: "most certainly of Gujarati origin."

**ગુજરાતી પોશાક.**

**ચાંચના જોડા.** પ્રથમ પારસીઓ પણ વાણિયાઓ માફક ચાંચના જોડા પહેરતા હતા.

એ ઝમાનાનાં ૭–૮ વરસના પારસી છોકરાઓનો ડ્રેસ કેવો હતો તે અત્રે પાને ૨૮૪–ખ મી૰ ખરશેદજી દાદી ન૰ દાદીશેઠના લાડકા બેટા દાદીનો ફોટો આપ્યો છે તે ઉપરથી જણાય છે.

**બચ્ચાંનો પોશાક.**

આજ આશરે ૪૬ વરસ ઉપર લખેલી "પારસીઓની તવારીખ"માં મી૰ ડોસાભાઇ કરાકા જણાવે છે કે તેમના ઝમાનાનો પારસી પહેરવેશ આ દેશની આબોહવાને ઘણો બંધબેસતો છે ("well adapted to the climate of the country."). "બચ્ચાં ઝભલાં પહેરે છે (સુતરાઉ, રેશમી કે ગાઝ ફલાનલના) જે ગરદન પરથી છેક ગુંટણ સુધીના હોય છે અને તાલેવંતમાંજ હાલ હલકાં (વજનની) ઇજાર દાખલ થઇ છે. માથે ટોપી અને પગે હલકાં શુઝ પહેરે છે. છોકરા અને છોકરી બન્નેનો પહેરવેશ એક સરખોજ હોય છે."

સ્ત્રીઓના ડ્રેસ સંબંધ મી૦ કરાકા વધુ કહે છે કે પારસી બાનુઓ ડ્રેસના ટેસ્ટ માટે જાણીતાં છે ("The Parsi ladies of the present day are well-known for their good taste in dress." Vol. I, p. 118).

હવે ઘરની બાહર જતા પારસીઓના ડ્રેસ વિષે મી૦ કરાકા જણાવે છે કે મરદો ઘૂંટણની ડગલી, જેની બાંહે હાથ કરતાં બેવડી લંબાઇની હોય છે, તે પહેરે છે, પણ હવે આસ્તે આસ્તે એવી ફેશન દાખલ થઇ છે કે બાંહેની લંબાઇ હાથના જેટલીજ રાખવી. પાઘડીની બાબતમાં મી૦ કરાકા જણાવે છે કે તે ઘણી ખરી કાળી ચાકલેટ રંગની હોય છે જેની ઉપર ફાંકડું ફુલ હોય છે અને તેની અંદર ટોપી હોય છે. પૈસાદારો રેશમી ઇજાર, સ્ટોકીંગ અને ઈંગ્રેજી શુ કે બુટ પહેરે છે અને હાથનાં આંગળે સોના કે હીરાની વિંટી લટકાવે છે. જ્યારે ફુલ ડ્રેસ પહેરવો હોય છે ત્યારેજ સફેદ જામો પીછોડી પહેરે છે (આ તો અરધી સદી ઉપર થયું પણ આજ એક સદી ઉપર તો દરેક પારસી જામો પીછોડી પહેરતો હતો તે આપણે હવે પછી જોઇશું).

**મરદોનો પોશાક**

"પણ હવે એ પહેરવેશમાં ફેરફાર ઈંગ્રેજી ઢબનો કરવામાં આવે છે એટલે હાલના ઘણાખરા પારસીઓ કોટ તથા પાટલુન પહેરે છે. પણ જોકે તેમની પાઘડી બગાર ભારી તથા અગવડભરી છે છતાં તેને તેઓએ તીલાંજલી આપી નથી." મી૦ કરાકા પછી અગમચેતી કરે છે કે "આજના ફેશનેબલ જુવાનો હવે એથી પણ આગળ વધવા માંડયા છે અને હવે પછી તેઓ ડ્રેસમાં શા શા ફેરફારો કરશે તે કહેવાઇ શકાય નહિ. બૈરાંઓ માથાબાનામાં પોતાના વાળ ઢાંકી નાખે છે જે તેઓ શરમાળપણું (modesty) લેખે છે."

મી૦ કરાકા પોતાની અરધી સદી આગમચના પારસી બાનુઓ વિષે જણાવે છે કે "અરધી સદી અગાઉ તો એક પારસી બાઈ પોતાના કપાલનાં ઉપરના ભાગને ઉઘાડો બતાવવાના વિચારને હટકારી કાઢતી, પણ આજે તો તેમ કરતી નથી. ઓર તેને બદલે પોતાના માથાના આગળા ભાગને સેટો પાડી શોભાવે છે અને આ સુંદરતાની હવે વધુ મોટી ઉમરના બાનુઓ પણ હરીફાઈ કરવા લાગ્યાં છે! પણ વળી બુઢ્ઢાં ડોસાંઓ પોતાના માથાને માથાબાનાંથી ઢાંકી નાખે છે જેમની તો જવાન બાનુઓ ઠેકડી કરે છે કે તેમના બાલ સફેદ હોવાથી તે ઢાંકવાને માટે તેઓ નીહારવેર માથાબાનું પહેરે છે!"

મી૦ કરાકા મુજબ તેમના ઝમાના અગાઉ પારસી બૈરાંઓ કાંચરી યાને ચોલ્હી પહેરતાં તેમ હવે કરતાં નહિ પણ તેને બદલે હવે મડમોને કાંઇક મળતી આવતી 'બોડીસ' અને બ્લાઉઝ પહેરે છે. અગાઉ તેઓ નાકે સોનાથી મઢેલી ત્રણ મોતીની નથ પહેરતાં તે હવે પહેરતાં નથી.

બાનુઓના પગનાં પહેરવેશ માટે લખતાં મી૦ કરાકા કહે છે કે તેઓ ઘરમાં સપાટ પહેરતાં અને ઘણાક આજે પણ બાહેર જાય છે ત્યારે તે પહેરે છે પણ હવે મોટે ભાગે બુટ કે શુ પહેરવા માંડયાં છે.

બુટ

## દાદીશેઠ ખાનદાનના નબીરાઓનો પોશાક.

હવે આજ લગભગ અરધી સદી ઉપર લખાયલી પારસીઓની તવારીખના ઉપલા આધારે તેની આગળ તથા તેની પછીના ઝમાનાના પારસી મરદો તથા સ્ત્રીઓના પહેરવેશની ટુંક તપાસ અત્રે દાદીશેઠ કુટુંબીઓની જે અનેક તસવીરો આપી છે તેને આધારે લઇશું જે ઉપરથી સુજ્ઞ વાંચનાર જોશે કે પારસી ડ્રેસમાં કેટલો બધો ફેરફાર વખતો વખત થતો આવ્યો છે. જ્યારે યુરોપિયનોના મૂળ ડ્રેસમાં ઝાઝો ફેર પડતો નથી અને માત્ર તેની બારીક વિગતોના કુંડાળામાંજ ફેશનની દેવી પોતાનો દોર ચલાવે છે, ત્યારે આજ દોઢ સદી અને ત્યાર પછીની પારસી સ્ત્રી પુરૂષોના પહેરવેશમાં રફતે રફતે જે જે ફેરફારો થતા આવ્યા છે તે કાંઇ નાના સુના નથી. આ ફેરફારો માથાથી તે પગ સુધીના પહેરવેશમાં જણાઇ આવે છે. ઇંગ્રેજોમાં મૂળ ડ્રેસ—પાઘડી, કોટ, પાટલુન કે ઘાઘરા, ગાઉન વિગેરેમાં ફેરફાર થયા નથી. અલબતાં પારસી બાનુઓની સાડી તો આજ સદીઓ થયાં જેવી ને તેવી રહી છે, તો જો કે તેના કપડાંનાં કુમાસ કે કોરમાં અનેક ફેરફાર થયા છે. પણ બીજા ડ્રેસ—પાઘડી, ડગલી, ચોલી, સુરવાળ, બડીયાન, વિગેરેમાં તો ઘણાજ ફેરફાર થવા માંડી હવે પારસી ડ્રેસ, જે આગળા ઝમાનામાં હિંદુઓને મળતો હતો તે, ઇંગ્રેજોને મળતો થાય છે જે બાબેની અગમચેતી મી૦ કરાકાએ પણ (ઉપર જણાવ્યા મુજબ) કીધી હતી.

આ 'અહેવાલે ખાનદાને દાદીશેઠ'માં આપેલાં ચિત્રો આ પારસી કોમના પહેરવેશની બાબદમાં ખાસ ઉપયોગી તવારીખ પૂરી પાડે છે. વળી તેની એક વધુ અગત્ય એ છે કે તેથી એકજ ખાનદાનનાં સ્ત્રી પુરૂષો રફતે રફતે પોતાનો પહેરવેશ કેવી રીતે બદલે છે તે તપાસવાની આપણને અત્રે તક મળે છે.

સામાન્ય રીતે આપણુ એટલું કહી શકયે કે આગળા ઝમાનાઓની વળણ જ્યારે આંગને જેમ બને તેમ વધુ ઢાંકવાની હતી ત્યારે હાલના ઝમાનામાં દેશેદેશ (મુખ્ય કરીને પશ્ચિમ તરફના દેશોમાં) આંગને બને તેટલું ખુલ્લુ દેખાડવાની થઇ છે.

**માથાનો ડ્રેસ**

મરદોનાં માથાના ડ્રેસ વિશે સામાન્ય વિચાર જણાવતાં પારસીઓમાં ઇરાની ફેટો આજ ચારેક દાહેકા થયાં દાખલ થયો છે અને તે વધુ સુગમ થતો, ઓછા વજનનો તથા સહેલાઇથી મળી શકતો છે છતાં તે આ દાદીશેઠ ખાનદાનના એક પણ મહરે આજ સુધી પહેરેલો દિસતો નથી. તેને બદલે કેટલાક સાહેબો ઈંગ્રેજી ડ્રેસ સાથ ઈંગ્રેજી હૅટ પહેરતા નઝરે પડશે, જ્યારે કેટલાક સાહેબો અવસર પ્રમાણે બન્ને ડ્રેસ—પારસી તેમજ ઈંગ્રેજી—ભેળ પહેરે છે. પારસી બાનુઓ મુખ્ય પહેરવેશમાં હજી વધુ કનઝરવેટીવ રહયાં છે. અમારી સાડી તો એક અજબ શોભા અને રોનકની ચીજ હોવાથી એમ પણ માની શકાય કે આગળ ચાલતાં કદાચ (ગરમ દેશોમાં વસતાં) યુરોપિયન બાનુઓમાં પણ તે પહેરવાની ફેશન જાગે. એટલા માટે જો આપણી પારસી બેહેનો મડમોને પગલે ચાલી સાડીને રૂખસદ આપી ધાઘરા પહેરવા માંડશે તો પાછળથી તેઓ પસ્તાશે. જે શોભિતો ડ્રેસ તેઓ મુકી દે તે હવે ફેશનવાળી મડમો પહેરવા લાગે ખરી.

આ સામાન્ય વિચારો જણાવી હવે અમે દાદીશેઠ ખાનદાનના નબીરાઓના વખતો વખતના પહેરવેશ ઉપર આવશું.

અત્રે દાદીશેઠ ખાનદાન તથા એ ખાનદાન સાથ સગાઇનો સંબંધ ધરાવનાર પીટીટ ખાનદાનનાં નબીરાંઓની જે સબીઓ આપી છે તે આગળા જુદા જુદા ઝમાનાઓમાં પારસી પોશાક કેવો હતો અને તેમાં વખતો વખત કેવા કેવા ફેરફારો થતા ગયા છે તેનો અચ્છો ખ્યાલ આપે છે.

## ૧. દાદીશેઠ કુટુંબનાં માટીડાઓ.

### મોટા દાદીશેઠ (ઇ. સ. ૧૭૩૪–૯૯.)

આ કેતાબમાં મોટા દાદીશેઠ (દાદીભાઇ નોશીરવાનજી) ઇ. સ. ૧૭૩૪–૯૯ ની બે સબીઓ મુખડે આપી છે, જે બન્ને વચ્ચે એક દાહેકાથી વધુ મુદ્દતનો તફાવત નજરે પડે છે. એ સબીઓ અત્રે આપવાની એજ મતલબ છે કે તે બન્ને વચ્ચે પોશાકનો, કે કોઇ ચહેરા ઉપર વાળ રાખવાનો કે બીજો જે તફાવત હોય તે જણાવવાને આપણને બની આવે.

પહેલી સબી જે અરધી બસ્ત રોકી છે તે જવાન વયની દિસે છે, પહેરવેશ તો બન્ને મધે લગભગ સરખો માલમ પડે છે. પાઘડી પણ સરખી છે જે હાથે બાંધેલી છે. બન્નેમાં ડગલી પર જામો પહેરી પીછોડી બાંધેલી છે, તે ઉપર લાંબો સાહયો અને તેની ઉપર સાલ પહેરી છે.

દાદીભાઇનો દેખાવ સાદો છે. તેમના માથા ઉપર ઝાઝા બાલ દિસતા નથી. કાન સહેજ લાંબા છે. આ બે સબીઓ જે કમમાં કમ તેર ચૌદ દાહેકા અગાઉની છે તે તે ઝમાનાનાં પારસી પોશાકનો અચ્છો ખ્યાલ આપે છે.

## અરદેશર દાદી (ઇ. સ. ૧૭૫૫–૧૮૧૦).

હવે દાદીભાઇના દીકરા અરદેશરની સબી જોતાં તેમાં પણ પહેરવેશમાં ઝાઝો ફરક દિસ્તો નથી. પાઘડી વધુ બેઠી વાણ્યારોકી છે. મૂછ બાપના જેવી આંકડાવાર છે, પણ એ સબી મધે મોઢાં ઉપર બન્ને બાજુ ગુચ્છા તથા થોભ્યા છે. અરદેશર બાપ કરતાં વધુ ટેકવાળા દિસે છે. બન્ને બાપ દીકરાનાં કપડાં સરખાંજ છે. પગે નાના ચાંચના જોડા છે. તે ઝમાનામાં ખરચાલુ વેલાતી બૂટ ન હતાં.

## ખરશેદજી અરદેશર દાદી. (ઇ. સ. ૧૭૭૯–૧૮૫૧).

આ સબી તેના દેખાવ ઉપરથીજ એક અસલી વિચારના (ઓરથો-ડોક્ષ)ની દિસે છે. ખરશેદજી અરદેશર દાદીની પાઘડી ફારચાંની ખોખારોકી પહેલા સર જમશેદજી જીજીભાઇ, બેરોનેટની પાઘડીને મળતી દિસે છે. એ સબી એમની બુઝર્ગ વયે લીધેલી જણાય છે. એવણે ડગલી રોકો કસનો જામો પહેરેલો લાગે છે, પણ તે ઉપરની આગળા બાપદાદાના વખતની પીછોડી કમી કરેલી દિસે છે. વળી અસલી દમામદાર શાલ પણ નિકળી ગયલી જણાય છે. એમની સબી આજ લગભગ આઠથી દસ દાહેકા ઉપરની હશે. તે ઝમા-નામાં પહેરવેશમાં ફક્ત ચાર દાહેકામાં થયલો ફેરફાર અત્રે જણાઇ આવે છે.

## નશરવાનજી ખરશેદજી અ. દાદીશેઠ. (ઇ. સ. ૧૮૨૦–૧૮૬૩).

ખરશેદજીના ત્રણે બેટાઓ: (૧) અરદેશર, (૨) નશરવાનજી, તથા (૩) હોમજીની સબીઓ અત્રે આપી છે. તે સર્વમાં પાઘડીની બાબતમાં સહેજ વધુ ફેરફાર જણાય છે. આજે જેને ઓરથોડોક્ષ પાઘડી કહીએ તેવી તે જણાય છે. નશરવાનજીના પહેરવેશ પરથી હવે તેમાં કાંઇ ઇંગ્રેજી ફાશીનના છાંટા ઉમેરાયલા દેખાઇ આવે છે. પાઘડી હવે લાંબી ઉચી થઇ છે (જાણે ઈંગ્લીશ ચીમની–ટોપ હેટને મળતી!). એમના ઝમાનામાં જેમ વધુ લાંબી પાઘડી તેમ વધુ

રૌબદાર લેખાતી હશે! (આજે તો જેમ જેમ નાની પાઘડી તેમ તેમ તે વધુ ફેશનેબલ, અને ટોપીરોકી બનતી જાય છે. ખુદ મોબેદની પાઘડી પણ વધુ અને વધુ બેઠી બની છે!

ત્રણેમાં ચહેરાનો દેખાવ ટેકાવદાર ગંભીર લાગે છે. ડગલી પણ લાંબી પાદરીઓના ઝભ્ભા જેવી છે. (આજે તો ઈંગ્લીશ શોર્ટ-કોટ અને તે પણ દિવસે દિવસે વધુ ટુંકો થતો જાય છે જેથી જાણે અસલી વિચારનારાઓને લાગે કે તે પહેરનાર કાંઈ મલાહઝોજ રાખતાં નથી).

અત્રે બદીયાન પહેલવહેલું નજરે પડવા માંડ્યું છે. તે કસનું છે. તે ઝમાનામાં વેલાતી બટનો અત્રે દાખલ થયાં ન હશે. બદીયાનમાંથી બાંહે તો બહાર કાઢેલી દીસે છે (જેમ આજે કફ બતાવવામાં આવે છે!). હાથે નાની આંગળીએ (ઇંગ્રેજોની માફક) વીંટી પહેરવા માંડી છે. બાપ બપાવા તથા વડવાઓની માફક ચહેરા ઉપર થેબ્યા તો છેજ. ત્રણે ભાઈઓ એકજ ઝમા-નાના (આજ અરધી સદી ઉપરના) છે અને તેમની ઉમરમાં મોટો ફરક નથી, માટે તેમનો પહેરવેશ લગભગ એક સરખોજ જણાય છે. તે ઝમાનામાં કાંઈ ભાઈ ભાઈઓના ડ્રેસમાં ઝાઝો ફરક પડતો ન હતો.

આ ત્રણે ભાઈઓની સબીઓ મધેનો બીજો સઘળો પહેરવેશ પોતાના બાપ કાકાના જેવોજ છે.

દાદી નશરવાનજી ન. ખ. દાદીશેઠ. (ઇ. સ. ૧૮૪૧–૧૯૨૦).

હવે આપણા આજના ઝમાના ઉપર આવતાં મરહુમ મી૦ દાદી ન. દાદીની સબીમાં તો પાઘડી વધુ નાની બનવા લાગેલી જોઈએ છીએ. નેકટાઈ અને ઓપન કોલર પણ યુરોપિઅનો માફક એવણે પહેર્યાં છે. ડગલો હાલના પારસીઓ પહેરે છે તેવો છે પણ શોર્ટ કોટ નથી. બદીયાન કફ સાથનું છે. હવે ચશ્મો દેખાવ દેવા લાગ્યો છે જે આજે તો સાધારણ થયો છે. હાથમાં વોકીંગ સ્ટીક (ઇંગ્રેજી ઢબે), ગજવામાં રૂમાલ અને ગાલ તથા દાઢી ઉપર અસ્ત્રો ફેરવી (clean-shaved) થયા છે તથા મૂછ પણ ટ્રીમ કીધેલી છે.

## ૨. દાદીશેઠ ખાનદાનનાં પારસી બાનુઓનો પહેરવેશ.

હવે આપણે દાદીશેઠ ખાનદાનનાં બાનુઓનાં પહેરવેશમાં થતા ફેરફાર ઉપર આવ્યે. આ સવાલ બાબે જે આગળની સબીઓ ઉપયોગમાં લઈ શકાય તે નીચે મુજબ છે:—

૧. બાઇ આવાંબાઇ તે નશરવાનજી ખ. દાદીશેઠનાં સાસુ (પા. ૨૬૨–ખ). એવણુ ૯૪ વર્ષની ઉમરે ગુઝર્યાં હતાં. એવણુની સબી બુઢ્ઢાપણુમાં લીધેલી દીસે છે. એવણુનાં બસ્ત ફેટોમાં અસલી પોહોળી કોરની સુતરાઉ સાડી તથા લાંબી બાંહેનું બદીયાન ધ્યાન ખેંચે છે. કાને કે ગળે કાંઈ નથી. આજ પાંચ છ દાહેકા ઉપરના પણુ પારસી બાનુઓ એવોજ પોશાક પહેરતાં હતાં.

૨. બાઇ હુમાંબાઇ તે નશરવાનજી ખ. દાદીશેઠનાં ધણીયાણી (ઈ. સ. ૧૮૨૮ થી ૧૯૦૪) એવણુની સબી (પા. ૨૬૨–ક) ઉપરથી એવણુ લગભગ અરધી સદી ઉપરની ઉમરે પુગેલાં દીસે છે. અસલી મલાહજાસર પહેરવેશના ઝમાનાના એવણુ પણુ એક બાનુ છે, જેવાં આજે પણુ ઓરડોડાક્ષ પારસી બુઝર્ગ બાનુઓ હૈયાત છે અને તેમનાં જેવોજ બાઇ હુમાંબાઇનો પણુ પહેરવેશ છે.

૩. પીટીટ ખાનદાનની (સો વર્ષની) અસલી સબી.

અત્રે (પા. ૩૨૮ મધે) જે પીટીટ ખાનદાનની એક સદી ઉપરની સબી આપી છે તેમાં કોઇ પણુ બચ્ચાંના પહેરવેશમાં (આજની માફક) ફ્રોક નથી. આજ ત્રણેક દાહેકા ઉપર ફ્રોકનું નામજ ન હતું. બધાં બચ્ચાં–છોકરાઓ તેમજ છોકરીઓ–ઝભલાં યા ઇજાર પહેરતાં. બૈરાંઓ, (સર દીનશાહ માણેકજી પીટીટ ૧ લા બારોનેટનાં વડાં બેટી બાઇ ભીખાઇજીની માફક) કોર સાથની સાડી જેમાંથી સદરાની કોર બહાર દીસે તેવો પહેરવેશ પહેરતાં. જ્યારે આજે કેટલાંક ફેશનેબલ એસ્કી બાનુઓ તો (માટીડા માફક) સદરો ઢાંકવાની ખામી બતાવે છે અને કેટલાંકો તો સદરો પહેરતાંબી ન હશે ! જો આ એસ્કી બાનુઓ પોતાના કપાળ પર તીલી કરે તો કોઇ અણુજાણ્યો તેમને હિંદુ બાઇ સમજે. વળી કેટલીક પારસી બાનુઓ આજે તો હિંદુ દેશસેવીકાઓ માફક ઓરેન્જ રંગની સુતરાઉ સાડી પહેરી, કપાળે તીલી કરી હિંદુ બહેનપણીઓમાં ભેળાઈ જવાનું ફેશનેબલ સમજે છે.

૪. લેડી સાકરબાઇ દીનશાહ માણેકજી પીટીટ (ઇ. સ. ૧૮૨૭–૧૮૯૦) ની સબી.

આ ઘરાની તોખમનાં બાનુ તે વેળાના અસલી પહેરવેશમાં છે. (પા. ૩૨૧–ક) પોહોળી કોરની સાડી, ગળામાં કીમતી હાર, કાનમાં તેવુંજ લુલક અને બાલ ન દીસે તેમ નીચું માથાબાનું. આજની ઈંગ્રેજી શીખેલી

બોબ્ડ હેરવાળી ફેશનેબલ બાનુના શોખીના પણ તકલીદી ડ્રેસથી આ તદ્દન જુદો પહેરવેશ છે. કયો ડ્રેસ બંધબેસ્તો હશે ?

૫. બાઇ ભીખાઇજી તે દાદી નશરવાનજી દાદીનાં ધણીયાણી અને સર દીનશાહ માણેકજી પીટીટનાં વડાં ફરઝંદ. (ઇ. સ. ૧૮૪૪–૧૮૯૮). એવણુનો પહેરવેશ પણ અસલી ઢબના પારસી બાનુનો છે. (પા. ૨૭૪–ક) કોરની સોડવાળી સાડી, હાથે બાંગડી, આંગળી પર વીંટી અને સાથે હાથમાં ભણવાની ચોપડી છે.

આ ઉપરાંત અત્રે હાલના જમાનાને લગતાં બીજાં ઘણાએક બાનુઓ તથા ગ્રહસ્થોની સબીઓ આપી છે જે ઉપર ખાસ ટીકા કરવાની જરૂર નથી. માટીડાઓએ હવે (સબીમાં) ઇંગ્રેજી ડ્રેસ પહેરવા માંડયો છે. હાલના બૈરાંઓનો પહેરવેશ અત્રેની અનેક સબીઓ જોતાંને વાર જણાઇ આવશે માટે તે ઉપર વિવેચન કરવાની અગત્ય નથી.

# પુરવણી ૧૯.

## દાદીશેઠ ખાનદાનની થોડીક અસલી સગાઇઓ.

આ દાદીશેઠ ખાનદાનના વડીલ બહેલી હોમજીને લગતી કાંઇક વિગતો અત્રે પૂરવણી ૧ તથા ૧૧ માં આપી છે. ત્યાર પછી અમે મેળવેલી કેટલીક બીજાં અસલી સગાંઓને લગતી વિગતો હેઠળ આપીયે છીયે.*

### નસલી હોમજી.

**મોટા** દાદીશેઠના બાવા નસરવાનજી (નસલી) હોમજીના ધણયાણી સુરતવાળા માણેકજી રતનજી પારખના કુટુંબી હતાં.

સુરતવાળા માણેકજી પુજીઆજી કેરાંવાલા પોતાનાં સસરા માણેકજી રતનજી પારખના પાલક થવાથી પારખની અટકે ઓળખતા, આ માણેકજી મોટા દાદીશેઠના મસીયાઇ ગણાતા હતા.

### મોટા દાદીશેઠના ધણયાણી તથા બેટી.

મોટા દાદીશેઠના ધણયાણી કુવરબાઇ તે ખનુબાવા રૂસ્તમજી (સંતોક)નાં બેટી થતાં હતાં.

મોટા દાદીશેઠનાં ભાણુજી તથા કરી લીધેલાં દીકરી નવાજબાઇ ને દાદી સંતોકજી બરજોરજીનાં ધણયાણી થતાં હતાં.

### અરદેશર દાદીનાં ધણયાણી.

અરદેશર દાદીના ધણયાણી બાઇ બચુબાઇ એમના બાપના કાકાના દીકરા પેસ્તનજી બહેલી હોમજીનાં બેટી થતાં હતાં. બચુબાઇનાં બીજાં બહેન જાઇજી તે કાવસજી બહેરામજી બનાજીના ધણયાણી થતાં હતાં.

### અરદેશરના બેટી.

અરદેશર દાદીના એક દીકરી બાઇ સુનાબાઇ તે ભીમજી કાવસજી બહેરામજી બનાજીના ધણયાણી થતાં હતાં.

---

* આ પૂરવણી માટેની કેટલીક ખબરો અમને મી. બહેરામ હોરમજજી સંતોક બી. એ. તરફથી આપવામાં આવી છે જે માટે અમે તેમનો ઉપકાર માન્યે છીએ.

**ખરશેદજી અ. દાદી.**

ખરશેદજી અરદેશર દાદીના ધણયાણી બીખાઇજી—હીરજી જીવણજી રેડીમનીના બેટી તથા પ્રખ્યાત સુનાઇજી (હીરજીની સુના)ના બહેન થતાં હતાં. સુનાઇજીના દીકરા જાંહગીર નશરવાનજી રૂસ્તમજી બનાજી (હીરજી રેડીમનીના પાલક) ખરશેદજી અરદેશર દાદીના બેટી મહેરબાઇ સાથ પરણ્યા હતા.

## જાંહગીર અ. દાદી.

જાંહગીર અરદેશર દાદીના ધણયાણી બાઇ મીઠીબાઇ તે સોહરાબજી મંચેરજી જીવણજી રેડીમનીના બેટી થતાં. એમના લગન ઉપર અત્રે મોટા પાયા ઉપર ધામધુમ થઇ હતી.

## દાદીશેઠ ચેરીટી ટ્રસ્ટ ફંડનો તા૦ ૧ લી એપ્રેલ ૧૯૨૪થી તા૦ ૩૧મી માર્ચ ૧૯૩૦ સુધીના સાલ ૬ના હીસાબનું સરવાયું.

| | રૂ. | આ. | પા. | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|---|---|
| **તા૦ ૧લી એપ્રેલ ૧૯૨૪ની બાકી.** | | | | | | |
| સરકારી નોટ ટકા ૩ા વાલી ... | ૨૦૧૦૦ | ૦ | ૦ | | | |
| મુંબાઇ પોર્ટ ટ્રસ્ટ બૉંડ ટકા ૪ વાલા રૂ. ૧૫૫૦૦) ની લાગતના ... | ૧૫૪૨૮ | ૧૨ | ૦ | | | |
| ઇનકમતેકસ ફ્રી લોન ટકા ૫) ની રૂ. ૫૦૦૦) ની લાગતના ... | ૪૬૯૮ | ૯ | ૧૦ | | | |
| ઇમપીરીઅલ બેંક ઑફ ઈનડીઆમાં બાકી ... | ૩૩૭૪ | ૦ | ૦ | | | |
| હાથ બાકી ... | ૨૧૭ | ૨ | ૦ | | | |
| | | | | ૪૩૮૧૮ | ૭ | ૧૦ |

**તારીજ.** (રૂ. આ. પા.)

- ખાતાવાળાઓની બાકી. ૧૯૩૦૦—૦—૦
- સર અવસરના ફંડમાં અનામત રાખી વ્યાજ વાપરવા માટે લોકોએ ભરેલા ... ૧૩૦૦—૦—૦
- ચોપાટી સેટ એકના...૧૧૫૩૭-૧૫—૨
- દીગરની „ „ .. ૯૭૬—૨—૭
- ફંડના વધારા ધટાડા ખાતે ...૧૦૭૦૪—૬—૧

૪૩૮૧૮—૭-૧૦

| | રૂ. | આ. | પા. | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|---|---|
| **આવક સાલ ૬) ની.** | | | | | | |
| આતશબહેરામ સાહેબને લગતી ... | ૨૫૬૮૮ | ૧૧ | ૩ | | | |
| ઓટલાઓને લગતી ... | ૧૩૦૫૩ | ૪ | ૦ | | | |
| અગીયારીને લગતી ... | ૩૪૩૯૬ | ૯ | ૭ | | | |
| ચોપાટી એસ્ટેટને લગતી ... | ૧૧૬૨૮૫ | ૯ | ૦ | | | |
| દનતોરી એસ્ટેટને લગતી ... | ૪૨ | ૦ | ૦ | | | |
| મોહોતાં રેપરેશનને લગતી | ૫૧૦ | ૮ | ૦ | | | |
| વ્યાજને લગતી ... | ૧૧૨૧૦ | ૧૦ | ૦ | | | |
| જનરલ ફંડને લગતી ... | ૩૮૨૩ | ૬ | ૦ | | | |
| | | | | ૨૦૫૦૧૦ | ૯ | ૧૦ |
| **લોકોએ વ્યાજ વાપરવાની સરતે આપેલી લોન.** | | | | | | |
| મરહુમ શેઠ દાદી નોશરવાનજી દાદીશેઠના એકઝીકયુટરસોએ મુદલ અનામત રાખી વ્યાજ વાપડવા માટે ૩½ ટકાની ઇ. સ. ૧૮૬૫ના સાલની લોન રૂ. ૪૦૦૦ | | | | | | |
| મરહુમ બાઇ માનેકબાઇ કુંવરજી કોહયાજીના પુન માટે મુદલ અનામત રાખી વ્યાજ વાપડવા સાહેબો દારાસા ત્થા હરમજદીયાર કોયાજીએ આપેલી ૩½ ટકાની ૧૯૦૦-૦૧ ની લોન રૂ. ૫૦૦ | | | | | | |
| બાઇઓ રતનબાઇ દારાસા મેહેતા ત્થા બાઇમાએ દારાસા ચીચગરે ૩½ ટકાની ૧૯૦૦-૦૧ ત્થા ૧૮૪૨-૪૩ના સાલની લોન મુદલ અનામત રાખી વ્યાજ આતશબહેરામ સાહેબની કાથી સુખડના નીભાવ ખરચમાં વાપડવા માટે આપેલી રૂ. ૪૦૦૦ | | | | | | |
| સર દીનશા માનેકજી પીટીટ બારોનેટ સાહેબે અગીયારીના નીભાવ ખરચ માટે રોકડા રૂ. ૫૦૦૦) આપ્યા તેમાં ટ્રસ્ટીના રૂ. ૪૫-૮-૧૦ ઉમેરી રૂ. ૭૨૦૦) ની ફેસવેલયુની ૩½ ટકાની ૧૯૦૦-૦૧ના સાલની લોન ખરીદી તેની લાગતના... | | | | ૫૦૦૦ | ૦ | ૦ |
| **ટ્રસ્ટના મુદલ વધારામાંથી ખરીદેલી લોન.** | | | | | | |
| રૂ. ૬૫૦૦)ની ફેશવેલ્યુની લાગતના ઇ. સ. ૧૮૪૨-૪૩ની ૩½ ટકાની.... રૂ. | ૪૯૪૪ | ૧૩ | ૮ | | | |
| રૂ. ૭૦૦૦)ની ફેશવેલ્યુની લાગતના ઇ. સ. ૧૯૦૦-૦૧ની ૩½ ટકાની.... રૂ. | ૫૨૨૪ | ૭ | ૯ | | | |
| રૂ. ૭૫૦૦)ની ફેશવેલ્યુની લાગતના ઇ. સ. ૧૮૫૪-૫૫ ની ૩½ ટકાની.... રૂ. | ૫૧૨૦ | ૧૦ | ૩ | | | |
| | | | | ૧૫૨૮૯ | ૧૫ | ૮ |
| | | | | ૨૬૯૧૧૯ | ૧ | ૪ |

| | રૂ. | આ. | પા. | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|---|---|
| **ખરચ સાલ ૬) નો.** | | | | | | |
| આતશબહેરામને ખાતે ... | ૫૩૫૩૭ | ૫ | ૬ | | | |
| ઓટલાઓ ખાતે ... | ૧૩૬૭૧ | ૫ | ૦ | | | |
| અગીઆરી ખાતે ... | ૨૩૮૦૪ | ૧ | ૭ | | | |
| ચોપાટી એસ્ટેટ ખાતે ... | ૧૫૬૧૦ | ૪ | ૬ | | | |
| | | | | ૧૦૬૬૨૩ | ૦ | ૭ |
| **મોટા રેપરેશન ખાતે.** | | | | | | |
| આતશબહેરામ સાહેબ ત્થા ઘરને લગતું ... | ૧૩૦૦૦ | ૧૫ | ૯ | | | |
| ઓટલાને લગતું ... | ૭૩૯૭ | ૨ | ૩ | | | |
| અગીઆરીને લગતું ... | ૨૬૫૧૬ | ૧૧ | ૦ | | | |
| ચોપાટી એસ્ટેટને લગતું ... | ૧૨૪૨૪ | ૮ | ૧૦ | | | |
| | | | | ૫૯૩૩૯ | ૫ | ૧૦ |
| **જનરલ ફંડ ખાતે.** | | | | | | |
| ખરચની વીગતેના ... | ૨૦૬૧૧ | ૧૫ | ૨ | | | |
| લોન ખરીદી તેની વીગતેના ... | ૨૦૩૩૫ | ૮ | ૬ | | | |
| | | | | ૪૦૯૪૭ | ૭ | ૮ |
| **બાકી પુંજી તા૦ ૧લી એપ્રેલ ૧૯૩૦.** | | | | | | |
| સરકારી રૂ. ૪૮૩૦૦)ની ૩½ ટકાની લોનની લાગત ... | ૪૦૪૩૫ | ૮ | ૬ | | | |
| પોર્ટ ટ્રસ્ટ બોંડ રૂ. ૧૫૫૦૦ ના ૪ ટકાની લાગત ... | ૧૫૪૨૮ | ૧૨ | ૦ | | | |
| ઇનકમટેક્ષ ફ્રી લોન રૂ. ૫૦૦૦)ની ટકા ૫ ની લાગત ... | ૪૬૯૮ | ૯ | ૧૦ | | | |
| ઇમપીરીઅલ બેંક ઓફ ઈનડીઆમાં બાકી | ૧૬૨૬ | ૪ | ૬ | | | |
| હાથ બાકી ... | ૨૦ | ૦ | ૫ | | | |
| | | | | ૬૨૨૦૯ | ૩ | ૩ |
| | | | | ૨૬૯૧૧૯ | ૧ | ૪ |

**તારીજ.**

- આસામીઓના ખાતાંની બાકી ... ૨૪૩૦૦—૦—૦
- સરઅવસરના ફંડમાં અનામત રાખી વ્યાજ વાપડવા લોકોએ ભરેલા. ૧૩૦૦—૦—૦
- ટ્રસ્ટના મુદલ અનામતમાંથી ખરીદેલી રૂ. ૨૧૦૦૦ની ફેશ વેલયુની લોનની લાગતના ... ૧૫૨૮૯-૧૫—૮
- ચોપાટી સેટ એકના. ૧૧૫૩૭-૧૫—૨
- દીગરની સેટ એકના. ૯૭૬—૨—૭
- જનરલ ફંડનો વધારો. ૮૮૦૫—૧-૧૦

૬૨૨૦૯—૩—૩

---

**ટ્રસ્ટને લગતી એસ્ટેટોની વીગત:—**

૧. દાદીશેઠ અગીયારી સ્ટ્રીટમાં આતશબેહેરામ, બે મજલાનું ઘર, દીગરની ફરજનદારી જગા તથા આતશબહેરામના કમ્પાઉન્ડના ૨) ઓતલાઓ.

૨. ફોટ હોરનબી રોડની દાદીશેઠની અગીયારી તેને લગતી દુકાનો તથા ઘોઘા સ્ટ્રીટમાં આવેલું ત્રણ મજલાનું ઘર.

૩. ચોપાટી એસ્ટેટ તથા તેને લગતો બંગલો વતરોગે.

૪. દનતોરા ગામ મધે આવેલી ધરમશાળા તથા તેને લગતી ખાલી જગા.

ઉપલો હીસાબ હમોએ ફંડના ચોપડા તથા વાઉચરો સાથે તપાસ્યો છે અને તે બરાબર માલમ પડયો છે. ફંડને લગતી સરકારી નોટો તથા પોર્ટ ટ્રસ્ટ બોંડોની સેફ કસ્ટડી રીસીટો જોઇ છે.

(સહી) દમણયા, પાંડે, અને બજાં,
ઓડીટરો.

મુંબાઇ, તા૦ ૩૧ મી જુલાઇ ૧૯૩૧.

(સહી) ફરામજી દોરાબજી પાંડે,
„ સોરાબજી ખરશેદજી દાદીશેઠ,
„ બેહરામજી નવરોજી ગામડયા,
„ ખરશેદજી દાદી દાદી,
„ નશરવાનજી દાદી દાદીશેઠ.
તે દાદીશેઠ ચેરીટી ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓ.

(મી० રૂ. બ. પેમાસ્તરનું પુસ્તક)

# અહેવાલે મુલ્લાં ફીરોઝ.

## બિન મુલ્લાં કાઉસ જલાલ

તેમની ગુજરવાની સદીના પ્રસંગે દાદીશેઠના
ધાર્મીક તથા સખાવતી ખાતાંના એક ટ્રસ્ટી

મી० નશરવાનજી દાદીશેઠની ફરમાશથી

કર્તા

રૂસ્તમ બરજોરજી પેમાસ્તર,
બી. એ., એલ. એલ. બી.

એ કેતાબ બાબે જાહેર છાપાના મત.

# દસ્તુર મુલ્લાંફીરોઝ.

## તેવણનો અહેવાલ.

દસ્તુર મુલ્લાંફીરોઝનું નામ પારસી કોમમાં મશહુર છે. તેવણને ગુજર્યાને ગયે સાલ એક સદી તમામ થઇ છે. તેથી એક સદી બાદ જો કે એવણનું નામ મશહુર છે તોપણ એવણનું કામ કાંઇક ભુલાયું છે. તે કાંઇક ભુલાયલાં કામને જાહેરમાં લાવવા માટે મી૰ રૂસ્તમ બરજોરજી પેમાસ્તર, જેવણ ઉપર પારસી પ્રકાશના હાલના ભણેલા અને ઉલટમંદ કર્ત્તા તરીકે, મરહુમ ખાનબહાદુર બમનજી બેરામજી પટેલનો છાયો અને સાહ્યો બંને ઉતર્યાં છે, તેવણે હાલમાં "અહેવાલે મુલ્લાં ફીરોઝ બીન મુલ્લાં કાંઉસ જલાલ" એવે નામે, કોઇક ચીત્રો સાથે, એક ગ્નાની પુસ્તક પ્રગટ કર્યું છે. આ પુસ્તકને હાલના જરથોસ્તીઓ પોતાની કોમના એક ગઇ સદીના ભલા ભણેલા અને મશહુર દસ્તુરના વાંચવાજોગ અને કાંઇક ઉલટ આપનારા અહેવાલના પુસ્તક તરીકે આવકાર દેશે. પણ આ પત્ર આ પુસ્તકને, એક ખાસ સબબે કેટલીક હોંસ અને એક પ્રકારની મગરૂરી સાથે, આવકાર દે છે. તેનો મુખ્ય સબબ આ કે આ પત્રના માલેકોના ત્રણ પહેડીના વડીલ મરહુમ એરવદ ફરદુનજી મરજબાનજી, જેવણ પારસી પંચાએતના એકાદ દફતરમાં "દસ્તુર"નો એલકાબ પામ્યા હતા, તેવણ દસ્તુર મુલ્લાંફીરોઝના એક ચેલા હતા અને તેમ ચેલા થઇ એક પહડેલ અને કહડેલ અથોરનાન બન્યા હતા. હાલમાં વીદ્વાનોમાં બાપદાદેથી ઉતરેલા ગુણો અને આજુબાજુથી પ્રાપ્ત કરેલા ગુણો (Heredity and Environment) બાબે અવારનવાર ચર્ચા ચાલે છે. આ ચર્ચા જાણે આગલા ઇરાની શબ્દોમાં બોલ્યે તો "આસનીદે ખેરદ" યાને જાતી અકકલ (innate wisdom) અને વાંચવા યા અવલોકનથી પ્રાપ્ત કરેલી અકકલ (acquired wisdom)ના સવાલની યાદ આપે છે. કોણ જાણે આ પત્રના હાલના અધીપતી અને માલેકો, જેઓ મરજબાનજીનાં વારેસો છે, તેઓમાં વડીલ ફરદુનજીની તેજ કલમનો કેટલોક વારસો હશે. તેમ હોતાં ત્યારે એ વારસાના સંબંધમાં ...ી ... મરજબાનજીના ઉસ્તાદ દસ્તુર મુલ્લાંફીરોજની જીંદગીના આ પુસ્તકને આ પત્ર કોઇક ખાસ ખુશી સાથે આવકાર દીએ છે.

દસ્તુરે મુલ્લાંફીરોજજીએ ગઇ સદીમાં એક જાણીતા દસ્તુર તરીકેજ નહી, પણ ઉગમને તરફની ભાષાના એક અભ્યાસી તરીકે પણ નામના, અત્રેના યુરોપીઅન વીદ્વાનો વટીકમાં મેળવી હતી. ગઇ સદીમાં આપણી બ્રીટીશ સરકાર મુંબઇ તેમ સુરતમાં કોઇક પારસી દસ્તુરો યા મોબેદોને તેમ મુસલમાન મોલવીઓ અને હીંદુ શાસ્ત્રીઓને માસીક પગાર આપતી કે તેઓ હીંદી કોમોના રેવાજો બાબે જરૂર વખતે કાંઇક વાકેફી આપે. વળી તેવા કોઇક પગારદાર ધર્મગુરૂઓનું કામ આગલા વખતમાં કોર્ટમાં પોતાના હમદીનોને સોગંદ આપવાનું હતું. પણ તેમ સોગંદ આપવાનું કામ હાલ કોમી ધર્મગુરૂઓને હાથ બંધ પડયું છે અને કોર્ટના કમીશનરો અને બીજા અમલદારો–ખ્રીસ્તી, મુસલમાન કે હીંદુ–જાણે કામચલાઉ મોબેદ યા મુલ્લાં યા શાસ્ત્રી બને છે. દાખલા તરીકે હાલમાં તેઓજ પારસીઓને–અને અજબ જેવું દીસે છે કે ખુદ દસ્તુરો વટીકને–કોરટમાં મનશની, ગવશની, કુનશની બોલાવી જરૂરી વખતે સોગંદ આપે છે. હવે દસ્તુર મુલ્લાંફીરોજ એવા પ્રકારના સરકારી દરમાયો ખાનાર ધર્મગુરૂ નહી હતા, પણ એક ચહડતી પંકતીના અભ્યાસી ધર્મગુરૂ હતા, એમ આપણે મી૦ પેમાસ્તરના પુસ્તકના આધારે જોઇએ છીએ. કહે છે કે નામદાર સરકાર તેવણને ૧૫૦ થી ૩૦૦ સુધીનો પગાર–અને આગલી સદીમાં એ મોટી રકમ ગણાતી–આપતી હતી કે, તેવણ પોતાના ફારસી અને આરબી ભાષાના જ્ઞાનના બળે, ઇરાની સાહીત્યના કામને મદદ કરે. એ દસ્તુરજીને મળતો પગાર જાણે શોધખોળ કરવા માટે પૈસાની માસીક મદદ (Research scholarship) હતી અને તે મદદને તેવણ સાચા નીવડયા હતા. તેવણનું અભ્યાસી નામ જયોર્જનામાના ફારસી કવીતાના પુસ્તકના કર્ત્તા તરીકે જણાયલું છે. તોપણ તે કોઇક સાંકડી હદે જણાયલું છે. પણ તેવણનું નામ દસાતીર નામના એક પુસ્તકને જાહેરમાં આણનાર તરીકે વધારે જણાયલું છે. પારસીઓમાં–હાલના કરતાં આગલી સદીના પારસીઓમાં–પહેલે દબેસતાન નામની ફારસી કેતાબ થોડાકોમાં જણાયલી હતી. એ કેતાબ હિંદુસ્તાનના સર્વ ધર્મોનું જાણે એક ગેઝટીઅર (Gazeteer) ગણાયું છે. આ સબબે આ પુસ્તકે અત્રેના કેટલાક જાણીતા અભ્યાસીઓનું ધ્યાન ખેંચ્યું હતું. આ પુસ્તક ઉતર હિંદુસ્તાનમાં છેક કાશમીર સુધી જણાયું છે તેનો લખનાર કોણ હતો તે ચોક્કસ નથી, પણ એટલું તો દીસે છે કે તે કોઇ યોગી યા યોગી સમાન વીચારો ધરાવનાર ભણેલો પુરૂષ હતો. આ

પુસ્ત પોતાની દબેસ્તાનમાં "દસાતીર" નામની કેતાબનો હવાલો આપ્યો છે. તે દસાતીર માટે કોઇ કાંઇ જાણતું હતું નહી. તેથી જ્યારે દસ્તુર મુલ્લાંફીરોજે જણાવ્યું કે તેવણ પાસે તે કેતાબની એક નકલ છે, જે તેવણ ઇરાનથી લાવ્યા હતા, ત્યારે અત્રેના વિદ્વાનોમાં અને તેમાં ખાસ કરી યુરોપીઅન વીદ્વાનોમાં કાંઇ અજબ ઉલટ બરપા થઇ હતી. દબેસ્તાન અને દસાતીર કેતાબો બાબે તે વખતના ગવર્નર જનરલ હેસ્ટીંગસે પણ પોતાના એક ભાષણમાં ઇશારો કર્યો હતો. તે વખતના અત્રેના ગવર્નર દંકને તો એ પુસ્તકનો પોતે તરજુમો કરવામાં જાણે પોતાનો જીવ જાન મેહલ્યો હતો કે તે તરજુમો તે ઇંગ્લાંડ જઇ તે વખતના પાદશાહ હજુર ધરે. પણ કમનસીબે તે તરજુમો પુરો કરે તેટલાં મરણ પામ્યો. ત્યાર પછી તે તરજુમો બીજે હાથે થયો. આ પુસ્તક પ્રગટ કરી મુલ્લાંફીરોજીએ ભણેલી દુનીઆનું પોતા તરફ ઘણું ધ્યાન ખેંચ્યું હતું.

ત્યારે ગઇ સદીના એક ભલા અને ભણેલા દસ્તુરની જીંદગીનું વૃત્તાંત બાહેર પાડી મી. રૂ. પેમાસ્તરે પારસી કોમની સેવા બજાવી છે. આપણામાં સાહિત્ય, તવારીખ વીગેરેના ખેતરમાં કામ કરનારાઓ થોડા છે. તેવા થોડાઓમાં મી. પેમાસ્તર એક છે. એવણ પોતાના તવારીખી અભ્યાસનો પોતાની કોમને આ પત્ર મારફતે મહેરબાની કરી ફાયદો આપતા રહે છે એટલુંજ નહિં, પણ અંગ્રેજી વર્તમાનપત્રો મારફતે આ દેશની બીજી તવારીખી બાબતો બાબે પણ જ્ઞાન આપતા રહે છે. તેવણના આ જશવંતા કામને કાંઇક જરનું જોર આપવાની જરૂર છે. એવણ વકીલના ધંધાના એક પેશકાર છે. પણ તે ધંધામાંના ઘણાક ખેંચાણો છતાં, તેવણ કોમી તવારીખના અભ્યાસ પાછળ અને તે અભ્યાસનું પરીણામ જાહેરમાં મેલવા પાછળ સ્તુતિપાત્ર ઉલટ દર્શાવે છે, એ ઘણીજ ખુશીની વાત છે. પણ તેવી આપણી ખુશી સાથે તેવણના પારસી પ્રકાશ જેવાં પુસ્તકો પ્રગટ કરવાના શુભ કામમાં તેવણને કોમે વધારે ઉલટ અને ઉતેજન આપવાની જરૂર છે.

[જામે જમશેદ એડીટોરીયલ, તા૦ ૨૪ મી માર્ચ ૧૯૩૧.]

[ઉપલી આર્ટીકલ એક પ્રખ્યાત બુઝર્ગ જરથોસ્તી સ્કોલર કલમથી લખાયલી ધારવામાં આવે છે.]

પારસીઓના એક આગલા પ્રખ્યાત વીદવાન વડા દસ્તુર, ફારસી કવી તથા ભાષા શાસ્ત્રી, મરહુમ મુલ્લાં ફીરોઝ બીન મુલ્લાં કાઉસ જલાલની જીંદગીનું આ વૃતાંત મી૦ રૂસતમ બરજોરજી પેમાસ્તર એડવોકેટની જાણીતી તેજી કલમથી હાલ લખાઇને બહાર પડસું છે તેને આવકાર આપતાં હમુંને સંતોષ ઉપજે છે. મુલ્લાં ફીરોઝને સ્વર્ગવાસ થવાને એકસો વરસ ગયા અકટોબર માસમાં પુરાં થયાં હતાં. એવણુ ૭૨ વરસની ઉમરે અતીશય માન પામી ગુજર પામ્યા હતા. એવણુનાં વખતમાં પારસીઓમાં વખત નીવારણુની બાબતમાં મોટી તકરાર ઉભી થઇ હતી, જે ઉપરથી કદીમ ટોળો ઉભો થયો હતો, જે એક માસ આગળ પોતાનું વરસ ગણે છે અને જે ગણુત્રી મુજબ અત્રેના ઇરાનીઓ ચાલે છે. આ બાબે તપાસ કરવાને મુલ્લાં ફીરોઝના પીતાને સુરતથી ખાસ ઇરાન મોકલવામાં આવ્યા હતા અને તેમની સાથે આ પાછળથી નામાંકીત થયલો બેટો પણુ ઇરાન ૧૦ વરસની ઉમરે ગયો હતો અને ત્યાં બાપની સાથ ૧૨ વરસ રહીને ફારસી તથા બીજી ભાષાઓ શીખી મુલ્લાંનો માનવંત એલ્કાબ લઇ આવ્યો હતો. મુલ્લાં ફીરોઝનો આખો જન્મારો ભાષા અભ્યાસ, અને પુસ્તકો રચવામાં ગયો હતો. એવણુ અત્રેના કદમી ટોળાના વડા દસ્તુર પોતાના પીતાની પછી નેમાયા હતા અને ઘણાં પરહેઝગાર તથા વીદવાન હતા.

મી૦ રૂસ્તમ પેમાસ્તરે એમની સદીનો મહોત્સવ યોગ્ય રીતે ગુજારવાને પારસી કોમને ભલામણુ કીધી હતી તે મુજબ તે ભારે ઉત્સાહથી ઉજવવામાં આવ્યો હતો. આ વેળા મુલ્લાં ફીરોઝ જેવા પારસી કોમની કીરતી વધારી તેને જેબ આપનાર એક વીદવાનની જીંદગીના હેવાલનું પુસ્તક બહાર પડેલું ન હોવાથી તે ખુટ પુરી પાડવાને દાદીશેઠ ખાનદાન જેના વડા મુંબઇના આ નવા કદમી ટોળાના પણ વડા હતા તેમના એક ભલા સખી વારસ મી૦ નશરવાનજી દાદી દાદીશેઠે મી૦ પેમાસ્તર પાસે આ જીંદગીનું વૃતાંત લખાવી તે હાલ પ્રસીધ કીધું છે.

આ પુસ્તક જે લગભગ પોણીબસેં મોટાં પાનાનું છે તે મારફતે મી૦ પેમાસ્તરે મુલ્લાં ફીરોઝની જીંદગીના બનાવોને પુરતો ઇનસાફ આપ્યો છે. તેનાં છવીશ પ્રકરણો તથા ત્રણુ પુર્વણી આપવા સાથ

મોબેદ કુટુંબોની સામટી વંશાવળી તેમજ મુલ્લાં ફીરોઝની જુદી વંશાવળી આપી છે. આ પુસ્તકનો એક અગત્યનો ભાગ મુલ્લાં ફીરોઝે રચેલાં આશરે દોઢ કોડી પુસ્તકો જે તેમનું અવસ્તા, ફારસી તેમજ બીજી પુર્વ તરફની ભાષાઓનું ઉંડુ તથા ઓહોળું જ્ઞાન બતાવે છે તે બહાર પાડવા મી૦ પેમાસ્તર રોકાયા છે. મુલ્લાં ફીરોઝ એક મોટા ફારસી કવી હતા.

એવણે હીંદ મધેના ઇંગ્રેજ રાજનો ઇતીહાસ ફારસી કવીતાના ત્રણ મોટાં પુસ્તકોમાં રચી પોતાની કવી તરીકેની પ્રતીષ્ઠા સ્થાપી હતી. આ કાયગ્રંથો રચવા માટે સરકાર તરફથી એમને છ વરસ વેર દર માસ રૂ. ચારસોનો પગાર મળયો હતો. વળી એવણે પંદનામું, દસાતીર વીગેરે જગ પ્રસીધ પુસ્તકો બહાર પાડયાં છે. પહેલાં દસાતીરના પુસ્તકની તારીફ ગવરનર જેનરલ માર્કવીસ ઓફ હેસ્ટીંગસે પણ કરી હતી. મુલ્લાં ફારોઝનો આખો જનમારો એક અભ્યાસી તથા લેખક તરીકે ગુજારવામાં આવ્યો હતો. એવણ અત્રેના પારસી પંચાયતના શેઠીયા તથા કદીમ ટોળાના વીદવાન નીતીમાન વડા ધર્મગુરૂ હતા. એવણની વીદ્વતાની વખાણો મોટા અમલદાર કરતા અને ખુદ મુંબઇના ગવરનરે એમને પોતાના ફારસી શીક્ષક તરીકે મોટા પગારે રાખ્યા હતા. મી૦ પેમાસ્તરે અત્રે મુલ્લાં ફીરોઝની એક લેખક તરીકેની જીંદગીનો પણ અભ્યાસ આપ્યો છે. એક પારસી કોમના શણગારની યશવંતી જીંદગીના હેવાલનું એક પુસ્તક આજ સુધી ન લખાયું હતું તે ખુટ પુરી પાડી મી૦ પેમાસ્તરે એક જાહેર સેવા બજાવેલી લેખાશે. આ પુસ્તક વેચવા કાઢયું નથી પણ તે કોમના વીદ્યાવીલાસીઓને ભેટ આપવામાં આવે છે. તેની ભાષા ઘણી સરળ અને ઝમકદાર હોવાથી તે હોંશથી વંચાઇ શકે છે.

**[ સાંજ વર્તમાન ૧૪-૩-૩૧ ]**

---

કદીમ ટોળાના વડા દસ્તુર કવી અને ફીલસુફ મુલ્લાં ફીરોઝની જીંદગીનો અહેવાલ મી૦ રૂસ્તમ બરજોરજી પેમાસ્તર તરફથી પ્રસીધ્ધ થયો છે તેનો પારસી કોમે અને ખાસ પારસી ધર્મગુરૂ વર્ગે અભ્યાસ કરવો ઘટે છે. જે જમાનામાં શેઠીયાઓ ને ધર્મગુરૂ વર્ગે અર્ધ પરમેશ્વર જેવું માન પામતા હતા ત્યારે મુલ્લાં ફીરોજ પોતાનો દર જજો પોતાના પેશવા જેવો માની શેઠીયાઓ જોરે ?? જાળવી સ્વતં-

ત્રતાથી વરતતા હતા. તેમના જીવનનું આ વૃતાંત ખરેખર વાંચવા જેવું છે. મી૦ પેમાસ્તરે આ પુસ્તક લખવામાં ભારે જેહમત ઉઠાવી છે. પુસ્તકમાં દાદીશેઠ ખાનદાનના પુરૂષોના પણ અનેક ચીત્રો આપવામાં આવ્યાં છે તે પોષાકના ઇતીહાસની દ્રષ્ટીએ ઉપયોગી થઇ પડવા જોઇએ. આ પુસ્તક મી૦ નશરવાનજી દાદીશેઠે લખાવ્યું છે.

[**મુંબઇ સમાચાર** તા૦ ૨૧ મી માર્ચ ૧૯૩૧.]

---

# અહેવાલે મુલ્લાંફીરોઝ.

કર્તા:—**મી૦ રૂસ્તમ બ. પેમાસ્તર**, બી. એ., એલએલ. બી.

ચાલુ યઝદેઝરદી સાલ ૧૩૦૦ માં પ્રખ્યાત મહાન વીદ્વાન, કવી, ફીલસુફ તથા વડા દસ્તુર મુલ્લાંફીરોઝ બીન મુલ્લાં કાઉસ જલાલને ગુજર પામવાને બરાબર એક સદી પુરી થઇ છે તે મહોત્સવ ગુજારવાને 'પારસી પ્રકાશ'ના ઉત્સાહી કર્તા મી૦ રૂસ્તમ બ. પેમાસ્તરે આ જામે મારફતે ભલામણ કીધી હતી, જે ઉપાડી લઇ અત્રેના દાદીશેઠના સખાવતી ખાતાંઓના ટ્રસ્ટી સાહેબોએ એમના સદીના રોઝગારને દીને પોતાના આતશબહેરામ મધે એક જશનની ક્રીયા કરી ગાહમબારનું ખાણું પણ કીધું હતું અને ત્યાર બાદ મુલ્લાંફીરોઝની સદીની ઇંગ્રેજી તારીખના દીને અત્રેનાં રથેસ્તાર મંડળ તથા તેના ઉમંગી ઓન૦ સેક્રેટરી મી૦ ખરશેદજી જ. બ. વાડીઆએ સર કાવસજી જહાંગીર હૉલ મધે એક મેળાવડો કરી ત્યાં મી૦ પેમાસ્તર પાસે મુલ્લાંફીરોઝની જીંદગીના હેવાલને લગતું ભાષણ અપાવ્યું હતું. આ વેળા પ્રમુખસ્થાનેથી ડા૦ સર જીવનજી જ. મોદીએ મુલ્લાંફીરોઝને લગતું વીવેચન કરતાં બળાપો કીધો હતો કે એ મહાન દસ્તુરાન દસ્તુર તથા સ્કોલરની જીંદગીના હેવાલને લગતું એકે પુસ્તક આજ સદી દરમ્યાન નીકળ્યું ન હતું. એજ વેળા મી૦ પેમાસ્તરે જણાવ્યું હતું કે એવણે એ કામ પણ આ સદીના પ્રસંગની ઉજવણીમાંજ હાથમાં ધર્યું છે અને હાલ તેનું પરીણામ એક એવી સુંદર બાઇન્ડીંગનાં મોટાં કદનાં લગભગ ૧૭૫ સફાથી ભરપુર કેતાબ જેનું નામ મથાળે આપ્યું છે તે રચી બાહેર પાડી છે. આ પુસ્તક રેચવા માટેની ફરમાશ દાદીશેઠ ખાનદાનના એક નબીરા અને દાદીશેઠ ધર્મખાતાંના એક ટ્રસ્ટી મી૦ નશરવાનજી દાદી ન. દાદીશેઠે

કરી તેની છપામણીનો ખર્ચ પોતે સખી દીલથી પુરો પાડી એ પુસ્તકને પ્રસીદ્ધતા આપી છે જે માટે મી૦ દાદીશેઠને ખરેજ ધન્યવાદ ઘટે છે.

મી૦ પેમાસ્તરે આ કેતાબને ૨૬ પ્રકરણમાં વહેંચી નાખી મુલ્લાં ફીરોઝની જીંદગીના જુદા જુદા તબકકાઓ, એમના વડીલો, કબીસાની તકરાર, મુલ્લાંફીરોઝની મુસાફરીના બ્યાનનો પોતાના હસ્તખતનો લેખ મુલ્લાંફીરોઝની દસાતીર, પંદનામું, જ્યોર્જનામું વીગેરે કુડીબંધ કેતાબો, તથા તેમના નામનું કેતાબખાનું તથા એમની યાદમાં સ્થાપન થયલી મુલ્લાંફીરોઝ મદરેસા વીગેરેની તવારીખ આપી છે અને છેલ્લે એ વીદ્વાન દસ્તુરના ઉંચા પ્રકારના ચારીત્ર તથા રહેણીકરણી વગેરેનું ઘણી સુંદર છટાદાર ભાષામાં બ્યાન કીધું છે.

વળી મુલ્લાંફીરોઝનાં કીંમતી હસ્તલેખોની હારમાળા માટેની બાબતોની ઘણી વીગતવાર સમજણ આપવા સાથ ખાસ કરીને દસાતીર કેતાબ બાબેના સામસામા વીચારોને ઘણા અપક્ષપાતપણે અત્રે ઇનસાફ આપ્યો છે.

વળી મુલ્લાંફીરોઝની કીંમતી શાહેરીનું વીદ્વતાભર્યું ગ્રંથ 'જ્યોર્જનામુ' જે ફીરદોસીના શાહનામાની ઢબે લખાયલું છે તેને લગતી લંબાણ સમજણ આપી એ પુસ્તક નામદાર મહારાણી વીકટોરીઆ ગાદી ઉપર આવતાંજ તેમને અર્પણ થયલું પહેલવહેલું પુસ્તક હોવાનું માન ધરાવે છે તેને એક સાહીત્યની નવાઇ તરીકે મી૦ પેમાસ્તરે અત્રે રજુ કીધું છે. આ જ્યોર્જનામાંના ત્રણ દલદાર ગ્રંથો ફારસી બેતબાઝીમા લખવાની ફરમાશ મુંબઇના ગવરનરોએ મુલ્લાંફીરોઝ સાહેબને કીધી હતી અને તે માટે વેલાતની ઇસ્ટ ઇંડયા કુાં૦ ની બોરડે એમને દર માસ ચારસેં રૂપ્યાનું પેનશન અપાતું કીધું હતું, જે મુલ્લાંફીરોઝ છ સાલવેર ભોગવવા પામ્યા હતા. એવી રીતે કુલ્લે આશરે રૂ. ત્રીશ હજારની બ્રીટીષ સરકાર તરફની મદદ ધરાવતું એક પણ પુસ્તક તમામ શાહનશાહતમાં નથી એમ મી૦ પેમાસ્તર જણાવતાં ખુદ વેલાતના રાજ દરબારના શાહેર (poet laureate)ને પણ જે સાલયાણું મળે છે તેના કરતાં મુલ્લાંફીરોઝને આજ એક સદી ઉપર કેટલું મોટું સાલયાણું મળયું હતું તેની સમજણ આપી છે.

અત્રે પુરવણીઓ મધે અથોરનાન કુટુંબોની સામટી વંશાવલી અને મુલ્લાંફીરોઝના ખાનદાનની વંશાવલીઓ પણ આપી છે.

આ પુસ્તક મધે દોઢ ડજન સુંદર ચીત્રો મુલ્લાંફીરોઝ તથા તેવણુ જે દાદીશેઠ આતશબહેરામ અગીયારી વીગેરે ધરમખાતાનાં વડા દસતુર હતા તેમને લગતાં તથા એ ધરમ ખાતાંના આગલા તથા હાલના ત્રસ્ટી-ઓ વીગેરેના આપી તેને દીપાવવામાં આવ્યું છે.

મુલ્લાંફીરોઝના નસીહત રૂપી ફારસી બેતબાજીમાં રચેલાં પંદનામાં વીશે લખતાં મી૰ પેમાસ્તર તેની સરખામણી કહેવાતાં શેખ સાદીના કરીમા સાથ કરી આ છેલ્લું પુસ્તક કાંઇ શેખ સાદીનું નથી તે બાબે ભાર મુકી જણાવતાં મુલ્લાંફીરોઝના એવાજ નીતીજનક વીશયો કરી-માંથી કેવા ચહડતા પ્રકારના છે તે બતાવી આ પંદનામાનો અભ્યાસ આપણી સ્કુલોમાં દાખલ કરવાની ભલામણ કીધી છે અને તેજ માફક મુલ્લાંફીરોઝના ફારસી જયોરજનામા મધેના ચુંટી કાઢેલાં લખાણોનો સંગ્રહ બાહેર પાડી તેવણ કોલેજના અભ્યાસક્રમમાં ફારસી વીદયારથીઓ માટે તે દાખલ કરવાની સુચના કરે છે. આ બંને ભલામણો ઉપાડી લેવા જોગ છે અને અમને અજાયબી ઉપજે છે કે આજ એક સદી સુધી આ બાબત ઉપર આપણા જરથોસ્તી ભાઇઓનું કેમ નહીં ધ્યાન ગયું ? કરીમા મધે નબલી શાએરી અને કાચા વીચારો ફારસી શીખતા વીદયારથીઓને પીરસવામાં આવે છે તે માટે મી૰ પેમાસ્તર અફસોસ બતાવી આ વધુ ચહડતા પ્રકારની ફારસી શાએરીને વધુ પસંદગી આપ-વાની જે સીફારસ કરે છે તે વીચાર કરવા જોગ છે.

આ ગુજરાતી પુસ્તક આપણા પારસી જીવન ચરીત્રોને લગતા ગ્રંથોમાં ઉંચી જગા લેશે. તેમાં એક દસ્તુર અને એક વીદવાન કેવો હોવો જોઇએ તેનો અચ્છો ખ્યાલ મી૰ પેમાસ્તરની સરળ કલમે આપ્યો છે અને તેને આવકાર દેતાં તેના કરતા મી૰ રૂસ્તમ પેમાસ્તરને તથા તેને પ્રસીધ કરનાર મી૰ નશરવાનજી દાદી દાદીશેઠને અમે શાબાશી આપ્યે છીએ.

(જામે જમશેદ તા૰ ૨૮ મી માર્ચ ૧૯૩૧).

## ચરચાંપત્રીનો ટપાલ.

"અહેવાલે મુલ્લાંફીરોઝ"—એક મીત્ર લખે છે કે તમારા ગયા મંગળવારનાં અંક મધે મી૦ રૂ. બ. પેમાસ્તરે હાલ રચેલી "અહેવાલે મુલ્લાંફીરોઝ" નામની કેતાબની નોંધ એડીટારીયલમાં લીધી છે તે કેતાબ અત્રેના દાદીશેડનાં આતશબહેરામનાં એક માંનવંત ત્રસ્ટી મી૦ નશરવાનજી દાદી દાદીશેઠે પોતાના કદીમ ટોલાના તથા દાદીશેઠનાં આતશબહેરામનાં આગલા માંનવંત દસ્તુર મુલ્લાંફીરોઝનાં ઉંચા ચારીત્ર તથા કાબેલ્યત માટેનાં માંનની નીશાની તરીકે તેની છપામણીનો આખો ખરચ પોતે જાતે આપી લખાવી પ્રગટ કીધી છે જે માટે મી૦ દાદીશેઠને ખરેજ ધન્યવાદ ઘટે છે. એજ કારણને લીધે એ પુસ્તક વેચવા કાઢીયું નથી, પણ તે સાહીત્યનાં શોખીનોને મી૦ દાદીશેઠ તરફથી વગર દામે ભેટ કરવામાં આવે છે.

(જામે જમશેદ તારીખ ૩૦ મી માર્ચ ૧૯૩૧)

